# એક શુભેચ્છા

"કચ્છના સંતો અને કવિઓ" નું આ નવીન પુસ્તક પ્રકટ થતાં કચ્છના સાહિત્યની એક નવી જ દિશા ખુલી જાય છે. ચારે તરફ વેરવિખેર અને છૂટી-છવાઈ પડી રહેલી આ રસસામગ્રીને અનેક વરસોના પરિશ્રમને અંતે એકત્ર કરી, તેને સાકાર સ્વરૂપ આપી, શ્રી કારાણીએ માત્ર કચ્છની જ નહિ, પરંતુ સમસ્ત ગુજરાતની સેવા કરી છે.

જગતમાં યશભાગી થવું કોને ન ગમે ? શ્રી કારાણીની સાહિત્ય-સેવા અને સફળતાના યશનો કળશ મારા પર ઢોળવામાં આવે છે, એ જો ખરું જ હોય તો પણ મેં તો માત્ર માતૃભૂમિ પ્રત્યેની મારી ફરજ જ બજાવી છે. ફરજ ઉપરાંત કશું કર્યું હોય એવું મને લાગતું નથી.

શ્રી કારાણીને ચિંતામાંથી લઈને એની સાહિત્ય-સેવાનો માર્ગ મોકળો કરી આપવા માટે કચ્છના **મહારાવ શ્રી મદનસિંહજી બાવાને** પણ હું ધન્યવાદ આપું છું.

શ્રી કારાણીની લેખિની આજે પણ અવિશ્રાંત ગતિમાન છે. અહીં પણ અમારા સામયિક "સમયધર્મ"ના તંત્રી તરીકે દશ વર્ષથી એ જ એનું સંચાલન કરી રહ્યા છે.

હવે આ પુસ્તકનો બીજો ભાગ તરત પ્રકાશમાં લાવવા હું ભાઈ કારાણીને આગ્રહભરી અપીલ કરું છું.

કચ્છની કદરદાન જનતા શ્રી કારાણીના આ નવીન સાહસને વધાવી લેશે, એવી આશા સાથે વિરમું છું.

**મુનિ કલ્યાણચન્દ્રજી**

## સાદર સમર્પણ

જેના અંતરમાં સંત અને કવિ ઉભયનો નિવાસ છે,
જેની આંખોમાં અમી અને વાણીમાં માધુર્ય વસે છે,
જેણે ભારતની કટોકટીના પ્રસંગે ભાવનગર જેવી
મહાન રિયાસતનું સૌથી પ્રથમ દેશને દાન કરીને
સમસ્ત જગતને એક અપૂર્વ ઉદાહરણ
પૂરું પાડયું છે, એવા સૌજન્યમૂર્તિ
**શ્રીમાન મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજીના**
કરકમળમાં.

દુલેરાય કારાણી

૨

## કચ્છના કવિઓ

## આવશ્યક સુધારણા

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૬ | ૪ | ગુજરાતમાં | મારવાડમાં |
| ૯૩ | ૧૪ | હુમલામાં | વાંઢાયમાં |
| ૧૨૦ | ૫ | રાગ–એજ | રાગ–જોગિયો |
| ૧૩૫ | ૧૫ | અને | અમે |
| ૨૪૨ | ૧૨ | માર | મ માર |
| ૨૮૧ | ૧ | ન્યાલચંદ | દેવરાજ ખં |

રાજવી કવિ લખપતજીના કાવ્યપ્રેમનો વારસો
જેમના અંતરમાં સભર ભર્યો છે—



એવા–કાવ્યકળાના અનુરાગી
કચ્છના વિદ્યમાન મહારાઓ શ્રી મદનસિંહજી સાહેબ

ભાવનગરના 'આત્માના રામ'



શ્રીમાન મહારાજા શ્રી કૃષ્ણકુમારસિંહજી

# કચ્છના સંતો

## મેકણ દાદા

### ૧

### ત્યાગને માર્ગે

દાદા મેકણના આત્મત્યાગની અપૂર્વ ઘટના પર આજે સવાબસો વર્ષનાં વહાણાં વાઈ ગયાં છે. આમ છતાં આજે પણ કચ્છ અને સૌરાષ્ટ્રની જનતાના હૃદય-પટ પર મેકણદાદાનું નામ ટંકોત્કીર્ણવત્ કોતરાયલું રહ્યું છે. કચ્છના રણને કાંઠે આવેલા ધ્રંગ ગામની ગોદમાં બાર-બાર મરજીવાની ભક્ત-મંડળી સાથે જીવંત સમાધિ ધારણ કરનાર શૂરવીર સંત મહાત્મા દાદા મેકણના અદ્દ્ભુત આત્મવિસર્જનને લોકો કદી પણ વીસરી શકે તેમ નથી.

જીવતા-જાગતા ધરતીમાતાના ખોળામાં ધરબાઈ જનાર આ મરજીવા-મંડળમાં એક હરિજન ભક્ત પણ હતા. હરિજનો તરફ જ્યારે ચારે બાજુથી તિરસ્કાર વરસી રહ્યો હતો, એવા સમયમાં પણ મેકણદાદાની સમદૃષ્ટિનું આ દૃષ્ટાંત એમના સંત-હૃદયની સાચી સાબીતી આપી જાય છે. મેકણદાદાના મહા સેવાભાવી અને મૂગા મિત્રો લાલિયો અને મોતિયો પણ એ જ મંડળી સાથે સમાધિસ્થ થએલા છે. લાલિયો એ મેકણદાદાનો ગધેડો અને મોતિયો એમનો વહાલો કૂતરો. દાદાનાં પરોપકારી કાર્યોમાં આ બે પ્રાણીઓનો ફાળો પણ અદ્દ્ભુત છે.

મેકણદાદાનો જન્મ વિક્રમની અઢારમી સદીની પહેલી પચ્ચીસીના અંતમાં કચ્છના નાની ખોંભડી ગામે ભટ્ટી હરધોળજીને ત્યાં થયો હતો.

આ પવિત્રાત્મા બાળપુત્રનું નામ મેકોજી રાખવામાં આવ્યું એમના માતુશ્રીનું નામ પાબાબા હતું મેકાજી પર માતા-પિતા ઉભયને અતિ હેત હતું. મેકોજી એક સામાન્ય બાળકની માફક ઉછર્યા હતા બાલ વયમાં ઘણા મહાપુરુષોની માફક એમનામાં પણ કંઈ અસાધારણ તત્ત્વની ચમક જોવામાં આવી ન હતી

એ સમયનું ધન પશુ-ધન હતું હરઘોળજી ભદીને ત્યાં પશુ-ધન પુષ્કળ પ્રમાણમાં હતું મેકાજીની ઉમર જ્યારે દશ-બાર વરસની થઈ ત્યારે તેમને વાછરડા ચારવાનું કામ સોંપવામાં આવ્યું નાનપણથી જ એ એકાન્તપ્રિય હોવાથી રાત-દિવસ વાછરડા ચારવાના પોતાના કાર્યમાં મસ્ત રહેતા હતા વન-વગડામાં સ્વૈરથી ફરવું, જંગલના જીવનનો આનંદ માણવો અને ગૌમાતાના બાળકોને પ્રેમપૂર્વક ચારવા, એ જ એમના બાલ-જીવનનો કાર્યક્રમ હતો

ભદી હરઘોળજી એક જાગીરદાર જેવા સારી સ્થિતિના અને સંસ્કારી પુરુષ હતા ઘણા વખતથી તે પોતાના રહેણાકની જગ્યા ઉથનાવવાનો વિચાર કરતા હતા આ કારણથી એમણે એક સલાટ અને કેટલાક મજુરોને આ કાર્યને માટે રોકી લીધા અને જૂની જગા તોડી નાખવાનું કામ તેમને સોંપવામાં આવ્યું મજુરોએ ભીંતો બધી પાડી નાખી હતી હવે નવું મકાન ચણવા માટે પાયો ખોદવાનું કામ ચાલતું હતું સોટી મોટી કોદાળીઓ લઈ મજૂરો જમીન ખોદવા મંડી પડ્યા હતા

આ વખતે સૌના આશ્ચર્ય વચ્ચે એક અજાયબી ભરેલો બનાવ બન્યો જમીન નીચે એક કુંડી નજરે પડી તેમાં પતર, પાવડી, તુળડી, ખપ્પર, ટોપી, ચાખડી અને ચૂનડી એટલી વસ્તુઓ જાણે આજે જ મૂકી હોય એવી જોવામાં આવી સૌ વિચારમાં પડી ગયા કે આ શું ? હરઘોળજી બોલી ઊઠ્યા, કે આ ચીજો કોઈક તીર્થવાસીની હોવી જોઈએ માટે તે કોઈ સાધુ-સન્યાસીને આપી

## ધન્ય હો ! ધન્ય હો ! કચ્છની ધરણી !

(ઝૂલણા)

વિકટ વન-ડુંગરા વિકટ રણ-વાટ જ્યાં,
વિકટ ભુજ-કોટ વંકો ભુજંગી,
ખેલતા ખડગના ખેલ રણ-ઘેલડા,
વિકટ રણવીર વીરત્વ-રંગી;
શૂર-સતીઓ તણા શૌર્યથી સોહતી,
પ્રેમ-પીયૂષનાં પાન કરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

સંત સૂતા ભલા ભક્ત જે ભોમમાં,
પીર પોઢયા જહાં ઠામઠામે,
ડુંગરે ડુંગરે દેવની દેરીઓ,
ખાંભીઓ ખોધની ગામગામે,
વાછરો વીર ને વીર પાબુ તણી,
વીરતા ભૂમિના ભાર હરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

સંત જેસલ અને સતી તોરલ તણી,
ઘરોઘર ગુંજતી દિવ્ય વાણી,
ભક્ત મેહકરણના લાલિયો-મોતિયો,
મૂક સેવક બન્યા મૂક પ્રાણી;
કૈંક કવિઓ તણા ભવ્ય ઉર-ભાવની,
જ્યાં વહી સતત સાહિત્ય-સરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

[ ૬ ]

મલપતી મહાલતી, ફલંગે ચાલતી,
સાંઢણીઓ તણાં ઝુંડ ફરતાં,
પવનથી ચમકતા, ઘોડલા ઘમકતા,
ધમકતા ધરણ પર પાય ધરતા;
ઢળકતી ઢેલ શી, રણકતી આણકી,
થનગતી કોંતલો કનકવરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

બપૈયા બોલતા, મોરલા ડોલતા,
કોકિલા લોલ કલ્લોલ કરતી,
કેંક શુક-સારિકા, કુંજની માલિકા,
ઊડતી કલરવે આભ ભરતી;
અમિત ઉતાવળી, સભર નદીઓ કંઈ,
નાચતી-રાચતી નીર-ઝરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

સરવરો છલકતાં, ખળખળ ખળકતાં !
નીર નહેરો તણાં ગેલ કરતાં,
ખેતરો હુલકતાં કૃષિવલો મલકતાં,
અન્ન-અંબાર ભંડાર ભરતાં;
જલધિજલ રાજ તુજ પાદ પ્રક્ષાલતો !
ધૂલિ તવ ચરણની તરણ તરણી,
ભારતી માતને ખોળલે ખેલતી,
ધન્ય હો ! ધન્ય હો ! કચ્છ ધરણી !

—દુલેરાય કારાણી

# પ્ર વે શ ક

જગતમા સૂર્ય અને ચન્દ્ર જેમ અધકારને વિદારીને પ્રકાશ ફેલાવે છે તેમ સતો અને કવિઓ પણ જ્ઞાનના પ્રકાશને ફેલાવે છે સૂર્ય–ચન્દ્રના અભાવે જેમ જગત અધકારવ્યાપ્ત બની જાત તેમ સતો અને કવિઓ ન હોત તો આ જગતમા અજ્ઞાનનો ઘેરો અધકાર છવાઇ ગયો હોત સતો અને કવિઓ એ સસાર–સાગરમા ભૂલા પડેલા માનવ–જીવોને સાચો માર્ગ બતાવનાર દીવાદાંડી સમાન છે દીપક જેમ પોતે બળીબળીને બીજાને પ્રકાશ આપે છે તેવુ જ સત–જીવન અને કવિ–જીવનનુ છે

સત અને કવિ જ્યારે એક જ વ્યક્તિમા આવિર્ભાવ પામે છે ત્યારે તે જગત માટે પરમ ઉપકારી બની જાય છે ઉદાહરણ તરીકે મેકણ દાદામા સતપણુ અને કવિપણુ સપૂર્ણ કક્ષાએ ખીલેલુ હતુ મેકણદાદા અને એમની 'બારહ' અર્થાત બાર મરજીવાની મડળીની જીવંત સમાધિનો પ્રસગ જેટલો હૃદયભેદક અને ભવ્ય છે તેવી જ એમની વાણી પણ છે એક અણુમા પહાડ જેવડી વાત કહી દેવાની એમની શક્તિ હતી આ શક્તિને લીધે જ લોકો એમને 'કચ્છના કબીરનુ' માનવતુ નામ આપે છે પરમાત્માની સર્વ વ્યાપકતા કેવી સરલ અને સાદી રીતે દાદા રજુ કરી શકે છે !

**પિપ્પર મે પણ પાણ, નાંય બાવર મે બેઓ,**
**નિમ મે ઊ નારાણ, તડે કડે મે કેઓ ?**

પીપળામાં પણ પોતે છે તો બાવળમાં યે બીજો નથી. લીમડામાં પણ એ જ નારાયણનો નિવાસ છે તો કંદા-ખીજડામાં બીજો કોણ છે ?

દાદાના હૃદયમાં સાગરની અનંત લહેરો જેવો વિચારોનો પ્રવાહ વહેતો હતો. આ પ્રવાહનું વર્ણન કરતાં તે કહે છે કેઃ—

સાંયર લહરૂં થોડિયું, ગુંજે ઘટમેં ઘણેરિયું,
હિકડયું પુગિયું તડ મંથે, ત બઇયું ઉપડઇયું.

સાગરની લહેરો તો થોડી છે. મારા મનમાં તો એથી પણ વધારે છે. એક કિનારે પહોંચી, ત્યાં બીજી ઊપડી ચૂકેલી હોય છે.

મનની વાતો કરીને અંતર હલવવાની બાબતમાં કવિ કલાપી કહે છે કે—

ઉર ઠલવવા શોધી કાઢયાં, સખા, લલના અને,
ઉર ઠલવવા શોધ્યાં પુષ્પો, ઝરા, તરુઓ, વને,
ઉર ઠલવવા પાળ્યાં પંખી, સુણ્યાં, મૃદુ ગાયનો,
ઉર ઠલવવું તોયે ક્યાંયે, બન્યું જ નહીં આહો !

એ જ પ્રમાણે દાદા મેકણ કહે છે કે—

ગુજારત જાયું ગાલિયું, વધી વડ થઇયું,
ચંઉં માહુએં ન પુછઇયું, મન જ્યું મનમેં રઇયું.

ગૂઢાર્થની વાતો મનમાં વધી વધીને વડ જેવડી થઇ ગઇ, પણ સુયોગ્ય માણસોએ તે પૂછી નહિ અને મનની મનમાં જ રહી ગઇ.

જાડેજા સંત જેસલજી એ જ વસ્તુ બીજી રીતે રજુ કરે છે.

રોઇ રોઇ કેને સંભળાવું રે, જાડેજો કે'છે,
ઊંડાં દુઃખ કેને સંભળાવું રે, જેસલજી કે'છે,
રહિયો રૂવે ને માયલો ભીતર જલે.

જેસલજી જાડેજાએ અંજારમાં સમાધિ ધારણ કરી લીધી છે, ત્યાં મારવાડમાંથી રાવળ માલદે અને રાણી રૂપાદે એમને મળવા આવી પહોંચે છે, એ વખતે જેસલ જાડેજાને સમાધિમાંથી જગાડવા માટે સતિ તોરલ અપૂર્વ શ્રદ્ધાપૂર્વક એકતારો હાથમાં લઈને બેસી જાય છે.

**જાડેજા રે ! તાર તંબૂરો સતીના હાથમાં હો . ...જી,**
**સતી કરે છે અલખનો આરાધ,**
**જાડેજા રે ! વચન સંભારી વે'લા જાગજો હો......જી.**

આ શબ્દોમાં કેટલી અદ્દભુત ભાવના ભરેલી છે એનું માપ કોણ કાઢી શકે ?

હવે સંત રવિ સાહેબની વાણીનો એક નમૂનો લઈએ.

**સખિ ! ઊંચે જોઉં તો હરિ આભમાં,**
**હેઠીને જોઉં તો હરિ હેઠા રે,**
**સખિ ! સૂતાં જોઉં તો દીસે સોડમાં,**
**જાગીને જોઉં તો તખત બેઠા રે,**
**સખિ ! સાંભળને કહું એક વાતડી.**

હવે મોરાર સાહેબની વાણી જોઈએ.

**લાવો લાવો કાગળિયો ને દોત, લખિયે હરિને રે,**
**એવો શિયો રે અમારો દોષ ? ન આવ્યા ફરીને રે.**
**વ્હાલા ! હીરના હિંડોળા બાંધી, હિંચોળ્યા હરિ ! અમને રે,**
**હવે પથર પછાડી નહિ જાઓ, ઘટે નહિ તમને રે.**

પ્રેમ અને કરુણતાના સાગરમાં હિલોળા લેતી, આવી વાણી જે હૃદયમાંથી પ્રાકટ્ય પામે છે એ હૃદયના ભક્તિભાવનું તળિયું કોણ લઈ શકે ?

કાળના સાગરો આ સંતવાણી પર વહી ગયા છતાં તે લોક-હૃદયમાં અમર છે અને અમર રહેવાની છે. સંતોની વાણી સદા સંજીવની સમાન છે.

સંતો–ભક્તોએ ઉચ–નીચ તેમજ છૂતાછૂતના ભેદો, ક્રિયાકાંડો અને રૂઢિઓનાં વિઘાતક બળોને તોડી–ફોડીને તેના ફુરચે–ફુરચા ઉડાવી દીધા છે. સંત હૃદયો સદા સમતાના સાગરમાં વિહરનાર હોય છે. સિંધના સૂફી સંત શાહ લતીફ કહે છે કે—

**લહરિયન લખ લિબાસ, પાણી પસણ હેકડો.**

અર્થાત લહરિઓના લાખો સ્વાંગ હોય છે, પરંતુ પાણીનું દેખાવું તો એકસરખું જ છે. નાત–જાતનાં બંધનો સંત હૃદયોને બાંધી શકતાં નથી. આ મહત્તા અને ઉદારતાને લીધે જ ખીમ સાહેબ રાપરના દરિયાસ્થાનમાં હરિજન સંત ત્રિકમનો પોતાના શિષ્ય તરીકે સ્વીકાર કરે છે.

આવા સંત હૃદયોનાં સંવેદનોમાંથી પ્રવાહિત થઈને વહી નીકળતી આત્મજ્ઞાનના અમૃત જેવી સંતવાણીમાં પ્રેમ, દર્દ, કરુણા, ખુમારી, વીરશ્રી તેમજ આત્માનંદ નીચોવાયેલાં હોય છે. આ વાણી સાંભળીને ખુદ ભગવાન પણ રીઝી જાય એમાં નવાઈ શી?

અર્ધી રાત ભાંગી ગઈ હોય, જગતમાં શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહ્યું હોય એવે વખતે ઊંઘમાંથી અચાનક આપણી આંખ ઉઘડી જતાં કોઈવાર કોઈ આરાધી ભજનનો ઘેરો કરુણ સ્વર, ઝીણી ટાંકી સાથે દૂર દૂરથી આપણા કાન પર અથડાય છે ત્યારે તે આપણા હૃદયને ખેંચીને દુનિયાથી દૂર દૂર કોઈક અલૌકિક સ્થાનમાં આપણને લઈ જાય છે. આ છે સંત–વાણીની શક્તિ!

સંત અને કવિનો નિકટનો સંબંધ છે. સંતો–ભક્તો પર સરસ્વતી દેવીની સદા કૃપા હોય છે. મીરાંબાઈ અને નરસિંહ મહેતા

એ સંત–પરંપરાની પ્રખ્યાત અને આદ્ય વ્યક્તિઓ ગણાય. મેકણ દાદા, જેસલ–તોળલ, રવિભાણ સંપ્રદાયના તેમજ અન્ય સંપ્રદાયોના અનેક સંતો પર વરસી રહેલી સરસ્વતીની કૃપાએ એમને અમર બનાવ્યા છે.

કવિતા એ સૃષ્ટિનું એક સૌન્દર્ય તત્ત્વ છે, જગતના જીવન–પ્રાણ સમાન છે, સર્વ વ્યાપક છે. બિંદુમાં પણ કવિતા છે, સિંધુમાં પણ કવિતા છે, પ્રકાશમાં પણ કવિતા છે, અંધકારમાં પણ કવિતા છે, ઉષાની કોમળ અંગુલિઓમાં પણ કવિતા છે અને મધ્યાહ્નના કરડા તાપમાં પણ કવિતા છે. કોયલમાં પણ કવિતા છે અને કાગડામાં પણ કવિતા છે. આખું બ્રહ્માંડ એક અદ્‌ભુત મહાકાવ્ય છે. મહાગ્રંથ છે. કવિસમ્રાટ ન્હાનાલાલ કહે છે કેઃ—

વહો પાથર્યાં આભલાં પત્ર કાળાં,
લખી તેજના શબ્દની મંત્ર–માળા,
દિશા–કાળ દોરે ગૂંથ્યાં સૌ ખગોળે,
મહા ગ્રંથ બ્રહ્માંડનો બ્રહ્મ બોલે.

પ્રભુની માનવીને મોટામાં મોટી બક્ષીસ એ વાણી છે. અને આ વાણીનું સાચું સૌન્દર્ય એ કવિતા છે. સંસ્કૃત ભાષાના એક કવિએ સાચું જ કહ્યું છે કેઃ—

पृथिव्यां त्रीणि रत्नानि जलमन्नं सुभाषितं ।
मूढैः पाषाणखंडेषु रत्नसंख्या विधीयते ॥

અર્થાત્ દુનિયામાં રત્નો ત્રણ છે. પાણી, અન્ન અને સુવચન. માત્ર મૂઢ લોકો જ પાષાણના ટુકડાઓને રત્નો માની રહ્યા છે.

આ સુભાષિત અથવા સુંદર શબ્દ એનું જ બીજું નામ કવિતા છે. જેણે સરસ્વતી કવિતાના રસ–પ્રવાહમાં પોતાની જાતને વહાવી દીધેલ છે તે કવિ છે, સંત છે, વિરક્ત છે. કવિતાની અમૃતધારાનો

રસાસ્વાદ લેવાનું જેને સુસાધ્ય છે તેને આખી દુનિયાનાં દુઃખ-દર્દો પણ કચડી શકતાં નથી. સરસ્વતીના અમૃતસાગરમાંથી બે ચાર બિંદુઓ લઈને જે દુનિયાના દુઃખી પ્રવાસીઓ વચ્ચે વહેંચી શકે છે તેનું નામ કવિ.

કવિતાદ્વારા ઈશ્વરીય સૌન્દર્યને વ્યક્ત કરવું એ છે કવિનું કર્તવ્ય. સંસારની ઘટનાઓ સૌ કોઈ જુએ છે. પરંતુ કવિ જે આંખોથી તેને જુએ છે એ તો નિરાળી જ હોય છે. પહાડોની ભીતરમાંથી વહી આવતો જલપ્રવાહ સામાન્ય માણસને માટે એક સરિતા છે. જ્યારે કવિ-હૃદયને માટે તો એ પોતાના સાગર સ્વામીને ભેટવા દોડતી, લપાતી-છુપાતી અને લજાતી શ્વેતવસ્ત્રા સુંદરી કે અભિસારિકા છે. આ છે સાધારણ દૃષ્ટિ અને કવિ-દૃષ્ટિ વચ્ચેનો તફાવત.

કવિતા એ બુદ્ધિનું સૌન્દર્ય છે. કવિહૃદયનું મનોહર ગાન છે. આ ગાનવડે જ સંતહૃદયનો અવાજ પરમાત્મા સુધી પહોંચી શકે છે.

સંતો અને કવિઓનાં જીવન અને કવનની ઘણા વખતથી સંઘરાતી રહેલી પુષ્કળ સામગ્રી ઉદ્દઈના ઉદરમાં સમાઈ જાય તે પહેલાં તેને અક્ષરબદ્ધ કરી લેવાની ઝંખના લાંબા સમયથી સતાવી રહી હતી-મનને બેચેન બનાવી રહી હતી. આજે સાકાર બનેલી એ સામગ્રી જનતા સમક્ષ ધરતાં હૃદય એક ઋણમુક્તિનો સંતોષ અનુભવે છે. એની રચનામાં અનેક જૂના લેખો, પુસ્તકો તેમજ હસ્તલિખિત ગ્રંથો અને લોક જીભે રહેલ કંઠસ્થ સાહિત્યનો આશરો લીધો છે. અનેક મિત્રોએ આ કાર્ય પોતાનું જ સમજીને તનમનથી સહકાર આપ્યો છે. એ સૌનો આજે આભાર માનવાની તક લઉં છું.

સંભવ છે આ પુસ્તકમાં ઘણી ક્ષતિઓ રહી ગઈ હોય! ઘણી વ્યક્તિઓને પૂરતો ઇન્સાફ પણ ન આપી શકાયો હોય! ઘણાનો ઉલ્લેખ પણ ન કરી શકાયો હોય! અને કોણ જાણે કેટલીયે વિભૂતિઓનાં નામો અને કામો કાળભગવાને ભૂસી પણ નાખ્યાં હોય!

આ બધી ક્ષતિઓ માટે મારી અશક્તિનો સ્વીકાર કરૂ છુ અને ક્ષમા યાચુ છુ.

સંતોના જીવનમા જ્યા જોઇએ ત્યા ચમત્કારો જોડી દેવામા આવે છે, પરંતુ તેથી તેમની મહત્તા ઉલટી વધવાને બદલે ઘટી જાય છે, એ ભૂલવુ જોઇતું નથી

અને છેવ્ટની છતા એક અગત્યની વાત વ્યક્ત કરવાની ઇચ્છા અત્રે રોકી શકાતી નથી મારી સાહિત્યસેવાના કાર્યમા મને સૌથી પ્રથમ પ્રોત્સાહન આપનાર શ્રી મહાવીર જૈન ચારિત્ર રત્નાશ્રમ–સોનગઢના સંચાલક **શ્રી કલ્યાણચન્દ્રજી બાપાનો** હુ જેટલો આભાર માનુ તેટલો ઓછો છે એમની પ્રેરણા, ઉત્સાહ અને ઉત્તેજનથી જ હુ આ ક્ષેત્રમા યત્કિંચિત્ મારો ફાળો આપી શકયો છુ

કચ્છના વિદ્યમાન મહારાઓ **શ્રી મદનસિંહજી બાવા** પણ મને પોતાનો ગણી મારી ભાવનાને સદા પોષતા રહ્યા છે તે માટે તેઓશ્રીનો ઉપકાર પણ કદી ભૂલી શકાય તેમ નથી

ભાવનગરના શ્રીમાન મહારાજા **શ્રી કૃષ્ણકુમારસિંહજી**ની પણ મારા પર સદા અમીદૃષ્ટિ રહી છે આ પુસ્તકના સમર્પણનો સ્વીકાર કરીને એઓશ્રીએ પણ મને અત્યંત આભારી બનાવી દીધો છે

અને મારો પરિચય ખાસ સમય લઇને લખી આપનાર મારા બાલપણના દોસ્ત, કચ્છ–મુન્દ્રાના પ્રખ્યાત ' ફોટો–આર્ટિસ્ટ ' શ્રી હાથી રામભાઇ નરસિંહ સોનીના આભાર માટે તો વધુ શુ કહુ ?

અંતમા કચ્છની સાહિત્ય–વાટિકાનુ આ નવલ પુષ્પ સાહિત્ય પ્રેમી સજ્જનો સમક્ષ ધરતા અંતરમા આનંદ થાય છે એમા કેટલી સુવાસ છે અથવા છે કે નહિ તે જોવાનુ કામ જનતાનુ છે

અષાડી ચંદ્ર
કચ્છી સંવત ૨૦૧૫

દુલેરાય કારાણી

# અનુક્રમ

## કચ્છના સંતો

દેશું'. એમ કહી તેણે તમામ વસ્તુઓને એક ઊંચા ગોખલામાં ગોઠવી દીધી અને ફરી કામ ચાલુ કરવાની આજ્ઞા કરી દીધી.

સાંજ પડી. મેકાજી વાછરડાં ચારીને પાછા ઘેર આવ્યા. ઘરના ગોખલામાં ગોઠવી રાખેલી સામગ્રી પર દૃષ્ટિ પડતાં જ એમના આખા શરીરે એક ઝણઝણાટી આવી ગઈ. કોઇ જુગજૂના સંસ્કાર જાગી ઊઠ્યા. ત્યાગ અને વૈરાગ્યની કોઈ જોરદાર ભાવના એમના અંતરમાં ઊઠી આવી.

મેકાજીએ તરત એ તમામ વસ્તુઓ ઉઠાવી લીધી અને કોઇને કંઇ પણ જણાવ્યા વિના તે ત્યાંથી છાનામાના ચાલી નીકળ્યા. આખી રાત પગ પર કાઢી, વહેલી સવારે માતા આશાપુરાજીના મહાન ધામ સમા મઢ ગામે આવી પહોંચ્યા.

એ અરસામાં મઢ–ગાદીના અધ્યક્ષ તરીકે કાપડી ગાંગારાજા વિદ્યમાન હતા. મેકાજીએ ત્યાં આવતાં વેંત જ મહંત શ્રી ગાંગા રાજાનાં ચરણોમાં મસ્તક ઝુકાવ્યું અને દીક્ષા માટે યાચના કરી. આવા એક ઊગતા કિશોરને માતા-પિતાની પરવાનગી વગર મૂંડી નાખવો એ ઉચિત નહિ, એમ સમજીને ગાંગા રાજા એને ઘેરથી રજા લઈ આવવા સમજાવવા લાગ્યા.

આ તરફ ખોંભડીમાં મેકાજીને માટે શોધાશોધ ચાલી રહી. રાત પડી જવા છતાં મેકાજી વાળુ માટે ઘેર આવેલા ન હોવાથી સૌને ચિંતા થઈ પડી. વાછરડાં બધાં આવી ગયાં હતાં, પણ વાછરડાંને સંભાળનાર આજે ગેબ થઈ ગયો હતો. સાથે સાથે જમીનમાંથી નીકળેલી પેલી વસ્તુઓ પણ જ્યાં ગોખલામાં મૂકેલી હતી ત્યાં જોવામાં આવતી ન હતી. આ સામગ્રી સાથે મેકાજીનું એકાએક અલોપ થઈ જવું, આ બાબત એક મોટા કોયડાનું સર્જન કરી રહી હતી.

ભટ્ટી હરઘોળજી પોતાના બાલ-પુત્રને શોધવા માટે અહીંતહીં ફાંફાં મારી રહ્યા હતા, એટલામાં એમને ખબર મળ્યા, કે મેકાજી તો

પગપાળા પૂરપાટ માતાના મઠને રસ્તે ઊપડ્યા જતા હતા વહેલી સવારે ઘોડી તૈયાર કરી, એ પણ મઠને રસ્તે ઊપડી ચૂક્યા

સવારમા મેકાજી જ્યારે ગાદીરાજા પાસે દીક્ષાની યાચના કરી રહ્યા હતા તે જ વખતે હરધોળજી ત્યા આવી પહોચ્યા અને મેકાજીને ઘેર ચાલવા સમજાવવા લાગ્યા

મેકાજીનો નિશ્ચય તો વજ્ર લેપ હતો કોઇ પણ સમજાવટ હવે એમના નિશ્ચયને ચળાવી શકે એવુ ન હતુ એમને સમજાવવાની હરધોળજીની બધી યુક્તિ-પ્રયુક્તિઓ નિષ્ફળ ગઈ આખરે નિરાશ થઇને હરધોળજી પાછા ફર્યા

ત્યાર પછી માતુશ્રી પાબાબા પણ પુત્રને સમજાવવા માટે માતાને મઠ જઇ પહોચ્યા પરંતુ માતા પુત્રને સમજાવી શકે ત્યાર પહેલા પુત્રે માતાજીને સમજાવી લીધા પાબાબાના મનનુ સમાધાન થઇ જતા મેકાજીને દીક્ષા લેવાની અનુજ્ઞા આપી તે પાછા ખોમ ડીને માર્ગે ચાલતા થયા

માતાની આજ્ઞા મળી જતા મ. જાગીરના મહંત ગાગા રાજાએ શુભ મુહૂર્ત નિહાળીને યોગ્ય વિધિથી મેકાજીને ગુરુમંત્ર આપ્યો જે વસ્ત્રો, ખનકો, ટોપી પતગ પાવડી વગેરે ઉપકરણો મેકાજીએ ધારણ કર્યાં હતા તે તેમની પાસે જ રહેવા દેવામા આવ્યા *

* કચ્છમા એવી દંતકથા ચાલે છે કે ભગવાન રામચન્દ્રજી રાવણને મારી લક્ષ્મણજી સાથે હીંગળાજની યાત્રાએ જતા હતા ત્યારે તેમણે પણ રિવાજ મુજબ યોગીનો વેશ ધારણ કર્યો હતો ત્યાથી પાછા ફરતા રામચન્દ્રજીએ પોતાનો વેશ જગરાજ કાપડીને અર્પણ કરીને કાપડી વર્ગની સ્થાપના કરી લક્ષ્મણજીએ પોતાનો વેશ-ખનકો ટોપી વગેરે જમીનમા ભડારી દીધાં હરધોળજીના ઘરની જમીનમાથી નીકળેલી વસ્તુઓ એ જ હતી મેકણજીને કચ્છમાં લક્ષ્મણ જતિનો અવતાર માનવામાં આવે છે

## ૨

# ઘોડીની શોધમાં

મડ જાગીરના મહંત શ્રી ગાંગારાજા પાસે ગુરુમંત્ર ગ્રહણ કરી મેકોજી માતાજીના મઠમાં રહીને આશાપુરાજીની સેવા-પૂજા કરવા લાગ્યા. કેટલોક સમય આમ વ્યતીત થઇ ગયો.

અહીં કાપડી રાજાના કેટલાક શિષ્યોની વૃત્તિ અને પ્રવૃત્તિ જોઇને મેકણને કંટાળો આવવા લાગ્યો. વન-વિહારી પંખી જેવું એમનું માનસ આ બંદીખાનમાં પૂરાઇ રહેવા સરજાયું ન હતું. એમનું મન અહીંથી 'ઊડું ઊડું' કરી રહ્યું હતુ. જરા લાગ જડે તો અહીંથી ઊપડી જવું, એવો વિચાર એ કરી રહ્યા હતા. એ જ અરસામાં એક નવીન ઘટના બનવા પામી.

મહંત શ્રી ગાંગારાજા પાસે બે ઉમદા પ્રકારની ઘોડીઓ હતી. આ ઘોડીઓ આખા કચ્છમાં પ્રખ્યાત હતી. એમની ખ્યાતિ કંથકોટના બે કાઠીઓને કાને આવી. એમને આ ઘોડીઓ ચોરી જવાની ઇચ્છા થઇ. એટલા માટે જ એ બંને જણા મડ આવ્યા. એક રાતે લાગ જોઇ આ ઘોડીઓ તે ઉઠાવી ગયા.

પવનવેગી ચાલની આ ઉત્તમ પ્રકારની ઘોડીઓ એકાએક ચોરાઇ જતાં મડ ગામમાં હોકારો મચી ગયો. મહંતશ્રી પણ અતિ વ્યગ્ર બની ગયા. ઘોડીઓ માટે ચારેતરફ શોધ-ખોળ ચાલવા લાગી. સારા સારા પગીઓને રોકીને દશ-પંદર ગાઉ સુધી પગેરું લેવામાં આવ્યું. પણ ચોરી કરવાવાળાએ એવી સીફતથી કામ કર્યું હતું, કે બંને ઘોડીઓના પગ આગળ જતા કોણ જાણે ક્યાં ગેબ થઇ જતા હતા, તે કોઇ જાણી શકતું ન હતું. પગેરું લેનારા પગીઓ આખરે નિરાશ થઇને પાછા ફર્યા.

પગીઓને નિષ્ફળતાથી પાછા ફરેલા જોઇને ગહંતશ્રીનું મન વધુ ખિન્ન થયું. ઘોડીઓ એમના ચિત્તમાં ચોટી રહી હતી. રાજાએ આખરે પોતાના હૃદયની વ્યથા નવા નીમેલા શિષ્ય મેકણજી પાસે વ્યક્ત કરી. ગુરુની મનોવ્યથા શિષ્યની નજર બહાર ન હતી. ગુરુદેવને શિષ્યે સાન્તવન આપ્યું અને તરત મેકણજી પોતે ઘોડીઓની શોધમાં નીકળી પડ્યા.

મેકણજી ઘોડીઓની બાતમી લેતા લેતા આગળ ને આગળ ચાલ્યા જતા હતા બારીક તપાસ કરતા તેમને ખબર પડી ,કે કંથ કોટના કોળીઓ બે ઉમદા જાતિની તાજણોને તગડી જતા હતા. આથી એમણે ગીધો કથકોટ તરફ મોરચો માડી દીધો. થોડા જ દિવસમાં તે દાદા કથડનાથની છાયામા કથકોટ આવી પહોચ્યા.

અહીં આવી કચકોટના કિલ્લા પર ચડીને દાદા કથડને દહેરે આવ્યા અન્ન-પાણીનો ત્યાગ કરી તે દાદાના સાન્નિધ્યમાં બેસી ગયા. કથડનાથના દહેરા પર રાત્રિના સમયે કોઇ રહી શકતું ન હોતા છતા મેકણજીએ તો ત્યા મરણીઆ થઇને ઝુકાવી દીધું એમણે મનમા નિશ્ચય બાધી લીધો, કે જ્યા સુધી ઘોડીઓ મળે નહિ ત્યા સુધી ઊઠવું જ નહિ

આ હકીકત કંથકોટના જાગીરદારો પાસે પહોચી આખા ગામમા પણ ચારે તરફ ચર્ચા ચાલવા લાગી, કે મઢ જાગીરના કાપડી રાજા અહીં અનશન વ્રત આદરી બેઠા છે

કથકોટ જાગીરના ગરાસીઆઓ પોતાના તમામ ભાયાતો અને અગ્રેસરો સાથે મેકણજીના દર્શન માટે આવ્યા. કથકોટના ટીલાયત મેકણજીને પારણા કરવા વિનતિ કરવા લાગ્યા મેકણજીએ ઉત્તર આપતા કહ્યું—

"ઠાકોર! તમારા ગામમાં આશાપુરાજીની ઘોડીઓ ચોરાઈ આવી છે. તે જ્યાં સુધી પાછી મઢ જાગીરમાં પહોંચે નહિ, ત્યાં સુધી મારાથી અન્નનો એક દાણો પણ લેવાય તેમ નથી."

કંથકોટના ગરાસીઆઓથી ચોર–લૂટારાની પ્રવૃતિ છાની રહે તેમ ન હતું. તપાસ ચલાવતાં તેમને તરત પત્તો લાગ્યો, કે બે કોળીઓ બે સુંદર ઘોડીઓ લઈ આવેલા છે. બંને ઘોડીઓ મંગાવીને દેદા જાગીરદારોએ તે દાદાના ચરણોમાં હાજર કરી. મેકણ દાદાની તમામ મહેનત અને તપશ્ચર્યા ફળીભૂત થયાં. મેકણજીએ ઘોડીઓ માતાને મઢ મોકલાવી આપી. કંથકોટમાં થોડા દિવસ આરામ લઈ, એમણે મઢ પાછા જવાને બદલે ગિરનારનો રસ્તો લઈ લીધો.

**મેકા બેઠા મછંદરકા, રામાનંદકા કબીર,**
**આદ–અંત ફિરતા રહા, ફરતા રામ ફકીર.**

## ૩
## કામધેનુ

કંથકોટથી વિદાય થઈ, કચ્છનું રણ ઊતરીને મેકણદાદાએ કાઠિયાવાડની ભૂમિ ઉપર પગ મૂક્યો અને સૌરાષ્ટ્રના શણગાર રૂપ ગિરિરાજ ગિરનારની ગોદમાં સમાઈ ગયા.

ગિરનાર આજ પણ યોગીઓ અને તપસ્વીઓનું ધામ મનાય છે. અનેક યોગેશ્વરો અને મહાત્માઓને પોતાના ઉદરમાં સ્થાન આપતા ગિરનારમાંથી કંઈક વિશેષ આત્મશક્તિ પ્રાપ્ત કરવાના આશયથી મેકણદાદાએ ખાનપાનની કે બીજી કશી પરવા કર્યા વગર એક શાન્ત અને એકાન્ત સ્થળ પસંદ કરીને ત્યાં ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી. દેહનું દમન કરવા માટે દાદાએ છ માસ સુધી ગિરનારની એક ગુફામાં અખંડ તપ કર્યું.

**જોગી હુવો જમિયલ, સામી હુવો શેખ,**
**કેં ભાયો કાપડી, કેં ભાયો દરવેશ,**
**લાયક તિની લેખેઓ, મેકણ ચે અગોચરી અલેખ.**

મેકણદાદાની ભક્તિ જોઈને ગુરુદત્તાત્રેયની જગ્યા પરથી એમને એક કાવડ મળી અને એ કાવડ દ્વારા સંસારની સેવા કરવા આદેશ મળ્યો

**ગુરૂ અપની કાવડ લઈ, મેકાજી કે દીન,**
**ખાઓ ખિલાઓ ખલકકે લોટ માગિ લવલીન.**

બસ ! મેકાજીને જે જોઈતું હતું તે મળી ગયું કાવડને ખભે ચડાવી ગિરનારને છેલ્લા રામરામ કરી એ નીચે ઊતર્યા જૂનાગઢ આવી ગામમાં કાવડ ફેરવવા મંડી પડયા

આ વખતે જૂનાગઢના અખાડામાં એક મહંત રહેતા હતા ગામની ભીખ એમણે બાંધી લીધેલી હોવાથી એમના સિવાય બીજા કોઈને કાવડ ફેરવવાની છૂટ ન હતી મેકાજીને જૂનાગઢમાં કાવડ ફેરવતા સાંભળી મહંતે તુરત તેમને પોતાની પાસે બોલાવ્યા

" સાધુ મહારાજ ! કયાંથી આવો છો ? " મહંતે મેકણદાદાને આવતા વેંત જ પ્રશ્ન કર્યો

" હાલ તો ગિરનારથી, પણ અસલ વતન કચ્છ "

" હવે બરાબર ! તમે દૂરના છો એટલે ખબર ન હોવાથી અહીં કાવડ ફેરવવા નીકળી પડ્યા લાગો છો પણ આખા જૂનાગઢની ભીખ અમે બાંધી લીધેલી હોવાથી અહીં કોઈથી કાવડ ફેરવી શકાતી નથી "

" પણ મહંતજી ! મારી કાવડ કોઈથી અટકી શકે તેમ નથી એ તો ગુરુ દત્તાત્રેયની દીધેલી છે "

" પણ બાવાજી! તમારા ખાન–પાનનો તમામ પ્રબંધ અહીં અખાડામાં કરવામાં આવશે. પછી તમને કાવડ ફેરવવાની કંઈ જરૂર ખરી ?" મેકાજીને મક્કમ જોઇને મહંતે નરમાશથી કામ લેવા ધાર્યું.

" જરૂર ખરી જ તો! તમે મને તો ખવડાવશો પણ મારી કાવડ ભૂખી રહેશે તેનું કેમ ?"

મેકાજી—

**હમકો ખાને દેત હો, પર કાવડ કયા ખાય ?**

મહંત—

**વહ તો કછુ ચેતન નહિ, ભૂખ લગે નહિ તાય.**

મેકાજી—

**દત્તાત્રેય સ્વામી દિયે, વહ ચેતન હી કહાય,**

મહંત—

**ચેતન હોય તો આપહી, ઉઠ કે અલખ જગાય.**

મહંતે મેકાજીને પડકાર કર્યો, કે " કાવડને જો ભૂખ લાગતી હોય અને એમાં ચેતન હોય તો એ પોતે જ ભલે અલખ જગાવવા જાય ને!"

મહંતનું આહ્વાન મેકણદાદાએ ઝીલી લીધું.

**મેકાજી કહે બાત અબ જાઓ અલખ જગાય,**
**ચલો વસ્તી ચેતાય કે, પીછે યહાં પર આય.**

મેકાજીના મુખમાંથી આ શબ્દો બહાર પડતાં જ મહંત સમજી ગયા, કે આ કોઈ સિદ્ધિશાળી પુરુષ છે. પોતાના અવિવેક માટે ક્ષમા માગી મહંતજીએ મેકણદાદાને એમની ઇચ્છા અનુસાર કાવડ ફેરવવાની છૂટ આપી.

તે દિવસથી મેકણુ કાનડિયાનુ નામ આખા કાઠિયાવાડમા ઘેર ઘેર ગવાઇ ગયુ

મેકણદાદા કાનડને કામધેનુના નામથી ઓળખતા કાનડ ખભે લઈ એ ભિક્ષા માગી લાવતા આ ભિક્ષા વડે પોતાનુ અને સાધુ-સન્યાસીઓ તેમજ અભ્યાગતોનુ પોષણ કરવુ એ જ દાદાના જીવનનુ ધ્યેય બન્યુ

## ૪
## પહેલી ધૂણી : ખીલખા

જૂનાગઢથી મેકણદાદા ખીનખે આવ્યા પહેલી ધૂણી એમણે ખીનખામા શરૂ કરી બાર વરસ સુધી ખીનખામા ધૂણી તાપી, તે ત્યાથી હરદ્વારની યાત્રા માટે ઊપડી ગયા હરદ્વારમા દશનામી મહતે એમની કાવડ પર પોતાની સમતિની મહોર મારી ત્યાના તમામ સાધુ-સન્યાસીઓ અને ત્યાગી મ ડળમા મેકણુ કાનડિયાનુ નામ મશહૂર થઇ ગયુ

હરદ્વારની યાત્રા પછી હી ગળાજ પરસવાનો દાદાનો વિચાર થતા તે ફરતા ફરતા કેટલાક દિવસે સિંધ આવી પહોચ્યા સિંધના ઝોક ગામમા એમને કચ્છ-કુનરીઆના રહીશ પાર મહારાજનો ભેગો થયો પાર મહારાજ એક મરકારી આત્મા હતા જગત પરથી જીવ ઊડી જતા તે સસારનો ત્યાગ કરી યોગ્ય ગુરુની શોધમા ફરતા હતા જેની શોધ માટે પાર મહારાજ ભટકી રહ્યા હતા તેવા મહાપુરુષના અચાનક દર્શન થઇ જતા તેના આનદનો પાર રહ્યો નહિ તે દાદાને પગે પડ્યા અને ત્યા જ એમના શિષ્ય બની ગયા *

* પાર મહારાજ આગળ જતા સિંધમાં સત પારદેવ અથવા પારબ્રહ્મતા નામથી પ્રખ્યાત થયા એમનુ જ્ઞાનવૃત્તાંત આ પુસ્તકમાં અન્યત્ર આપવામાં આવેલ છે

હીંગળાજની યાત્રા પૂર્ણ કરી મેકણ દાદા ત્યાંથી ચોરાડ થઈ ફરી વતન કચ્છમાં આવી પહોંચ્યા.

એકવાર તો તે સીધા કંથકોટ આવ્યા અને કંથડ દાદાનાં દર્શન કર્યાં.

## ૫
## જંગી : ધૂણી બીજી

જંગીના ભક્ત-મંડળની ભાવનાથી મેકણદાદા કંથકોટથી જંગી પહોંચ્યા. અહીં આખા ગામના લોકો એકઠા થઈને દાદાનાં દર્શન માટે આવ્યા અને જંગીમાં રહેવાનો આગ્રહ કરવા લાગ્યા. લોકોની વિનંતિ માન્ય રાખી દાદાએ જંગી રહેવાનું નક્કી કર્યું. અહીં દાદાને આશ્રમ માટે જમીન પણ આપવામાં આવી. બીલખા પછી બીજી ધૂણી દાદાએ જંગીમાં જગાવી. આશ્રમના મકાનમાં એક નાનો બગીચો પણ બનાવવામાં આવ્યો.

જંગીમાં મોમાયો પટેલ ગામનો મુખી હતો. આ માણસ પાસે પટેલાઈની સત્તા હોવાથી તેણે તે સત્તાનો દુરુપયોગ કરવામાં પાછી પાની કરી ન હતી. લોકોને કનડવામાં અને નિર્દોષોને રંજાડવામાં તે હદ વટાવી ચૂકયો હતો. દાદા તરફ પણ એ સદા વક્ર નજરે જોતો.

એક દિવસ દાદાના અખાડામાં ભજનોની ઝકોર લાગી હતી. ઢોલક, મંજીરાં અને આરાધી ભજનોનો અવાજ એકાકાર બની ગયો હતો. વચ્ચે વચ્ચે ઝીણા તીવ્ર સ્વરની ટાંકીનો પુરાતો રણકાર ભજનોની મૂળ મીઠાશમાં અનેરું માધુર્ય સીંચી રહ્યો હતો.

આ વખતે મોમાયો પટેલ સીમમાં જવા માટે દાદાના અખાડા પાસેથી પસાર થતો હતો. એની કઠોરતાના મૂળમાં એક મુલાયમ હૃદય ધબકી રહ્યું હતું. અખાડામાં ગવાતાં ભજનોના મધુર આલાપે

એના દિલ પર કઈ અજબ ચોટ લગાવી એ ત્યાં જ અટકી ગયો એના પગોએ આગળ વધવા ના પાડી. એનુ મન ભજનોની ધૂનમા મસ્ત બન્યુ રામ–નામના દર્દે એના દિલને દર્દી બનાવ્યુ ભજનોના ભાવવાહી અવાજમા આવી અદ્ભુત શક્તિ અસ્તિત્વ ધરાવે છે એવી એને કલ્પના પણ ન હતી દાદા તરફ આજ સુધી એણે ઉપેક્ષાની દૃષ્ટિએ જ જોયુ હતુ. આજે એને તેનો પારાવાર અફસોસ થવા લાગ્યો જમ જેવા જુલ્મી માણસોના હૃદયને એકાએક આમ જકડી લેવાની અદ્ભુત શક્તિ જે મહાપુરુષ ધરાવે છે, એ મેકણદાદાને પગે પડવાને મોમાયા પટેલનુ મન આજે તલપી ઊઠ્યુ સીમમા જવાને બદલે એ અખાડામા આવી પહોચ્યો આ ભયકર માણસને આજે અખાડામા આવતો જોઇને સૌને નવાઈ લાગી ઘણાને ભય પણ લાગ્યો કે અહીં આવીને એ કોણ જાણે વળી શુ કરી બેસશે?

અહીં તો ભજનોની રમઝટ જામી રહી હતી દાદાના ખોળામા તબૂરો ઝૂલી રહ્યો હતો હાથમાના મજીરા તીણો રણકાર કરતા રણકી રહ્યા હતા આખી મડળી દાદાની મધુર વાણીમા મુગ્ધ બની હતી

મોમાયો પટેલ આવીને આખી મડળી પાસે હાથ જોડીને ઊભો રહ્યો આ દૃશ્યથી સૌને વધુ નવાઈ લાગી વાઘના નમનમા કઈ ભેદ હોવો જ જોઇએ એમ સમજી, મોમાયા પટેલના નમનમા પણ કેટલાકને કોઈ નવી બાજીનો ભાસ થવા લાગ્યો

એટલામા ભજન પૂરૂ થયુ દાદાએ એકતારો નીચે મૂક્યો, કે તરત જ પટેલે દાદાના પગ પકડી લીધા એની આખોમાથી પશ્ચાત્તાપના આસુઓની ઝડી વહેવા લાગી દાદાએ એના માથા પર હાથ મૂકી આશીર્વાદ દીધા અને ભક્ત–મડળી વચ્ચે એને સ્થાન આપ્યુ

તે દિવસથી મોમાયા પટેલના માનસમા અજબ પરિવર્તન થઈ ગયુ. એણે જગતની તમામ ખટપટોથી હાથ ધોઈ નાખ્યા અને

રાત-દિવસ દાદાના સમાગમમાં જ રહેવા લાગ્યો. દાદાનો અખાડો ભલો અને મોમાયો પટેલ ભલો! મેકણદાદામાં એને એક મહાન આત્માનાં દર્શન થવા લાગ્યાં. હવે એજ પટેલ દાદાની પ્રશંસા કરતાં થાકતો નહિ. એ તો જ્યાં-ત્યાં કહેતો ફરતો કે —

**મોમાયો કહે મેકણ મારો પરમેશ્વર છે પોતે,**
**અંધી દુનિયા અંધી રહીને, અળગી થઈને ગોતે.**

મોમાયો પટેલ હવે સમૂળો પલટી ગયો. સિંહથી સવાયો ગણાતો આ માણસ આજે કીડીથી પણ નાનો બની ગયો હતો. દાદાના સમાગમથી એને પોતાનાં કાળાં કર્મોનો પારાવાર પસ્તાવો થવા લાગ્યો. આ કર્મોના બંધનમાંથી છૂટવાની તેને તાલાવેલી લાગી.

એક દિવસ તેણે મેકણદાદા પાસે આવી કહ્યું –

" દાદા ! આ જગતમાંથી મારો જીવ હવે તદ્દન ઊઠી ગયો છે. હવે મને ઊગરવાનો કોઈ આરો બતાવો !"

" પટેલ ! તમને ઉગરવાનો એક રસ્તો છે ખરો! તમે બાર વરસ સુધી ગૌમાતાની સેવા કરો ! એ જ તમારા ઉદ્ધારનો માર્ગ છે!

" આપની આજ્ઞા ઉઠાવવાને હું તદ્દન તૈયાર છું દાદા !"

" તૈયાર હો, તો જાઓ આડેસર અને ત્યાં ગૌમાતાઓને ચારવાના પવિત્ર કાર્યમા ગૂથાઈ જાઓ !"

" જેવો દાદાનો હુકમ ! "

દાદાએ આડેસરનો કાગળ લખી આપ્યો અને બીજે જ દિવસે મોમાયો પટેલ આડેસર જવા નીકળી પડ્યો.

મોમાયો પટેલ એક અતિ સંસ્કારી આત્મા હતો. એના દિલ પર મેકણદાદાના ઉપદેશે ઊંડી અસર કરી હતી. પટેલ આડેસર જઈ

દેહનું દમન કરી ઉગ્ર તપશ્ચર્યા કરવા લાગ્યો અને રાતદિવસ ગાયોની સેવામાં તત્પર રહેવા લાગ્યો. ગાયોને ચારતાં કે હાંકતાં તે કદી કઠોર શબ્દથી સંબોધન કરતો નહિ. એક વખતનો ક્રૂર અને કાળમીંઢ પત્થર જેવો મોમાયો પટેલ આજે અનેક પ્રકારે ગૌમાતાઓની સેવા શુશ્રૂષા કરવામાં નિમગ્ન બની ગયો.

**ઉચાં શેખ ગિરનાર જા, બેઆ જંગીજા ઝાડ,**
**મુંજો નાથ મેકણ ચેં, આયર વડે આધિકાર.**

પટેલની તપશ્ચર્યા દિવસે દિવસે ઓજસ્વી બનતી જતી હતી. આ વાતની કર્ણોપકર્ણ ગ્રામવાસીઓને અને ગામના દરબારને ખબર પડી. પટેલનો ઉત્તમ ભક્તિભાવ જોઈને આડેસર દરબાર તથા પ્રજાજનોએ એમના સ્થિરવાસ માટે એક આશ્રમ સ્થાપી આપવાની ઇચ્છા દર્શાવી. પટેલને હવે સંસારની જાળમાં તો ફસાવું જ ન હતું. પરંતુ દાદાની આજ્ઞા વિના એમને એક પણ મોટું પગલું ભરવાની મરજી ન હતી. આથી આડેસરના તમામ ગરાસીઆ અને ગામલોકોનો સંઘ પટેલને સાથે લઈને દાદા પાસે જંગી પહોંચ્યો. મોમાયા પટેલને માટે એક આશ્રમ બાંધી આપવાની એમની ઇચ્છા એમણે દાદા પાસે વ્યક્ત કરી.

મોમાયા પટેલની પ્રવૃત્તિઓની બધી વાતો દાદાએ આડેસર વાસીઓના મુખથી અતિ રસપૂર્વક સાંભળી.

દેહનું દમન કરી કરીને પટેલે પોતાના શરીરને અતિ કૃશ બનાવી દીધું હતું. પટેલના પલટી ગએલા હૃદયની સાથે એના શરીરનું પણ પલટી ગએલું સ્વરૂપ આ વાતની ખાતરી આપી રહેતું હતું. આથી દાદાએ આડેસરમાં પટેલને એક અખાડો સ્થાપવાની ઘણી જ ખુશીથી આજ્ઞા આપી.

પટેલની હવે દીક્ષા લેવાની ઇચ્છા પણ અતિ તીવ્ર બની ગએલી

હોવાથી દાદાએ એને દીક્ષા આપી પોતાનો માનીતો શિષ્ય બનાવ્યો એનું નામ ગોમાયો રાજા રાખવામાં આવ્યું.

મેકણદાદાએ જ્યારે ધ્રંગમાં બાર જણ સાથે જીવંત સમાધિ ધારણ કરી ત્યારે તે જ સમયે ગોમાયા રાજાએ આડેસરમાં સાત જણની સાથે જીવંત સમાધિ લીધી હતી. આ સાતે સમાધિઓ આજે પણ આડેસરના અખાડામાં જોવામાં આવે છે. લોકો તેનું ભાવપૂર્વક પૂજન કરે છે.

ગોમાયા રાજાનો શિષ્ય વીરો રાજા થયો આ વીરા રાજાને પણ દાદાએ એક જ રાતમાં ઉપદેશ આપી માયાનાં પડળ દૂર કર્યાં હતાં.

સાખી

**જોગી જિયેં જગમેં વીરા તું તાં વીર,**
**મરણ ટરેઓ મેંકણ ચેં, સેંસો ટર્યો સરીર.**

૭

## ડુંગરશી ઠક્કર

જંગીમાં એક પરમ ધર્મશાલિની આહિર બાઇ હતી. દાદા પરનો તેનો ભાવ અથાગ હતો. દાદાએ જંગીમાં પગ મૂક્યો ત્યારથી તે તેમને દરરોજ દૂધનો કળશિયો પહોંચાડતી.

સવારનો સમય હતો. બાઈ દૂધનો કળશિયો લઈ બાવાજીના આશ્રમે દૂધ પહોંચાડવા આવી પહોંચી. દૂધ દેવા માટે બાઇને દરરોજ ધક્કો પડતો હતો, આ વાત દાદાને જરા ઠીક લાગી. નહિ તે બોલ્યાઃ—

"માતાજી! તમને દૂધ પહોંચાડવા માટે રોજ રોજ ધક્કા ખાવા પડે છે, એ મને ઠીક લાગતું નથી. માટે હવેથી હું પોતે મંગાવી લઇશ. તમે ધક્કા ખાશો નહિ.

"બાવાજી! હું તો તમને મારા પુત્રવત્ ગણું છું. નાનો ઊગલો અને મોટા તમે."

"પણ માજી! પુત્રો કંઇ એમ હાલતાં ચાલતાં થોડા જ મળે છે! મને પુત્ર બનાવશો તો અર્ધો ગરાસ પણ આપવો પડશે તેનું કેમ?"

"બસ એટલું જ ને! તથાસ્તુ! આજથી મારો અર્ધો ગરાસ તમારો અને અર્ધો ઊગાનો."

આહિર બાઇ એકદમ નિવાજી પડી. એનું સાગર-હૃદય જોઇને દાદાના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહિ.

"બહેન! હું તો માત્ર વિનોદ કરતો હતો!"

"અને એ વિનોદમાંથી મને લાભ થઇ ગયો!"

"પણ બહેન! આવી રીતે અર્ધા ગરાસનો ભાગ કોઈ પાસેથી પડાવી લેવાય નહિ."

"બસ! બાવાજી! હવે એક શબ્દનો ઉચ્ચાર કરશો નહિ. આ ગરાસ તો તમને આપ્યો તે આપ્યો! તમારાં વચનોનું પાલન કરવાની તમારાથી હવે ના કહેવાય જ નહિ!"

આટલું બોલતાં જ બાઇ તરત ત્યાંથી ચાલતી થઇ. તેણે ઘેર આવી પોતાના પુત્ર ઊગા પાસે આ વાત મૂકી. ઊગો પણ ઓછો ન હતો. એણે કદી માતાનું વચન ઉથાપ્યું ન હતું. દાદાને અર્ધો ગરાસ આપી દેવાની માતાની ઇચ્છા તેણે પૂર્ણ પ્રેમથી વધાવી લીધી. અને અર્ધો ગરાસ દાદાના નામ પર ચડાવી દેવામાં આવ્યો.

ઊગો આ બાઇનો એકનોએક પુત્ર હતો. એના પિતાના અવસાન પછી આ બાઈ એના પર જ હાથ રોકી બેસી રહી હતી. ઊગો હવે ઉંમર લાયક બન્યો હતો. એનાં લગ્ન પણ તરતમાં જ થવાનાં હતાં. આથી બાઈના આનંદનો પાર ન હતો. પોતાના એકના એક પુત્ર ઊગા

પર દાનાના આશીર્વાદ ઊતરે તે માટે બાઇએ આ અતિ ઉદારતા પૂર્ણ પગલુ લીધુ હતુ

થોડા જ દિવસમા ઊગાના ગળામા વરમાળ નાખવામા આવી ઘર શણગારવામા આવ્યા લગ્ન–ગીતો ગવાવા લાગ્યા.

× × × ×

જ ગીમા ડુ ગરશી નામે એક લોહાણો વેપારી રહેતો હતો. ડુ ગરશી માત્ર પૈસાનો પૂજારી હતો તેને એ એક જ ઇન્દ્રિયનુ જ્ઞાન હતુ. પૈસા સિવાય એના મનમા એક પણ વસ્તુનુ મહત્વ ન હતુ. એક દીંગલાની કમાણી માટે કોઈકની કોરી ભાગી પડવી હોય તો તેમ કરતા તેને જરા પણ આચકો આવતો નહિ એની દુકાને શેરમા પોશો શેર માલ માડ મળે દુકાનના કાટના પણ વજનમા ભાગ્યે જ પૂરા હોય ! આખા ગામમા એના જેવો સખત હ્રદયનો બીજો માણસ મળવો મુશ્કેલ હતો ગરીબોને લૂટી એણે ઠીક ઠીક કમાણી કરી હતી

ડુ ગરશી ઠક્કરનો હ્રદય-પલટો કરી એને યોગ્ય માર્ગે વાળવાની દાનાની ઘણા સમયની મનોભાવના હતી પરતુ તેનુ માનસ ફેરવવા માટે કોઇ યોગ્ય તક આવી ન હતી ડુ ગરશીને એના કર્મોનુ ભાન કરાવવા દા ! એને અવાર-નવાર કહેતા કે—

**ડુંગર તું ડાતાર, પણ તોજો પાસેરો પંજેં ડાકડ઼ં ભાર.***

એક દિવસ ઊગો આહિર સવારમા ગળામા માળા સાથે વર રાજાના વેશમા ડુ ગરશીની દુકાને બેઠો હતો એટલામા દાદા ત્યાથી પસાર થયા ઊગાએ 'જીનામ' નો ઉચ્ચાર કરી એમને વ દન કર્યુ દાદાને હાકલ પાડી અને ચાલતા આવતા રિવાજ મુજબ

* કચ્છમા પ્રથમ દશ દોકડા ભારનો પાશેર ચાલતો હતો

સોપારી, એલચી, તજ, લવીંગ વગેરેનો ખોબો ભરી દાદાને આપવા હાથ લંબાવ્યો

"વરરાજા! મને તો આટલી સોપારી પૂરી પડે તેમ નથી માટે રહેવા દો!"

એમ થાય નહિ દાદા! સોપારી–એલચી લીધા વગરનો ગામનો એક પણ માણસ રહી ગયો નથી તમે જ એક રહી ગયા છો માટે તમારે લેવી જ પડશે"

"પણ ગોટરાજા! હું ક્યાં એકલો છું કે આટલી સોપારી ચાલે? મારા અખાડામાં તો ગામગામના માણસો એકઠા થાય અને આટલામાંથી હું કેટલાકને આપું?

"પણ તમે કહો એટલી આપું પછી શું?"

"તું નહિ આપી શકે ભાઈ ઊગા, મને જવા દે!"

"જવાશે નહિ દાદા! મારી સોપારી લીધા વોણા તમે જઈ નહિ શકો! કેટલી જોઇએ બોલો!"

"પણ તું આપીશ ખરો?"

"જરૂર આપીશ તમારા મોમાંથી શબ્દ પડે એટલી જ વાર છે!"

"ભલે ત્યારે! મને સોપારી–એલચીની પાંચસો કોરી આપી દે!"

"બસ એટલું જ ને! બહુ સારૂ!"

ઊગો કોરીઓ લઇ આવના ઘેર જવા માટે નિકળવા લાગ્યો

"ઊગા પટેલ! અહીંથી ઊઠાશે નહિ મને તો અહીં ખેડે ખેડે જોઇએ!"

ઊગો જરા અકળાયો દાદાએ પાંચ–પચ્ચીશ મણ સોપારી–એલચી માગી હોત તો ઊગો તે જ વખતે ત્યાં ને ત્યાં અપાવી દેત! પણ

દાદાની માગણી તો વિચિત્ર થઈ. અને એકે એકે પાંચસો કોરી ક્યાંથી કાઢવી? ઊગાને એક ઉપાય સૂઝયો. તેણે થોડીવાર માટે પાંચસો કોરી ઊધારી આપવા ડુંગરશી પાસે માગણી મૂકી.

પણ ડુંગરશી તો 'લૈ વગર લોટે' એવા ક્યાં હતો? માત્ર જીભની વાતોથી એ પાંચસો કોરી જેવડી રકમ અંગ ઊધાર આપી દે એવો ન હતો. એણે જાણી લીધું કે વાત હવે વટ પર આવી છે.

"ઊગા! તારા ગળામાં પડેલી માળા ઉતારી દે અને કોરી પાંચસો ગણી લે!"

ઊગો પણ એંટને માટે મરી ફીટે એવો હતો. ડુંગરશીની આટલી બેશરમી જોઈને એને દુઃખ તો થયું, પણ એ વટનો કટકો ઓછો ન હતો. એ બોલી ઊઠયો—

"બસ એટલું જ ને? લે આ માળા! લાવ કોરી!"

ઊગાએ માળા ઉતારી, ડુંગરશીને હવાલે કરી અને કોરી પાંચસો ગણી લઈ તરત દાદાને ચરણે ધરી દીધી.

મેકણ દાદા ત્યાંથી સીધા ચોરા પર પહોંચી ગયા અને કોટ-વાળને બોલાવી, પાંચસો કોરીની કડબ ગાયોને નાખવા સૂચના આપી દીધી.

ઊગાના ગરાસનો અર્ધો ભાગ જે મેકણ દાદાના કબજામાં હતો તે ઊગાનાં લગ્ન-પ્રસંગે વધાવામાં આપી દેવા માટે દાદાએ ખૂબ આગ્રહ કર્યો, પણ ઊગાની માતા કેમે કરી એક ટળી બે થઈ નહિ. આખરે દાદાનું માન જાળવવા તેણે બે ખેતર લીધાં અને તે ગૌચર કરી દીધાં. આજે પણ એ બે ખેતરો ગૌચર રહ્યાં છે.

આ તરફ ડુંગરશી ઠક્કરને કંઇ પણ લખત કે કરાર વગર હજાર કોરીની સોનાની માળા પાંચસોમાં આવી જતા તે મનમાં ને મનમાં ફૂલાતો હતો.

જ્યારે ઊગો પટેલ પાંચમો કોરી લઇ માળા પાછી લેવા આવ્યો ત્યારે તે ગલ્લાં-તલ્લાં કરવા લાગ્યો.

આ વાતની દાદાને જાણ થતાં તેમણે ડુંગરશીને પોતાની પાસે બોલાવ્યો અને કહ્યું—

દુહો.

**ડુંગર ! તોજો પાસેરો, સે પંજે ડોકડે ભાર,**
**કીં ઑરંધી મેકણ ચેં, ડુંગરશીં તોજી ઢાર ?**

ભાવાર્થ—અરે ડુંગરશી ! તારી દુકાનનો પાશેર માત્ર પાંચ દોકડા ભાર જ છે. મેકણ કહે છે કે આવી રીતે તારા વંશનો વિસ્તાર શી રીતે ચાલશે ?

દાદાનાં આ વચનોએ ડુંગરશી પર અજબ અસર કરી. દાદાના વ્યક્તિત્વ અને એમના આત્મબળે આજે ડુંગર જેવા કઠોર ડુંગરશીને પલટાવી દીધો. એની સાન ઠેકાણે આવી ગઈ. એનાં કર્મોનો એને પસ્તાવો થવા લાગ્યો. તરત જ તેણે માળા લાવીને દાદાના ચરણોમાં ધરી દીધી અને પોતાના ઉદ્ધારનો માર્ગ બતાવવા વીનવણી કરી.

દાદાએ એને એક નિયમ લેવાની આજ્ઞા કરી, કે કોઇ પણ સાધુ-સંન્યાસીને જમાડવા વગર જમવું નહિ.

ડુંગરશીએ તે જ વખતે દાદાની આજ્ઞા અનુસાર પ્રતિજ્ઞા લઈ લીધી. ત્યારથી એના જીવનની દિશા જ બદલી ગઈ. એણે પોતાની તમામ જૂની રીતભાત ફેરવી નાખી સદાચારનો રસ્તો ગ્રહણ કર્યો.

ડુંગરશી ઠક્કર તે દિવસથી દાદાના સમાગમમાં રહેવા લાગ્યો. અને ખરા ભાવથી દાદાની સેવા કરવા લાગ્યો. દાદાએ આમ યુક્તિ-પૂર્વક એનો જીવન પલટો કરી દીધો.

૭

## જસી રબારણ

શ્રાવણ માસનો વીરપસલીનો દિવસ હતો. 'વરસારે વાગડ ભલી'નું બિરદ પામેલી વાગડની વીરભૂમિમાં વરસાદ શ્રીકાર થઈ ગએલા હોવાથી, ઉનાળામાં ખાવા ધાની ધરતી આજે લીલીછમ બની ગઈ હતી.

દાદા પોતાના નિત્ય-નિયમ પ્રમાણે ખભે કાવડ નાખી જ'ગીથી દોઢેક ગાઉ દૂર વાંઢિયા ગામે આવ્યા હતા. આખું ગામ આજે વીરપસલીનો તહેવાર હોવાથી આનંદમાં હતું. ભાઈઓ બહેનોને પસલી આપતા હતા, બહેનો ભાઈઓને આશીર્વાદ આપતી હતી.

વાંઢિયામાં જસી નામની એક રબારણ રહેતી હતી. એને એકે ભાઈ ન હોવાથી આજે વહેલી સવારથી એનું હૃદય ભારે બની ગયું હતું. બધી બહેનો આજે ભાઈઓની હેતાળ ભેટોથી હર્ષિત થતી હતી, ત્યારે જસી રબારણ ઉદાસીમાં ગરકાવ બની બેઠી હતી. એ વિચાર કરતી હતી—"ભગવાને એક પણ ભાઈ ન આપ્યો! એક જ બંધવડો આપ્યો હોત તો પણ કેવું સારૂં થયું હોત!"

જસીની આંખોમાં આ વિચારથી આંસુ ઉભરાઈ આવ્યાં.

બરાબર એ જ વખતે દાદા કાવડ સાથે આવી પહોંચ્યા. અને 'જીનામ'નો ઉચ્ચાર કરી ઊભા રહ્યા.

જસી ઝટ આંસુ લૂછી અંદર ગઈ અને દાદાને ભિક્ષા આપવા બહાર આવી. દાદા હકીકત પામી ગયા.

"બહેન! આજે આખું ગામ આનંદ-મંગલ કરી રહ્યું છે, ત્યારે તું કેમ આમ ઉદાસ દેખાય છે?"

દાદાના શબ્દોથી જસીએ દાબી દીધેલાં આંસુ વછૂટી ગયાં. એ ફરી બોર-બોર આંસુએ રડી પડી.

"દાદા! સાચું કહું? આજે વીરપસલીનો દિવસ હોવાથી મારા મનમાં જરા હીલો આવી ગયો, કે હું કેવી અભાગણી કે મારે ભાઈ જ નથી!"

"બહેન! તેં તો બહુ જ સારી વાત સંભળાવી. આજ સવારથી મને પણ લાગતું હતું, કે "મારે એક બહેન હોય તો કેવું સારું! હવે તું મારી બહેન અને હું તારો ભાઈ! લે બહેન, આ તારી પસલી!"

"દાદાએ પસલીની પાંચ કોરી તરત બહેનના હાથમાં મૂકી દીધી. મેકણ દાદા જેવા મહાપુરુષ બંધવ બનવાને તૈયાર બનેલા જોઈને જમીને હર્ષ થયો. એણે ભાઈનાં દુઃખડાં લઈ આશીર્વાદ આપ્યા. તે દિવસથી જસી રબારણ અને દાદાનો જિંદગી ભરનો ભાઈ-બહેનનો સંબંધ બંધાઈ ગયો.

## ૮
## જંગીનો અખાડો

આગળ જતાં મેકણ દાદાને જંગીમાં અખાડો કાયમ કરવાની ઈચ્છા થઈ. એક દિવસ ગામના તમામ લોકોને બોલાવીને અખાડા માટે મકાન ચણાવી દેવાની તેમને દાદાએ સૂચના કરી.

આહિરો અને ખેડૂતોએ પથરો ઉપાડી દેવાનું માથે લીધું. વેપારીઓએ અન્ય તમામ સાધન-સામગ્રી આપવાનું કબુલ કર્યું. ડુંગરશીએ મકાન ચણાવી આપવાનું પોતાના શિર પર લીધું. આમ આખા ગામના સહકારથી અખાડાનું કામ શરૂ કરવામાં આવ્યું. થોડા વખતમાં અખાડાનું સુંદર મકાન તૈયાર થઈ ગયું.

જંગીમાં દાદાએ બાર વરસ સુધી ધૂણી રાખી. અવધ પૂરી થતાં તમામ ગામવાસીઓની વિદાય લઈને દાદા જંગીથી ચાલતા થયા.

**ધન મેંકે જયું ઢુસિયું, ધન આયરાં લોટ,**
**મોડ-બંધા મંઝિયેં, સતગુરુ જી ચોટ.**

મેકણ દાદાનાં ઢબરાંને પણ ધન્ય છે અને આહિરોના લોટને પણ ધન્ય છે ! સતગુરુની ચોટ લાગવાથી મોડબંધા રાજાઓ પણ એને નમન કરે છે.

## ૯
## માતા લીરબાઈ

જંગીથી દાદા સીધા લોડાઇ આવ્યા અને ગામની ઊગમણી તરફ પોતાનું આસન જમાવી દીધું.

મેકણ દાદાના આગમનની વાત સાંભળતાં જ લોડાઇ ગામના લોકોનાં ટોળે ટોળાં દાદાનાં દર્શન માટે આવવા લાગ્યાં અને ગામમાં પધારવા દાદાને વિનંતિ કરવા લાગ્યાં. દાદા કાવડ લઈ સૌથી પ્રથમ પટેલને ઘેર આવી પહોંચ્યા.

લીરબાઇ નામે લોડાઈના પટેલની એક પુત્રી હતી. દાદાનાં દર્શન થતાં જ જાણે કોઇ પૂર્વ જન્મની એમની ઓળખાણ હોય તેમ તે દાદાનાં ચરણોમાં ઢળી પડી. લીરબાઇને બાલ્યકાળથી જ જગત પર વૈરાગ્ય આવી ગયો હતો. એનું મન કોઇ ગુરૂને શોધી રહ્યું હતું. દાદાને જોતાં જ લીરબાઇને એમનામાં સાચા ગુરૂનાં દર્શન થઇ ચૂકયાં હતાં.

મેકણ દાદાએ ત્રીજી ધૂણીની શરૂઆત લોડાઇમાં કરી. તે દરરોજ કાવડ લઇ ગામમાં ફેરવી આવે અને તેમાંથી સાધુ-સંતોને ભોજન કરાવી પોતે પણ ભોજન કરે.

લીરબાઇ સવારથી જ દાદાની વાટ જોતી બેઠી રહે. દાદા જ્યારે કામધેનુ ( કાવડ ) લઇને આવી પહોંચે ત્યારે તેમનાં દર્શન કરી ભિક્ષા

આપે અને ત્યારપછી જ પોતે ભોજન લે આ એનો નિત્ય-નિયમ થઈ પડ્યો દાદા કોઈ દિવસ આવી શકે નહિ, તો લીરબાઈને આખો દિવસ અપવાસ કરવો પડે બીજે દિવસે દાદાના દર્શન કરીને પછી જ પોતે જમે

આમ થોડો વખત વીતી ગયો પછી તો લીરબાઈ અવાર-નવાર દાદાને આશ્રમે જતી અને વાળી-ઝૂડી તેને સ્વચ્છ રાખતી પાણી-છાણી ભરી રાખતી, ધૂણી માટે લાકડા પણ એકઠા કરી રાખતી દાદાની સેવામા જ તે પોતાનો આનદ માનતી

વૈશાખ માસ આવ્યો અને આહિરોમા લગ્નની મોસમ શરૂ થઈ ઘેર ઘેર જાત જાતની તૈયારીઓ થાવના લાગી ગીતો ગવાના લાગ્યા ભાગ્યે જ કોઈ એવુ ઘર હશે જ્યા કોઈના લગ્ન થવાના ન હોય આખુ ગામ આનદમા આવી ગયુ હતુ

પટેલની પુત્રી લીરબાઈનુ સગપણ થઈ ગયુ હતુ એના સાસરા પક્ષના માણસો પણ લગ્ન માટે આવી પહોચ્યા હતા પરતુ લીરબાઈની દશા જૂદી જ હતી

લીરબાઈને સસારની જાળમા ફસાવુ ન હતુ એનો આત્મા મુક્ત બની ગયો હતો એણે પોતાના લગ્ન ન કરવા માટે માતા-પિતાને ખૂબ સમજાવ્યા, પરતુ સસાર વહેવારના બધનોમાથી તેઓ છૂટી શકે એમ ન હતુ લીરબાઈ છોકરૂ છે, એમ જાણી એની વાતને વધુ વજન આપવામા આવ્યુ નહિ લીરબાઈના લગ્ન લેવાઈ ગયા ઓળિયો લખાઈ ગયો વૈશાખ વદ ૧૩નો દિવસ નક્કી પણ થઈ ગયો

લીરબાઈની ઈચ્છાથી ઉપરવટ થઈને તેના લગ્નના ગીતો ગવાવાનું ઘરમા શરૂ થઈ ગયુ ઘર લીંપી-ગૂંપી બગલાની પાખ જેવા ઊજળા બનાવવામા આવ્યા વસતો આનંદ આખા ઘરમા છવાઈ ગયો.

એક લીરબાઈના અતરમા જ આનદને બદલે શોકના વાદળા ઘેરાઈ ગયા હતા એણે તો લગ્ન લેવાયાના જ દિવસથી જ અપવાસ આદરી દીધા કેઈનીએ સમજાવટે છતા લીરબાઈ અનાજનો એક દાણો લેવા પણ તૈયાર થતી ન હતી છતા લગ્નના કાર્યક્રમની વણઝાર તો આગળ ને આગળ ચાલી જતી હતી લીરબાઈના વિરોધની કોઈને દરકાર ન હતી અને ગાય જેવી એક કન્યાના વિરોધની દરકાર હોય પણ કેટલી?

લગ્નને દિવસે જાન પણ આવી પહોચી પરતુ લીરબાઈમા તો પથારીમાથી ઊઠવાની તાકાત પણ ન હતી આમ છતા એના માતા-પિતા એને પરણાવી દેવા માટે મક્કમ હતા રાજીખુશીથી એ ચોરી ફેરા ન ફરે તો એને પકડીને પરાણે ફેરા ફેરવી દેવાની પણ ગોઠવણ થઈ ગઈ હતી

લીરબાઈએ વિચાર્યું, કે હવે વધુ શરમમા રહેવાથી આ લોકોને પહોચી શકાશે નહિ એટલે લગ્નને દિવસે લાગ જોઈને, અપવાસથી અતિ ક્ષીણ અને દુર્બળ બનેના દેહે લીરબાઈ આશ્રય માટે દાદાના આશ્રમે પહોચી ગઇ દાદા ઇશ્વર-ભજનમા લીન હતા લીરબાઈ પણ હાથમા માળા લઈને પ્રભુ-ભજનમા બેસી ગઈ

એટલી વારમા લીરબાઈને શોધવા નીકળેલો એનો પિતા તેમજ એનો સસરો બને આવી પહોચ્યા લીરબાઈ કૃશ દેહે માળા ફેરવવામા મશગૂલ હતી

"લીરૂ! બેટા! હવે મને આપઘાત કરવાનો વખત આવી પહોચ્યો છે!"

"બાપા! તમને આપઘાત કરવાનુ કંઈપણ કારણ મે આપેલુ હોય એવુ મને લાગતુ નથી"

"ત્યારે કોણે આપેલુ છે? લગ્નને દિવસે અહીં નાસી આવીને તુ મારુ નાક વઢાવવા તૈયાર થઈ છે, તે શુ ઓછુ છે?"

"બાપા! હવે તો હું પાછી ફરું તો જ તમારું નાક વઢાય. તમે ખાતરી રાખજો, કે તમારું નાક વઢાય કે તમને નીચું જોવું પડે એવું પગલું લીરબાઈ કદી પણ ભરશે નહિ."

આમ વાતો ચાલતી હતી. એટલામાં લીરબાઈના શ્વસુર પક્ષનો એક વાંકી મૂછો વાળો આહિર બોલી ઊઠ્યો, કે "આ બેશરમ છોકરી એમ માનવાની નથી! એને તો જકડી–બાંધીને ઘસડી જવી પડશે!"

આમ કહી તે બીજા એક આહિર યુવાનને સાથે લઈ લીરબાઈને બાંધીને લઈ જવા નજદીક આવ્યો.

આ વખતે લીરબાઈના સ્વરૂપમાં એકાએક અજબ જેવો પલટો આવી ગયો. ભૂમિનો ભાર ઉતારવા જાણે જોગમાયાએ જગત પર અવતાર ધારણ કર્યો હોય એવી એ બની ગઈ. અપવાસથી ઊંડી ઉતરી ગએલી એની આંખોમાંથી જાણે અગ્નિના તણખા ઝરવા લાગ્યા. લાડીબાના સ્વાંગમાં રહેલી લીરબાઈ અચાનક અસુર–સંહારક મહાકાલીના રૂપમાં ફેરવાઇ ગઇ.

હવે વાત વિફરી ગઇ છે, એમ જાણી દાદા વચ્ચે પડ્યા. એમણે સૌને સ્પષ્ટ શબ્દોમાં સંભળાવી દીધું, કે "હવે આ તલમાં તેલ રહ્યું નથી."

લીરબાઇને બાંધી લેવા માટે આગળ આવેલા આહિરો પણ અટકી ગયા. લીરબાઇની આગ વરસતી આંખો સામે મીટ માંડવાની પણ હવે કોઈનામાં હિંમત ન હતી. એનો સમરો તો આ દેખાવ જોઇને આભોજ બની ગયો. એણે છેવટનો વિચાર કરી સાફ શબ્દોમાં જણાવી દીધું, કે "મારો આ એકનોએક છોકરો છે અને એના જીવનની સલામતી માટે મારે હવે જોગીની ધૂણીમાં હાથ નાખવો નથી. માથું સલામત હશે તો પાઘડીઓ અનેક મળી રહેશે."

સૌને ખાતરી થઇ ગઈ, કે લીરબાઇનું મન ફેરવવું તે રેતીમાંથી તેલ કાઢવા બરાબર હતું. આવેલા આહિરો નિરાશ બની પાછા ફર્યા. આહિરોની નાતમાં કોઇ દિવસ ન બનેલો એવો અપૂર્વ બનાવ આજે બની ગયો. ઓસરેલા ઉત્સાહથી આહિરોની જાન પાછી ફરી.

લીરબાઈ દાદાની શિષ્યા બની. એ દિવસથી તે આશ્રમમાં જ રહેવા લાગી. દાદાને આરામ આપવા માટે કાવડ ફેરવવાનું કામ પણ હવે એણે પોતાને માથે લઇ લીધું. લીરબાઇ લોડાઈ ગામની જીવંત દેવી બની ગઇ.

દાદા જ્યારે ધ્રંગમા જીવતા જ જમીનમાં સમોઇ ગયા ત્યારે લીરબાઇએ પણ એમની સાથે જ જીવંત સમાધિ લીધી.

## ૧૦

## સંત મયાગરજી

ચોમાસાના સમયમાં લોડાઇના લોકો ડુંગરમાં ઘાસ લેવા માટે જતા. કેટલાક દિવસથી એક મહાત્મા ડુંગરમાં નગ્નાવસ્થામાં ફરી રહેલા એમના જોવામાં આવતા હતા. લોકોને જોઇ તે દૂર દૂર ડુંગરામાં ચાલ્યા જતા. એ કદી પણ કોઈની સામે આવતા નહિ. એટલું જ નહિ પણ કોઇની નજરે ચડવાનો પણ તે કદી પ્રયત્ન કરતા નહિ. એ શું ખાતા અને શું પીતા તેની પણ કોઇને ખબર પડતી નહિ. કોઇ કોઇ વાર કેટલાક લોકો એમને ખાવાનું આપી આવવાની કોશીશ કરતા. પણ લોકોને પોતાની તરફ આવતા જોઇને એ ક્યાં સરકી જતા તેની ખબર પણ પડતી નહિ. એ કદી કોઇનો વિશ્વાસ ન કરતા. દુનિયાથી દૂર રહેવું એ જ જાણે એમનું જીવન-ધ્યેય હતું. આમ છતાં લોકોને અવાર-નવાર એમનાં દર્શન થઈ જતાં.

આ વાત મેકણ દાદાના કાને આવી. દાદાએ વિચાર્યું, કે આવા સંતપુરુષનાં દર્શન અવસ્ય કરવાં જોઇએ. આથી દાદા પોતે

ગામના ભાવિક લોકોને સાથે લઇને આ મહાત્માનાં દર્શન માટે ડુંગરમાં ગયા. આખો દિવસ ડુંગરામાં ભટક્યા છતાં એમનાં દર્શન થયાં નહિ. સૌ નિરાશ થઇ પાછા ફરતા હતા ત્યારે એક ખીણમાં આ યોગી મહાત્મા બેઠેલા નજરે પડ્યા. સૌના હર્ષનો પાર રહ્યો નહિ. તમામ કાફલો આ અદ્ભુત પુરુષ તરફ ચાલવા લાગ્યો. આગળ દાદા અને પાછળ લોકો.

આજે મહાત્મા ધ્યાન-મગ્ન હોવાથી લોકો છેક નજદીક આવી પહોંચ્યા ત્યાં સુધી તેમને ખબર પડી નહિ. આખું ધાડું જ્યારે પાસે આવી પહોંચ્યું ત્યારે જ તેમના પર મહાત્માની દૃષ્ટિ પડી. હવે ઊઠીને ચાલ્યા જવું એમને યોગ્ય ન જણાતાં એ જેમના તેમ શાન્ત બેસી રહ્યા.

ટોળું આગળ ને આગળ આવવા લાગ્યું. એમના પર દૃષ્ટિ પડતાં જ દાદાએ એમને ઓળખી લીધા.

" જય ગિરનારી ! મયાગરજી મહારાજ ! જય ગિરનારી ! " દાદાએ બુલંદ અવાજના ઉચ્ચારથી મહાત્માને નમસ્કાર કર્યા.

કચ્છ જેવી અલગ પડેલી અને આઘેની ભૂમિમાં પોતાના નામનું સંબોધન સાંભળીને મહાત્માને નવાઈ લાગી. એણે ઊંચે જોયું. જોતાંજ દાદાને ઓળખી લીધા.

" જય ગિરનારી ! કોણ મેહકરણ કાપડીને ! "

" બરાબર ઓળખ્યા બાવાજી ! પણ ગિરનારની ગોદ કેમ છોડવી પડી ? "

" કાપડીરાજા ! આ ભૂમિનું અન્નજળ આ તરફ ખેંચી લાવ્યું. "

" બહુ સારું થયું, સ્વામીજી ! તમે તો અહીં પધારીને અમારી કચ્છભૂમિને પાવન કરી. હવે તમે તમારું આસન અહીંજ રાખજો ! ચાલો મારી સાથે ! "

"મેહકરણજી ! હું તો સદા વનવાસમાં જ વસનારો છું. વસ્તીની હવા મને માફક નથી આવતી."

મહાત્માની મનોભાવના દાદા સમજી ગયા. એમણે મયાગરજીને એકજ દોહરો સંભળાવ્યો.

**દોહરો**

**શૂરવીર અરૂ સંત કો, બન મેં નહિ ફિરના,**
**જનસેવા કી સાથ મેં, રામ-ભજન કરના.**

મેકણ દાદાના શબ્દો મયાગરજીના હૃદયમાં ઊંડા ઊતરી ગયા. એમને સમજાયુ કે જનસેવા સિવાયના યોગનો કંઇ જ અર્થ નથી. એ તરત જ દાદા સાથે આવવા તૈયાર થયા અને ત્યાર પછી દાદાના અખાડામાં જ રહેવા લાગ્યા.

જ્યારે દાદા કંગની ભૂમિમાં જીવતા ભંડારાઇ ગયા ત્યારે મહાત્મા મયાગરજીએ પણ એમનો ઘણી ખુશીથી સંગાથ કર્યો હતો.

ગિરનારની ગોદમાં સાથે રહેલા આ બંને મહાત્મા મિત્રો કંગની ભૂમિમાં પણ સદાને માટે સાથે જ સમાઇ ગયા. કેવી અદ્દભુત મૈત્રી !

## ૧૧

## સમાજ સુધારણા

સામાજિક દૃષ્ટિએ જોતાં મેકણ દાદા એક મહાન સમાજ સુધારક હતા. સ્ત્રી જાતિના ઉદ્ધારક અને ગરીબોના રક્ષક હતા. અન્યાય સામે લડનાર હતા. ભાંગ્યાના ભેરૂ હતા.

સમદૃષ્ટિ એમને વરી હતી. એક અસ્પૃશ્ય હરિજન કે રાંદેલજી એમને મન એક સરખા હતા.

કૂતરા અને ગધેડા જેવા મૂક પ્રાણીઓને માનવ સેવાના મહાન કાર્યમાં જોડી દેવાની એમની અદ્ભુત આત્મશક્તિ હતી.

આહિર જ્ઞાતિમાં એ વખતે કેટલીક કઢંગી રૂઢિઓ ચાલતી હતી. દાદાએ આહિરોને સમજાવી, એવી ઘણી રૂઢિઓ દૂર કરાવી હતી. આહિરોમાંથી ઓસરી ગએલી અતિથિ-સત્કારની ભાવના એમણે ફરી જાગૃત કરી હતી. એક બીજાને મળવા વખતે આહિરો 'જુહાર' શબ્દનો ઉપયોગ કરતા તેને બદલે 'રામરામ' કહેવાનો રિવાજ એમણે ચાલુ કરાવ્યો હતો. રામનામ પર દાદાને અનંત શ્રદ્ધા હતી. એ કહેતા કે—

**રરે-મમે રામ ચોં, આતમ ઇ મ ભુલ,**
**ત કડેં કનેં ન સુણેં, જમેં સંધો હુલ.**

ભાવાર્થ: ર અને મ અક્ષરથી બોલાતા રામનામનો ઉચ્ચાર કરતો રહે. ઓ આત્મા! તું આ વાત ભૂલીશ નહિ. એમ કરીશ તો કદી જમની હાકલ તને સાંભળવા મળશે નહિ.

પૂરી કસોટી કર્યા વગર મેકણ દાદા કદી કોઇને શિષ્ય કરતા નહિ. હાથ ચડયો તેને મૂંડી નાખવો એ એમનો રિવાજ ન હતો.

એક વખત કચ્છ કપાયાના બે ઓસવાળ યુવકો એમના લગ્નના દિવસે જ ઘરમાંથી છટકી ગયા અને દાદા પાસે જઇ દીક્ષાની માગણી કરવા લાગ્યા. આ બંને યુવકો પીતરાઇ ભાઇઓ હતા. મોટો ભાઇ એની શારીરિક નિર્બળતાના દર્દથી કંટાળીને નાઠો હતો અને નાનો ભાઇ મોટા ભાઈ પ્રત્યેના પ્રેમને લીધે તેની સાથે જોડાયો હતો.

દાદાએ બંનેની વાત સાંભળીને મોટા ભાઇને તેની તકલીફનો ઉપાય કરી આપ્યો અને બંને ભાઇઓને સમજાવીને ઘેર મોકલી આપ્યા.

બંને ભાઇઓની શોધ માટે દોડાદોડ કરતા એમના કુટુંબીઓના

આનંદનો પાર ન્હો નહિ ત્યારથી એ કુટુંબના માણસો દાદાના ભક્ત બની ગયા *

## ૧૨
## લાલિયો અને મોતિયો

આ અરસામાં લોડાઇમાં એક ધર્મપ્રેમી કુંભાર રહેતો હતો એને ત્યાં બાળકની ખોટ હતી પુત્ર-પ્રાપ્તિ માટે એણે અનેક સુખા-માનતાઓ કરી, પાણા એટલા પીર કર્યા, પરંતુ એના અંતરની અભિલાષ અધૂરી જ રહી એક દિવસ સવારમાં મેકણ દાદા બન્ને કાવડ ચડાવી વસ્તી ચેતાવવા ગામમાં જતા હતા, ત્યાં પેલા કુંભારની સ્ત્રી આવી પહોંચી દાદાના પગોમાં મસ્તક મૂકી, તે પોતાની હૃદય-વ્યથા અશ્રુણીની આંખે વ્યક્ત કરવા લાગી

"દાદા! મારે ત્યાં શેર માટીની ખોટ છે દયા કરો!"

"પણ બાઇ, મારી પાસે દીકરા કંઇ થોડા જ છે!"

"આશીર્વાદ તો છે ને દાદા!"

બાઈ દાદાને પગે એવી બાઝી પડી, કે કેમે કરતાં છોડે જ નહિ બાઇના અશ્રુ-પ્રવાહે દાદાના પગ પખાળી દીધા દાદાએ વિચાર્યું, કે આ ઝોડ કોઇ રીતે છોડે તેમ નથી આથી આખરે તે બોલ્યા—

"જા! બહેન જા! પ્રભુ તારૂં કલ્યાણ કરશે!"

દાદાના મુખમાથી આશીર્વચનો ભંડાર પડતા બાઇના આનંદનો પાર રહ્યો નહિ એ ઊભી થઇ અને સંતુષ્ટ હૃદયે દાદાને પ્રણામ કરી પાછી ફરી

---

* મેકણ દાદાના આશીર્વાદ પામેલ આ જૈન કુટુંબ તે કપાયાના શાહ તેજુ લીલાણીનું કુટુંબ એમના કુટુંબમાં દાદાનો ઉપકાર યાદ રાખવા માટે લગ્ન વખતે સૌથી પ્રથમ મેકણ દાદાની વેલ રાખવાનો રિવાજ રાખવામાં આવ્યો હતો

આ પ્રસંગ પછી બાર માસની અંદર એ કુંભારણ બાઈને ત્યાં બેલડાના બે પુત્રોનો જન્મ થયો. પતિ-પત્નીના આનંદનો પાર રહ્યો નહિ. દાદાનાં વચનોમાં એમને અખંડ શ્રદ્ધા બેસી ગઈ.

કુંભાર પૈસે-ટકે સુખી હતો. એકણ દાદાનાં ચરણોમાં પડી કંઈક માગી લેવા એમને વીનવવા લાગ્યો.

"ભાઈ પ્રજાપતિ! અમો ફકીર લોકોને શું જોઈએ? અમને તો પાથરવાને પૃથ્વી અને ઓઢવાને આકાશ હોય તો બસ છે! આ બે વસ્તુઓ જગતમાં હાજર છે, ત્યાં લગી અમોને કંઈ ઊણપ પડવાની નથી."

"એમ નહિ બને, દાદા! કૃપા કરી મારી વિનંતિ આપ માન્ય રાખો."

"અને મને કશી જ જરૂર ન હોય તો?"

"તો પણ કહો!"

"વારુ! ત્યારે મને એક જ વસ્તુની જરૂર છે."

"આપની દરેક ઇચ્છા પરિપૂર્ણ કરવા સેવક ખડે પગે તૈયાર છે."

"પણ તું ના નહિ કહે ને?"

"અરે, એ શું બોલ્યા? મારું માથું જોઈએ તો તે પણ હમણાં જ દાદાનાં ચરણોમાં હાજર કરી દઉં!"

"જો ભાઈ! તારે મને જરૂર કંઈક આપવું હોય, તો તારો લાલિયો ગધેડો મને આપી દે!"

"શું કહો છો દાદા!" દાદાની માગણી જોઈ કુંભાર અજબ થઈ ગયો. એને લાગ્યું, કે દાદા મારી મશ્કરી કરે છે કે શું?

"બરાબર કહું છું. મને એની જરૂર છે."

"બાપુજી ! તમને એક મારામાં મારો ઘોડો લઈ આપું તો ?"

"અરે, ઘોડા તો ઘણા ફર્યા કરે છે. મને તો તારા લાલિયાની જ જરૂર છે. તે તું આપી દે એટલે બસ ! તારો એક લાલિયો મને લાખોની ભેટ કરતાં કીમતી લાગે છે." દાદાએ ગંભીર મુખમુદ્રાથી જણાવ્યું.

"ઘણી જ ખુશીથી દાદા ! જેવી તમારી આજ્ઞા. પણ હજુ કંઈક બીજો હુકમ કરો તો મારા મનને આનંદ થાય."

"હજી તને સંતોષ નથી થયો ?"

"નથી થયો બાપ ! આપ દયા કરો તો જ મારા મનને સંપૂર્ણ સંતોષ થાય."

"ઠીક, ત્યારે તારો જે વાડો છે તે મને આપીશ ?"

"એ શું કહો છો દાદા ? આજથી એ વાડો મારો નથી પણ તમારો જ છે."

"બસ હવે રાજી ?"

"હવે રાજી દાદા ! ઘણી જ કૃપા કરી."

કુંભાર હર્ષિત હૈયે દાદાને પગે પડ્યો અને ચાલતો થયો.

તે જ દિવસે લાલિયો ગધેડો મેકણ દાદાને સોંપવામાં આવ્યો. દાદા પાસે એક અતિ ચતુર કૂતરો પણ હતો. તેનું નામ મોતિયો. લાલિયા અને મોતિયાની હવે સુંદર જોડી જામી

સમાજનાં તિરસ્કાર અને ઉપેક્ષાને વરેલાં આ પ્રાણીઓની જોડલી દ્વારા દાદાએ એક અસાધારણ સેવાકાર્યની શરૂઆત કરી.

કચ્છ અને સિંધની મધ્યમાં આવેલા ખાવડાથી લોડાઈના રસ્તા વચ્ચે ચૌદ ગાઉનો રણનો રસ્તો આવે છે. ઉનાળાની ઋતુમાં આ

રણો એવા પ્રકારના હોય છે, કે રણને સ્મે આવતા મુસાફર પાસે જે પાણી ન હોય અને તડકો તપી જાય તો તે મુસાફર એ રણ-માંથી ભાગ્યે જ જીવતો નીકળી શકે અનેક મુસાફરો આ રણની મુસાફરીમાં પાણીના અભાવે મરણને શરણ થઇ જતા. પાણી વગર તરફડી મરતા મુસાફરોને બચાવી લેવાના કાર્યમાં મેકણ દાદાએ લાલિયા અને મોતિયાનો ઉપયોગ કરવાનું વિચાર્યું.

પાશ્ચાત્ય પ્રદેશમાં બરફના વરસતા વરસાદ વચ્ચે, બરફના ડુંગરોમાં ફસાઇ મરતા મુસાફરોને બહાર કાઢીને તેમનો જીવ બચાવવાનું કામ મેવાભાવી કાર્ય સેન્ટ બર્નાર્ડના મઠોના કૂતરા કરતા, એવું જ અદ્ભુત સેવાકાર્ય મેકણ દાદાના આ લાલિયા અને મોતિયાએ માથે લઇ લીધુ.

લાલિયાની પીઠ પર રાખેલા છાલકામાં ઠંડા પાણીનાં બે માટલાં બન્ને બાજુએ મૂકવામાં આવતા ઉપર દોરીથી બાંધેલો એક પ્યાલો પણ મૂકવામાં આવતો આટલી તૈયારી પછી આ બન્ને મૂંગા મિત્રો બળતા રણની અંદર મુકાવી દેતા. મોતિયો આગળ અને લાલિયો પાછળ આગ વરસતા રણ વચ્ચે ભટકી રહેલા તરસ્યા મુસાફરોને શોધવાને આ બંને બિરાદરો નીકળી પડતા મોતિયો જે કોઇ માણસને જોતો તે તરફ લાલિયાને દોરી જતો ઝડપથી ચાલતા આ ભાઇબંધ ઘેરાયેલા તરસ્યા મુસાફર પાસે પહોંચી જતા. અચાનક આવી મળેલું ઠંડુ પાણી જોઇ મુસાફરના હર્ષનો પાર રહેતો નહિ તે નિરાંતે પેટ ભરીને પાણી પીતો અને જાણે નવા જન્મમાં આવ્યો હોય એટલો આનંદ અનુભવતો

મેકણ દાદાની પ્રેરણાથી લાલિયા અને મોતિયાએ જન-સેવાનું આ ઉત્તમ કાર્ય ઉપાડી લીધું હતું આ કાર્ય આ પ્રાણીઓ સિવાય બીજા કોઇથી થઇ શકે એવું ન હતું કોઇ માણસ આવી રીતે પાણી લઇને સળગતા રેતી વચ્ચે રખડવા માટે તો ભાગ્યે જ તે પોતાને ઘેર પાછો ફરી શકે માણસો ન કરી શકે એવી મહાન સેવા આ ઉભય

જેમનો દાદાની આજ્ઞામાં જ રહીને ખજાની રહ્યા હતા. અનેક માર્ગ-ભૂલેલા માનવીઓ અને તૃષાતુર પ્રાણીઓના પ્રાણ આ ચતુર જાનવરોની જોડલીએ ઉગારી લીધા હતા. મરતા મુસાફરો માટે એ જાણે રણના ફિરસ્તા બની ગયા હતા.

લાલિયા અને મોતિયાને દાદા ભુજ પણ મોકલતા. ભુજની ગાદી પર આ વખતે મહારાઓ શ્રી દેશળજી પહેલા બિરાજમાન હતા. મહારાઓશ્રી પોતે મેકણ દાદાના શિષ્ય હતા. દાદાને કોઈ પણ ચીજની જરૂર પડતી તો તે ચિઠ્ઠીમાં લખીને તેને મોતિયાની ગરદને બાંધી દેતા. આ બન્ને જાનવરો ઝડપી ગતિએ ભુજ પહોંચી જતા. ભુજ-રાજમહેલના દરવાજા પાસે આ બન્ને પ્રાણીઓ ઊભાં રહેતાં. દરવાનો એમને જાણતા હોવાથી તરત જ મોતિયાના ગળામાથી ચિઠ્ઠી છોડી લઈને દરબારમાં પહોંચાડી દેતા.

દાદાએ મંગાવેલી તમામ ચીજો લાલિયાની પીઠ પર લાદવામાં આવતી. પીઠ પર સામાન બંધાઈ જતા તરત જ આ બન્ને પ્રાણીઓ ત્યાંથી ઊપડી નીકળતા અને દાદા પાસે હાજર થઈ જતા.

એવી જ રીતે ભુજના મોદીઓ પાસેથી પણ દાદા જોઈતો માલ મંગાવી લેતા. લોડાઈથી સાંજે નીકળી અંધારા કે અજવાળાની જરાએ દરકાર કર્યા વગર સવારમા આ બન્ને પ્રાણીઓ ભુજ દાદાના અખાડામાં* પહોંચી જતા અને ભુજથી પાછા સાંજે રવાના થઈ વહેલી સવારે દાદાની સેવામા દાખલ થઈ જતા

લાલિયા અને મોતિયાની આ જોડલી કચ્છના ઇતિહાસમાં

* ભુજમાં નાગર ચકલામાં આવેલ મેકણનો અખાડો શ્રી દેશળજી બાવાએ દાદાની આજ્ઞાથી બંધાવી આપેલ છે અસલ અહીં હીર નુખના ઠાસ્નત પ્રેમજી ગણપતની જગ્યા હતી. આ જગ્યા ઓત્રે મેકણ દાદાને તુલસી પત્રે દાનમાં આપી હતી.

પણ પ્રેમનો કાચો ત્રાગડો તોડવો મુશ્કેલ છે. દાદા પણ પ્રેમાંબાના પ્રેમ-ભરેલા શબ્દો પાસે નમી પડ્યા. એમણે ચોથી ધૂણી પ્રાગમાં જ તાપવાનો નિશ્ચય કરી લીધો. 'પ્રાગ છોડી જાઓ તો રામ-દુહાઇ' આ અતિ ગૂઢાર્થ ભર્યા શબ્દોનો વિચાર કરતાં દાદાનું મન પણ ઘડીભર ચકડોળે ચડી ગયું.

પ્રાગની જનતાના ગગનભેદી હર્ષનાદો વચ્ચે દાદા પાછા ફર્યા. લોકોનાં અંતર આનંદથી નાચવા લાગ્યા. પ્રેમાંબાના હર્ષનો પાર રહ્યો નહિ.

દાદાને આશ્રમ માટે એક સુંદર સ્થાન અર્પણ કરવામાં આવ્યું. ત્યાં દાદાની ધૂણીની સ્થાપના કરવામાં આવી. ગામના લોકોએ ઘણા જ પ્રેમથી દાદાને તમામ પ્રકારની સગવડ કરી આપી દાદાએ નિત્ય-નિયમ પ્રમાણે પોતાનું કાર્ય ચાલુ કરી દીધું. એમનો અખાડો સાધુ-સંતો અને અભ્યાગતોથી ઉભરાવા લાગ્યો. એકતારો અને મંજીરાના તાનમાં ભક્તોની ઝોક જામવા લાગી. ગામના લોકો દાદાની દિવ્ય વાણીનો લાભ લેતા આત્મ-સંતોષ અનુભવવા લાગ્યા.

પૂનાની અનેક કરામતો પછી એ મહાપુરૂકેનીએ ઊભો થતો ગામના લોકો હવે પૂનાના આ બળદને બરાબર પિછાની ગયા હતા પૂનાના ગાડા પર ગામતરે જતા તેના તો ભોગ જ મળતા આથી એનુ ગાડુ ભાગ્યે જ કોઇ ભાડે લઇ જતુ. આથી પૂનાને આખું વરસ પોતાના ખેતરના કામકાજમા જ રોકાઇ રહેવુ પડતુ. બારેમાસ તનતોડ મહેનત કરતા છતા એ માડમાડ જીવનના બે છેડા ભેગા કરી શકતો જ્યા પેટ પૂરતા પાકના જ સાસા હોય ત્યા સારા બળદોની જોડ પણ શી રીતે લઇ શકાય ? આમ પૂનો આ ખોટા બળદની રોજ રોજની માથાકૂટના ત્રાસથી ત્રાસી ગયો હતો છતા તે જેમ તેમ કરીને પોતાનુ સંસાર-શકટ ખેચી રહ્યો હતો

ઉનાળાનો વખત હતો આજ સવારથી જ નાગડનો સૂર્ય જાણે આગ વરસાવી રહ્યો હતો વાગડની ધગધગતી લૂમા બળદો પણ બપોર પછી કામ કરવાને અશક્ત બની જાય આ કારણથી ખેડૂતો રાત્રિના સમયમા તથા સવારના ભાગમા જ ખેતરોમા ખેડનુ કામ કરી શકે પૂનો આજ વહેલી સવારથી પોતાનુ ખેતર ખેડવાના કામમા લાગી ગયો હતો આજે તો ખોટા બળદે પોતાની ખોટાઇ કરવામા ખ ગ વાળ્યો હતો પૂનો પૂછડા મરડી મરડી થાકી પથ્યો હતો બળદ જ્યારે બેસી જતો અને કેમે કરતા ઊઠતો નહિ ત્યારે પૂનો એના મોઢા પર દોરડીનો મજબૂત બધ દાબીને બાધી દેતો આથી બળદને શ્વાસ લેવામા મૂઝવણ થતી અને એ મૂઝાઇને ઊભો થઇ જતો બળદ ઊઠીને ઊભો થતો, એટલે પનો વળી તેને હળમા હાકવા લાગી જતો થોડુક ચાલતા જ બળદ પાછો ઢગનો બનીને બેસી જતો આજે તો બળ પણ જાણે વાદે ચડ્યો હતો પૂનો એને ઉઠાડી ઉઠાડીને કટાળી ગયો હતો ખોટા બળદની ખોટાઇના ત્રાસથી એ " હાય ! " પોકારી રહ્યો હતો

રોટલાટાણુ થઇ ગયુ હતુ હવે ખેતરમા હળના ો ચાર

અજોડ અને અપૂર્વ છે. લાલિયાનાં વખાણ કરતાં મેકણ દાદા ધરાતા નહિ. એ કહેતા કે:—

**લાલિયો મુંજો લખણવંતો, ભાએં જેડો ભા,**
**ઘણા મુછારા ગારે ફિંગાઈયાં,**
**મેકણ ચે લાલિયે જે પુચ્છ મથા.**

ભાવાર્થ—મારો લાલિયો મહા લક્ષણવંતો છે. એ ભાઈઓ જેવો જ ભાઈ છે. મેકણ કહે છે કે ઘણા મૂછાળા મર્દો એના પૂછડા પરથી ઓવારીને નાખી દઉં એવો એ ઉત્તમ છે.

## ૧૩
## ધ્રંગની ધરતીમાં

લોડાઈમાં બાર વરસની ત્રીજી ધૂણી પૂર્ણ થતાં દાદાએ તેને સમેટવા માંડી. પશ્ચિમ-ભૂમિ તરફ ધૂણીને ખસેડી જવાનો દાદાનો વિચાર હતો. પણ તે ક્યાં લઈ જવી, તે બાબત હજુ તેમણે કંઈ ચોક્કસ નિર્ણય કર્યો ન હતો. સ્થિરવાસ એમને ગમતો નહિ. "વહેતાં પાણી નિર્મળાં"નો સિદ્ધાંત એમણે રગેરગમાં ઉતારી દીધો હતો.

લોડાઈની ભૂમિને વંદન કરી દાદા ત્યાંથી વિદાય થયા. ગામ આખાના લોકો એમને વળાવવા માટે એમની સાથે ચાલવા લાગ્યા. દાદાની વિદાયથી ગામનો આતમા જાણે ઊડી જતો હોય એવું સૌને લાગતું હતું.

ધ્રંગ અને લોડાઈ વચ્ચેની સરહદ આવતાં દાદા ત્યાં ઊભા રહ્યા. સૌને હવે પાછા ફરવાની તેમણે સૂચના કરી. દાદાને છોડીને પાછા ફરતાં કોઈના પગ ઉપડતા ન હતા. બાર બાર વરસના દાદાના અખંડ સહવાસનો આજે અંત આવતો હોવાથી સૌની આંખો ભીની થઈ ગઈ હતી. લોક-સેવાના એમના સિદ્ધાંતે જનતાના હૃદયમાં

એમને ઉચ્ચ સ્થાન અપાવ્યું હતું. આ કારણથી દાદાથી વિખૂટા પડતાં લોકોનાં હૃદય રડી રહ્યાં હતાં.

મનને કઠોર કરી દાદાના આગ્રહથી લોડાઈની જનતા પાછી ફરી. દાદા ધ્રંગ તરફ ચાલતા થયા.

ધ્રંગના પાદરમાં દાદાનો પગ પડતાં જ ગામ–લોકો સામે આવ્યા અને એમને રોકાઈ જવા આગ્રહ કરવા લાગ્યા. દાદાનો વિચાર ધ્રંગમાં રોકાવાનો ન હોવાથી એ તો પોતાની ધારણા પ્રમાણે આગળ વધવા લાગ્યા.

ધ્રંગમાં આ વખતે પ્રેમાંબા નામે રાજપૂત જાતિનાં એક ભાવિક બહેન રહેતાં હતાં. એમના કુંવર ખેંગારજીને ત્યાં થએલ પુત્ર–જન્મને તે દાદાનાં આશીર્વાદનું પરિણામ માનતા હતાં, આથી પ્રેમાંબા મેકણ દાદાનાં પરમ પ્રશંસક અને પૂજક બની ગયાં હતાં. આજે એમના કુંવર ખેંગારજી ભુજ ગએલા હોવાથી બા પોતે ઓજલ–પડદાનો ત્યાગ કરી દાદાને વિનંતિ કરવા આવી પહોંચ્યાં.

લોકો દાદાને આગ્રહપૂર્વક રોકી રહ્યા હતા અને દાદા આગ્રહ-પૂર્વક આગળ વધતા હતા. હજુ દિવસ ઘણો હતો. બીજે ગામ પહોંચી શકાય એટલો વખત હતો. દાદા લોકોને સમજાવતા ધીમે પગલે ચાલતા જતા હતા. એટલામાં પ્રેમાંબા આવી પહોંચ્યાં.

બાએ પણ દાદાને પગે પડી એમને રોકાઈ જવા અરજ કરી પણ દાદા તો મક્કમ હતા. એમનાં પગલાં આગળ વધતાં અટકતાં ન હતાં. આ જોઈ પ્રેમાંબાને દુઃખ થયું. એમની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલવા લાગી. એમણે અતિ આર્દ્ર હૃદયે દાદાને વીનવતાં કહ્યું, કે " દાદા! ધ્રંગ છોડી જાઓ તો તમને રામ-દુહાઈ!"

આટા દેવા જ બાકી હતા. પૂનો બળદને ચચકારતો બચકારતો, એની પીઠ થાબડતો અને માથે હાથ ફેરવતો, ફોસલાવી ફોસલાવીને હાંકી રહ્યો હતો. એટલામાં વળી એક વાર બળદ ધબ! દેતો બેસી ગયા. પૂનો એને પગની એડી લગાવી, ડચકારા કરવા લાગ્યો અને પૂછડું મરડી ઉઠાડવા લાગ્યો. પણ બળદે તો હવે ઊઠવાના જાણે સોગન લીધા હતા. એ તો ગરદનને જમીન પર લબડાવી, આંખો મીંચીને મરી ગયા જેવો થઈ પડી રહ્યો. પૂનાએ વિચાર્યું કે માત્ર ડચકારા કરવાથી હવે એ ઊઠે તેમ નથી. એટલે એણે એનો રામબાણ ઉપાય હાથમાં લીધો. બળદને ઉઠાડવાનો આ જ એક એની પાસે અચૂક ઈલાજ હતો. ગમની દોરડી વડે એણે બળદનું મોઢું બરાબર મજબૂત કરીને જકડી લીધું.

બરાબર એ જ વખતે કડલાં અને કાંબીઓના ખણખણાટ સાથે એની જુવાન ચારણિયાણી દેવલ દૂરથી આવતી દેખાઈ. એને માથે ભાતનો મોટો સૂંડલો હતો. સૂંડલામાં બળદો માટે ખાણ અને ચારણ માટે છાશ-રોટલા હતા. સૂંડલો ભારે હતો. એ જ વખતે ચારણ યુવતિને આવતાં આવતાં પગે કાંટો વાગ્યો. કાંટો કાઢતાં સૂંડલો આડો થઈ જવાથી અંદરનો છાશનો પાળિયો ઉથલી પડ્યો અને છાશ ઢોળાવા લાગી. ચારણિયાણીએ માથા પરનો સૂંડલો ઉતારવા ચારણને દૂરથી હાકલ કરી. એકાએક ચારણિયાણીની હાકલ સાંભળતાં બળદને એમ જ પડતો મૂકીને પૂનો તરત ત્યાં દોડી ગયો. ચારણિયાણીએ ઢોળાઈ રહેલી છાશ બતાવીને ભાતનો સૂંડલો તરત ઉતારવા કહ્યું. ચારણે ઝટ સૂંડલો નીચે ઉતાર્યો, અને ચારણિયાણીના પગમાંથી શૂળ વડે જ પગનો કાંટો એણે કાઢ્યો. કાંટાનું દુઃખ દૂર થતાં ચારણિયાણી આડોશ-પાડોશની વાતો કરવા લાગી. આમ થોડો વખત વીતી ગયો. પૂનાને મોઢું બાંધી રાખેલા બળદની યાદ આવતાં જ તે ચોંકી ઊઠ્યો. એણે એકદમ બળદ તરફ દોટ મૂકી.

જ્યાંને જુએ છે તો કમનસીબ ઘેરી વળ્યાં હતાં. બળદનું ગોઢું નસકોરાં સહિત એવું બંધાઈ ગયું હતું, કે તેનાથી શ્વાસ લેવાનું મુશ્કેલ બની ગયું. અને શ્વાસ લેવા વગર પ્રાણી કેવી રીતે જીવી શકે ? બળદે થોડી વાર તરફડિયાં મારીને પ્રાણ તજી દીધા હતા.

બળદના આકસ્મિક મૃત્યુએ પૂનાનું હૈયું વલોવી નાખ્યું. એ પોતાની ગફલત પર શાપ વરસાવવા લાગ્યો. એના દિલ પર એવી ચોટ લાગી, કે સંસારમાથી એનું મન ઊઠી ગયું.

દેવલને એના માવિત્રોને ઘેર મૂકી દઇને પૂનો ત્યાંથી સીધો તીરની માફક મેકણ દાદાના અખાડામા ધ્રંગ પહોંચી ગયો. દાદાનાં ચરણોમા મસ્તક નમાવી પૂનાએ પોતાના હાથે થએલું પાપ પ્રકટ કરવા માડ્યું. એની આખોમાથી શ્રાવણ-ભાદરવો વહેવા લાગ્યા.

પૂનાના સાચા પશ્ચાત્તાપની દાદાને ખાતરી થઈ. એના અંતર પર લાગેલ વૈરાગ્યના રંગની પણ એમણે કસોટી કરી લીધી. નિર્મળ હૃદયનો આ પૂનો ચારણ સર્વ રીતે સુયોગ્ય જણાયો. દાદાએ તેને ઘણા જ પ્રેમથી દીક્ષા આપી. પૂનાની ભાવનાશીલતાએ એને દાદાનો માનીતો શિષ્ય બનાવી દીધો. એનુ નામ પૂનરાજ રાખવામાં આવ્યું.

દાદાના સહવાસમા રહી પૂનરાજનો આત્મા દિવસે-દિવસે વિકાસ પામતો ગયો. આગળ જતા તે મહાન સંતોની હરોળનો એક સંતપુરુષ બની ગયો.

દાદાની આજ્ઞાથી થોડો વખત તે સિંધ તરફ દેશાટન કરીને પાછો દાદાના ચરણોમા હાજર થઈ ગયો. દાદાની સેવામા જ એણે પોતાનુ અવશેષ જીવન વ્યતીત કર્યું.

૧૫

## સામંત રાજા

મડ જાગીરના મહંતનો ભાઈ સામંત રાજા કરીને કાપડી હતો. તે ઝોળી ઉપરાવવા માટે નીકળ્યો હતો. ફરતો ફરતો તે કંગ આવી ચડ્યો. સામંત રાજાને મેકણ દાદાના શિષ્ય બનવાની ઈચ્છા થઈ.

"દાદા! મને ગુરુમંત્ર આપો!"

"સામંત રાજા! તમને મારાથી દીક્ષા આપી શકાય ખરી?"

"કેમ ન આપી શકાય દાદા?"

"જુઓ! મડ જાગીરના મહંત મારા ગુરૂ કહેવાય. અને તમે એમના ભાઈ એટલે મારા કાકા ગણાઓ! હવે કહો, તમને મારાથી દીક્ષા કેવી રીતે અપાય?"

"મને તમે કાકા માનો છો, પણ હું તમને દાદા માનું છું તેનું કેમ? તમે તો જગતના દાદા છો. તમે તો સૌને દીક્ષા આપી શકો. દયા કરો! અને મને આપનાં ચરણોમાં સ્થાન આપો!"

"પણ કાકા! મારી દીક્ષા તો ખાંડાની ધાર જેવી છે!"

"એટલે?"

"એટલે એમ, કે કોક દી ઓચીંતા ભૂમિમાં ભંડારાઇ જવાનો વચન પણ આવી પડે."

"બસ એટલું જ ને! હું તૈયાર છું! માત્ર આપની આજ્ઞાની જ વાર છે! હમણાં કહેતા હો તો હમણાં જ આ ભૂમિમાં સમાઇ જવા તૈયાર છું!

કાકાનાં વચન સાંભળી દાદાને સંતોષ થયો.

સાખી

**ન મેડ઼ેં ન મસીદ઼ેં, ન વસ્તી સેં વેવાર,**
**મુંજો નાથ મેકણુ ચેં, કાકે કેઓ કરાર.**

ભાવાર્થ—ન મેળાવામાં ન મસ્જિદમાં કે નહિ વસ્તી સાથે પણ વહેવાર છે. મેકણ કહે છે કે આવા કાકાએ આખરી કરાર કરેલો છે.

સામંત રાજાએ દાદાના હાથે દીક્ષા ગ્રહણ કરી. દાદાએ એને વીંછીઆ ગામમાં જગ્યા સ્થાપીને ત્યાં રહેવાની આજ્ઞા કરી. વીંછીઆ ગામમાં એક મંદિર તૈયાર કરાવી સામંત રાજા ભજનાનંદમાં પોતાનો સમય ગાળવા લાગ્યા.

દાદાએ જ્યારે ધ્રંગમાં સમાધિ લીધી ત્યારે સામંત રાજાએ પોતાનું વચન અક્ષરશઃ પાળી બતાવ્યું. એ પણ બીજા ત્રણ ભક્તો સાથે વીંછીઆની ધરણીમાં સદાને માટે સમાઇ ગયા.

## ૧૬

## સ્વામી નિશ્ચલગિરિ અને કાંધો આહિર

એક વખત ચાર અતીત ભાઇઓ યાત્રા કરવા માટે નીકળ્યા. તે ફરતા ફરતા કચ્છમાં આવી ચડ્યા. કચ્છમાં મેકણ દાદાની ખ્યાતિ સાંભળી તે દાદાનાં દર્શન કરવા ધ્રંગ આવ્યા.

આ ચારે ભાઇઓ કચ્છથી સિંધ અને સિંધમાંથી હિમાલય તરફ જવાના હતા. હિમાલયના પ્રવાસ માટે ઋતુ અનુકૂળ ન હોતાં દાદાએ એમને એ વખતે હિમાલય તરફ ન જવાની સૂચના કરી. પરંતુ દાદાની સલાહને ન ગણકારતાં આ ચારે ભાઇઓ સિંધ થઇને હિમાલય તરફ નીકળી ગયા. ઋતુ અતિ પ્રતિકૂળ હોવાથી આ ચાર ભાઇઓમાંથી ત્રણ જણનું રસ્તામા જ અવસાન થઇ ગયું. નિશ્ચલગિરિ નામે છેલ્લો એક જ ભાઈ બાકી રહ્યો. તે ત્યાંથી

## ૧૮
## જીવંત સમાધિ

વિક્રમ સંવત ૧૭૮૬ ની સાલ ચાલતી હતી. આશ્વિન માસ હતો. કૃષ્ણપક્ષની ચતુર્દશીનો દિવસ હતો. વાર શનિ હતો. આ દિવસ કચ્છના ઇતિહાસમાં સુવર્ણ અક્ષરે લખાએલ છે. કચ્છની તપસ્વી ભૂમિમાં એ દિવસે એક અદ્‌ભૂત અને અભૂતપૂર્વ પ્રસંગ બન્યો. મેકણ દાદાએ જીવંત સમાધિ ધારણ કરવા માટે આ દિવસ પસંદ કર્યો હતો. કચ્છના અનેક સંતોની સમાધિનો એ દિન-કચ્છની જનતા કદી ભૂલી શકશે નહિ.

આજે વહેલી સવારથી દાદાના અખાડામાં નોબતના ગગનભેદી ગડગડાટ ગર્જી રહ્યા હતા. શરણાઈઓ તીવ્ર સ્વરે વ્યોમને વીંધી રહી હતી. આરતીઓ અને શંખો ફૂંકાઇ રહ્યાં હતાં. પખવાજ વાગી રહ્યાં હતાં. ઢોલ ધ્રૂસકી રહ્યા હતા.

દાદાની સમાધિની પત્રિકાઓ કચ્છને ગામડે ગામડે મોકલવામાં આવી હતી. સાધુ, સંન્યાસીઓ, ભક્તો અને ભજન–મંડળીઓનો પાર ન હતો. આજુબાજુનાં ગામોના લોકોનાં ટોળે ટોળાં સમુદ્રની ભરતીની માફક ઉલટયાં હતાં. વાતાવરણ ગંભીર બની ગયું હતું. દરેક માણસના ચહેરા પર એક પ્રકારની ઘેરી ઉદાસીનતા છવાઈ ગએલી દેખાતી હતી.

અનેક માર્ગ–ભૂલેલા માનવીઓને સાચા રાહ પર ચડાવનાર, સત્યનું સ્થાપન કરી અસત્યને ઉથાપનાર, સ્નેહ અને સેવાની સાચી મૂર્તિસમા મેકણ દાદા આજે જાગૃત અવસ્થામાં જીવંત સમાધિ ધારણ કરી, સદાને માટે ધરતી માતાના ઉદરમાં સમાઈ જવા માટે તૈયાર થઇ ગયા હતા. લોકોના હૃદય–પટ પર શોક અને દુઃખની કાળી છાયા છવાઈ ગઈ હતી. કોઇના મુખમાંથી કોઇ પણ શબ્દ

તમામ પ્રકારની તૈયારીઓ થઇ ચૂકી. કુમારી કન્યાઓએ આ મરજીવા મહાન આત્માઓને માથે પોતાના કોમળ હાથે કંકુ–ચોખાનાં તિલક કર્યાં. સૌએ પોતપોતાના હાથે જ પોતાનાં આખરી વસ્ત્રો ધારણ કરી લીધાં. ઝોળી, ઝંડા, પતર, પાવડી સૌએ લઇ લીધાં. આ અતિ ભવ્ય સંગાથ સાથે દાદા તૈયાર કરેલી સમાધિઓની સમીપમાં આવી પહોંચ્યા.

દાદાની મૂર્તિ આજે અદ્ભુત બની ગઇ હતી. બંને હાથ ઊંચા કરી કરીને એ ગંભીર વદને સૌને આશીર્વાદ આપી આપીને અંતિમ વિદાય લઇ રહ્યા હતા. લોકોનો ક્રમો આજે ઝાલ્યો ઝલાતો ન હતો. આજના આ દુઃખદ દશ્યે સૌનાં હૈયાં વલોવી નાખ્યાં હતાં. કોઇનામાં એક શબ્દનો પણ ઉચ્ચાર કરવાની જાણે તાકાત રહી ન હતી. બધાને જાણે દાદાની સાથે ધરણીમાં ધરબાઇ જવાનું મન થતું હતું.

સૌથી પહેલાં દાદાના પટ્ટ શિષ્ય અરજણ રાજા આગળ આવીને દાદાનાં ચરણોમાં ઝૂકી પડયા. દાદાએ એમને માથે હાથ મૂકીને આશીર્વાદ દીધા. પોતાનાં વસ્ત્રો પોતાનાં હાથે અરજણ રાજાને પહેરાવી દીધાં અને આજથી એમને ગુરુ તરીકે ગણવાની ધ્રંગ અને લોડાઇના પરેલોને તેમજ સૌને સૂચના આપી દીધી.

આ વખતે અરજણ રાજાનું હૈયું છૂટી ગયું. એમની આંખોમાંથી ચોધાર આંસુ ચાલવા લાગ્યાં.

"દાદા! તમે જાઓ છો, હવે અમારું કોણ?" અરજણ રાજાએ દાદાના પગ પકડીને રડતાં રડતાં કહ્યું.

"પણ હું કયાં જાઉં છું? હું કયાં મરી જાઉં છું? હું તો તમારી સૌની સન્મુખ જીવતો જ ઊભો છું અને જીવતો જ સમાઇ જાઉં છું. હું મરતો નથી અને મરવાનો પણ નથી. જીવંત છું અને સદા જીવંત રહીશ. આમ પણ શું હું હંમેશાં અમર રહીશ એમ તમે

મહા મુશ્કેલીએ પાછો ફર્યો અને સિંધમાંથી થઈને ખાવડે આવ્યો. દાદાની સૂચનાની અવગણના કરવાથી જ આ ભયંકર પરિણામ વેઠવાનો વખત આવ્યો હતો, એ વાત નિશ્ચલગિરિના ચિત્તમાં ચોંટી ગઈ હતી. પોતાની ભૂલ માટે દાદાની ક્ષમા માગવા તેનું મન તલસી રહ્યું હતું.

આ વખતે નવરાત્રિના દિવસો ચાલતા હતા. નિશ્ચલગિરિએ નવરાત્રિ ખાવડામાં જ કરવાનો નિશ્ચય કર્યો. અહીં રહી તેણે નવરાત્રિ દરમિયાન ઉગ્ર તપશ્ચર્યા આદરી. તેણે પોતાના બંને હાથોમાં અને મસ્તક ઉપર મેકણ દાદાને ચડાવવા માટે જવારા રોપી દીધા.

નિશ્ચલગિરિ ખાવડાની ભક્ત-મંડળી સાથે ઉભય હાથ અને મસ્તક પર રોપેલા જવારા સહિત ખાવડાથી બાવાજીનાં દર્શન માટે ધ્રંગ આવવા રવાના થયા. આખી રાત્રિ રણ રસ્તે ચાલીને આશ્વિન સુદિ અષ્ટમીના દિવસે સવારમાં આ મંડળી ધ્રંગ આવી પહોંચી. અહીં હવન-હોમાદિની તમામ ક્રિયા ધ્રંગમાં દાદાની છાયા નીચે સમાપ્ત કરવામાં આવી.

તે દિવસથી નિશ્ચલગિરિ દાદાની સેવામાં ધ્રંગમાં જ રહી ગયા. એમણે પોતાનું શેષ જીવન ત્યાં જ પૂર્ણ કર્યું. એમની સમાધિ દાદાની જગ્યામાં ઉત્તર તરફ જોવામાં આવે છે.

કાંધો નામનો એક કોવાડિયો આહિર પણ રાત-દિવસ દાદાની ચાકરીમાં મશગુલ રહેતો. એણે પણ પોતાની આખી જિંદગી ત્યાં જ પૂર્ણ કરી. આ આહિરની સમાધિ પણ દાદાની જગામાં જોવામાં આવે છે.

દાદાના પટ્ટ શિષ્ય અરજણ રાજા હતા. અરજણ રાજાના બે ચેલા. રાયમલ રાજા અને આસો રાજા.

આસા રાજાને દાદાએ જંગીની જાગીર સાચવવાની આજ્ઞા કરતાં તે ત્યાં જઈને રહ્યો અને ત્યાં જ તેણે પોતાનું જીવન પૂર્ણ કર્યું.

## ૧૭
## સતી માતા પાબાંબા

મેકણ દાદાનાં માતુશ્રી પાબાંબા હજુ હયાત હતાં. દાદાના આત્મ-વિકાસની તમામ વાતો એમના કાને આવતી હતી. પુત્રની આત્મ-શક્તિની ખ્યાતિ સાંભળી સાંભળીને પાબાંબાના મનમાં હર્ષ માતો ન હતો. દાદાનાં દર્શન કરવાની એમની ઇચ્છા થતાં તે ખોંભડીથી ધ્રંગ આવવા ચાલતાં થયાં.

રસ્તામાં દેવીસર ગામ આવ્યું. દેવીસરના તળાવને આરે ગાડાવાળાએ ગાડું છોડ્યું. બળદોને કડબનું નીરણ કર્યું. પોતે જરા આરામ માટે આડે પડખે પડ્યો.

પાબાંબાના મોટા કુંવર મેકાજીએ બાલ વયમાં જ સંસાર ત્યાગ કર્યો. નાના કુંવર પનાજી પણ શાહ કલંદરના શિષ્ય બની ગયા. અહીં દેવીસરના સરોવર-કિનારાની શાન્તિમાં માતુશ્રી પાબાંબાને બંને પુત્રોના સંસાર-ત્યાગના વિચારો ઘેરી વળ્યા.

પતિનું અવસાન, પુત્રોનો ત્યાગ અને વૈરાગ્ય, વૃદ્ધાવસ્થા, એકલવાયું જીવન, આ બધી બાબતોએ એમના હૃદયને જાણે જકડી લીધું. એમનું મન એકાએક ઉદાસ બની ગયું. આ ઉદાસીનતાએ એમના પર એક સામટો એવો હલ્લો કર્યો, કે તેમને ત્યાં જ સત ચડ્યું અને તે દેવીસરના તળાવ પર જ સતી થયાં.

આ સ્થાને અહીં એક દહેરી બાંધવામાં આવી છે. આજે પણ પાબાંબા અહીં સતી માતા તરીકે પૂજાય છે.

માનો છો? માનવીને કપાળે મૃત્યુ તો ચોટેલું જ છે! તો પછી હમી હસીને અરદાઇથી તેની સામે જવું તેમાં દુઃખ શાનું? તમે કોઈ કલ્પાંત કરશો નહિ! જીવતા માણસ માટે શોક કેવો? હું તમારા અંતરમાં સદા જીવતો જ છું. તમે યાદ કરતા રહેજો અને હું તમને જવાબ આપતો રહીશ."

દાદાની આ અનેરી વાણીએ સૌનો સંતાપ હરી લીધો. સૌના અંતરમાં એક પ્રકારની નવી તાજગી આવી ગઇ.

"પણ મારાથી આટલી જાગીર કેમ ચાલશે દાદા?" અરજણ રાજાએ રડતા હૃદયે અને ગળગળા અવાજે કહ્યું.

દાદાએ પોતાની કાવડ મંગાવી અને અરજણ રાજાને ખભે મૂકી દીધી.

"ભાઇ! આ કાવડ ફેરવતો રહેજે અને સાધુ-સંતોનો સત્કાર કરતો રહેજે! અને બાકીનાં બીજાં કામ તો પ્રભુ પોતે જ પાર પાડતો રહેશે."

સાખી

**અગિયા થીંયો રાયમલ, પુઠિયા થીંયો વિજો,**
**ધણીજા કમ ધણી કંધો, આંઇ ફુલા તા ખિજો?**

ભાવાર્થ—હમણાં તમે છો. પછી તમારો શિષ્ય રાયમલ રાજા થશે. પછી તેનો શિષ્ય વીજો રાજા થશે. એમ પ્રભુનાં કામ પ્રભુ પોતે જ કરતો રહેશે. તમે શા માટે ફિકરગીર થાઓ છો?

"દાદા! તમારા વગર તો અખાડો આખો સૂનો થઇ જશે." પ્રંગના પટેલે દુઃખિત અંતરે જણાવ્યું.

"પટેલ કોઈ વગર કોઈ સૂનું થતું નથી. અખાડો તો હવે જ પ્રકાશમાન બનશે."




સાખી

**હેર અય આખાડો, પોય થીંધો પાબારી હદ,**
**સચી જકીનસેં જાધ કંધા, ત જવાબ જુડંધો ઝટ.**

ભાવાર્થ—હમણાં એ અખાડો છે અને પછી તો તમામ વસ્તુઓ પ્રાપ્ત કરવાનું સ્થાન થશે. ખરા અંત કરણથી યાદ કરશો તો તમને તરત જવાબ મળી રહેશે.

પછી પ્રંગને આશીર્વાદ અરપતાં દાદા બોલ્યા—

સાખી

**કારીઝર ને કોવાડિયા, નેહ પ્રંગ નિમાણ,**
**જુગેં જુનાં ન થીએં, મેકણ ચેં આખરી એંધાણ.**

આ વખતે અતિ ઘેરા બની ગએલા વાતાવરણ વચ્ચે લાલિયો અને મોતિયો બંને આવી પહોંચ્યા. દાદા પાસે માથું નમાવી એ ઊભા રહ્યા. જેની પ્રેરણાથી આ મૂગા પ્રાણીઓએ મુસાફરોને ધખતા રણમાં પાણી પાવાનું લોકસેવાનું પરોપકારી કાર્ય ઉપાડી લીધુ હતું, એ મહાપુરુષ આજે જગતમાંથી સદાને માટે વિદાય લેતા હોવાથી આ જાનવરો પણ જાણે દુખ અને શોકથી દબાઇ ગયા હતા એમની મૂકવાણી એમના અથાગ શોકને વ્યક્ત કરી રહી હતી. દાદાનો આખર સુધીનો સંગાથ કરવા આ બે પ્રાણીઓ પણ યોગ્ય સમયે હાજર થઈ ગયા હતા. દાદાએ બંનેના માથા પર હાથ ફેરવ્યો. બંનેએ પોતાનાં મસ્તક દાદાના ખભા પર ઢાળી દીધાં. દાદા સાથે સમાધિ લેવા એ પણ ઉત્સુક બની અનુજ્ઞા માગી રહ્યા હોય એમ સ્પષ્ટ સમજાતું હતું.

દાદાએ લાલિયા અને મોતિયા માટે પણ બે સમાધિઓ જગ્યાની બહાર તૈયાર કરાવવાની આજ્ઞા આપી દીધી.

સમય થતાં જ દાદાએ મૃત્યુંજય વીરોને છેલ્લી તૈયારી કરી લેવાની સૂચના આપી.

સૌએ ખલકા-ટોપી પ્રથમથી જ ધારણ કરી લીધાં હતાં. પતર, પાવડી અને તુંબડીનાં કમંડલ પણ દરેક પાસે હાજર હતાં. સૌએ આગળ વધવાની તૈયારી કરી. અબીલ અને ગુલાલના ગોટેગોટા આકાશમાં ઊડવા લાગ્યા. આ મરજીવા-મંડળીનો એક એક પગ આગળ પડતો હતો અને સૌના હૃદયમાં ન સમજાય એવી કારમી વ્યથાના કાંટા ભોંકાતા હતા. તમામ વાતાવરણમાં કોઇ અનેરી ભવ્યતા અને ભયાનકતા ભરાઈ ગઇ હતી.

આ વખતે સાધુ સુંદરદાસે છેલ્લું છેલ્લું એક ભજન ગાઇ લેવા માટે એકતારો હાથમાં લીધો. બીજા હાથમાં કાંસિયા લીધા. સુંદરદાસજીની આંગળી તારને અડકી. તાર ઝણઝણી ઊઠ્યા. તમામ લોકોના હૃદયના તાર પણ તંબૂરાના તારની સાથે ઝણઝણી ઊઠ્યા. અજબ જેવી શાન્તિ પથરાઈ ગઇ હતી. તારના રણકાર અને કાંસિયાના ઝણકાર સાથે સુંદરદાસજીનું ભજન ચાલુ થયું. આખી મંડળી આ ભજન ઝીલવા લાગી. માતા લીરબાઇના તીવ્ર કંઠની તીણી ટાંકી દરેક કડીને છેડે તીણો રણકો કરતી આકાશને વીંધવા લાગી.

જી રે વીરા ! વહાણુ ખેડો તમે વડા વેપારી,
રખે, મૂડી મૂકી જાઓ હારી;
પેઢી તણા સાહેબો લેખાં માગશે,
તેને જવાબ દેજો વિચારી.—જી રે વીરા૦

ઊંડા ઊંડા સાંયર બંબજલ ભરેઆ,
તેમાં મચ્છ વસે બહુ મોટા;
વહાણુને વીરા રખે ખરાબે ચઢાવો,
માલમ ધણી સર્વે ખોટા.—જી રે૦

જૂને જૂને મારગ જહાજ ચલાવો,
          ચોરી ચકી મત ચાલો,
આગલ દાણી દાણ જ માગે,
          જવાબ દઈ ઝટ હાલો.—જી રે૦

કૈના કૈના બેડલા પેલે તડ પોતા,
          વણજું કરી ઘેર વરિયા,
મરજીવા હોઇ મહા સમુદ્રમાં પેઠા,
          હીરા વ્હોરી વ્હાણ ભરિયા.—જી રે૦

આણે કિનારે અનેક નર ઊભા,
          વિશ્વાસુ તેમાં તરિયા,
ગુરુને પ્રતાપે સુંદરદાસ બોલ્યા,
          મારા ભાઇલાના ભાવ ફરિયા*—જી રે૦

આજનું ભજન અનુપમ અને અપૂર્વ હતું. આ ભજન સુંદરદાસજીએ આજે પહેલવહેલું જ ગાયું હતું. આજના પ્રસંગને બરાબર અનુરૂપ આ ભજન બેસાડવામાં આવ્યું હતું. મરજીવા–મંડળીનો મજબુત નિશ્ચય આ ભજનથી વજ્રલેપ બની ગયો હતો.

ભજન પૂરૂં થયું. તમામ મંડળી ઊઠીને ઊભી થઈ. સૌથી પહેલાં વૃદ્ધાવસ્થામાં ઊભેલા દાદા સિંહની છલંગથી પોતાની સમાધિમાં ગોઠવાઈ ગયા સૌએ પોતપોતાની સમાધિમાં પોતાનું સ્થાન લઇ લીધું.

શંખ ફૂંકાવા લાગ્યા. આરતીઓના ઝણઝણાટ આકાશને ભેદવા લાગ્યા. અગર, ચંદન અને ધૂપની વાસથી અખો અખાડો મ્હેકી ઊઠ્યો. 'જીનામ !' ના ગગનભેદી પોકારો અખંડિત ગાજવા લાગ્યા.

* આ ભજન અર્ધું દાદા મેકણનું અને અર્ધું સાધુ સુંદરદાસજીનું રચેલું છે.

ઉપરથી ધીરે ધીરે સરતી રેતી સમાધિઓમાં પડવા લાગી. લોક-હૃદય પર તો જાણે ડુંગર તૂટી પડયા.

થોડી વારમાં તો સૌની ગરદન સુધીનો ભાગ રેતી અને માટી વડે ઢંકાઈ ગયો. માત્ર મસ્તક જ ખુલ્લાં દેખાતાં હતાં.

દેખાવ અદ્દભુત હતો. દુઃખદ હતો, દારુણ હતો. દાદાના મુખ-મંડળ પર અપૂર્વ ઓજસ પ્રસરી રહ્યું હતું. કાળાં વાદળાંમાં ઝબકતી વીજળી જેવું હાસ્ય દાદાના ગંભીર ચહેરા પર વારંવાર ચમકી જતું હતું.

સમાધિસ્થ સંતોએ હવે તો માત્ર આંખોથી જ સૌને આશીર્વાદ આપ્યા. બસ ! હવે વિદાય ! છેલ્લી વિદાય ! સદાને માટે વિદાય !

દાદાના મોંમાંથી 'જીનામ !' નો છેલ્લો ઉચ્ચાર થતાં જ દરેકના મસ્તક પર માટીના ટોપ ગોઠવાઈ ગયા અને દરેક સમાધિમાં પ્રથમથી જ કરેલી ગોઠવણ પ્રમાણે ગાડાબંધ માટી તૂટી પડી.

શ્રદ્ધા અને સ્નેહની સાક્ષાત પ્રતિમા સમા કચ્છ-ભૂમિના સાચા સંતો પર સદાને માટે માટી ફરી વળી.

ઢોલ, સરણાઈઓ, આરતીઓ, બધળું બંધ પડયું. લોક-હૃદયમાંથી એક કારમી ચીસ નીકળી પડી. ગમગીન અને ઘેરી હવા ચારે તરફ ફેલાઈ ગઈ.

દાદા ગયા ! સદાને માટે ગયા! પણ મરીને જીવવાના મંત્રની જ્વલંત જ્યોત જનતાના અંતરમાં ઝબકતી મૂકી ગયા.

દાદાનું જીવન સમાપ્ત થયું. પરંતુ આ સમાપ્તિ એવા પ્રકારની હતી, કે એમની પાછળ એમના નામે અનેક ચમત્કારોની વાતો ચાલતી થઈ ગઈ. દાદાએ કહ્યું હતું, કે "હું જીવંત છું." આ શબ્દો જનતાના હૃદયમાં કોતરાઈ ગયા હતા. દાદાનાં પ્રત્યક્ષ દર્શન

થતાં હોવાની વાતો તો ઠેર ઠેર ચાલવા લાગી. દાદાના સમાધિ-મંદિરમાં દાદા જવાબ આપે છે, એવી લોકોક્તિ પણ પ્રચારમાં આવવા લાગી. લોકો મંદિરમાં જઈ "દાદા જીનામ!" એ શબ્દોનો ઉચ્ચાર કરતા અને જવાબમાં 'જીનામ' સંભળાય છે એમ કહેતા. આમ દાદા મૃત્યુ પામવાને બદલે અમર બની ગયા.

૧૯

## વળતે દિવસે

દાદાના અખાડામાં હીરો નામે એક લોડાઈનો હરિજન હતો. હીરો સુંદર ભજન બોલતો, તેથી દાદાનો એના પર ખૂબ ભાવ હતો. એ અખાડામાં જ રહેતો, ત્યાં જ ખાતો-પીતો અને ભજનાનંદ કરતો.

દાદા સાથે બીજા દશ જણ સમાધિ લેવા તૈયાર હતા. એકંદર અગિયાર થતા હતા. દાદાને બાર મરજીવાની 'બારઈ' રચવાનો વિચાર હતો. એમણે હીરાને પોતાની પાસે બોલાવી એને મરજીવા-મંડળીમાં જોડાવા આમંત્રણ આપ્યું.

સાખી

**મેકે મેવાડા મઢેઓ, હીરા! તું હલી આ,**
**સરગ-સામૈયા આવેઆ, વેલો વાર મ લગા.**

ભાવાર્થ—મેકાજીએ મરજીવા વીરોનું સંમેલન રચ્યું. હીરા! તું પણ હાલીને આવ! સ્વર્ગથી સામૈયા આવ્યા છે. માટે હવે તું વાર લગાવ નહિ!

દાદાનો પડકાર હીરો ઝીલી શક્યો નહિ! મૃત્યુ-મુખમાં હોમાઈ જવા એની હિંમત ચાલી નહિ. હીરો પાણીમાં બેસી ગયો. તે બહાનું શોધવા લાગ્યો.

"દાદા ! હું તો તૈયાર છું. પણ મારો દીકરો હજુ નાનો છે. એની જરા ભલામણ કરી આવું. અને મારી ચીજ–વસત છે તે જરા લોડાઇ પહોંચાડી આવું એટલી રજા આપો."

સાખી

હુરત જેંજી નરેમેં, સુરત જે જી સાર,
તેં વકા કીં ઝલાજેં, ભંધૂકેં જા ભાર.

ભાવાર્થ—જેની વૃત્તિ વણવાના નડામાં છે અને જેનું મન માત્ર સાળમાં જ લાગી રહેલું છે, તેનાથી બંદૂકો ઝીલવાની હિંમત કેમ થઇ શકે ?

ગરવો ઘેર ગયો તે ગયો. પણ એણે જ્યારે દાદાની સમાધિની અદ્દભુત વાતો સાંભળી ત્યારે એના પશ્ચાતાપનો પાર રહ્યો નહિ. લાલિયો અને મોતિયો પણ સમાધિ લઇ ગયા, એ વાત જાણીને તો એના અંતરમાં અત્યંત બળાપો થવા લાગ્યો. આથી એના હૃદયને એટલો બધો આઘાત થયો, કે બીજે જ દિવસે એનું મૃત્યુ થયું. એના શબને લોડાઇથી ધ્રંગ લઇ જવામાં આવ્યું અને મંદિરની બહાર પાછળના ભાગમાં એને સમાધિ આપવામાં આવી.

બીજી ઘટના એ બની, કે કચ્છ–વાગડના વિજપાસર ગામમાં વાઘોજી નામે એક રામદે–પોત્રો રાજપૂત હતો. વાઘોજી દાદાનો પરમ ભક્ત હતો. દાદા જીવંત સમાધિ ધારણ કરવાના છે, એવા ખબર એને કાને આવતાં એ તરત જ ધ્રંગ આવવા તૈયાર થયો. પણ એક દિવસનો ફરક પડી ગયો. એ પણ બીજે દિવસે ધ્રંગ પહોંચ્યો. દાદા તો વિદાય થઇ ગયા હતા. ધ્રંગનો અખાડો ગાજતો બંધ થઇ ગયો હતો. દાદાને સિધાવી ગએલા જોઇ વાઘાજીનું હૃદય વૈરાગ્યથી ઉભરાઇ ગયું. જગતનું જીવન તેને ઝેર સમાન જણાવા

લાગ્યું. એણે દાદાની સેવામાં જવાનો પોતાનો વિચાર અરજણ રાજા પાસે રજુ કર્યો

વાઘાજીની ખરેખરી ભાવના જોઇને અરજણ રાજાએ એને રજા આપી. એ જ દિવસે વિજ્યાસરનો આ વાઘોજી પણ દાદાની સેવા માટે જીવંત સમાધિમા સમાઈ ગયો. એની સમાધિ પૂર્વ તરફ આજે પણ જોવામાં આવે છે.

વાઘાજીની સમાધિથી બાર મરજીવાની 'બારઈ' ની દાદાની મનોભાવના આખરે પૂર્ણ થઇ.

૨૦

## શિવરામંડપ

દાદાની વિદાય પછી ઓગણીસ વરસો વીતી ગયા. એ અરસામા કચ્છમા એક જાણવા જોગ બનાવ બન્યો

મહારાઓ શ્રી દેશળજીને ધર્મના તત્ત્વો તારવવાનો ખૂબ શોખ હતો. ધર્મના સાચા સત્વને સમજી લેવાની જીવનભરની એમની ભાવના હતી. એક વખત એમને હિંદુસ્તાનના સાધુ–સંતો, સંન્યાસીઓ, વગેરે મહાત્માઓની શક્તિની કસોટી કરવાની ઇચ્છા થઇ. આ કારણથી એમણે વિક્રમ સંવત ૧૮૦૫ ના વૈશાખ સુદ ૧ થી શિવરામંડપ રચ્યો.

ભુજનગરના ભિડના નાકા બહાર આવેલ દેશલસર તળાવ હમણા જ ખોદાઇને તૈયાર થયુ હતુ. આ તળાવના વિશાળ મેદાનમા સાધુ–સંતોના મંડપો, તંબૂઓ અને રાવટીઓ તૈયાર કરવામા આવ્યા હતા. સિંધ, થરપારકર, ગુજરાત, મારવાડ આદિ અનેક સ્થળેથી ધર્મપ્રેમી ધર્માધ્યક્ષો, સંન્યાસીઓ અને મહાત્માઓને ખાસ આમંત્રણ આપી બોલાવવામા આવ્યા હતા. દશ દિવસ સુધી આ

તમામ લોકોને રોકીને તે દરેકમાં શી શી કળા છે તેની પરીક્ષા કરવામાં આવી હતી.

આ પ્રસંગે ફ્રંગથી અરજણ રાજાને પણ બોલાવવામાં આવ્યા હતા. અરજણ રાજાએ દાદા મેકણની જ પદ્ધતિથી કચ્છની જનતામાં માનવંતુ સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. એમણે જાગતી જ્યોતિનાં મહારાઓશ્રીને દર્શન કરાવી એમના મનનું સમાધાન કર્યું હતું એમ કહેવાય છે.

મહારાઓશ્રીએ અરજણ રાજા પર પ્રસન્ન થઇ શિવરામંડપની ગાદી અને તેની વ્યવસ્થા માટે નાગોર ગામ અરજણ રાજાને કૃષ્ણાર્પણ કર્યાં. તેનાં લેખ–પત્ર પણ તૈયાર થઈ ગયાં.

અરજણ રાજા એક–માર્ગી પુરુષ હતા. એમને ગ્રાસ્રી ઉપાધિઓ અને વ્યવહારિક જંજાળોનો કંટાળો હતો. એમણે આ સ્થાન લેવાની પોતાની અનિચ્છા દર્શાવી. આથી આ ગાદી એક વખત એક ઘોરમનાથી યોગીને અર્પણ કરવામાં આવી, પાછળથી શ્રીનગરના મેવાનાથ નામે યોગીને આ જાગીર સોંપવામાં આવી. એ નાગોરના પીર કહેવાય છે. આજ પણ એ જ વંશના પીર નાગોરની ગાદી ઉપર છે.

અરજણ રાજાની છઠ્ઠી પેઢીએ મૂળજી રાજા નામે એક સમર્થ પુરુષ થયા. ધ્રંગના અખાડાનું આજનું સુંદર સ્વરૂપ એમને આભારી છે. પ્રથમ મેકણ દાદા અને એમના અનુગામીઓની સમાધિઓ પર એક ઓરડો બનાવવામાં આવ્યો હતો. યાત્રાળુઓને ઉતરવા માટે પણ સાધારણ ડેલાઓ જ હતા. તેને સ્થાને સુંદર મકાનો, ધર્મશાળાઓ, દાદાનું શિખરબંધ મંદિર, પતંગશાહનો કૂવો આ બધાં બાંધકામો શ્રી મૂળજી રાજાની ખંત અને મહેનતથી થએલાં છે.

શિવરાત્રિને દિવસે અહીં મોટો મેળો ભરાય છે. અને દૂર–દૂરથી અનેક યાત્રાળુઓ દાદાનાં દર્શન માટે આવે છે.

## ૨૧

## દાદાની વાણી

મેકણ દાદાને કચ્છના કબીર કહેવામાં આવે છે. કબીર સાહેબનાં ભજનો અને સાખીઓ જેમ સાક્ષર અને નિરક્ષર ઉભય વર્ગમાં અતિ પ્રિય થઈ પડેલાં છે તેમ મહાત્મા મેકણનાં ભજનો અને સાખીઓ પણ એક ગામડીઆથી માંડીને વિદ્વાન વર્ગ સુધી અતિ માનીતાં થઈ પડયાં છે. દાદાની વાણીમાં થોડામાં થોડા શબ્દોમાં ઘણામાં ઘણું કહી દેવાની કળા દેખાય છે. એમનું ઘણુંખરું સાહિત્ય કચ્છની લોક–ભાષામાં હોવાથી જનતા પર તેની તાત્કાલિક અસર થાય છે. દાદાની સાખીઓ દિલ પર સીધી ચોટ કરે એવી સચોટ છે.

જગતમાં માત્ર પૈસાને જ જીવનનું ધ્યેય માની બેસનારા દ્રવ્ય–લોભી લોકોને ઉદ્દેશીને દાદા કહે છે—

સાખી

કોરિયું કોરિયું કુરો કરેઓ ? કોરિયેં મેં અય કૂડ,
મરી વેંધા માડુઆ ! મોં મેં પોંધી ધૂડ.

ભાવાર્થ—પૈસા પૈસા શું કરો છો ? પૈસામાં તો કૂડ–કપટ રહેલાં છે. ઓ માનવીઓ ! તમે મૃત્યુ પામવાના છો અને આખરે મોઢામાં ધૂડ પડવાની છે.

જગતની ક્ષણભંગુરતા અને અસ્થિરતાનું વર્ણન દાદા પોતાની અનોખી વાણીમાં કેવી સુંદર રીતે રજુ કરે છે !

સાખી

અજ અસ્નૂણી ગુજરઈ, સિભુ થીંધો બેઓ,
રાય ઝલીંધી કેતરો, જં મેં માપ પેઓ ?

ભાવાર્થ—આજનો દિવસ તો આજ ચાલ્યો ગયો અને આવતી સવારે બીજો દિવસ થશે જે અનાજના ઢગલામાં માપ ચાલુ થઈ ગયો છે એ ઢગલો હવે કેટલો સમય ચાલવાનો છે ?

જીવનમાંથી કડવાશને દૂર કરી મીઠાશ ભર્યું જીવન જીવી જવા માટે દાદા કેવો ઉત્તમ ઉપદેશ આપે છે !

સાખી

**જિયોં તાં ઝેર મ થિયોં, સક્કર થિયોં સેણ,**
**મરી વેંધા માડુઆ, રેંધા ભલેં જા વેણ.**

ભાવાર્થ—તમે જીવો ત્યાં સુધી કદી કડુ બનશો નહિ. વહાલા ! તમે સાકર જેવા મીઠા થજો ! અરે માનવીઓ તમે તો મરી જશો ! માત્ર ભલા માણસોનાં વચનો જ જગતમાં રહી જશે.

દાદાની દૃષ્ટિ સૌ પ્રત્યે સમાન હતી. હિંદુ સમાજના તિરસ્કારને વરેલા હરિજન ભાઈઓ પર એમને અત્યંત વહાલ હતું. આથી જ એમણે આખરી સમાધિ ધારણ કરતી વખતે એક હરિજનને પણ પોતાની સાથે જ લઈ લેવાનો વિચાર કર્યો હતો. હરિજનો પરનો એમનો પ્રેમ નીચેના એમના શબ્દોથી સિદ્ધ થાય છે.

**કં કે વલિયું કોરિયું, કં કે વલા વેઢ,**
**વલેં કનાં વલા, મું કે ઢાઢી ને ખ્યા ઢેઢ.**

ભાવાર્થ—કોઈને કોરીઓ વહાલી છે અને કોઈને વેઢ–વીંટી વગેરે અલંકારો વહાલાં છે. પણ મને તો વહાલા કરતાં પણ વહાલા ઢાઢી–ઢેડ એવા અછૂત ભાઈઓ છે.

વામના મનુષ્યમાત્રને પુનર્જન્મના ચક્કરમાં ફેરવી રહી છે અને શરીર છોડવા છતાં તે છોડી શકાતી નથી, તેને કેવી કળાપૂર્વક એઓ સિદ્ધ કરે છે.

**સ્વારથ તાં સૌ કો કરે, પરમારથ કરે ન કોય,**
**હથો છડે મસાણુ મેં, કુવાડો છડે ન કોય.**

ભાવાર્થ—સૌ કોઈ સ્વાર્થ જ સાધે છે. પરમાર્થ કોઇ કરતા નથી. સ્મશાનમાં માત્ર હાથો જ છોડી દેવામાં આવે છે, પરંતુ કુહાડો તો જેવો ને તેવો કાયમ જ રહે છે.

દાદાના હૃદયમાં રમતી કલ્પનાઓ અને ભાવનાઓ કેટલી અનંત હતી તેનો નીચેનાં વચનોથી કંઇક ખ્યાલ આવશે.

**મુંજે મનજ્યું ગાલિયું જેડિયું સમંધર–લહરિયું,**
**હિકડયું પોત્યું તડ મથે, બઇયું ઉપડઇયું.**

ભાવાર્થ—મારા મનની વાતો સમુદ્રની લહરીઓ જેટલી અનંત છે. પહેલી લહરીઓ કિનારે પહોંચે છે ત્યાં તો બીજી ઊપડી હોય છે.

**સાંયર લહરૂં થોડિયું, ઘટમેં ઘણેરિયું,**
**હિકડયું પુગ્યું ન તડ મથે, ત બઇયું ઉપડઇયું.**

ભાવાર્થ—સાગરની લહેરો તો થોડી છે. મારા અંતરમાં એનાથી વધારે છે. એક કિનારે પહોંચતી નથી ત્યાં તો બીજી ઊપડે છે.

**ગુજારત જયું ગાલિયું, વધી વડ થઇયું,**
**ચડે માડુ ન પુછઇયું, મન જયું મનમેં રઇયું.**

ભાવાર્થ—અંતરની ઊંડી વાતો વધીને વડ થઇ ગઇ. કોઇ શાણા માણસે મને પૂછી નહિ અને મનની મનમાં જ રહી ગઇ.

એક વખત દાદા ફરતા–ફરતા કોઈ કબ્રસ્તાનમાં જઇ ચડ્યા. સ્મશાન પણ બાજુમાં જ હતું. આખરી શાંતિના આ સ્થળમાં એમના મનમાં કેવી કલ્પના જાગૃત થઇ તે જોઇએ.

**જાં વિંઆં જીરાણુમેં, ત ભાવરેં મથે ભાર;**
**ખિલી ન કેં ખીંકારેઓ, કેં ન કેઓ સતકાર.**

ભાવાર્થ—જ્યાં કબ્રસ્તાનમાં ગયો અને જોયું તો મારા ભાઈઓ ભાર નીચે દબાયલા હતા. કોઈએ હસીને મને બોલાવ્યો નહિ અને કોઈએ આદરમાન પણ આપ્યું નહિ.

> જાં વિંઆં જીરાણ મેં, કરિયાં સેણું કે સદ;
> મિટી સેરા વ્યા મિલી, ન હુંકારો ડીં હડ.

ભાવાર્થ—હું કબ્રસ્તાનમાં ગયો અને મેં સ્નેહીઓને સાદ પાડ્યા; પણ એ તો બધા માટીમાં મળી ગયા હતા. કોઈનાં હાડકાંએ હોંકારો પણ આપ્યો નહિ.

> જાં વિંઆં જીરાણ મેં, ત કોરો ઘડો મસાણ;
> જડેં તડેં જીતવા, ઈ પલ થીંધી પાણ.

ભાવાર્થ—સ્મશાનમાં જઈને જોયું તો માત્ર એક કોરો ઘડો જ ત્યાં પડેલો હતો. ઓ જીવ, કોઈક વખત તારી પણ એ જ દશા થશે.

ધર્મના નામે ચાલતાં ધતિંગ જોઈને દાદાનું મન બહુ ખિન્ન થતું. એવા ઢોંગી ધર્મગુરુઓને ઉદ્દેશીને એ કહે છે કે—

> ઝાંઝકુટા પેટસુઠા, ત્રિઝયું ડીંતા ધાંઉ;
> એડેં સાધુડેં પોઆ, સુતો એંયાં આંઉ.

ભાવાર્થ—ઝાંઝને કૂટનારા પેટના પૂજારીઓ પ્રભુ-ભજનને બદલે માત્ર બરાડા જ પાડી જાણે છે. ઈશ્વર કહે છે કે આવા સાધુડાઓએ તો મને ત્રાસ આપ્યો છે.

> તંબુરે તેં તંધ ચડાંઈ, વડયું ડિયેંતા ધાંઉ;
> રામ તડેં રાજી થિયે, જડેં છડાજે 'આંઉ'.

ભાવાર્થ—તંબૂરા પર તાર ચડાવીને ઘણી ઘણી બૂમો મારે છે, પણ પ્રભુ તો જ્યારે 'અહં' છૂટે છે ત્યારે જ રાજી થાય છે.

કચ્છ અને કાઠિયાવાડમાં ગામડે ગામડે પ્રવાસ કરીને મેકણ દાદાએ ગામડાના લોકોનું અજ્ઞાન દૂર કરવા અને તેમને ધર્મનું સાચું જ્ઞાન આપવા ખૂબ સાહિત્ય રચ્યું છે. એમની રચના માર્મિક અને લોકહૃદયમાં તરત ઊતરી જાય એવી હોવાથી ભજનિકો એમનાં ભજનો અને સાખીઓ ખૂબ પ્રેમથી ગાય છે. એમનું પ્રાસ્તાવિક સાહિત્ય પણ સમજવા જેવું છે.

**મોતી મંગેઆ ન ડીજે, ભલેં ચડે કિટ;**
**જડેં ગડજેં પારખું, તડેં જ ડીજે ઝટ.**

ભાવાર્થ—મોતી જેનેતેને માગ્યા દેવાય નહિ. એમના પર કાટ ચડી જાય તો પણ ભલે! પરંતુ જ્યારે એના સાચા પરીક્ષક મળે ત્યારે તો તે તરત જ આપી દેવાં જોઇએ.

**ભલો કરીંધે ભલો થિયે, ભુછો કરીંધે ભુછો;**
**પંધ આય ઇ પધરો, સું કે કુલા પુછો?**

ભાવાર્થ—ભલું કરતાં ભલું થશે અને બૂરું કરતાં બૂરું થશે. આ રસ્તો તો પાધરો જ છે. એમાં મને શા માટે પૂછો છો?

**ખાધેં પણ ખરાંય ન, કેં કાયા તેં ભાર;**
**મરી વેઓ મેકણ ચેં, કેં ન વિધી ઉછકાર.**

ભાવાર્થ—માત્ર પોતે જ ખાઇ જાણ્યો પણ બીજા કોઇને ખવડાવ્યું નહિ, પોતાના શરીર ઉપર જ ભાર ભર્યો. મેકણ કહે છે, કે એવાના મૃત્યુ પર કોઇ અફસોસ નહિ કરે.

**હથેં ડેઓ ને ટારેઓ, જીવ મથા જંજાલ;**
**મોય પોઆ માડુઆ, કમ ન અચે કો ગાલ.**

ભાવાર્થ—હાથ વડે દાન કરો અને ધનરૂપી જંજાળ જીવ પરથી દૂર કરો; કારણ કે મરી ગયા પછી તો કોઇ પણ વાત બની શકે તેમ નથી.

**હિકડા હલેઆ બ્યા હલંધા, ત્રેયા ભરે વિઠાભાર;**
**મેકો ચેતો માડુઆ, પાં પણ તેંજી લાર.**

ભાવાર્થ—એક ચાલી નીકળ્યા, બીજા ચાલવાના છે. ત્રીજા તૈયાર થઈને ભાર ભરી બેઠા છે. મેકણ કહે છે કે આપણે પણ એમની લારમાં જ છીએ.

**ખેંધલ ખુટા, મેડીંધલ મુઠા,**
**વૈકુંઠ જી વાટ મેં, ડીંધલ ડિઠા.**

ભાવાર્થ—જે પોતાની સંપત્તિ પોતા માટે જ વાપરતા રહ્યા છે તે એક દિવસ ખૂટી પડવાના. જે સંગ્રહ કરી રહ્યા છે એમનો તો આરો જ નથી. પરંતુ જે પરમાર્થમાં વાપરે છે તે જ મોક્ષને માર્ગે પહોંચે છે.

એક વખત નમાજ પઢી રહેલા એક નમાજી પર દાદાની દૃષ્ટિ પડતાં તે બોલી ઊઠ્યાઃ—

**ઉચું-નીચું કાં તો થિયેં? હથેં ન કે હીં,**
**હથ-પગ ધુઇ હલી નિકરેં, અલા ન મિલંધો ઇં.**

ભાવાર્થ—ઊંચો-નીચો શા માટે થાય છે? હાથથી કંઈ દાન-પુન્યનું કાર્ય તો તેં કર્યું નથી. હાથ-પગ ધોઈને ચાલી નીકળ્યો પણ એવી રીતે ઈશ્વર મળે તેમ નથી.

**હિંદુ જપે રામ રામ, મુસલમાન ચે અલા,**
**મુંજો નાથ મેકણ ચેં, બય ઘરે ભલા.**

ભાવાર્થ—હિંદુ રામ રામનો જાપ કરે છે અને મુસલમાન અલ્લાના નામનો ઉચ્ચાર કરે છે. મેકણ કહે છે કે એ બંને શુભ સ્થાનો છે.

તમામ ધર્મોનું આખરી ધ્યેય એક જ છે. દરેક માણસ પોતાના ધર્મને અનુસરીને પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકે છે એમ દાદા માનતા.

સાખી

**મું ભાંયો તડ હિકડો, પણ તડ લખ હજાર,**
**જુકો જેઆં લગેઆ, સે તરી થેઆ પાર.**

ભાવાર્થ—મેં ધાર્યું કે તરી પાર થવાનો માર્ગ એક જ છે. પણ એવા માર્ગ તો અનેક છે. જે જ્યાંથી આગળ વધ્યા તે ત્યાંથી તરીને પાર થઇ ગયા.

દાદાની દૃષ્ટિ વિશાળ અને બ્રહ્મમય હતી તે સર્વત્ર એક જ સર્વવ્યાપી પ્રભુનાં દર્શન કરતા

સાખી

**પિપ્પર મેં પણ પાણ, નાંય બાવરમેં બેઓ,**
**નિમમેં ઊ નારાણ, પોય કંઢેમેં કેઓ ?**

ભાવાર્થ–પીપળામાં પણ પરમાત્મા પોતે જ છે. અને બાવળમાં પણ કંઇ બીજો નથી. લીંબડામા પણ નારાયણ એ નો એ જ છે. ત્યારે કંઢાના ઝાડમા એટલે ખીજડામાં બીજો કોણ હોય ?

દાદા સાદા દૃષ્ટાંતોથી અતિ ઊંડી વાતો સમજાવી દેતા. આ કળા એમને સંપૂર્ણપણે સાધ્ય બની ગઇ હતી. અગમ અને ગહન વિષયો સારી સીધી રીતે રજુ કરવાની એમની હાથોટી અજબ હતી.

એક વખત દાદા પોતાના ચેલાને ચૂલા પર ચડાવેલી ખીચડીની સંભાળ રાખવાનું કહી, પોતે કંઇક કાર્ય પ્રસંગે બહાર ગયા. ચેલાને કહેતા ગયા, કે "ખીચડી જ્યારે સીજી રહે ત્યારે ઉતારીને નીચે મૂકી દેજે !"

ચેલાએ કહ્યું–" ગુરુજી ! ખીચડી સીઝી રહી છે એમ ક્યારે સમજવું ? "

જવાબમાં દાદાએ એક સુંદર દોહરો રજુ કર્યો.

**જબ લગ દીખી ઊફ્ણે, તબ લગ સીઝી નાંહિ**
**સીઝી કો તબ જાનિયેં, જબ નાચત કૂદત નાંહિ.**

ભાવાર્થ—જ્યાં સુધી આ હાંડલીમાં ઉભરો આવ્યા કરે ત્યાં સુધી મીઝેલી સમજવી નહિ ! જ્યારે એનું નાચવું–કૂદવું બંધ પડે ત્યારે જ સમજવું કે હવે સીઝી ગઇ !

માનવ–જીવનના અનુભવ અને જ્ઞાનનો કેટલો ઊંડો નીચોડ દાદાએ આ દૃષ્ટાંતમાં દેખાડી દીધો છે !

દાદાના અખાડા કચ્છમાં ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આજ પણ આ અખાડાઓમાં સાધુ–સંતો અને અભ્યાગતોને ભોજન આપીને દાદાના મૂળ ઉદ્દેશનું પાલન કરવામાં આવે છે.

ધ્રંગમાં દાદાનું સુંદર દહેરૂં અને એમના સંગાથીઓની સમાધિઓ દાદાનો કીર્તિ–ધ્વજ ફરકાવતાં આજે પણ નજરે પડે છે.

મેકણ દાદા મહાન સેવાભાવી અને મસ્ત સંત હતા. એમણે પોતાનું સમસ્ત જીવન લોકોને સદ્દમાર્ગે વાળવામાં અને લોક–સેવાના કાર્યમાં જ વીતાવ્યું છે. સ્નેહ, સેવા અને શ્રદ્ધાની સાક્ષાત પ્રતિમા સમા એક સાચા સંત તરીકે એમનું નામ કચ્છ અને સૌરાષ્ટ્રમાં પ્રકાશમાન છે અને સદા રહેશે.

દાદા પોતે કહી ગયા છે, તેમ તે લોક–હૃદયમાં સદા જીવંત છે. એ કદી પણ મૃત્યુ પામવાના નથી.

સિંધના પ્રસિદ્ધ શાયર શાહ લતીફનું પણ કથન છે કે—

**મરણાં અગે જે મોઆ, સે મરી ન થીંધા મ્હાત,**
**હુંધા સે હયાત, મરણ જિનીજી મુંકે મેં.**

ભાવાર્થ—જે મરણથી પહેલાં જ મૃત્યુ પામી ચૂકયા છે અર્થાત દેહની વાસનાઓ જેણે ત્યાગી દીધી છે તે મરીને કદી પણ મ્હાત બનતા નથી. મરણ જેની મુઠ્ઠીમાં જ રહેલું છે તે તો સદા હયાત રહેવાના છે.

હવે દાદાનાં તથા કાપડી રાજા ગંગારામનાં ભજનોની વાનગી જોઇએ.

## મનડે જી ગાલ

મૂંજે મનડે જી ગાલ આંઉં કિડાં વિઞી કરિયાં ?
કિડાં વિઞી કરિયાં, તેંજા ધોંખા કેડા ધરિયાં ? મૂંજે૦
ધોડાં તોય ન આપડાં ને સડ કરિયાં તીં દૂર,
વિઞે વાલમ વિછલ્યો સે તાં પાણી સંધે પૂર. મૂંજે૦
મિઠા હુઆ સે ખારા થીઆ, સક્કર જેડા સેણ,
ખારા સે તાં મિઠ્ઠા થીંધા, સે પણ ડિઠ્ઠા નેણ. મૂંજે૦
કુંજિયેં વોણા તાડા ડિન્નાં, સે ઉઘાડે કેર ?
'મેંકો' ચેતો આભરી ત બેઆ ચેંતા બેર. મૂંજે૦

રાગ—જોગિયો

સીતા રામ વિના તોજો નાંય કો સગો,
તોજો નાંય કો સગો, કર કો વાડ વગો. સીતા૦
તું તાં હંમેશાં હલે ચંગે ચંગે જે ચારે,
તોકે બધંધે બેલી, મરછ જી બંધાજે જારે;
તેં મેં રોને અટકી, છડ મન ચિત જો ચગો. સીતા૦
કામ ને ક્રોધ તોજા, વડા એ વેરી,
માયા મમતા નારી, પુઠિયા ફિરેતી ફેરી;
સે તાં તોસેં ફંધા, બેલી કોક ધગો. સીતા૦

તારૂ ધારાં તરણુ સાંયર આય ન સેલો,
લોરિયું લગેંત્યું લમીઙ, પાર ન પુજને પેલો;
રખે તોજો બેડલો બુડે, હોરીં માણુ લગો. સીતા૦
પરદેશી પંખીડા ! તું તાં ઉડામી વેને,
દુખ સુખ જયું ગાલડિયું, ગૂંધર કેંકે ચોને;
મીચાણેં જયું સડું, ભજી ભજી કિતરો ભગો. સીતા૦
અહંકારી ભંધા અધવચ . રોંધા અટકી,
હુંપદ સેં હલંધા સે, ભારી પોંધા ભટકી;
'ગંગારામ' ચવે, છુટંધો પ્રેમ જો પગો. સીતા૦

## સોણ સગા

રાગ—એજ

જીજલ જોગીડા, મૂંજા સોણ સગા,
કુલ્લ ફકીરેં જા, મૂંકે બાણ લગા. ટેક૦
આશા તૃષ્ણા મમતા જે ચે ન હલેં,
કૂડ કપટ કારજેં મેં તાં મૂર ન મિલેં;
દયા સત્ત ધરમ જે તા લાર લગા જીજલ૦
માયા મમતા મેં આય ન ઉનીજી મડી,
હરખ શોક હૂંપદ સેં રેઆ એં લડી;
કાલ ક્રોધ કના ઈ તાં પરેઆ ભગા જીજલ૦
આધી રાત ઉથી સમરણુ કે તા સારીં,
સાસ ઉસાસેં મેં તુંહી તુંહી તવારીં;
મીલ સંતોષ જા મનમેં નાદ લગા. જીજલ૦
ઈની જે શરણેં રોંધા સુખ પાર્મીધા ઘણા,
નામ નિરંતર મોતીડેં જી નાંય મણા;
'ગંગારામ' ચવે ભવજા ભાર ભગા. જીજલ૦

# જેસલ જાડેજો અને તોરલ કાઠિયાણી

૧

અર્ધી રાત વીતી ગઇ હતી. નિશાનાથ ચન્દ્ર આથમી ગયો હતો. પ્રેમીઓની તોફાની આંખો જેવા તારલા ઝીણું ઝીણું મલકી રહ્યા હતા. ચારે તરફ સોપો પડી ગયો હતો. છતાં સૌરાષ્ટ્રના સંત સાસતિયા કાઠીને ત્યાં જામેલી ભજનમંડળીના ભજનોની ઝંકાર જરા પણ મંદ પડી ન હતી. મન્જિરાંનો તાલબદ્ધ ધ્વનિ ભજનોના શબ્દોની ભાવનામાં મસ્તીનો રંગ ભરી દેતો હતો. ભજનના પ્રત્યેક ચરણને છેડે લાગતી તીણા સ્વરની ટાંકીની હલક અંતરમાં કંઇક નવું જ ડોલન ઉત્પન્ન કરતી હતી. સંતો–ભક્તોની આ મંડળી ઇશ્વર–ભજનમાં એકાકાર બની ગઈ હતી.

સાસતિયા કાઠીને ત્યાં આજે પાટની પુજનવિધિ ચાલુ હતી. એને અંગે જ આ ભજનોની રમઝટ જામી રહી હતી. આ કાઠી રાજા પાસે 'તોરી' નામે એક ઉમદા પ્રકારની પાણીદાર ઘોડી હતી. આ તોરી ઘોડીની ખ્યાતિ કચ્છના પ્રખ્યાત બહારવટીઆ જેસલ જાડેજાને કાને પડી. આ જાતવંત ઘોડીને ગમે તે રીતે પ્રાપ્ત કરવા જેસલનું મન થનગની રહ્યું હતું. એટલા માટે જ આજે લાગ જોઇને સાસતિયા-કાઠીને ત્યાં જ્યારે સૌ કોઈ પાટ–પૂજન અને ભાવ–ભજનમાં ગૂંથાઇ ગયા હતા ત્યારે જેસલ જાડેજો અહીં આવી પહોંચ્યો હતો.

આવતાં વેંત એ પરબારો કાઠીરાજાની ઘોડારમાં દાખલ થઇ ગયો. પાણીદાર ઘોડી એને જોતાં જ ચમકી ઊઠી. ઉછળતી–કૂદતી

અને હણહણાટ કરતી લોખંડનો ખીલો ઉખેડી તે બહાર નીકળી ગઈ. ઘોડીને ભડકી ગએલી જોઇને તેના સાઇએ તેને પકડી લીધી. પંપાળી —ફોસલાવી એને ફરી બાંધી દેવા માટે તે ઘોડાર તરફ ચાલ્યો. એને આવતો જોઇને જેસલ જાડેજો ઘોડારમાં પડેલા ઘાસ નીચે સંતાઇ ગયો.

સાઇસે ઘોડીના ખીલાને ફરી જમીનમાં જડબે-સલાક બેસાડી દીધો. પણ થયું એવું, કે એ ખીલો ઘાસની અંદર પડી રહેલા જેસલની હથેલીની આરપાર થઇને ધરતીમાં પેસી ગયો. તોરી ઘોડી લેવા આવેલા બહારવટીઆની હથેલી વીંધાઈ ગઇ. એ પોતે પણ જમીન સાથે જડબે-સલાક જકડાઇ ગયો. આમ છતાં એના મોઢામાંથી એક સિસકારો પણ નીકળ્યો નહિ.

આ તરફ પૂજન-વિધિ પૂર્ણ થતાં સંત-મંડળીનો કોટવાળ હાથમાં મોટા થાળ સાથે પ્રસાદ વહેંચવા નીકળી પડ્યો. સૌને વહેંચાઇ જતાં એક જણની પ્રસાદી વધી પડી. કોના ભાગની પ્રસાદી વધી પડી, તે જોવા ચારે તરફ શોધખોળ ચાલવા લાગી.

એટલામાં ઘોડી ફરી હણહણી. કોટવાળે વિચાર્યું, કે ઘોડારમાં જ કોઈ માણસ હોવો જોઇએ. અંદર આવીને જુએ છે તો ખીલાથી વીંધાઇ ગએલી હથેલીવાળા જેસલ જાડેજા પર તેની દષ્ટિ પડી. લોહીથી ખરડાયલા હાથમાંથી ખીલો કાઢવા મથી રહેલા જેસલને જોઇ કોટવાળ તેની પાસે આવ્યો. રક્ત-નીંગળતા એના હાથને જોતાં જ કોટવાળના મોઢામાંથી અરેરાટી નીકળી ગઈ.

કોટવાળે જેસલને ખીલાના બંધનમાંથી મુક્ત કર્યો અને તેને કાઠી રાજા પાસે રજુ કર્યો.

હથેલી-સોંસરવો લોખંડનો ખીલો નીકળી જવા છતાં એક આહનો ઉચ્ચાર ન કરનાર આ ગજબુત હૃદયના માણસને જોઇને કાઠી રાજાના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એના હાથમાંથી હજુ વહી

રહેલું લોહી જોઇને સાસતિયા કાઠીનું દિલ દ્રવી ઊઠ્યું. તેણે ઘણી જ સહાનુભૂતિ સાથે પૂછ્યું, "તમે કોણ છો અને કેમ અહીં આવ્યા છો ?"

"સાચું કહું ? ભડકશો નહિ ને ? હું કચ્છનો જેસલ જાડેજો ! તમારી તોરીને લઈ જવા અહીં આવ્યો હતો."

"એમ છે ! એક તોરી રાણી માટે તમે આટલી તકલીફ લીધી ? તથાસ્તુ !" આમ કહેતાં જ સાસતિયા કાઠીએ તોરલ રાણી જેસલને સમર્પણ કરી દીધી.

"પણ હું તો તોરી ઘોડીની વાત કરતો હતો."

"તો તોરી ઘોડી પણ તમારી. ખુશીથી લઈ જાઓ !"

જેસલ જાડેજાને તો શેરી જોતાં ગાંપો હાથ આવી ગયો. એને તો એક જ રાતમાં તોરી ઘોડી અને તોરી રાણી બને મળી ગયાં. એના આનંદનો પાર રહ્યો નહિ.

૨

આજથી લગભગ પાંચસેં વર્ષ પહેલાં કચ્છ અને સૌરાષ્ટ્રમાં જેસલ જાડેજાની હાક વાગતી. જેસલ દેદા વંશમાં એક ભયંકર બહારવટિયા તરીકે પ્રખ્યાત થયો હતો. કચ્છ–અંજાર એનું નિવાસસ્થળ હતું. અંજાર બહાર આવેલું આંબલીઓનું ઝુંડ એના રક્ષણ માટે એક અભેદ કિલ્લાનું કામ કરતું.

કચ્છના જામ રત્તા રાયધણના ચાર કુંવર થયા. દેદો, ઓઢો, ગજણ અને હોથી. એમાંથી મોટા દેદાના વંશમાં જેસલ પહેલો થયો. તેના વંશના જેસર કહેવાયા. જેસલનો કુંવર હોથી થયો. હોથીનો નારાણજી, નારાણજીનો રાઉ, રાઉનો ચાંદોજી અને ચાંદાજીનો કુંવર જેસલ બીજો થયો. કીડાણું ગામ એને ગ્રાસમાં મળ્યું હતું.

આ જેસલ એ જ આગળ જતાં સતી તોરલના સહવાસથી જેસલ પીરના નામે પ્રખ્યાત થઈ ગયો.

એ વખતે હાલનું અંજાર શહેર સાત જુદા જુદા વાસમાં વહેંચાયલું હતું. આ સાતે વાસ એ સમયે 'અજ્જડના વાસ' નામે ઓળખાતા. અંજાર શહેરમાં હાલ સોરઠિયાના વાસ નામે ઓળખાતું ફળિયું એ મુખ્ય વાસ હતો. તેનું તોરણ વિક્રમ સંવત્ ૧૦૬૧ માં કાઠી રાજપૂતો તરફથી બાંધવામાં આવ્યું હતું. એ વાસનો ઝાંપો હાલ અંજારની બજારમાં જ્યાં મોહનરાયજીનું મંદિર આવેલું છે ત્યાં હતો. અજ્જડ વાસના નામ પરથી અહીં જે શહેર વસાવવામાં આવ્યું તેનું નામ અંજાર રાખવામાં આવ્યું. અંજારની બહાર ઉત્તર તરફ આવેલા આંબલીઓનાં ઝુંડ એ સમયે અતિ ભયંકર અને એવાં ખીચોખીચ હતાં, કે તેની અંદર સૂર્યનારાયણનાં કિરણો પણ ભાગ્યે જ પ્રવેશ કરવા પામતાં. આ અતિ ગીચ વનનું નામ 'કજ્જલી વન' રાખવામાં આવ્યું હતું. જેસલ જાડેજાનો નિવાસ આ કજ્જલી વનમાં હતો. ચારે તરફ એના નામની ધાક પડતી. મારફાડ અને લૂટફાટ એ જ એનો ધંધો હતો. તેણે અસંખ્ય જાનો લૂટી હતી, અનેક ગાયોનું હરણ કર્યું હતું અને એવાં કેટલાંયે પાપ–કર્મ કર્યાં હતાં! એનાં અવળાં કામોનો કંઈ પાર ન'હતો!

સૌરાષ્ટ્રના માસતિયા કાઠીની તોરી ઘોડીની પ્રશંસા સાંભળી એ ઘોડીને લઈ જવા માટે જેસલ જાડેજો કચ્છ છોડીને સૌરાષ્ટ્રમાં આવ્યો. અહીં એના કર્મ–સંજોગે તોરી ઘોડી અને તોરી રાણી બંને મળી ગયાં.

તોરલને પોતાની સાથે લઈને જેસલ જાડેજો કચ્છ તરફ ચાલવા લાગે છે. રસ્તામાં પોતાની બહાદુરીનું પ્રદર્શન કરતાં જેસલ જાડેજો ગાયોનું હરણ કરે છે. અને કોળ પાસે ગાયોને પાણીની તરસ

લાગે છે. ત્યારે જમીનમાં ભાલો મારી, પાણી કાઢીને ગાયોને પાણી પાય છે. આજે પણ અંજાર નજદીક જેસલ-તોરલનું સ્થાનક મોજુદ છે. જેસલે જે ઠેકાણે ભાલો મારેલો કહેવાય છે ત્યાંથી આજે પણ પાણીનો અખંડ પ્રવાહ વહે જાય છે.

સૌરાષ્ટ્ર અને કચ્છ વચ્ચે દરિયા માર્ગ આવતો હોવાથી જેસલ અને તોરલ બંને સૌરાષ્ટ્રને કિનારેથી વહાણ પર ચડી બેઠાં. વહાણ વાયુવેગે માર્ગ કાપવા લાગ્યું. આ વહાણ જ્યારે બરાબર દરિયાના મધ્ય ભાગે આવ્યું ત્યારે એકાએક આકાશમાં વાદળાં ચઢી આવ્યાં. પવન ભયંકર સૂસવાટા કરવા લાગ્યો. આખો દરિયો આ અણધાર્યા ભયાનક તોફાનથી ખળભળી ઊઠ્યો. ડુંગર જેવડાં મોજાં ઉછળવા લાગ્યાં. જેસલનું વહાણ ડોલમડોલ થવા લાગ્યું. એક જ ક્ષણમાં સઘળો મામલો પલટાઇ ગએલો જોઇને જેસલને લાગ્યું, કે તેનું વહાણ હમણાં જ ડૂબી જશે. અનેકોને દંડાવનાર બહાદુર બહારવટીઓ આજે એક કાયરની માફક કંપવા લાગ્યો. સામે જ સતી તોરલ શાન્તિની મૂર્તિસમી બેઠી હતી. તેના ચહેરા પર પથરાઇ રહેલી અદ્ભુત શાન્તિ અને દિવ્ય તેજસ્વિતા જોઇને જેસલને ખૂબ નવાઇ લાગી. હવે તેને ખાતરી થઇ કે આ કોઇ મામૂલી સ્ત્રી નહિ, પરંતુ એક પરમ સિદ્ધિશાળી સતી છે. તોરલની અતિ શાન્ત અને સૌમ્ય મુખાકૃતિમા તેને કોઇ દૈવીશક્તિ દેખાવા લાગી. આથી તેનું સઘળું અભિમાન ઓગળી ગયું. તે સાન ભૂલી દઇને સતીનાં ચરણોમાં ઢળી પડ્યો. છવ સટોસટના આ ભયંકર ઝંઝાવાતમાંથી પોતાને બચાવી લેવા તે તોરલને વીનવવા લાગ્યો. સતી તોરલે તેને તેનાં પાપકર્મોનો પ્રકાશ કરવાનું કહેતાં તે હૃદય ખોલીને પોતાનાં પાપ પ્રકાશવા લાગ્યોઃ—

પાપ તારાં પ્રકાશ જાડેજા! ધરમ તારો સંભાર રે,
તારી બેડલીને બૂડવા નહિ દઉં,
જાડેજા રે, તોરલ કહે છે જી.

તોડી સરોવર–પાળ, સતી ! મેં તોડી સરોવર–પાળ રે,
ગોધણ તરસ્યાં વાળિયાં, તોરાંદે રે, જેસલ કહે છે જી.
હરણ હણ્યાં લખ ચાર, સતી ! મેં હરણ હણ્યાં લખ ચાર રે,
વનના મોરલા મારિયા, તોરાંદે રે, જેસલ કહે છે જી.
લુંટી કુંવારી જાન, સતી ! મેં લૂંટી કુંવારી જાન રે,
સાત વીસું મોડબંધા મારિયા, તોરાંદે રે, જેસલ કહે છે જી.
ગોદરેથી વાળી ગાય, સતી રાણી ! ગોદરેથી વાળી ગાય રે,
બહેન–ભાણેજા દૂભિયા, તોરાંદે રે, જેસલ કહે છે જી.
જેતા મથેજા વાળ, સતી રાણી ! જેતા મથેજા વાળ રે,
એતા અવગુણ મેં કર્યાં, તોરાંદે રે, જેસલ કહે છે જી.
બોલ્યા જેસલપીર, કાઠી રાણી ! બોલ્યા તે જેસલ પીર રે,
સંત ચરણમાં રાખજો, તોરાંદે રે, જેસલ કહે છે જી.

જેનું નામ સાંભળીને ગર્ભવતીઓનાં ગર્ભ ગળી જાય એવો મહા જુલ્મી જેસલ જાડેજો ગરીબ ગાય જેવો બનીને પોતાનાં પાપ પોકારવા લાગ્યો. એક તરફ એના અંતરની નિર્દયતા નષ્ટ થઈ ગઈ, અભિમાન ઓગળી ગયું અને બીજી તરફ સમુદ્રનું ભયંકર તોફાન શાન્ત થવા લાગ્યું. માત્ર અલ્પ સમયમાં જ બહારવટીઆ જેસલના જીવનમાં અથાગ પરિવર્તન થઈ ગયું. ધરમૂળમાંથી જ તેનો હૃદય–પલટો થઈ ગયો.

૩

તોરલદેવીના સહવાસથી જેસલ જાડેજાના જીવનનું લુટારાપણું પ્રભુ–ભક્તિમાં પલટાઈ ગયું. એનો જાણે નવો જ જન્મ થઈ ગયો. પૂર્વજીવનનાં એનાં ક્રૂરતા ભર્યાં કરતૂત એક ભૂતકાળની વસ્તુ જ બની ગયાં. સતીનાં સંગનો એને સાચો રંગ લાગી ગયો. એક જાલીમ બહારવટીઓ મહાન પ્રભુ–ભક્ત બની ગયો. એક નિર્બળ નારીએ ડુંગર જેવા અડોલ અને કઠોર ડાકુને પીગાળીને પાણી કરી નાખ્યો.

સવાજ જેવા શૂરવીર ધાડપાડુને વશ કરીને બકરી જેવો બનાવી દેનાર તોરલ કાઠિયાણી નારી જીવનની મહાશક્તિનું એક અપ્રતિમ ઉદાહરણ છે.

એક વખત જેસલની ગેરહાજરીમાં એમને ત્યાં એક સંત-મંડળી આવી. સંતોના સ્વાગત માટે ઘરમાં પૂરતી સાધનસામગ્રી ન હોવાથી સતી તોરલ મૂંઝાઈ પડ્યાં. એટલામાં સધીર નામના એક વેપારીની યાદ આવતાં જોઈતી સામગ્રી લેવા માટે તે સધીરની દુકાને પહોંચી ગયાં.

જેના સૌન્દર્ય પર ચન્દ્રમા પણ થંભી જાય, એવી સતી તોરલની અતિ સુકુમાર દેહ-કળી પર દૃષ્ટિ પડતાં સધીરની આંખમાં શયતાને વાસ કર્યો. તેની બુદ્ધિ બગડી. તેણે તોરલ દેવી પાસે પ્રેમ-યાચના કરી. સતીએ સમય જોઇ સધીરની માગણીનો સ્વીકાર કર્યો. રાતે આવવાનું વચન આપી જોઈતી વસ્તુઓ લઈ તે ત્યાંથી વિદાય થયાં. સંત-મંડળીના સત્કારનું કાર્ય સારી રીતે ઉકેલાઇ ગયું.

રાત પડતાં ધોધમાર વરસાદ શરૂ થઇ ગયો. સતી તોરલ વરસતા વરસાદે પોતાના વચનનું પરિપાલન કરવા સધીરને ત્યાં પહોંચી ગયા.

આવી મેઘલી રાતે પોતાના વચનને પૂર્ણ કરવા માટે આવી પહોંચેલી તોરલને જોઇને સધીરને ઘણી નવાઈ લાગી. વળી વધુ નવાઇની વાત તો એ હતી, કે તે મુશળધાર વરસતા વરસાદમાં ચાલી આવેલી હોવા છતાં તેનાં કપડા ઉપર પાણીના એક બિંદુનું નિશાન પણ દેખાતું ન હતું. આ અદ્ભુત ચમત્કાર જોઇને સધીરની સાન ઠેકાણે આવી ગઈ. તે મનમાંથી મેલ કાઢીને સતીના પગમાં આવી પડ્યો અને પોતાની દુષ્ટ બુદ્ધિ માટે પશ્ચાત્તાપ કરી ક્ષમાયાચના કરવા લાગ્યો. તે દિવસથી સધીર વાણિયો પણ સતીનો પરમ ભક્ત બની ગયો અને ધર્મધ્યાનમાં પોતાનો સમય વીતાવવા લાગ્યો.

તોરલે ત્રણ નર તારિયા, સાસતિયો ને સધીર,
જેસલ જગનો ચોરટો, પલમાં કીધો પીર.

૪

એ સમયે જેમ જેસલ અને તોરલ કચ્છમાં પવિત્રાત્મા ગણાતાં હતાં તેમ ગુજરાતમાં રાવળ માલદેવ અને રાણી રૂપાદેની પવિત્રાત્મા તરીકે ગણના થતી હતી. એકબીજાનાં દર્શન માટે એ બધાં તલસતાં હોવાથી જેસલ જાડેજાએ રાવળ માલદેવ અને રાણી રૂપાંદેને કચ્છ આવવા આમંત્રણ આપ્યું. આ બંને જણ અંજાર આવવા માટે નીકળી ચૂક્યાં હતાં. પરંતુ તેઓ અંજાર આવી પહોંચે તેને આગલે દિવસે જેસલ જાડેજાએ સમાધિ લઈ લીધી હતી. રાવળ માલદેવ અને રૂપા રાણીને આવી પહોંચેલાં જોઈને સતી તોરલે જાડેજા જેસલને જગાડવા એકતારો હાથમાં લીધો.

જાડેજા રે, તાર તંબૂરો સતીના હાથમાં, હો....જી
સતી કરે છે અલખનો આરાધ,
જાડેજા રે, જેદી બોલ્યા'તા મેવાડમાં, હો....જી
તે દી'ના બોલને સંભાર,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી
જાડેજા રે, મેવાડથી માલો-રૂપા આવિયા, હો....જી
તે દી'ના બોલને કાજ,
જાડેજા રે, ત્રણ દિવસ ને ત્રણ ઘડી ગઈ, હો....જી
સાચો હો તો જેસલ જાગ,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી
જાડેજા રે, કાલી દેવાયે કાઢી રાણી, હો....જી
મુઆ પછી નર બોલ્યાના નીમ,
જાડેજા રે, ધૂપ ધજા ને શ્રીફળ તો ચડે, હો...જી

આ તો ખરાખરીનો ખેલ,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી
જાડેજા રે, આળસ મરડીને, જેસલ ઊઠિયા, હો....જી
ભાંગી મારા મનડા કેરી ભ્રાંત,
જાડેજા રે, પહેલા મળ્યા રૂપા-માલ દે, હો....જી
પછી મળ્યા તોરલ નાર,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી
જાડેજા રે, લગન લીધાં ને કીધાં છાંટણાં, હો....જી
લાગી લગનની ખાંત,
જાડેજા રે, કન્યાએ કેસરિયા પહેરિયા, હો....જી
તો મોડ મીંઢળ-જાડેજાને હાથ,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી
જાડેજા રે, જેસલ-ઘર તોરી રાણી બોલિયા, હો....જી
નવિયું સમાધિયું ખોદાય,
જાડેજા રે, સહુ વળાવી પાછા વળ્યા, હો....જી
એક ન વળ્યાં તોરલ નાર,
જાડેજા રે, વચન સંભારી વે'લા જાગજો, હો....જી

લોકકથા કહે છે કે સતીની આરાધના સાંભળીને સંત જેસલ-દેવ ત્રણ દિવસની સમાધિમાંથી જાગૃત થાય છે, સૌને પ્રેમથી હળેમળે છે, તોરણો બંધાય છે, લગ્નમંડપ રચાય છે, ત્યાં જેસલ જાડેજો અને તોરલ કાઠિયાણી મૃત્યુને માંડવડે ચોરી-ફેરા ફરે છે. એક બીજાની સોડમાં બે સમાધિઓ તૈયાર થાય છે. અને સ્વજનો એક વખતનો ભયાનક ડાકુ જેસલ જાડેજો અને સતી કાઠિયાણી બંને બાજુ બાજુની સમાધિઓમાં ધરતીની ગોદમાં ધરબાઇ જાય છે.

કચ્છમાં કહેવાય છે, કે આ સમાધિઓ અમુક મુદતે જરા જરા હટતી એક બીજાની નજદીક આવતી જાય છે. " જેસલ હટે જવ ભર અને તોરલ હટે તલ ભર " એવી લોક–કહેવત મુજબ હટતી હટતી બંને સમાધિઓ જ્યારે એક બીજાની તદ્દન નજદીક આવશે ત્યારે પ્રલયકાળ જેવો કોઇ બનાવ બનશે એવી લોકોક્તિ ચાલે છે.

જેસલ—તોરલનાં અનેક હૃદય–સ્પર્શી ભજનો કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં આજે પણ ઘણા ભાવપૂર્વક ગવાય છે. આ ભજનોની થોડી પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

## હૃદયનું રુદન

રોઇ રોઈ કેને સંભળાવું રે, જાડેજો કે'છે,
ઊડાં દુઃખ કેને સંભળાવું રે, જેસલજી કે'છે,
રુદિયો રુવે ને મારો ભીતર જલે.....ટેક
અમે રે હતાં રે સતી રાણી ! ઊંડા જળે બેડલાં,
તમ થકી ઓલે કાંઠે થઇએ રે, જાડેજો કહે છે. રુદિયો૦
મેલાં મેલાં કપડાં સતી રાણી ! સાબુ વિણ સુધારિયાં,
તમ થકી ઉજળાં કહેવાઇયે રે, જેસલજી કહે છે. રુદિયો૦
અમે રે હતાં રે સતી રાણી ! ખારી વેલે તુંબડાં,
તમ થકી મીઠડાં કહેવાઈયે રે, જાડેજો કહે છે. રુદિયો૦
તમે રે આલ્યાં સતી રાણી ! વજેસંગના વાયકે,
વાંસે મારા શિયા થાશે હાલ રે, જેસલજી કહે છે. રુદિયો૦
ગુરુને પ્રતાપે જાડેજો જેસલ ઓલિયા,
મારા સાધુડાનો બેડલો સવાયો રે, જાડેજો કહે છે. રુદિયો૦

૨

તોરી કે' હક્કે રે હાલો ને પ્રીતે જઇ મળો,
હેતડાં રાખો રે,
હેતડાં રાખો રૂડાં હૈયે મારા વીરા રે,
આજ મારૂં મન તો,
બંધાણું શૂરા સાધ સે, હાં......................હાં........
જેને દિલ વસે લાલ ગુસાંઈ, મારા વીરા રે. આજ૦
આંજણના આંજ્યા રે ભૂલા તમે કાં ભમો ? હાં....હાં....
હાથમાં દીવો કાં પડો કૂવે, મારા વીરા રે. આજ૦
આંખ્યુંના ઊજાગા વીરા તમે કાં કરો ? હાં....હાં....
નેણે નિરખીને તમે જુઓ, મારા વીરા રે. આજ૦
કલર ને ખેતર બીજ નવ વાવીએ, હાં....હાં....
પાત્ર જોઇ જોઇ તમે પોખો, મારા વીરા રે. આજ૦
જોત્યું ને અજવાળે દાન રૂડાં દીજિયે, હાં....હાં....
સાચા સાધુને સેવો દિલ ચોખે, મારા વીરા રે. આજ૦
સ્વાતીના મેહૂલા વરસે જલધારે, હાં....હાં....
વસિયલ–સીપ જ હયો તમે ગોતી, મારા વીરા રે. આજ૦
વસિયલને મુખે વિખડા નીપજે હાં....હાં....
સીપ મુખ પાકે સાચા મોતી, મારા વીરા રે. આજ૦
મનના માન્યા મુનિવર જો મળે, હાં....હાં
દિલડાની શુંજું આપણુ કીજે, મારા વીરા રે. આજ૦
જેસલને ઘરે રે તોરી રાણી જોગિયાં, હાં....હાં....
ગુરુ વચનોનાં ફલ તો લીજે, મારા વીરા રે. આજ૦

## જેસલ ! કરી લે વિચાર !

જેસલ ! કરી લે વિચાર,
માથે જમ કેરો માર,
સપના જેવો આ સંસાર,
તોરી રાણી કરે છે પોકા........ર.
આવોને જેસલ રાય !
પ્રેમ થકી આપણું મળીએ,
પૂરા સાધ હોય ત્યાં જઇ બળીએ, હો....જી
અનુભવી આવ્યો છે અવતાર,
માથે સતગુરુ ધાર,
જાવું છે ધણીને દુવાર,
બેડલી ઊતારો ભવપા........ર. આવો૦
ચાંદો-સૂરજ વસે છે આકાશ,
નવલખ તારા એની પાસ,
પવન પાણી, ને પ્રકાશ,
સૌ લોક કરે તેની આ........શ. આવો૦
ગુરૂના ગુણનો નહિ પાર,
ભક્તિ ખાંડા કેરી ધાર,
નુગરા શું જાણે સંસાર ?
એનો એળે ગયો અવતા........ર. આવો૦
છીપું સમંદરમાં થાય,
વાકી ધન રે કમાઈ,
સ્વાતિના મેહુલા વરસાય,
ત્યાં તો સાચાં મોતી થા........ય. આવો૦

મોતી એરણમાં ઓરાય,
માથે ઘણના ઘા થાય,
ફૂટે ઈ ફટકિયાં કે'વાય,
સાચાની ખરે ખબરૂં થા........ય. આવો૦

નવલખ કોથળિયું બંધાય,
એ તો ગાંધીડો કે'વાય,
હીરા-માણક હાટડિયે વેચાય,
એનાં મૂલ મોંઘાં થા........ય. આવો૦

નિત ઊઠી નદીએ ના'વા જાય,
કોયલા ઊજળા ન થાય,
ગણિકાનો બેટો બાપ કોને કે'વા જાય ?
ભાવઠાના મેહે કણ નવ થા........ય. આવો૦

દેખાદેખી કરવાને જાય,
એ નર અધૂરિયા કે'વાય,
હાથમાં દીવો લઈને કૂવે પડવા જાય,
ચાર જુગની વાણી તોરી રાણી ગા........ય. આવો૦



# મહાત્મા દેવા સાહેબ

સવારનો સમય હતો. સૂર્ય ભગવાન ગગન-પથ પર ભાગ્યે જ રામ-વા ચડ્યા હશે! રાત્રિના આરામથી તાજાં બનેલાં પંખીઓ કિલકિલાટ કરતાં આમતેમ ઊડી રહ્યાં હતાં. અનાજની કાપણી થઈ ગઈ હતી. લીલા મોલથી લચી રહેલાં ઝૂલતાં ખેતરો પાછાં સૂકાં મેદાન જેવાં બની ગયાં હતાં. શરદનો સૂર્ય ધીમે ધીમે તપતો જતો હતો.

આ સમયે કુરુઝા હમલા ગામની સીમમાં સોળ વરસનો જાડેજા વંશનો એક મોભર-ફૂટતો યુવાન પોતાના ખેતરના તૈયાર કરેલા ખળામાં કણુસલાંના ઢગલા ઉપર બળદોની હવરી ફેરવતો હતો. બળદોને હાંકવા માટે તેણે પોતાના હાથમાં પરોણા જેવું સાધન પણ રાખેલ ન હતું. બળદોના વાંસા પર પરોણો લગાવીને તેમને ચલાવવાને બદલે તે પોતાના હાથ જ માત્ર તેમની પીઠ પર અવાર-નવાર ફેરવતો હતો. બહુ તો ડચકારો કરતો. પણ બળદો પાસે ઝડપથી કામ લેવાને માટે એમનાં પૂછડાં આમળતાં પણ આ યુવાનનો જીવ ચાલતો ન હતો. એની તો રગેરગમાં દયા અને શાંતિનું સામ્રાજ્ય વ્યાપેલું હતું.

આ વખતે ઓચીંતો એક પરદેશી યોગી ત્યાં આવી ચડ્યો. હલરી ફેરવી રહેલા આ જાડેજા યુવાન તરફ તેણે તાકી-તાકીને કેટલીયે વાર જોયા કર્યું ' યુવક પોતાના કાર્યમાં મશગૂલ હતો.

“નમો નારાયણ!” યોગીરાજે જંગલની શાંતિનો ભંગ કરતાં, ત્યાગી પુરુષોને જે રીતે સંબોધી શકાય તે રીતે ઉપર્યુક્ત શબ્દોનો ઉચ્ચાર કર્યો.

"પ્રણામ, ગુરૂ મહારાજ ! હું તો ક્ષત્રિય છું. મારે જ આપને વંદન કરવું જોઈએ." યુવકે બે હાથ જોડીને નમન કરતાં કહ્યું.

"તમે ક્ષત્રિય હોવા છતાં તમારા લલાટ પર યોગી પુરૂષની રેખાઓ સ્પષ્ટ દેખાતી જોઈને જ મેં 'નમો નારાયણ' નો ઉચ્ચાર કર્યો છે. ક્ષત્રિયકુમાર ! તમને ખોટું તો નથી લાગ્યું ને?"

"અરેરે ! એ શું કહો છો ગુરૂદેવ ? ખરેખર, એમ હોય તો મારાં પણ ધન ભાગ્ય !"

આમ કહીને આ યુવાન બળદોની રાસ ફેંકી દઈને યોગીના ચરણોમાં ઢળી પડ્યો. યોગીએ એના મસ્તક પર હાથ મૂકી આશીર્વાદ દીધા.

આ યુવકનું નામ દેવાજી. જાડેજા વંશના આ ઊગતા યુવકની મુખમુદ્રા પર સંસ્કારિતાની ચમક ચમકી રહી હતી. એની યુવાનીનો થનગનાટ ગંભીરતામાં ફેરવાઇ ગયો હતો. એનો આત્મા બાલ્યકાળથી જ પ્રભુ-ભક્તિમાં પરોવાઇ ગયો હતો. આજે અચાનક આવી ચડેલા આ યોગી-મહાત્માનાં વચનો સાંભળીને દેવાજી તો હર્ષ-ઘેલો બની ગયો.

"દાદા ! મને દીક્ષા આપો !" યોગીના પગ પકડી દેવાજીએ દીક્ષાની યાચના કરી.

"બેટા ! એકવાર તો જગતનું ઋણ ઉતારવા માટે ગૃહસ્થાશ્રમ ભોગવવાની આવશ્યકતા છે. એક પુત્રની પ્રાપ્તિ પછી જ દીક્ષા લેવી વાસ્તવિક ગણાય."

"પ્રભુ ! ત્યારે હવે તો મારો એક એક દિવસ એક એક યુગ સમાન થઈ પડશે."

"જાડેજા-કુમાર ! ગૃહસ્થાશ્રમ પછી જ સાચા વૈરાગ્યનો ઉદ્ભવ થાય છે. ગૃહસ્થાશ્રમનો અનુભવ લીધા વિના વૈરાગ્યની વાટે ચડવું, એ તો ફૂદકો મારીને આભ પર ચડવા જેવું છે. પ્રથમ ગૃહસ્થાશ્રમ, પછી ત્યાગ."

" જેવી ગુરૂદેવની આજ્ઞા ! "

યોગીરાજનો યોગ્ય સત્કાર કરી, દેવાજી ફરી પાછા પોતાના કાર્યમાં જોડાઈ ગયા.

તે જ દિવસથી દેવાજીના હૃદયમાં વૈરાગ્યની જ્યોતિ જાગી ઊઠી. જગત–વ્યવહારમાં એ યંત્રની માફક ચાલવા લાગ્યા. એમના આત્માનો તાર તો પરમાત્મા સાથે ક્યારનોયે એક્તાર બની ગયો હતો !

એક વખત એક સાધુઓનો સંઘ દ્વારિકાની યાત્રાએ જવા માટે હમલા ગામમાંથી પસાર થયો. સાધુઓને શ્રી દ્વારિકેશનાં દર્શને જતા જોઈને દેવાજીના દિલમાં પણ યાત્રાએ જવાના કોડ જાગી ઉઠ્યા. પિતા પાસે જઈને એમણે દ્વારિકા જવાની અનુજ્ઞા માગી.

દિવસેદિવસે ત્યાગ અને વૈરાગ્ય તરફ વધુ ને વધુ વળાંક લેતી દેવાજીની વૃત્તિઓથી એમના પિતા અણવાકેફ ન હતા. સાધુઓની સાથે કુંવરને દ્વારિકા જવા દેવા એમનું મન સંમત થયું નહિ. દેવાજીનો આગ્રહ જોઈ પિતાએ એને એક ઓરડામાં પૂરી દીધા.

સાધુઓની જમાત કંઈ દેવાજીની વાટ જોતી થોડી જ બેઠી રહે ? દેવાજીને અટકી ગએલા જોઈ, એમણે તો માંડવી બંદર તરફ પોતાનું પ્રયાણ આદરી દીધું.

આ તરફ દેવાજી છૂટા થયા, કે તરત તેમણે માંડવી તરફ દોટ મૂકી. સાધુઓ વહાણમાં પગ મૂકતા હતા, તે જ વખતે બરાબર તે માંડવી-કિનારે પહોંચી ગયા. અને સાધુ–મહારાજો સાથે એમણે પણ પોતાનુ સ્થાન સંભાળી લીધું. પછી તરત તેમણે એક ભજન ઉપાડ્યું–

રાગ–પરજ

બેટ જાવું છે રે મારે ગોમતી નહાવું છે,
એલા વહાણવટી !
હોડી હંકાર, મારે બેટ જાવું છે.

દ્વારિકાનાથજીનાં પૂર્ણ ભાવથી દર્શન-પૂજન કરીને દેવાજી ત્યાંથી પાછા ફર્યા અને વળી પાછા વહાણમાં ચડી બેઠા.

બરાબર અર્ધે રસ્તે આવ્યા પછી એકાએક દરિયામાં તોફાન જાગી ઊઠયું. ડુંગરડુંગર જેવડાં મોજાં વચ્ચે એમની નાનકડી હોડી અફળાવા લાગી. સૂસવાટ કરતો વાંચડિયો હોડીને ચક્કર-ચક્કર ફેરવવા લાગ્યો. સૌના કુરચે કુરચા ઊડી ગયા. હમણાં જ જાણે બેડી બૂડી જશે એવી સૌના મનમાં ધાસ્તી પેસી ગઇ.

વખત કટોકટીનો હતો. ઉતારૂઓમાં કાગારોળ જામી ગઈ. નાનાં બાળકો માતાઓને ગળે વળગી પડયાં. માતાઓ કલ્પાંત કરવા લાગી. કેટલાક આક્રંદ કરવા લાગ્યા, કેટલાક માથું કૂટવા લાગ્યા. હોડી ગઇ કે ગઈ, એવી પરિસ્થિતિ આવી પહોંચી.

આ વખતે દેવાજીના દિલની દોર પરમાત્મા સાથે એકમેક થઇ ગઈ હતી. એમના હૃદયમાંથી કાવ્યનું ઝરણું ઝરવા લાગ્યું. હાથમા એકતારો લઇ એમણે પરજ રાગનું આ અદ્‌ભુત ભજન આરંભી દીધું.

**આજ લ્હેર લાગી રે, બેડી જાય આઘી,**
**મહા સમદરીઆમાં આખર લ્હેર લાગી રે!**

ભજન પુરૂં થયું અને બીજી તરફ તોફાન પણ શમવા લાગ્યું. થોડી જ વારમાં તમામ પરિસ્થિતિ સુધરી ગઇ. સૌ-કોઈ પ્રભુનો આભાર માનવા લાગ્યાં.

યાત્રા કરી પોતાને ગામ આવી, માતા-પિતાને પગે લાગી, દેવાજી પોતાના કાર્યમાં લાગી ગયા.

દેવાજીનાં માતુશ્રીનો એમના પર અથાગ પ્રેમ હતો માતાના મનમાં પુત્રને પરણાવવાના અનેરા કોડ જાગી ઊઠયા હતા.

માતાની આજ્ઞાનો દેવાજીએ અમલ કર્યો અને એ સંસાર-

રથમાં જોડાયા–પરણ્યા. એક પુત્રના પિતા થયા અને વીસ વરસની ખીલતી યુવાનીમાં એમણે સંસારનો સદંતર ત્યાગ કર્યો.

સ્વામી રામતીર્થે જેમ 'અલિવદા' નો ઉચ્ચાર કરતાં જગતની તમામ જંજાળોને એક ઝટકે કાપી નાખીને પુણ્ય–સલીલા ગંગાજીના તટ પર પર્ણકુટિ બાંધીને પોતાનું આસન જમાવી દીધું, તેમ દેવાજી પણ હમલા ગામની પશ્ચિમ દિશાએ આવેલ 'ચીનકી ગંગા' નામે નદીની પાળ પર આવેલ એક ટેકરી પર પર્ણકુટિ બાંધીને ત્યાં બેસી ગયા. અહીં એ વાચન, મનન અને પ્રભુ–ભજનમાં પોતાનો સમય વ્યતીત કરવા લાગ્યા.

દેવાજીના આ અણધાર્યા ત્યાગે કચ્છની જનતા પર ભારે અસર કરી. થોડા જ વખતમાં એમની પર્ણકુટિ એક યાત્રાનું ધામ બની ગઇ. મુમુક્ષુઓનો મેળો ત્યાં વધુ ને વધુ જામવા લાગ્યો. દૂર–દૂરથી લોકોનાં ટોળેટોળાં દેવા સાહેબનાં દર્શને આવવા લાગ્યા. એમની ખ્યાતિ દિવસોદિવસે વધુ ને વધુ ફેલાવા લાગી.

દેવાજીનું દિલ અતિ સ્નેહાળ, સેવાભાવી અને કાચ જેવું નિર્મળ હતું. એમના સેવકો, ભક્તો અને શિષ્યોની સંખ્યા સમુદ્રની ભરતીની માફક વધવા લાગી.

દેવા સાહેબનો શિષ્ય–સમુદાય વિશાળ બની ગયો. તેમાં ચાર શિષ્ય મુખ્ય હતા. જ્યેષ્ઠીરામજી, બિહારીદાસજી, સેવારામજી અને કૃષ્ણદાસજી. એમનો સમસ્ત શિષ્ય–સમાજ સદ્દગુણી અને શાસ્ત્રપ્રેમી હોવાથી દેવા સાહેબનો સંપ્રદાય દિન–પ્રતિદિન વિકાસ પામવા લાગ્યો.

દેવા સાહેબ જેવા સંત હતા, તેવાજ કવિ હતા. એમણે આપબળથી અજ્ઞાન દશામાંથી એક ઉત્તમ કોટિના વિદ્વાન અને જ્ઞાનીનું સ્થાન પ્રાપ્ત કરી લીધું હતું. એમના અંતરમાંથી કવિતાનાં ઝરણાં અખંડિત ફૂટતાં હતાં. એમની કાવ્યકૃતિઓ એક ઉત્કૃષ્ટ કોટિના

કવિને છાજે, એવી સુંદર અને સુમધુર છે. એમનાં ભજનો કચ્છી–જનતાને કંઠે ચડી ચૂકયાં છે.

દેવા સાહેબે અનેક શાસ્ત્રોના સારરૂપ ત્રણ કાંડ રચીને તૈયાર કરેલા છે. જ્ઞાનકાંડ-રામસાગર, ઉપાસનાકાંડ–હરિસાગર અને કર્મકાંડ–કૃષ્ણસાગર. એવી રીતે ત્રણ કાંડ અધિકારી–અનુસાર એમણે પ્રતિપાદિત કર્યાં.

દેવા સાહેબનો સંપ્રદાય આજે પણ સમય અનુસાર ચાલુ છે. હમલાના દ્વારામાં આજે પણ સાધુઓ એમની શક્તિ મુજબ ધર્મનો ફેલાવો કરી રહ્યા છે.

શ્રી દેવા સાહેબે કેટલાંક ભજનો પણ રચેલાં છે. એમની રચનાનો એક નમુનો અત્રે આપવામાં આવે છે.

રાગ–રામગરી.

ભેદુ રે મળે તો વાતું કીજિયે, ભેદુ મરમને જાણે,
અણસમજુને શું કહીએ ? પક્ષ પોતાનો તાણે. ટેક૦
ભેદુ રે મળે તો ભેદ કંઈ નથી, એકરસ થઈને રહીએ,
આનંદ વાધે અતિ ઘણો, એ સુખ કેને કહીએ ? ભેદુ૦
હીરાના ગ્રાહક હીરા લે, મૂલ મોંઘેરા ખરચી,
બીજા કાંઇ જાણે નહિ, રહીએ પોતામાં સરચી. ભેદુ૦
મુક્તાફલની રે ગાંઠડી, ઉઘાડી નવ કીજે,
બદ્રીફલના ગ્રાહકને, એમ જ કેમ દીજે ? ભેદુ૦
વિષય વલ્લભ છે જેહને, તેને સુધા કેમ દઇએ ?
કહે 'દેવો' એમ જાણીને, સાધુ શરણે રહીએ. ભેદુ૦



## બાવા શ્રી બિહારીદાસજી

સિંધની સૌન્દર્ય-મૂર્તિ સુંદણી, આખો દિવસ ઘર કામમાં ગાળીને રાત પડતાં જ જેમ પોતાના મિત્ર મેહારને મળવા માટે મીઠા મહેરામણમાં કૂદી પડતી, તેમ કચ્છના વાંઢાય ગામનો એક નવયુવક રાજપૂતકુમાર આખો દિવસ ખેતીકામમાં તનતોડ મહેનત કરીને રાત પડતાં જ પોતાના વાંઢાય ગામથી દોટ મૂકતો, સાત ગાઉ દૂર આવેલા હમલા ગામે પહોંચી જતો. રાતે રોટલા ખાવા જેટલો વખત પણ એ ઘરમાં ગુમાવતો નહિ. રોટલાને રૂમાલમાં બાંધી, એ પોતાની સાથે લઇ લેતો અને હમલાને રસ્તે ચાલતાં "એક પંથ ને દો કાજ" ના સૂત્ર અનુસાર રસ્તામાં જ રોટલાને ઇન્સાફ આપી દેતો. રસ્તામાં આવતા કોઇ તળાવ કે કૂવામાંથી પાણી પી લેતો અને પાછો પોતાને રસ્તે પડતો.

એક પ્રહર રાત્રિ પસાર થતાં તો તે સાત ગાઉના પંથનો સપાટો કરીને હમલા ગામે આવી પહોંચતો અને મહાત્મા શ્રી દેવા સાહેબનાં ચરણોમાં ઝૂકી પડતો. મહાત્માના આશ્રમમાં લાગી રહેલી ઇશ્વર-ભજનની ઝોરમાં એ પણ સામેલ થઇ જતો. દેવા સાહેબના ઉપદેશામૃતનાં અખંડ વહેતાં ઝરણાંના નિર્મળ નીરનાં આચમન લેતો. વાચન-મનન કરતો અને ઘડી-બેઘડી આંખ મીંચાય કે ન મીંચાય ત્યાં તો એ વહેલી પ્રભાતે ઊઠીને ખડો થઇ જતો અને દિવસ ઊગનાં પહેલાં પાછો વાંઢાય પહોંચી જઇને પોતાના ખેતીના કામમાં લાગી જતો.

એ રાજપૂત યુવાનનો આ દરરોજનો કાર્યક્રમ. દેવા સાહેબનાં અમૃત–વચન અને પ્રભુ–ભજનના પાકા રંગથી એ રગેરગ રંગાઈ ગયો હતો. ક્યારે રાત પડે અને ક્યારે ગુરુદેવના શબ્દામૃતનું પાન કરું, એજ રટનમાં એનો આખો દિવસ પસાર થતો. રાત પડતાં જ તે સાત ગાઉનો પંથ સ્હેજમાં સમેટી લેતો અને દેવા સાહેબનાં દર્શન કરી કૃતાર્થ થતો.

દરરોજ ચૌદ ગાઉનો પંથ ખેડીને આખો દિવસ ખેતરોનાં ઢેફાંમાં માથું મારવાની કાળી મહેનત આ આદર્શ–ઘેલા યુવકને મન રમત માત્ર હતી. દિવસે તો ઊંઘ કે આરામનું સ્વપ્નું પણ શાનું આવે? દિવસે ખેતરોની ધરતી ખેડે અને રાતે હૃદયની. આમ ને આમ એની રાત્રિઓ અને દિવસો વીતતાં જતાં હતાં.

આ નવયુવકનું નામ વેરોજી. પિતાનું નામ મેઘરાજજી. મેઘરાજજી કચ્છ–ભાડિયાના ધલ જાતિના રાજપૂત હતા. ભાડિયામાં એમનો વડીલોપાર્જિત ગ્રાસ પણ પુષ્કળ હતો. પરંતુ એ વાંઢાયના સિંઘલ રાજપૂતોમાંથી પરણેલા હોવાથી, પાછળથી એમણે સહકુટુંબ વાંઢાયમાં જ નિવાસ કરેલો હતો. મેઘરાજજી સત્સંગી અને ધર્મ–પ્રેમી પુરુષ હતા. વિક્રમ સંવત ૧૮૦૪ ની સાલે એમને ત્યાં મોટી વયે એક પુત્રનો જન્મ થયો. ઉતરતી અવસ્થામાં પ્રભુએ આપેલા આ પ્રસાદથી માતા–પિતાના હર્ષનો પાર રહ્યો નહિ. પુત્રનું નામ વેરોજી રાખવામાં આવ્યું. વેરોજીની ઉંમર પાંચ–સાત વર્ષની થતાં જ તે ખેતીના કાર્યમાં પિતાને મદદ કરવા લાગ્યા. એ અરસામાં ભણતરનાં સાધનોનો અત્યંત અભાવ હતો. પાટલે ધૂળ નાખીને ભણાવનાર પંડ્યાઓ ભાગ્યે જ કોઇ મોટાં ગામોમાં જોવામાં આવતા. આથી બાળકોને બાલ્યાવસ્થામાં જ અછૂટકે પાટલે ધૂળ નાખ્યા વિના જ પોતપોતાના બાપ–દાદાના ધંધામાં જોડાઇ જવું પડતું. વેરોજી પણ એજ રીતે સીમના કામમાં લાગી ગયા.

નાનપણથી જ વેરાજીની પ્રવીણતા એમના દરેક કાર્યમાં દેખાઇ આવતી. પિતા-પ્રેરિત પ્રભુ-પ્રેમના સંસ્કારોનાં બીજ એમના હૃદયમાં નાની વયમાં જ રોપાઇ ગયાં હતાં. આ સમયે ઠેકઠેકાણે માતા-પંથ ફેલાઇ રહ્યો હતો. રાજપૂત જાતિનો આદિ ધર્મ એ જ મનાતો હતો. વેરાજી વયમાં આવતાં એમણે પણ માતા-પંથમાં રસ લેવા માંડ્યો. દિવસે એ ખેતીનું કાર્ય કરતા અને રાતે જ્યોત, પાટ અને જાગ
૧ આદિ કાર્યમાં તેમજ ભાવ-ભજનમાં નિમગ્ન રહેતા. એમના કાર્યમાં સહકાર આપનાર મિત્રોમાં ખાસ કરીને સામત્રાના હોથી બાપુજી હતા.

વેરાજી મહાન બુદ્ધિશાળી હતા. વિચાર કરતાં એમને લાગ્યું, કે મોક્ષની પ્રાપ્તિ માટે માતા-પંથના માર્ગ કરતાં કોઇ અન્ય સાધનની આવશ્યકતા છે. સત્યની શોધ માટે ઉત્સુક બનેલું એમનું મન રાત-દિવસ કોઈ યોગ્ય ગુરુની શોધમાં ભટકવા લાગ્યું.

એટલામાં હમલાના મહાત્મા દેવા સાહેબના ત્યાગ અને વૈરાગ્યની અવનવી વાતો એમને કાને આવી. દેવા સાહેબના દર્શન કરવા એમનું મન અધીરું બન્યું. અને એક સાંજે વેરાજી વાંઢાયથી હમલા જવા નીકળી પડ્યા. ઝપાટાબંધ રસ્તો કાપતા તે ચાલવા લાગ્યા. દેવા સાહેબના આશ્રમમાં રામ-નામની લાગી રહેલી ધૂન વચ્ચે તે ત્યાં આવી પહોંચ્યા અને મહાત્માનાં ચરણોમાં નમી પડ્યા.

દેવા સાહેબના વ્યક્તિત્વ અને વાણીએ વેરાજી પર અદ્દભુત અસર કરી. એ એક જ રાતના સત્સંગનો એમને એવો અજબ રંગ લાગી ગયો, કે તે દિવસથી તે દરરોજ સાંજે વાંઢાયથી હમલા આવે અને વહેલી પરોડે ત્યાંથી નીકળી, સવારે પાછા પોતાના કામમાં લાગી જાય.

થોડા જ વખતમાં વેરાજીની આ પ્રવૃત્તિ જાહેર થઇ ગઇ અને એ જ વાતો ઠેર ઠેર ચાલવા લાગી.

એક દિવસ મેઘરાજજીને એના કોઇ મિત્રે કહ્યુ, કે "જો તમે તમારા વેરાને સમયસર નહિ વાળો તો હવે એને સાધુ બની બેસતા નહિ વાર લાગે આમ બેસી રહેશો તો દેવ જેવો દીકરો ગુમાવી બેસશો "

આ વાત મેઘરાજજીના મન પર સચોટ બેસી ગઇ એમણે વિચાર્યું, કે કુવરને પરણાવી દઇએ તો દુનિયાની મોહિનીમા મોહ્યા પછી એ એની પ્રવૃત્તિઓ પોતાની મેળે જ છોડી દેશે મેઘરાજજીએ તરત જ વેરાજીનુ સગપણ કરી નાખ્યુ અને લગ્નની તૈયારીઓ પણ ચાલવા લાગી

વેરાજીને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે એમની અકળા મણનો પાર રહ્યો નહિ પોતાને ફસાવવા માટે તૈયાર થતી આ ફાસીમાથી કેમ છૂટવુ, તેનો તે ઉપાય શોધવા લાગ્યા રાત પડતા જ તે હમલા પહોચી ગયા અને દેવા સાહેબના પગોમા પડી મુક્ત કઠે રડવા લાગ્યા ગુરુદેવે રડવાનુ કારણ પૂછતા વેરાજીએ પોતાની તમામ હકીકતથી ગુરુને વાકેફ કર્યા અને એમના વિરૂદ્ધ રચેલી જાળમાથી કેવી રીતે મુક્ત થવુ, તેનો માર્ગ બતાવવા વીનવવા લાગ્યા ગુરુએ પૂછ્યુ –

"વેરાજી! તમારા પિતાએ તમારૂ સગપણ કરી નાખ્યુ તો હવે તેનો તિરસ્કાર કરી ભાગી જવુ એ યોગ્ય છે?"

"પણ મારૂ સગપણ મને પૂછ્યા વગર ચૂપચૂપ કરી નાખ વામા આવેલ છે, તે મારે શા માટે કબુલ કરવુ? કૃપા કરી મને દીક્ષા આપો અને આપના ચરણોમા રાખો!"

બેટા! કોઇ પણ કાર્યમા આમ ઉતાવળ કરવી એ સારૂ નથી હવે તો તમારે માટે ગૃહસ્થાશ્રમ ભોગવીને પછી જ સાધુ થવાનુ સરજાયુ હોય એમ મને લાગે છે "

દેવા સાહેબ સાગર જેવા ગભીર હતા તે કોઇ પણ કાર્યમા

ઉતાવળું પગલું ભરતા નહિ. વેરાજીને ઉપદેશ આપી, ગૃહસ્થાશ્રમના ધર્મો સમજાવી, એમના મનનું સંપૂર્ણ સમાધાન કરીને દેવા સાહેબે એમને પાછા વાંઢાય તરફ વિદાય કર્યા.

મેઘરાજજીએ ઘણી ધામધૂમથી લાડેકોડે વેરાજીનાં લગ્ન કરી એમને સંસારનાં બન્ધનોમાં બાંધી દીધા.

પરિણીત જીવનના પીંજરમાંથી મુક્ત થવા મથતું વેરાજીનું હૃદય, જગત-જંજાળમાં જોડાઇ ગયું. પરંતુ પીંજરામાં પડયુંપડયું એ તરફડવા લાગ્યું. રાત અને દિવસ નિરંતર નીરમાં રહેવા છતાં જેમ કમળ-પત્રને તેનો સ્પર્શ થતો નથી, તેમ વેરાજીનો આત્મા જગતમાં જકડાઇ જવા છતાં મુક્ત હતો. એમના અંતરનો પ્રભુ-પ્રેમ જેવો ને તેવો અચલ અને અતૂટ હતો.

આગળ જતાં વેરાજીને ત્યાં એક કુંવર અને એક કુંવરીનો જન્મ થયો. કુંવરનું નામ જેઠુજી અને કુંવરીનું નામ હરિણા.

જેઠુજી ઉંમર-લાયક થતાં વેરાજીએ દીક્ષા લેવાનો પોતાનો વિચાર મક્કમ કરી લીધો.

કુંવરને તમામ પ્રાસ-ચાસ અને રીતભાતથી વાકેફ કરી, સૌની રજા લઇ, તે દેવા સાહેબની સેવામાં હમલા જવા તૈયાર થઈ ગયા.

કુમાર જેઠુજી ડાહ્યા અને સમજુ હતા. પિતાની ઇચ્છા વચ્ચે અવરોધ ઊભો કરે એવા ન હતા.

" બાપુજી ! કંઇક આજ્ઞા કરો ! " કુંવરે પિતાની વિદાય વખતે અરજ કરી.

" આજ્ઞા કરું ? "

" ઘણી ખુશીથી. આપની જે કંઇ ઇચ્છા હોય તે જણાવો ! "

" જો ત્યારે! મારી માગણી એટલી જ છે, કે તારો એક પુત્ર ગુરુની સેવામાં આપી દેજે ! "

"જેવી આજ્ઞા !" કુંવરે બે હાથ જોડી જણાવ્યું

બસ ! સૌને આશીર્વાદ દઈ વૈરાજી વિદાય થયા હમલા ગામે પહોંચતા તરત જ તે મહાત્મા દેવા સાહેબ પાસે હાજર થઈ ગયા દેવા સાહેબે વૈરાજીને ગુરૂમંત્ર આપ્યો અને એમને બિહારીદાસનું નામાભિધાન આપ્યું

કેટલોક સમય ગુરુસેવામાં ગાળીને બિહારીદાસજીને દેશાટન કરવાની અભિલાષા જાગૃત થઈ એ વખતે આગગાડી જેવા સાધનોનો અભાવ હોવાથી, યાત્રાળુઓને પગપાળા જ યાત્રાએ જવું પડતું બિહારીદાસજી તો પંથ કરવામાં નાનપણથી જ નિષ્ણાત હતા એમણે પગપાળા ચાલીને કેદારનાથ, બદ્રીનાથ, રામનાથ, જગન્નાથ, વૈજનાથ, પશુપતિનાથ, કાશી, અયોધ્યા, દ્વારિકા આદિ ચારે ધામની યાત્રાઓ કરીને પાછા ક્ષેમકુશળ કચ્છ આવી ગુરૂદેવના ચરણોમાં મસ્તક ઝુકાવ્યું

હમલામાં થોડા દિવસો ગાળી તે વાઢાય આવ્યા હમલામાં આ વખતે સિંધલ બાપુજી, માનસિંહજી, વજાજી, મેઘજી, તથા જીણુજી આદિ ધર્મ-પ્રેમી રાજપૂતો હતા આ બધા સાથે મળીને બિહારીદાસજી પાસે આવ્યા અને તેમને વાઢાયમાં આશ્રમ સ્થાપવા માટે આગ્રહભરી અરજ કરવા લાગ્યા

બિહારીદાસજીને પણ આ સ્થાન શાંત, રમણીય અને ઇશ્વર ભજન યોગ્ય જણાયાથી એમને રાજપૂત સમાજની વિનંતિનો સ્વીકાર કર્યો અને વાઢાયમાં એક જગા તૈયાર કરાવી ત્યાં પોતાનું સ્થાન રાખ્યું આ જગા નીચે સિંધવ રાજપૂતોએ બે ખેતર પણ કૃષ્ણાર્પણ આપી દીધા

બિહારીદાસજી એક શક્તિશાળી પુરુષ હતા એમની સ્મરણ શક્તિ ઘણી તેજસ્વી હતી એમનું હૃદય કવિનું હતું એમના અંતરમાં કવિતાના ફૂવારા ફૂટતા કવિત્વની આ અદ્દભુત શક્તિને

વ્યવસ્થિત માર્ગે વાળવા તેમણે ખાખરના જાડેજા કવિ ઉન્નડજી પાસે પિંગળશાસ્ત્રનો અભ્યાસ કરવા માંડયો.

ઉન્નડજી એક મહાન કવિ હતા. એમની કાવ્ય-શક્તિ અદ્ભુત હતી. એમના ઉત્સાહ ભર્યા શિક્ષણથી બિહારીદાસજીની કાવ્ય-કળા ખૂબ ખીલી ઊઠી. એમની કાવ્યકૃતિઓ પણ દિન-પ્રતિદિન ઉત્તમ પ્રકારની અને સુંદર થતી ગઇ.

બિહારી સાહેબના ભાઇ હરિદાસજી હતા. એમણે સૌથી પહેલાં એમના શિષ્ય બની ભેખ ધારણ કર્યો.

પછી કાનપુરના ક્ષેમદાસજી, પછી પુનડીના નારાયણદાસજી અને રાઘવદાસજી પણ દીક્ષા ગ્રહણ કરી બિહારી સાહેબના શિષ્ય બન્યા.

આ ચાર શિષ્યોમાં આદિ શિષ્ય હરિદાસજી હતા. એમને વાંઢાયનું આશ્રમ સુપરત કરીને બિહારીદાસજી મુંબઇ પધાર્યા.

આ બનાવ પછી થોડા જ સમયમાં કચ્છના મહાન સંત દેવા સાહેબનું શરીર શાન્ત થઇ ગયું. બિહારીદાસજીને આ ખબર પડતાં જ એમના અંતરને મહાન આઘાત લાગ્યો. તે મુંબઇથી તરત જ કચ્છ આવવા પાછા ફર્યા. રસ્તામાં એમણે ગુરૂવિહારની લાવણીઓની ચોસર રચી તૈયાર કરી. "સ્વામી આયે તુમ સરનં, ગુરૂ તુમ હો જગ તારન તરનં" આ લાવણીઓ જ્યારે હમલા આવીને એમણે સ્વમુખે ગાઇ ત્યારે ચારે તરફ કરૂણ રસનું વાતાવરણ છવાઇ ગયું.

અહીં એમણે ગુરૂદેવનો બારે મહોત્સવ કર્યો. કચ્છના અનેક સંત-મહંતો અને સાધુ-સંન્યાસીઓ આ મહોત્સવમાં ભાગ લેવા માટે એકત્ર થયા હતા.

દેવા સાહેબના મુખ્ય ચાર શિષ્યો હતા.

**જયેષ્ઠ મુજેઠીરામજી, વિહારી સાહેબ જાન,**
**સુખમદ સેવારામજી, કૃષ્ણદાસ અનુમાન.**

જ્યારે ચાદર ઓઢાડવાનો સમય થયો ત્યારે સૌએ પટ્ટ શિષ્ય જીરામજીને ગાદીએ બેસાડવાનો વિચાર કર્યો. પરંતુ એમણે કહ્યું, કે "હું તો એક ઠેકાણે બેસીને ઇશ્વર-ભજન જ કરવા માગું છું." કૃષ્ણદાસજીએ તો કોટડીમાં પોતાની અલગ જગા તૈયાર કરી હતી. અને સેવારામજીએ સિંધમાં કેટલાક દ્વારા સ્થાપેલા હતા. આથી હમલાની ગાદી હાથમાં લેવા માટે સૌ સેવકોએ સાથે મળીને બિહારીદાસજીને આગ્રહ કર્યો.

એ અરસામાં દેવા સાહેબના પૌત્ર રામસિંહજીની ઉંમર નાની હતી. એટલે બિહારીદાસજીને હમલાની ગાદી સંભાળી લેવાની જરૂર જણાઈ. પરંતુ આ ગાદી રામસિંહજીને મળવી જોઇએ, એ વસ્તુ લક્ષમાં રાખીને રામસિંહજીને અંકમાં લઇને એ ગાદીએ બિરાજમાન થયા. રામસિંહજી ચતુર અને કુશાગ્ર બુદ્ધિના હોવાથી બિહારીદાસજીએ એમને તૈયાર કરવા માંડ્યા. એમના શિષ્ય ક્ષેમદાસજી વિદ્વાન હોવાથી એમની પાસે રામસિંહજીને વિદ્યાભ્યાસ કરાવવાની ગોઠવણ કરવામાં આવી.

બિહારી સાહેબ પોતાનો ઘણો વખત ઇશ્વર-સ્મરણ અને સરસ્વતી-આરાધનામાં ગાળતા. એમની કૃતિઓમાં 'કૃષ્ણ બાલવિનોદ', 'ગુરૂસ્તુતિ', 'પ્રસ્તાવિક કુંડળિયા' તેમજ અનેક પદો અને ભજનો છે. એમની કાવ્યકૃતિ સાગર સમાન ગંભીર હતી. એમની કવિતામાં શબ્દ-સૌન્દર્ય અને અર્થ-સૌન્દર્ય ઉભયનો સુંદર સમન્વય જોવામાં આવે છે.

બિહારી સાહેબને હમલા અને વાંઢાય આ બંને સ્થાનોની દેખરેખ રાખવી પડતી. છતાં તે વિશેષે કરીને હમલામાં જ રહેતા. અવસાનનો સમય નજદીક જણાતાં એમણે વિચાર્યું, કે હવે વાંઢાય પહોંચી જવું ઉચિત છે. આથી તે વાંઢાય આવ્યા અને ત્યાં માત્ર બે જ દિવસ રહીને ક્ષણભંગુર દેહનો ત્યાગ કરી સ્વધામ સિધાવ્યા.

બિહારી સાહેબ એક સમર્થ કવિ હતા. એમણે ઘણાં ભજનો,

રાસ, કુંડળિયા વગેરે રચેલ છે. એમની રચના એમના અંતરમાંથી જોર કરીને બહાર આવેલી હોય, એવી નૈસર્ગિક અને હૃદયસ્પર્શી છે. એમના હૃદયભાવનાના રસથાળની થોડી સામગ્રી અત્રે આપવામાં આવે છે.

કુંડલિયા

સરસ્વતી માતા શારદા, મહેર કરો મનમાંહી,
તુમ તૂટે બિન ગ્રંથી ચહુ, કયોં છૂટે ઘટ માંહી?
કયોં છૂટે ઘટ માંહી, દીપ બિન નાહિ ઉજાલા,
જડ્યા જંજીર કિવાડ, હુકમ બિન ખુલે ન તાલા;
કહ 'વિહારી' કર જોર, ફેર નહિ અવસર આતા,
મહેર કરો મન માંહી, શારદા સરસ્વતી માતા!

× × ×

હંસવાહિની હંસ પર, ધરે નિરંજન ધ્યાન,
વીણા પુસ્તક ધારિણી, કરે હરિ ગુણગાન;
કરે હરિ ગુણગાન, ગ્રંથ નાના નિત ગાવે,
વિવિધ ભાંતિ વિસ્તાર, ગાન કર તાન મિલાવે;
કહ 'વિહારી' કર જોર, અખંડાનંદ દાયિની,
ધરે નિરંજન ધ્યાન, હંસ પર હંસવાહિની.

× × ×

ઊલી ઊાલે હંસ કી, ધરે બગ્ગ સા ધ્યાન,
અંતર કપટી મન હઠી, બાંચે બેદ-પુરાન,
બાંચે બેદ-પુરાન, અનુપમ અર્થ બનાવે,
આતમ જાન્યા નાહિ, કિસી બિધ સંત કહાવે;

કહ 'વિહારી' કર જોર, કપટ કી ગાંઠ ન ખોલી,
ધરે બગ્ગ કા ધ્યાન, હંસ કી બોલે બોલી.

× × ×

સિર પર જમરા ફિરત હૈ, જ્યોં તીતર પર બાજ,
સબ કે પીછે હૈ લગ્યો, હંસ હરન કે કાજ;
હંસ હરન કે કાજ, બધિક યહ ચહું દિશ ધાવે,
બિલ્લી મૂષક-કાલ, નિશી દિન ચોંહી ખાવે;
કહ 'વિહારી' કર જોર, ચેત મન ચંચલ ભમરા,
જ્યોં તીતર પર બાજ, ફિરત યોં સિર પર જમરા.

× × ×

માયા તેરી મૂરખા, મૂઢ મિથ્યા કર જાન,
આગે લોંઠા લૂટસી, જોબન કો જમરાન;
જોબન કો જમરાન, પલક મેં લૂટ હી લીનો,
ધર્યો રહ્યો ધનમાલ, છોડ તું ચલ્યો નગીનો;
કહ 'વિહારી' કર જોર, સાંજ સે બઇ સવેરી,
મૂઢ મિથ્યા કર જાન, મૂરખા માયા તેરી.

× × ×

માયા મિલે ન લોભ સે, બિના લેખ કિરતાર,
ઉન કો પ્રભુજી દેત, જિન કિયા પુન્ય વેપાર;
કિયા પુન્ય વેપાર, સવાઈ કર ગ્યા સોઈ,
રામ ભજનમેં રહ્યો, પલંગ પર પોઢ્યો ઓઢી,
કહ 'વિહારી' કર જોર, સમજ લે કાચી કાયા,
બિના લેખ કિરતાર, લોભ સે મિલે ન માયા.

રાગ—ઝીંઝોટી–તાલ દાદરો

બસિયો સોઇ શ્યામ, દગન મેં હમારે,
નંદજી કે લાલ મોહે, લગત પ્રાન પ્યારે. બસિયો૦
પૂતના તૃણાવૃત, માર્યો સંકટાસુર,
બકાસુર માર ડાર્યો, બાંકી ચોંચ ફારે. બસિયો૦
બ્રહ્મા ભ્રમિત ભયો, ઈન્દ્ર કો ગરવ ગયો,
નખ પર ગોવર્ધન, ગિરિ ઉઠાય ધારે. બસિયો૦
ગજ ગત પ્રાણ કિયે, દંત દો ઉખાર લિયે,
ધૂર્ત મુખ ધર લપાટ, ત્રંબક તોર ડારે. બસિયો૦
સલ તોસલ કુસલ, ચાણુર મુષ્ટી મલ્લ,
નિજ કર ગ્રહી કેશ, કંસ કો પછારે. બસિયો૦
દેવન કે દેવ હરિ, માનુષ કી દેહ ધરી,
ભોમ કો ઉતાર ભાર, કોટી દુષ્ટ મારે. બસિયો૦
ભક્ત દુઃખ ભંજન હરિ, ગર્વ કે ગંજન હરિ,
જુગ જુગ જન 'વિહારી', શરન હે તિહારે. બસિયો૦

× × ×

રાગ ઝીંઝોટી–તાલ દાદરો અથવા કલ્યાણ

હરિ ઉમંગ હોરી લાલ, હરિ ઉમંગ હોરી,
ખેલત સખિયન કે સંગ, હરિ ઉમંગ હોરી.–ટેક.
સુંદર વનરાય સકલ, જમુના તટ મોરી,
સુંદર આવત સુગંધ, ફૂલન કી ફોરી. હરિ૦
બાજત મૃદંગ તાલ, ગાવત મિલ ગોરી,
નાચત નરતક રસાલ, તાન તોરી તોરી. હરિ૦

નંદલાલ ભરી ગુલાલ, સબહીન કી જોરી,
ડારત અખિયન મેં આય, સકલ દોરી દોરી. હરિ૦
સુરનર મુનિ મગન ભયે, નિરખી જુગલ જોરી,
સાંવરી સુરત મધુરી સુરત, લીનો ચિત ચોરી. હરિ૦
વ્રજ કી નાર માની હાર, બોલત સુખ થોરી,
પ્રભુ કો આય પરત પાય, 'વિહારી' કર જોરી. હરિ૦

× × ×

રાગ—કારાઇડો

તેરો હે અવસર દિન દોઈ, ભજન કર લે ભાઇ,
તેરો હે અવસર.–ટેક૦

માત–પિતા સુત બાંધવ તેરા, કામ ન આવે કોઇ. ભજન૦
મરને પીછે મૂરખ તેરી, કામિની દો દિન રોઇ. ભજન૦
જમરા જૈસા વૈરી તેરા, ભર નિદ્રા કયોં સોઇ ? ભજન૦
જન 'વિહારી' કહે સુન મન મેરા, હરિ ભજે સુખ હોઈ. ભજન૦

× × ×

રાગ—એજ

તેરા બહુત હે ઘર દૂર, મન તું કયા મોહા ?
તેરા એસા હે.–ટેક૦

ગોરખ ગોપીચંદ ભરથરી, સિર પર ડારી ધૂર. મન૦
માનુષ દેહ પાય કર મૂરખ, ભેદ ન સમજા ભૂર. મન૦
જગ જીવન જાત હે એસો, જયોં પાની કા પૂર. મન૦
કંચન જૈસી કાયા તેરી, એક દિન હોગી ચૂર. મન૦
કહે 'વિહારી' દેખો જન કોઇ, હરિ હે હાજ હજૂર. મન૦

રાગ–ભૈરવી

મન માર કાલ સીંચાણા, તો જખ મારે જમરાણા,
મન માર કાલ સીંચાણા.–ટેક૦
ધનુષ ધ્યાન કા પરશુ જ્ઞાન કા, કરની બાણુ કમાના,
તરકસ ખેંચી તીર ચલાયા, આરપાર વીંધાણા. મન૦
અનહદ નાદ ગગન ધૂન ગાજે, બાજે નિત્ય નિશાના,
દેહ મંદિર મેં દીપક પ્રકટા, ભીતર સુરજ ભાણા. મન૦
દિલ ભીતર એક દર્પણ દેખા, પશ્ચમ ઘાટ પહિચાણા,
રમતા રામ શ્યામ સબ દર્શન, દર્પણ મેં દેખાણા. મન૦
ઘટ ભીતર સત્ ગુરૂ શબ્દ કી, નિશ્ચલ બિકસી ખાણા,
કોટી કર્મ અપરાધ અપારા, શબ્દે સબ ધોવાણા. મન૦
શુરા સાધુ લડે લગન સે, કાયર કુડ કમાણા,
રામ નામ કા પટ્ટા પ્રેમ કા, સદ્‌ગુરૂ હાથ લખાણા. મન૦
સતગુરૂને સત શબ્દ સુનાયા, મહા રોગ મેટાણા,
જન 'વિહારી' સતગુરૂ કે ચરને, વિણ નાણે વેચાણા. મન૦

× × ×

રાગ–પરજ–હરિવેણુ વાય છે ..

રહો મારી મીટલડીમાં માવા !
નહિ દઉં તમને રે હો જાવા. ટેક૦
પ્રીત લગાડી શાને પહેલી ?
હવે ક્યાં જાઓ છો રે હો મેલી ? રહો૦
અમને ભોજનિયાં નહિ ભાવે,
નયને નિંદ્રા રે હો નાવે. રહો૦

55573

સુખડાં શામળિયાનાં સાલે,
વ્યાકૂળ કીધાં રે હો વહાલે. રહો૦
પલક ન મેલું મારા પ્રિયતમ તમને,
વહાલા લાગો રે હો અમને. રહો૦
વીસરી વાત હરિને વ્રજની,
સનમુખ રમતા રે હો રજની. રહો૦
રાસ-મંડળમાં ભેળાં રમતાં,
એણી પરે હરિને રે હો ગમતાં. રહો૦
સુંદર વર અવિનાશી પામી,
દાસ 'વિહારી'ના રે હો સ્વામી ! રહો૦

× × ×

રાગ-ખમાચ-મેરમ જાવું છે મરી...

આજની ઘડી રે, ધન્ન આજની ઘડી,
નિરખ્યા જગનાથ, ધન્ન આજની ઘડી.
નિત પ્રતિ જ્યાં નાત અઢારે, ચોકી છે ખડી,
દાસ હરિના દાણુ ન આલે, બીજા રહે અડી. નિ૦
વર્ણું અઢારે એકઠા જમે, રૂડી રીતડી,
એક-બીજાના સુખમાં આલે, પૂરણ પ્રીતડી. નિ૦
જગનાં જીવન જોઇને રોયા, ભરી આંખડી,
મુખ દેખી મહા સુખને પામ્યા, ઠરી છાતડી. નિ૦
રાત-દિવસ હૃદય રાખું, મેલુ નહિ ઘડી,
કહે 'વિહારી' દેવ છે મારા, જીવનની જડી. નિ૦

રાગ–એજ

ભાવથી કરો રે ભજન પ્રેમથી કરો,
આ સ્વપ્ન છે સંસાર, ભજન ભાવથી કરો! ટેક૦
ભાવે કરી ભગવાનને ભજો, પ્રપંચ પરહરો,
સતગુરૂ સંત સેવ્યા વિના, નિશ્ચે નહિ ઠરો. આ૦
કાલનું જોખમ–જોર છે, તેને દેખીને ડરો,
ચેતીને તમે ચાલજો, આગળ ખેલ છે ખરો. આ૦
એક જ આતમરામને મુખે, અખંડ ઉચ્ચરો,
સૌ પહેલાં સંસારમાં પ્રાણી, સુખેથી તરો આ૦
સદ્‌ગુરૂના શબ્દ રૂડા, હૃદયમાં ધરો,
દાસ 'વિહારી'ના દેવને ભજો, ભૂલાં કાં ફરો. આ૦

× × ×

રાગ—સોરઠ–લાવો લાવો કાગળિયો ..

મારો નાનપણાનો નેહ, શામળિયા સાથે રે,
અમે રમતાં નિશદિન રાસ, હરિને હાથે રે. ટેક.
અમને લાગેલ મહનાં બાણ, ઘાયલ કીધાં રે,
મીઠી મોરલીએ મારાં મન, માવે હરી લીધાં રે.
વહાલા તમ વિના ઘડી ન રે'વાય, પ્રીતડી બંધાણી રે,
મારા કાળજડાની કોર, વાંસળીએ વીંધાણી રે.
મારૂં સૂકાઈ ગયું છે શરીર, અન્નડાં ન ભાવે રે,
મને વેરણ થઈ છે રાત, ઊંઘ ન આવે રે.
મારા મનડા માંય મોરાર, ચિત્તડામાં ચણકે રે,
મારે નયને નીર ન માય, આંસુડાં ઠણકે રે.

એવી અંતર કેરી વાત, કેને કહીએ રે,
એ તો પોતાના મન માંય, સમજી રહીએ રે.
તમને રાખું હૃદય મોઝાર, ઘડી ન વિસારૂં રે,
મને મીઠું લાગે મુખ માંય, નામ તમારૂં રે.
દીનાનાથ દ્વારકાધીશ, જોવા ચાલો રે,
એ તો જાદવ જીવન પ્રાણ, 'વિહારી'ને વહાલો રે.

× × ×

રાગ—એજ

મારો નટવર સાથે નેહ, પ્રેમે મન લાગ્યું રે,
મારે મંદિર આવ્યા માવ, ભવ–દુઃખ ભાગ્યું રે.
હે જગજીવન જગ માંય, જોયા તમને રે,
હવે નજરે ન આવે કોય, બીજું અમને રે.
અમે નહિ કરીએ નિરધાર, બીજા કોનો રે,
આ જગમાં છે આધાર, અમને એનો રે.
ભૂધરજીને ભરતાર, કોડે કીધા રે,
હરખીને હૈયા માંય, લાલને લીધા રે.
છે આદિ અંતે એજ, એ વર રૂડો રે,
લઈ પહેરી લીધો આજ, અમર ચૂડો રે.
છે ચૌદ ભુવન ત્રણ લોક, તેનો કર્તા રે,
તે માવો માખણ કાજ, ઘર ઘર ફરતા રે.
સનકાદિક નારદ શેષ, પાર ન પાવે રે,
તે પિયુ અમારે પાસ, લાડ લડાવે રે.
પૂરણ છે મારાં પુન્ય, એ વર પામી રે,
તે દાસ 'વિહારી'ના દેવ, અંતર જામી રે.

રાગ–કારાઇડા

મોરલી કામણગારી, ગિરધારી તારી મોરલી કામણગારી–ટેક.
તારી, મોરલીએ મારા મન હરી લીધાં,
કામણ કીધાં છે મને ભારી. ગિરધારી૦
વ્રહની પીડા અમને વ્યાપી અંતરમાં,
તેની વેદના ન્યારી. ગિરધારી૦
સગાં સંબધી અમે સરવે તજિયાં,
વાલાં પણ મેલ્યાં વિસારી. ગિરધારી૦
સંસાર સુખ સહુ શૂળી જેવાં લાગે,
દુનિયા લાગે છે અમને ખારી. ગિરધારી૦
'વિહારી'ના સ્વામી તમે વ્યાકૂળ કીધાં,
બંસી સંભળાવી બાવન બારી. ગિરધારી૦

× × ×

રાસ

કઠણ મનડાં કીધાં મારે વહાલે રે,
મારા નાથ વિના કેમ ચાલે ?
કઠણ મનડાં કીધાં મારે વહાલે રે. ટેક૦
વહાલે પ્રથમ પ્રીતિ કીધી રે,
મથુરા જઇ મેલી દીધી રે,
વહાલે વળતાં તે ખબર ન લીધી. કઠણ૦
મારી પ્રેમની પીડા ન જાણી રે,
કાંઇ મનમાં મહેર ન આણી રે,
વહાલે વાત પોતાની તાણી. કઠણ૦

મારા આ દિનડા કેમ જાશે રે,
મારા પ્રાણજીવન નહિ પાસે રે,
અમથી એ દુઃખ કેમ સહેવાશે ? કઠણ૦
સ્વામી 'વિહારી'ના તમને શું કહીએ રે ?
અમે દાસ તમારા છઇએ રે,
અમને જેમ રાખો તેમ રહીએ. કઠણ૦

× × ×

## કચ્છી કાફી

મન મૂરખડે કે માર પોંધી, જેંજે ધિલ મેં ધગા,
જેંજે ધિલ મેં ધગા, ઉની કે જમજા જોડા લગા. મન૦
જિની નરે તાં રામ ન સમર્યો, સે નર સરજ્યા ઠગા,
ખિડી ખિડી ને થકી પોંધા, પોય અખિયું કઢંધા કગા. મન૦
જિની નરેં તાં રામ ન સમર્યો, સે નર સરજ્યા કુતા,
ભુખ ભકુવેં જે પેટ મેં, પોય સેરિયેં સેરિયેં સુતા. મન૦
જિની નરેં તાં રામ ન સમર્યો,સે નર સરજ્યા ગદ્ધા,
મીંઠે જ્યું છાંટું મથે ખણી, પોય થેઆ અચેતા ચધા. મન૦
સેઠ જિની જો સાંવરો ને, માલમ સતગુરુ સગા,
ખુડેં ન તેંજ્યુ બેડિયું, પોય છુટા પ્રેમ જા પગા. મન૦
મોટપણે મેં મોહી રેઆ ને, ભગતેંનું તે ભગા,
અંત ટાણે તાં પોય ઉની કે, જમડા લૂટણ લગા. મન૦
વાટેં ઘાટેં વઈ રેઆ ને, ચલણુ જિની જા ચુકા,
'વિહારી' ચે ઇન જીવન રતન કે, ખુજે કુરો નર બગા. મન૦

## કચ્છી કાફી

રાગ—કારાકડો

નિરખી તાં ઠરેઆ મું'જા નેણુ રે,
સામળિયો સગો, નિરખીને ઠરેઆ મું'જા નેણુ. ટેક

જમના જે નીરે' તીરે', ધેનું ચરાવે વાલો,
મધુરી વજાડે વાલો વેણુ રે. સામળિયો૦

વાટ હલ'ધે આંઇ, ઘડી એક વિલ'બો વાલા,
વલા તાં લગે'તા આંજા વેણુ રે. સામળિયો૦

આં જી મોરલિયે મું'જો, મનડો તાં હરેઓ વાલા,
સારા તાં લગે' તા મૂ'કે સેણુ રે. સામળિયો૦

દાસ 'વિહારી' જા સ્વામી, સુખડે'જા સાગરવાલા,
સુભદ્રા તાં જે'જી સગી સેણુ રે. સામળિયો૦



## બ્રહ્મનિષ્ઠ મહાત્મા ઇશ્વરરામજી

કચ્છનું વાંઢાય ગામ જેના નામથી ઇશ્વરનગર તરીકે મશહૂર બન્યું, એ મહાત્મા ઇશ્વરરામજીનું નામ કચ્છમાં કોણ નહિ જાણતું હોય ?

ઇશ્વરરામજીનો જન્મ ભાનુશાલી કટારમલ કુલમાં કચ્છના નાદરા ગામે વિક્રમ સંવત ૧૮૪૫ના આશ્વિન સુદિ ૨ ને સોમવારના દિવસે થયો હતો. એમના પિતાનું નામ હંસરાજ અને માતાનું નામ કુંવરબાઇ હતું. પિતાનો ધંધો ખેતીનો હોવાથી, તે રાત-દિવસ ખેતીના કામમાં રચ્યા-પચ્યા રહેતા. માતા અને પિતા બંને અતિ દયાળુ અને પવિત્રાત્મા હતા.

માતા-પિતાના ઉચ્ચ સંસ્કારો ઇશ્વરરામજીમાં અનેકગણા વિકાસ પામ્યા હતા. બાલ્યાવસ્થાથી જ એમની બુદ્ધિ અતિ તીવ્ર હતી. એમનું તેજસ્વી વ્યક્તિત્વ અને મધુર વાણી એ એમની ખાસ વિશિષ્ટતા હતી. નાની વયથી જ એમના આત્માને પરમાત્માના નામનો કંઈ અજબ નાદ લાગી ગયો હતો. રમત કરતાં પણ એ રામ-નામનું જ રટન કરતા.

**ભક્ત-બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત,**
**ઊંચ-નીચ ઘર અવતરે, તોઉ સંત કો સંત.**

ઇશ્વરરામજીની ઉંમર પાંચ સાત વર્ષની થઇ ત્યાં તો કચ્છને માથે એક કારમા દુકાળની આફત આવી પડી. કચ્છમાં વાગડ

—અબડાસા જેવા કેટલાક વિભાગમાં પાણીની પરિસ્થિતિ એવી વિષમ છે, કે દુષ્કાળ પ્રસંગે લોકોને પીવા માટે પાણીનું ટીપું પણ મોંઘું થઇ પડે. આ કારણથી એવા વખતમાં લોકોને કચ્છની ભૂમિ તજી જવા વિના ચાલે નહિ.

ઇશ્વરરામજીના પિતાનો આધાર માત્ર ખેતી પર જ હતો. દેશમાં દુષ્કાળ આવી પડવાથી એમની ખેતી ભાંગી પડી. આથી એમણે કચ્છ છોડી જવાનો નિર્ણય કર્યો. જરૂર—પૂરતી વસ્તુઓ સાથે લઇ, કચ્છને છેલ્લી સલામ કરીને આ ગરીબ કુટુંબ દુઃખિત હૃદયે કચ્છ છોડી ગયું.

સિંધના જુરડા ગામમાં ઇશ્વરરામજીની ફોઈ રહેતાં હતાં. ત્યાં આ નાનકડું કુટુંબ પહોંચી ગયું. સિંધમાં સિંધુ નદીરૂપી મોટા મહેરામણનો પ્રવાહ અખંડ એકધારો વહેતો રહેતો હોવાથી, ત્યાં તો સદાકાળ સુકાળ જ હોય છે. દુષ્કાળ કે કરવરા વરસની ત્યાં કશી ધાસ્તી જ નહિ. ઇશ્વરરામજીના પિતા પણ સિંધના જુરડા ગામમાં આવીને ખેતીના કામમાં લાગી ગયા.

અહીં એક ભયાનક ઘટના ઘટી ગઇ. કુદરત જ્યારે કોઇ મહાપુરૂષના જીવનમાં પરિવર્તન કરવા માગે છે ત્યારે અણચિંતવ્યા આવા જ કંઇક પ્રસંગો આવી પડે છે. જુરડા ગામમાં ઇશ્વરરામજીનાં માતા—પિતા ઉભયનો દેહાંત થઇ ગયો. માતા-પિતાની છાંયડી ચાલી જતાં બાળકને નસીબે શૂન્ય જ બાકી રહે છે. ઇશ્વરરામજી પણ માબાપના દેહત્યાગથી પરમેશ્વરની અંદર સુકા બાવળના ઠુંઠા જેવા એકલવાયા બની ગયા. એમનું મન સંસાર પરથી સદાને માટે ઊઠી ગયું. એમનું આખું જગત ચાલ્યું ગયું હોય એવો એમને ભાસ થયો.

ઇશ્વરરામજીની ફોઇનો એમના પર ખૂબ પ્રેમ હતો. એમના મનને જરાએ ઓછું ન આવે તે માટે એમની ફોઈ સદા તત્પર રહેતાં. પરંતુ આંબેથી ઊઠેલું મન બીજે ક્યાં બેસે? એમનું મન

એક પણ કાર્યમાં બેસતું નહિ. આમ છતાં એ ખેતીનું કામકાજ કરવામાં કદી પાછીપાની કરતા નહિ.

પછી એક બીજો બનાવ બન્યો. એ ખેતરમાં ખેતીનું કામ તો કરતા પણ એમનું મન કયાં ને ક્યાં વિચરતું રહેતું! એક દિવસ ખેતરમા હરલો હાંકતાં એમનો પગ તેમાં આવી ગયો અને એમને લાંબી મુદ્દતનો ખાટલો જડયો. એટલું જ નહિ, પણ એમના પગમાં સદાને માટે ખોટ આવી ગઇ. કામકાજ કરવામાં તેમજ હાલવા-ચાલવામાં તેમને તકલીફ પડવા લાગી.

માબાપના જવાથી જગત દૂર થઇ ગયું હતું અને પગના જવાથી તે વધુ દૂર થયું. આમ છતાં વળી એક વિચિત્ર વાત બની. એમનાં ફોઇબા એમને રાજી કરવાના વિચારથી એમના સગપણની વાતો કરવા લાગ્યાં. આ વાત ઇશ્વરરામજીને કાને આવી. એમના અંતર પર આથી વજ્રાઘાત થયો. સંસારથી વિરક્ત બનેલું એમનું મન આ ઘટનાથી ઊકળી ઊઠયુ. જગતની જાળમાં ફસાઇ જવાને એ જરા પણ તૈયાર ન હતા. આ ઉપાધિમાંથી કઇ રીતે છૂટવું, તેનો તે વિચાર કરવા લાગ્યા.

આ અરસામાં અરજણદાસજી નામે એક સાધુ જાુરડા ગામમાં આવ્યા. ઇશ્વરરામજીએ પોતાના અંતરની તમામ વ્યથા એમની પાસે વ્યક્ત કરી અને આત્માનુ કલ્યાણ સાધવાનો માર્ગ બતાવવા અરજ કરી.

"બેટા! જો તું હમલાના મહાત્મા દેવા સાહેબને દ્વારે પહોંચી જાય તો તારો જરૂર ઉદ્ધાર થઇ જાય!" સાધુએ નવો રસ્તો બતાવ્યો.

સાધુની વાત ઇશ્વરરામજીના અંતરમાં ઊંડી ઉતરી ગઇ. એ હમલા જવાનો લાગ શોધવા લાગ્યા. એટલામાં સાધુઓની એક જમાત કચ્છ જતી એમના જોવામાં આવી. આ તક એમણે ઝડપી લીધી. સાધુઓ સાથે એ લંગડાતે પગે કચ્છ તરફ ઊપડી નીકળ્યા.

સાધુઓ સાથે ફરતા ફરતા, તે થોડા દિવસોમાં હમલા આવી પહોંચ્યા અને બિહારીદાસજીના શિષ્ય ક્ષેમસાગરજીના ચેલા બન્યા.

ક્ષેમસાગરજી મૂળ ચારણ જાતિના વિદ્વાન સાધુ હતા. એ પ્રજ્ઞાચક્ષુ હતા. એમની વિદ્વતા અને બુદ્ધિમત્તા અજોડ હતાં. આ સમયે તે રામસિંહજીને વિદ્યાભ્યાસ કરાવવા માટે હમલામાં જ રહેતા હતા. અહીં આવીને ઇશ્વરરામજી પણ ગુરુ-સેવા અને સરસ્વતી-સેવા ઉભયનો લાભ લેવા લાગ્યા.

ઇશ્વરરામજીનું અંતર પ્રથમથી જ સેવાભાવી હતું. એમણે આખા દ્વારાના ભંડારાનું કામ ઉપાડી લીધું. એમને પગે તકલીફ હોવાથી રસોડાનું આ કામ એમને ખૂબ ફાવી ગયું. એમનો આખો દિવસ કાર્ય અને અભ્યાસમાં જ પસાર થતો. ત્યાર બાદ મોડી રાત સુધી એ ગુરુનાં ચરણની સેવા કરતા અને પછી જ નિદ્રાવશ થતા.

વિદ્યાભ્યાસનું તો એમને અજબ વ્યસન હતું. બે તરફ બે ચૂલા સળગતા હોય અને વચ્ચે પુસ્તક પડયું હોય. રસોઇ પણ ચાલે અને અભ્યાસ પણ ચાલે. શરીર રસોઇમાં રોકાયલું રહેતું, મન અભ્યાસમાં. આમ એમનો વિદ્યાભ્યાસ પણ વધતો ગયો અને દિન-પ્રતિદિન આત્મ-વિકાસને માર્ગે પણ એ આગળ ને આગળ વધતા ગયા.

રામસિંહજીનો અભ્યાસ સંપૂર્ણ થતાં ક્ષેમસાગરજી પોતાના શિષ્ય ઇશ્વરરામજી સાથે હમલાથી વિદાય થયા. પ્રથમ નાગ્રેચા ગામે આવ્યા. નાગ્રેચામાં આ વખતે જાડેજા ચાંદાજી મહાન વૈષ્ણવ અને ધર્મ-પ્રેમી હતા. એમણે નાગ્રેચામાં દ્વારો કરવા મહારાજશ્રીને ખૂબ આગ્રહ કર્યો. પરંતુ ગુરુના દ્વારા સામે જગ્યા બંધાવવાનું એમને ઉચિત ન જણાતાં એ ચાંદાજીની રજા લઇને ભીમપર આવ્યા.

ભીમપરમાં જાડેજા મૂળવાજી અને અન્ય ગૃહસ્થોના આગ્રહથી એમણે દ્વારા માટે એક સ્થળની પસંદગી કરી, ત્યાં જગ્યા બંધાવી

તૈયાર કરી. ઉપરાંત શ્રી રઘુનાથજીનું એક મંદિર પણ એમણે ભીમપરમાં ઊભું કર્યું. અહીં એમને આ સ્થાનોના નિભાવ માટે ગામના જાગીરદાર અને અન્ય ગૃહસ્થો તરફથી પાંચ પ્રાજા જમીન કૃષ્ણાર્પણ આપવામાં આવી.

કેટલાક દિવસ અહીં ભીમપરમાં ગાળી, દ્વારાનું તમામ કાર્ય એક શિષ્યને સોંપી, ક્ષેમસાગરજી ત્યાંથી ઇશ્વરરામજી સાથે કાનપુર આવ્યા. ઇશ્વરરામજીના હૃદયની ઉચ્ચ કક્ષા હવે તે સંપૂર્ણ જાણી ગએલા હોવાથી એમને પોતાની સાથે જ રાખતા.

કાનપુરમાં માતાજી દેવલબાઈ પરમ ધાર્મિક હતાં. ક્ષેમસાગરજી સંસાર સંબંધે આ દેવલબાઈના કાકા થતા હતા. આ દેવલબાઈ કચ્છમાં મશહૂર બનેલા કાના બારોટના વંશનાં હતાં. ' કાને કોરી ક્રોડ રાને દીધી રોકડી ' આ કાના બારોટની સમૃદ્ધિ એ સમયમાં હજુ ઠીક ઠીક આબાદ હતી.

ક્ષેમસાગરજી દેવલમાને કથા–કીર્તન સંભળાવતા કાનપુરમાં જ રહેવા લાગ્યા. ઈશ્વરરામજી પણ ગુરુ સાથે માતાજી દેવલબાઈને ત્યાં રહેવા લાગ્યા. આ રીતે કેટલોક સમય અહીં વ્યતીત થઇ ગયો. મહારાજ ક્ષેમદાસજી હવે વૃદ્ધ થયા હતા. એમનો અંતિમ સમય નજદીક આવ્યો ત્યારે માતાજી દેવલબાઇ ઘણાં દિલગીર થયાં અને કહેવા લાગ્યાં, " હે, માયલા આધાર ! હવે મુંને કથા કવણ સંભળાવશે ? "

આ વખતે મહારાજશ્રીએ ઇશ્વરરામજીને બોલાવીને કહ્યું, કે " જો ભાઇ, મારી પાછળ માતાજી દેવલબાઇને દરરોજ તારે કથા સંભળાવવાની છે. "

ગુરૂદેવના અવસાન પછી એમની આજ્ઞાનો ઈશ્વરરામજીએ અક્ષરશઃ અમલ કર્યો. માતાજીની હયાતી સુધી એમને ધર્મકથા સંભળાવવાનો એમનો કાર્યક્રમ ચાલુ રહ્યો.

ઇશ્વરરામજીનું હૃદય એવું કોમળ હતું, કે કાગડા જેવા પક્ષીઓનો કર્કશ અવાજ પણ એમનાથી સહન થઈ શકતો નહિ. આથી દેવલબાઇએ પોતાના પુત્ર દેવકર્ણ અને માનસરને ભલામણ કરીને એક ખાસ માણસની ગોઠવણ કરી હતી. આ માણસ ઇશ્વર ભજનના સમયે એમના ઓરડા ઉપર કાગડા વગેરે પક્ષીઓને બેસવા દેતો નહિ.

ઇશ્વરરામજીની કાનપુરની હાજરી દરમિયાન શામદાસજી એમના શિષ્ય થયા. તે એમની પાસે વેદાંત શાસ્ત્રનો અભ્યાસ કરતા. એ જ શામદાસજી પાછળથી શામ ભગવાનને નામે પ્રસિદ્ધ થયા હતા. પ્રથમ એમની બુદ્ધિ અતિ મંદ હતી. કોઇવાર અપાયલો પાઠ તૈયાર થઇ શકતો નહિ ત્યારે તે જોરથી ભીંતમાં માથું પછાડવા લાગતા. એક વખત એમણે પોતાની મંદ બુદ્ધિ પર ખીજાઇને ભીંતમાં માથું પછાડયું, કે મહારાજશ્રીની એમના પર દૃષ્ટિ પડી ગઇ. મહારાજશ્રીએ એમના મસ્તક પર પ્રેમથી હાથ ફેરવી, ફરી એમ ન કરવા અને શાન્તિપૂર્વક એકાગ્રતાથી અભ્યાસ કરવા સૂચના આપી. અને એ દિવસ પછી શામદાસજીની બુદ્ધિમાં નવો જ પલટો આવી ગયો. ત્યાર પછી એમને કદી સ્મરણ–શક્તિના અભાવથી પોતા પર રીસ કરીને ભીંતમાં માથું પછાડવાનો વખત આવ્યો નહિ. શામદાસજી મહારાજશ્રીના પ્રિય શિષ્ય થઇ પડયા.

શામદાસજી પછી બાવા વિહારી સાહેબના પૂર્વાશ્રમના પૌત્ર પ્રિયદાસજી નામે મહારાજશ્રીના બીજા શિષ્ય થયા. એમને મહારાજશ્રીએ પોતાના કાકાગુરુ હરિદાસજીની સેવા માટે વાંઢાય આશ્રમમાં રાખ્યા.

લગભગ વીસ વર્ષ જેટલો સમય કાનપુરમાં પસાર કરીને મહારાજશ્રીએ કચ્છનો પ્રવાસ શરૂ કર્યો. એમની નિસ્પૃહતા અને ભક્તિ અદ્દભુત હતાં. આ ગુણો વડે એ જ્યાં જતા ત્યાં એમનો સુંદર સત્કાર થતો. જે ગામે એ પધારતા તે ગામના લોકો પોતાને ભાગ્યશાળી માનતા.

મહારાજશ્રી અતિ નિરભિમાની અને નિખાલસ હતા એમના દર્શનાર્થે કોઇ મહેમાનો આવતા ત્યારે તે કહેતા, કે " બને પધાર્યા બાપલા ! અહીં આવી આ લૂની-લગડી ગાયને બચે દર્શન દીધા ! "

મહારાજશ્રી વિશાળ હૃદયના હતા એમને અમુક ધર્મ કે સંપ્રદાય પ્રત્યે કશો ભેદભાવ ન હતો સમસ્ત વિશ્વને તે બ્રહ્મસ્વરૂપે જોતા એમની નમ્રતા એટલી હતી, કે તે પોતાના શિષ્યોને પણ માનથી બોલાવતા

મહારાજશ્રીની કીર્તિ આખા કચ્છમા ફેલાઈ ગઇ હતી એક વખત પરદેશથી આવેલા કેટલાક સાધુ-મહાત્માઓને કાને એમની પ્રશંસા આવતા એમની પરીક્ષા માટે એ બધા વાઢાય આવ્યા ત્યા તેમને બધાને સારો આદરસત્કાર આપવામા આવ્યો રાત પડી અને જ્યારે બધા ઊંઘી ગયા ત્યારે ઇશ્વરરામજી મહારાજ છાનામાના આવીને એમના ગુરુદેવ બ્રહ્મચારી મહારાજના ચરણ ચાપવા લાગી ગયા થોડીવાર પછી બ્રહ્મચારીજી જાગી ગયા અને બોલી ઊઠ્યા, " કૌન હૈ ? "

પણ પ્રશ્નનો જવાબ કોઇએ આપ્યો નહિ ઇશ્વરરામજી તો ચૂપચૂપ એમનુ કાર્ય કરવા લાગ્યા બ્રહ્મચારીજીએ આખો ઉઘાડીને જોયુ, તો ખુદ ઇશ્વરરામજી મહારાજ એમના પગની સેવા કરી રહ્યા હતા

બ્રહ્મચારી મહારાજ આ જોઇને એકદમ બોલી ઊઠ્યા, " યહ તો બડા અનર્થ હો ગયા ઇસ મહાપુરૂષ કે હાથો હમારે પેરો કી સેવા હો ગઇ "

આ પ્રસંગથી એમની કસોટી માટે આવેલા સઘળા સંતોને ખાતરી થઈ, કે મહારાજશ્રી ખરેખર એક મહાપુરૂષ છે

આ વખતે ગ઼જરામાં એક સેવાભાવી ગૃહસ્થ રહેતા હતા એમનુ નામ વાલજીભાઇ હતુ ધધા માટે એ મુબઇ જતા હતા ત્યા જતા

પડેલાં તે વાંચાય આવ્યા અને પોતાના જેવી કંઈક સેવાની આજ્ઞા કરવા મહારાજશ્રીને વિનંતિ કરવા લાગ્યા.

આ સાંભળી ઇશ્વરરામજી બોલ્યા, કે "ગુરુમહારાજે બનાવેલી આ તળાવડી છે. એમાં ગારો ઘણો હોવાથી ગૌગાતાઓ જ્યારે પાણી પીવા આવે છે ત્યારે તેમના પગ ગારામાં ખૂંચી જાય છે. એટલે તળાવમાં ખાણેત્રું કરાવવાની જરૂર છે."

વાલજીભાઈએ આ વાત મનમાં રાખી લીધી. મહારાજશ્રીના આશીર્વાદ લઈ એ મુંબઈ ગયા. ગૌથી પહેલું કામ એમણે તળાવ માટેના ફાળાનું કર્યું. એક જ માસમાં મુંબઈમાંથી પંદર હજાર રૂપિયાની રકમ એકઠી કરીને વાલજીભાઈ જાતે કચ્છ આવ્યા. આ વખતે એક રૂપિયાની પાંચ કોરીનો ભાવ ચાલતો હતો. એટલે પંદર હજાર રૂપિયાની પોણો લાખ કોરી થઈ. આ બધી કોરીની થેલીઓ એમણે ઇશ્વરરામજીને ચરણે ધરી દીધી.

કોરીઓ અને પાંચીઆનો મોટો ઢગલો જોઈને મહારાજશ્રી તો મૂંઝાવા લાગ્યા. અને બોલ્યા, કે "ભાઈ આ બધી ઠીકરીઓ તમારી પાસે જ રાખો! મારે એનું શું કામ છે? તમે તમારે હાથે જ એનો સદુપયોગ કરો અને ખાણેત્રાનું કામ ચાલુ કરો!"

મહારાજશ્રીની આજ્ઞા શિરોધાર્ય કરીને વાલજીભાઈએ જાતે જ કામ ચાલુ કરાવી દીધું. ખાણેત્રું કરાવી સુંદર તળાવ બંધાવ્યું. ત્રણ મનોહર ઘાટ તૈયાર કરાવી, ચારે બાજુ ફરતો રૂપાળો કઠોડો પણ કરાવ્યો. ઓગન-આવ વગેરે તમામ પ્રકારની વ્યવસ્થાથી સંવત ૧૯૪૮ માં તળાવનું કામ પરિપૂર્ણ થયું. એનું નામ ગુરુદેવના નામ પરથી ઇશ્વરસાગર રાખવામાં આવ્યું. એની આજુબાજુ જાત-જાતનાં ફૂલ-ઝાડ અને અન્ય વૃક્ષો વાવવામાં આવ્યાં. આજે પણ ત્યાંનો નંદનવન જેવો દેખાવ જોઈને આત્મા પ્રસન્ન બની જાય છે.

ઇશ્વરસાગર સમા સુંદર અને વિશાળ સરોવરને બંધાવીને તૈયાર કરનાર શ્રી વાલજીભાઇના સુપુત્રી રુક્મિણીના લગ્ન થયા પછી લગભગ છ માસમાં જ એમના પતિનો સ્વર્ગવાસ થયો. આથી વાલજીભાઇના હૃદયને મહાન આઘાત લાગ્યો પોતાની વિધવા પુત્રીને સાથે લઇને મહારાજશ્રી પાસે એ વાહાય આ ના આંખમાં આંસુ સાથે એમણે પોતા પર આવી પડેલ વિપત્તિની વાત મહારાજશ્રી પાસે રજુ કરી

મહારાજશ્રીએ એમને સાંત્વન આપતા કહ્યું, કે "ભાઇ, સંસાર તો દુઃખરૂપ જ છે એમાં સુખ–દુઃખની ઘટમાળ ફરતી જ રહે છે માટે શાન્તિ રાખી સહન કરવું, એ જ ડાહ્યા માણસનું કામ છે"

મહારાજશ્રીએ ત્યાર પછી ગંગા સ્વરૂપ રૂક્મિણી બેનને કંઠી બાંધી, પ્રભુની છબી આપી અને મસ્તક પર હાથ ફેરવતા કહ્યું, કે "બાપલ ! સંગદોષથી બચી ઇશ્વરનું ભજન કરજે અને બની શકે તેટલી માનવસેવા કરજે, એ જ જીવનની સાચી સાર્થકતા છે"

એ જ રૂક્મિણી બાઇ આગળ જતા "સાધ્વી મૈયા"ના નામે આખા કચ્છમાં પ્રસિદ્ધ થયા હતા એમનું આખું જીવન પ્રભુ–ભક્તિ અને સમાજસેવામાં વીત્યું હતું એમણે મંજલ ગામે શ્રી ઇશ્વર રામજીના નામથી એક કન્યાશાળા અને વિધવા–આશ્રમ ખોલ્યા હતા અને દુઃખી બહેનોને સાચો રાહ બતાવતા રહ્યા હતા મહારાજશ્રીના આશીર્વાદ અનુસાર બાલ વિધવા બનેલા સાધ્વી મૈયા જિંદગીભર પવિત્ર અને ભક્તિમય જીવન ગાળીને માત્ર પોતાનું જ નહિ, પણ કચ્છભૂમિનું નામ ઉજ્જ્વળ કરી ગયા *

મહારાજ શ્રી ઇશ્વરરામજીના વિશ્વપ્રેમનું એક દૃષ્ટાન્ત છે એક વખત વાડાય આશ્રમમાં કંઇક ધાર્મિક વિધિ ચાલતી હતી

* શ્રી સાધ્વીમૈયાનું જીવનવૃત્તાંત આ પુસ્તકમાં અન્ય સ્થળે આપવામાં આવેલ છે

ક્રિયા મહારાજશ્રીના હાથે થતી હતી. બ્રાહ્મણો વેદમંત્રો ભણી રહ્યા હતા.

એ વખતે બ્રાહ્મણોએ મહારાજશ્રીને કહ્યું, કે "આપનો ડાબો પગ પૃથ્વી ઉપર પછાડો, એટલે આપના તમામ શત્રુઓનો નાશ થઈ જશે."

આ સાંભળી મહારાજશ્રી ચોંકી ઊઠ્યા. બોલ્યા, કે "હર હર! કરો બાપલા! આ ત્રણ લોકમાં હું કોઇને શત્રુ માનતો જ નથી, ત્યાં મારો ડાબો પગ કેવી રીતે પછાડું?" અને એમણે પોતાનો પગ પૃથ્વી પર ન પછાડ્યો. ખરેખર, એ અજાતશત્રુ જ હતા.

સંતો, ભક્તો અને સાધુ મહાત્માઓ પ્રત્યે મહારાજશ્રીને પ્રથમથી જ ખૂબ પ્રેમ હતો. ડીંગરીઆના બાવા શ્રી હરિદાસજી જેવા મહાપુરુષ પણ અવારનવાર મહારાજશ્રીના મિલન માટે વાંઢાય આશ્રમે પધારતા અને ઘણો વખત ત્યાં રોકાતા. ઇશ્વરરામજીનો મહિમા વર્ણવતો એમણે એક રાસ બનાવેલ છે. એની પહેલી કડી નીચે મુજબ છે.

હાલો હાલો તો વાંઢાય હાલીએ રે,
મળી સંતોને મહા સુખ મહાલીએ રે,
હાલો હાલો તો વાંઢાય હાલીએ રે.

ઇશ્વરરામજી એક બ્રહ્મનિષ્ટ અને સરળ-સ્વભાવી સંત મહાત્મા હતા. પોતાનું જીવનકાર્ય પરિપૂર્ણ કરી, સંવત ૧૯૫૩ ના અષાડ વદ ૨ ના રોજે એ પરમપદને પામ્યા. ઇશ્વરસાગરને તીરે એમનો અગ્નિ-સંસ્કાર કરવામાં આવ્યો હતો. આ સ્થળે એક શિખરબંધ ભવ્ય મંદિર બનાવવામાં આવેલ છે.

ઇશ્વરરામજીનાં ભજનો-કાફીઓ વગેરે પણ એમના જીવન જેવાં જ સરલ અને સુંદર છે. રામસિંહજી પણ સિદ્ધહસ્ત કવિ હતા.

સેવારામજી, ગંગારામજી અને ઓધવદાસજી પણ સારી કૃતિઓ કરતા. એમનાં ભજનો, પદો વગેરેના થોડા નમુના અત્રે આપવામાં આવેલ છે.

રાગ—પરજ

આવ્યો આવ્યો ઉત્તમ અવતાર, અચાનક તારે રે,
તેમાં ભાવે કરી ભગવાન, ભજી લે સારે રે. ટેક૦
તું તો થા માં શકટનો શ્વાન, નથી હાથ તારે રે,
શું ભાર ઉપાડે ભૂર, લાગી ખોટ લારે રે.
આગળ નથી રે પોપાંનું રાજ, કારજ કર તારૂં રે,
તૂં તો ભાતું કર ભરપૂર, મેલી હું ને મારૂં રે.
તું તો ખરચી લેને ખૂબ, દીધું છે દયાળે રે,
એ તો આકડા કેરા તૂલ, ઊડી જાશે કાલે રે.
શું રાતો રંગ પતંગ, ચાર જ દિનનો ચટકો રે,
કહે 'ઈશ્વર' મેલ આજાર, મેલી માથે મટકો રે.

× × ×

રાગ—એજ

તું તો આળસ મ કર રે અજાણ, કરી લે કમાઇ રે,
પામ્યો દુર્લભ આ નરદેહ, ભજન કર ભાઇ રે.
તારી પલ પલ જાય છે પૂર, આયુ અભાગી રે,
માટે આંખ ઉઘાડી આધાર, જો ને જાગી રે.
તારે માથે ભમે છે ભૂર, તેને ન જાણે રે,
એવો કાળ કરાળ ક્રૂર, ચેતી લેને ટાણે રે.
માટે સાચો કરજે સ્નેહ, સતગુરૂ સાથે રે,
તારે તુરત તર્યાનો ઉપાય, રચ્યો છે નાથે રે.

એવું અડપી લેજો જરૂર, ઉપદેશ આપ્યો રે,
એમ માની 'ઇશ્વરદાસ,' ભવ ભય કાપ્યો રે.

× × ×

કચ્છી—કાફી

જાનલ અજ આયા જેડયું,
સુંજા જાનલ અજ આયા. ટેક૦
મિઠા લગેં તા પરડેઇ પ્યારા,
મેરમ મન ભાયા. જેડયું૦
નેણ નિમાણું રૂપ નેયારિયાં,
છાક વડીય છાયા. જેડયું૦
કોટી જનમ જા કરમ જ જેડયું,
પલ મેં પરલાયા. જેડયું૦
મેર નજર કરે નાથ નિવાજ્યા,
'ઇશ્વર' શિર નાયા. જેડયું૦

× × ×

રાગ—એજ

નિરખી ઠરેઆ નેણ સાજન સંત,
નિરખી ઠરેઆ નેણ. ટેક૦
અખિયેં મેં ઓતારા ઉની કે,
રિયાં ભલ ભાવેં ભેણ. સાજન૦
વઇ વાલમ હાથે ગુજ ગ્યું ગાલિયું,
સુણાંઈધા સુંજા સેણ. સાજન૦

કીં છડિયાં હાણે છેડો ઉની જો ?
મેરમ મહા સુખ મેણ. સાજન૦

'ઈશ્વર' સુંજો જીવન જગમેં,
સંત ચરણુજી રેણુ. સાજન૦

× × ×

## કચ્છી ભજન

રાગ—આશા

સંસાર સપનું કૂડી બાજી,
ધર ધિલ સાહેબ સેંની બંદા ! ટેક૦

જડેં ઝપાટો કાલ જ ડીંધો,
હલ્યો ની વેને રસતે સીધો,
મન મનસૂબા પૂરા ન થીંધો,
સતગુરુ ચેં સે સમજ અધા. સંસાર૦

ધન મિંજ તાં તું ધ્યાન રખેં તો,
અઠે ચોર તું ઈ ખોઈચેં તો,
પાંહી જો પ્રભુ તું ભુલી વિઞે તો,
જમાર કરીએં કૂડા ધંધા. સંસાર૦

હી તાં મનખો ફરી ન અચીંધો,
ઘણાં ડી તું મોહ–મદ પીંધો,
વિષયેં નું તો કે તૃપ્તિ ન થીંધો,
છડ હાણે કૂડા કુટા સંધા. સંસાર૦

મિથ્યા કે તું હાણુ મ તાણુ જ,
નામ–રૂપ કે ખોટો જાણુ જ,
'રામસંગ' ચે નિજ સુખ માણુ જ,
હરિગુરુ સંતની કરુણા કંધા. સંસાર૦

× × ×

રાગ–એજ

જિનીજે રિદે જાદગરી, સે સું સેણુ નેણુ ડિઠા,
સેણુ નેણુ ડિઠા, ઉની જા વચન મન મિઠા–ટેક૦
દૂર દેશ જા વાસી, તિની સેં મિલણુજી પ્યાસી,
હુઈ તાં અંદર મેં આસી, સે અચી વટ તાં વિઠા. જિનીજી૦
દાસ અર્સી ચેયું જેંજા, દરશન ઘેઆ અજ તેંજા,
મોરલેં ઝિઝેં જનમેં જા, કપેઆં ક્રોડ કરમ ચિઠા. જિનીજી૦
પ્રગટ્યા પુન્ય ભાગ વડા, માં કે પિર્રી સજણુ ગડેઆ,
'રામસંગ' ચવે સદા, રોંધા અવસ એકડા. જિનીજી૦

× × ×

રાગ–એજ

સંતન જા હિતકારી ભગવત પદ પાર્મીંધા,
ભગવત પદ પાર્મીંધા, આનંદ–મગન મેં રોંધા–ટેક૦
આરસ ભ્રાંતિ છડે, નિત સત સંગ મેં ઇંધા,
હરિ ગુરુ સંતેં કે, નેણે સે નિરખીંધા,
ઉની જા વચન સુણી, હિરદે મિંજ ધારીંધા. સંતન૦

ગુરુ જેં પગલેં મેં, મસ્તક કે નામીંધા,
સુગરા સ્નેહ ધરે, ચરણામૃત કે પીંધા,
મન જો ધરધ વડો, તેં કે ધુઇ ટારીંધા. સંતન૦
મિથ્યા વિષય ત્યાગ કરે, ઉલટી વૃત્તિ વારીંધા,
પિંઠ સેં તરંધા સે તાં બેં કે સેજ તારીંધા,
'રામસંગજી' ચવે, કારજ તિન જા સરંધા. સંતન૦

× × ×

## કચ્છી કાફી

જુલમ ન કજે હિન જહાન મેં,
ખેલી સભ જગ ઠાઠ ફના ડિસજે,
સભ જગ ઠાઠ ફના ડિસ જે,
પરદેશ હલણુ જો ભય રખજે. જુલમ૦
અતિથિ અભ્યાગત અરથુ અચે તેં કે,
અન્ન વસ્ત્રાદિક દાન ડિજે,
પીર ફકીર ગરીબ મિણી સેં,
સુખડે ખોલ મિઠે કુછજે. જુલમ૦
વચન વડી મરજાદ સહિત,
સત શાસ્ત્રેં જા સત મંમજે,
પિંઠ જો રૂપ અનૂપ અખંડિત,
'રામસંગ' ચે દિલ ધરજે. જુલમ૦

× × ×

## કચ્છી કાફી

વિસરો નતા રાત-ડીં રે,
વલા ! અસાંકે વિસરો નતા રાત ડીં. ટેક૦

ગોકલનું આંઇ મથુરાં વેંધા,
ભાંયો નતે સું ઇ. વલા !૦

પ્રીતડિયું હાણે બધિયું ન મટન્યું,
ન ટરે લોહ તા લી. વલા !૦

જાધગરી જેડી મોરલેં કે મીંયછ,
આંઉં સારિયાં સજણ કે તીં. વલા !૦

'રામસંગ' ચેં રમાપતિ આંજે
પગલેં અસાંજો નીંય. વલા !૦

× × ×

રાગ પ્રભાત

જગત બીજ વાસના, નિવાર ગુરૂ ગોરી,
અબકી બેર રાખ મોહી, ચરન પ્રહી તોરી. ટેક૦
કબહુ લે પાતાલ ધમી, કિયે નરક ગામી,
કબહુ લે આકાશ ઊઠી, સ્વર્ગ ભોગ હામી. જગત૦
કબહુ નારી કબહુ પુરૂષ, વાસના પ્રમાણે,
કબહુ પશુ-પક્ષી આદિ, યોનીમેં રમાવે. જગત૦
જેંગે જંદા આંકડો, પિનાધ હાટ હાટા,
તેસે ઈન મોહી કેયો, વિષય સુગમ પાટા. જગત૦

દીન કે દયાલ ગુરૂ, બંધ તેં છુડાવો,
'સેવારામ' દાસ વાકી, ફાંસ કો મિટાવો. જગત૦

× × ×

રાગ એજ

શ્રીગુરૂ કૃપાલ લાલ, બાલક હું તેરા,
ભાવે ત્યોં પાલ બિરદ, જાની નિજ ચેરા. ટેક
મૈં ચોર્યાસી કૂપ પર્યો, લીની આય ડુબિયા,
લોભ સહિત લાર ઉપર, મુખ પસારી જુડિયા. શ્રી૦
તલે કાલ વ્યાલ પડ્યો, સૂઝત ના ઓહી,
રાત દિવસ ઉંદર આયુ, કતરત હે સોહી. શ્રી૦
ઐસે અંધેરે કૂપ સે, કાઢો ગુરૂ દેવા,
પ્રેમ ડોરી પાઈ ખેંચી, લીજે તતખેવા. શ્રી૦
ચરન કમલ સેવા દઢ, દીજે મેરે સ્વામી,
'સેવારામ' શીશ નાઈ, કહત હે નમામિ. શ્રી૦



# ક ખ

## શ્રી લાલરામજી

લાલરામજી મહારાજ નખત્રાણા તાલુકે આવેલ દેશલપુર ગામના હતા એમનો જન્મ કડવા પાટીદાર ભક્ત ગોપાલજીને ત્યા સવત ૧૯૧૩ ના વૈશાખ સુદિ ૭ ના રોજ થયો હતો એમના માતુશ્રીનુ નામ માનબાઇ હતુ માતા-પિતા સસ્કારી, સેવાભાવી અને પ્રભુભક્ત હોવાથી લાવરામજીમા બાલ્યપણથી જ પ્રભુભક્તિના બીજ રોપાયા પોતે બુદ્ધિશાળી અને વિચક્ષણ હોવાથી સૌનો પ્રેમ મેળવી લેતા કિશોર વયમા આવતા પિતાને ખેતીના કામમા મદદ પણ કરતા સાધુ-સતોનો એમને ત્યા હમેશા સારો સત્કાર થતો

એક વખત મહારાજ ઇશ્વરરામજી દેશલપુર ગામે પધાર્યા અને એમને જ ઘેર ઊતર્યા ઇશ્વરરામજીને જોતા જ કિશોર લાલરામજીને એમના પ્રત્યે કોઇ અનેરૂ આકર્ષણ ઉત્પન્ન થયુ પરિણામે દેશલપુરથી ઇશ્વરરામજીની વિદાય વખતે એ પણ તેમની સાથે જ ચાલવા તૈયાર થઇ ગયા પુત્રની ભાવના જોઇને માતા-પિતાએ પણ આજ્ઞા આપી ઇશ્વરરામજી પણ એમની ત્યાગવૃત્તિ ઓળખી ગયા અને એમને કઠી બાંધી દીક્ષા આપી મૂળ નામ લાવજી બદલીને લાલરામજી નામ રાખવામા આવ્યુ એમની ગ્રાહ્યશક્તિ ઘણી સારી હોવાથી આગળ જતા વેદાતશાસ્ત્રના એ સારા જ્ઞાતા બની ગયા

ઇશ્વરરામજી મહારાજના દેહવિલય પછી એમના શિષ્યોમા કઇ મતભેદ ઊભો થતા અમુક સમય સુધી એમની ગાદી કોઇને સ્થાપવામાં ન આવતા એમની ઇચ્છાથી જ પછી એકાંતવાસ આદિ

હતી. પાછળથી સર્વાનુમતે શ્રી લાલરામજી મહારાજને એમની ગાદી સોંપવામાં આવી.

એમણે ઇશ્વિરરામજીની સમાધિ ઉપર શિખરબંધ ભવ્ય મંદિર બંધાવ્યું અને શંકરનું પણ શિખરબંધ મંદિર ચણાવ્યું. એ ઉપરાંત બીજાં પણ કેટલાંક બાંધકામો એમને હાથે થયાં.

મુંબઇ છોડીને મહારાજ ઓધવદાસજી જ્યારે વાંદ્રાયમાં ઇશ્વિર–આશ્રમે આવ્યા ત્યારે શ્રી લાલરામજી મહારાજે એમને ગુરુ–દીક્ષા આપી. મહાન સેવાભાવી સંત ઓધવદાસજીના ગુરુ તરીકેનું માન શ્રી લાલરામજીને ફાળે જાય છે.

સંવત ૧૯૭૧ ના માહ માસમાં શ્રી લાલરામજીનું અવસાન થયું. એમનાં રચેલાં ભજનોનો એક નમૂનો અત્રે આપવામાં આવે છે.

### ધર મન ધ્યાન !

રાગ–લાવણી અથવા ભૈરવી ત્રિતાલ

**ધર મન ધ્યાન શાન સદ્દગુરુ કી, કયોં મદમસ્ત ફિરત માની?**
**ઇશ્વિરરામ નામ રટ નિશદિન, પલમેં પાર પરત પ્રાની.–ટેક૦**
**ભવદવ–દાહ દહત ખલુ ખર મન, જરત પરત ભવ બિનુ પાની,**
**નહિ ઉપદેશ સુનત સંતનકર, યહ અચરજ બડ હેરાની.**
**સમજત નહિ મતિમંદ અભાગી, કૂડ કપટ કી હોઈ ખાની,**
**માયા મોહ ફિરત નર અંધે, કયા મોહા જગ હૈ ફાની?**
**નહિ કછુ અપના હૈ સબ સપના, સમજ સાર ગુરુ કર જ્ઞાની,**
**મરમ યથારથ સમજ સયાના, ચરન–કમલ કી હો બાની.**
**ખેલ પ્રખર હૈ સદ્દગુરુ–સેવા, બીજ મંત્ર મન લે માની,**
**ઇશ્વિરરામ ચરણુ અંતર ધર, 'લાલ' કાલ કર ભય ભાની.**

## શ્રી ઓધવદાસજી





મહારાજશ્રી ઇશ્વરરામજીના નામે પ્રસિદ્ધ થએલ ઇશ્વરનગર અર્થાત વાંઢાયના આશ્રમનો વિકાસ સાધવાનો અને ઇશ્વરનગર ગુરૂકુલની સ્થાપના કરવાનો યશ મહારાજ શ્રી ઓધવદાસજીને ફાળે જાય છે. આશ્રમની સંસ્થાને લોકોપયોગી બનાવીને એને આજની ઉચ્ચ કક્ષાએ લઈ આવવા માટે શ્રી ઓધવદાસજી મહારાજે અપૂર્વ શ્રમ ઉઠાવેલ.

મહારાજ શ્રી ઓધવદાસજીનો જન્મ કચ્છ અબડાસાના જખૌ ગામે ભાનુશાળી હેમરાજભાઈને ત્યાં સંવત ૧૯૪૫ ના ચૈત્ર સુદ ૯ ના દિવસે એટલે રામનવમીના મંગળ દિવસે થયો હતો. એમનું નામ 'ઓધવ' રાખવામાં આવ્યું. એમનાં માતુશ્રીનું નામ આગબાઈ હતું. આગબાઈ મા ધર્મપ્રેમી અને લક્ષ્મીના અવતારરૂપ હોવાથી ઘરમાં એમનાં પગલાં પડતાં જ હેમરાજભાઈના જીવનમાં મોટું પરિવર્તન આવી ગયું. એમના જીવને ધર્મ અને ભક્તિ તરફ વળાંક લીધો.

એ વખતે સિંધના સિંધમેલા નામે ગામમા સ ત મહાત્માઓની કેટલીક ભજનાનદી મૂર્તિઓ રહેતી હતી હેમરાજભાઈ ત્યા પહોચી ગયા અને બે વર્ષ એમના સત્સગમા રહી જખૌ પાછા આવ્યા માતા-પિતાના આ ધર્મ સ સ્કારનો વારસો એમના પુત્ર ઓધવમા ઊતર્યો

એક વખત કોઠારા ગામ પાસેના ખીરસરાના સ્વામી શ કરાન દજી મહારાજ જખૌ પધાર્યા મહારાજ સારા વિદ્વાન હોવાથી ગામના લોકો કથા-શ્રવણ મ ટે એમને ત્યા આવતા આ પ્રસ ગે હેમરાજભાઈ તથા એમના ધર્મપત્ની ચાગ ઈ પણ કથા સાભળવા મહારાજશ્રી પાસે આવતા એક વખત એમનો પુત્ર ઓધવ પણ એમની સાથે આ યો એની ઉંમર એ વખતે સાડાનવ વર્ષની હતી ઓધવના ચહેરાનુ નિરીક્ષણ કરીને શ કરાન દજી મહારાજ બો યા, કે "આ બાળક એક મહાપુરુષ થશે એમ મને લાગે છે એ બાળક મને સોપો તો હુ એને વિદ્યાભ્યાસ કરાવી તૈયાર કરુ !"

મહારાજશ્રીની આ માગણી હેમરાજભાઈ અને ચાગબાઈમા બ નેએ સ્વીકારી લીધી એમના પુત્ર ઓધવને એમણે ખરેખર મહારાજ શ્રીને સોપી દીધો શ કરાન દજી મહારાજ ઓધવને પોતાની સાથે લઈ ગયા ઓધવ ત્યા રહી અભ્યાસ સાથે ગુરુસેવા પણ કરવા લાગ્યો

એટલામા આખા કચ્છ ઉપર છપ્પનિયો દુષ્કાળ નાટકી પડ્યો પશુઓ ઘાસ-ચારાને અભાવે ટપોટપ મરવા લાગ્યા શ કરાન દજી મહારાજને ત્યા પણ ગાયો હતી ગાયોને દાણ-પાણીથી જ જીવાડવાની હતી ઓધવ એ ગાયોની સેવા કરતો

એ અરસામા ઓધવ માથે બે મોટી ઘાતો આવી હતી ઘાતો એવી હતી કે એમાથી માણસ ઊગરી શકે નહિ, પર તુ કુદરતને એની પાસેથી ઘણા ઘણા કામો લેવાના હતા, એટલે કિશોર વયનો ઓધવ એ બ ને ઘાતોમાથી ઊગરી આ યો

એકવાર છપ્પનિયાના શ્રાવણ માસમાં એ ગાયોને માટે ખાણ રાંધતો હતો. એટલામાં અકસ્માત એનાં કપડાંને ઝાળ લાગવાથી તે સળગી ઊઠયાં. આ દૃશ્ય આશ્રમમાં રહેતાં અમરબાઈ માતાની નજરે ચડયું. એમણે તરત દોડી આવીને ઓધવનાં સળગતાં કપડાં હોલવી નાખ્યાં અને ઓધવદાસજી ઊગરી ગયા.

બીજી વાર એ જ મહીનામાં કૂવામાંથી પાણીની ડોલ કાઢતાં રાંઢવું એમના પગે વીંટળાઇ ગયું અને એ જઇ પડ્યા કૂવામાં. એ વખતે રવ ગામના જાડેજા રવાજી ઝટ કૂવામાં કૂદી પડ્યા અને એમને બચાવી લીધા.

શંકરાનંદજીને ત્યાં છ મહીના રહીને ઓધવજી પાછા જખૌ આવ્યા. એ વખતે એક નવીન ઘટના ઘટી. એમના પિતા હેમરાજ-ભાઈ, જે ધંધા અર્થે મુંબઈ ગયા હતા, એમની ગંભીર માંદગીનો મુંબઈથી કાગળ આવ્યો. કાગળ એવો હતો, કે તે સાંભળ્યા પછી બેગી રહેવાય નહિ. એટલે ચાગબાઇ મા પોતાના પુત્ર ઓધવજીને લઇને મુંબઈ પહોંચ્યાં. પહોંચ્યાં તો ખરાં, પણ હેમરાજભાઇની માંદગી જીવલેણ હતી. એમને કોઈ બચાવી શકે તેમ ન હતું. ' બૂટીની બૂટી નથી.' એ કહેવત સાચી પડી અને હેમરાજભાઇનો મુંબઈમાં જ દેહાંત થઈ ગયો.

ચાગબાઈ મા અને ઓધવજી શોકાતુર હૃદયે પાછાં જખૌ આવ્યાં. ઓધવજી પોતાના મોટા ભાઇ બાબુજી સાથે ખેતીના કામ-કાજમાં પરોવાઇ ગયા.

થોડા વખત પછી એમના કાકાના બોલાવવાથી ઓધવજી ધંધા માટે મુંબઈ ઊપડી ગયા. મુંબઇમાં પ્રથમ તો તે બારદાનના કામકાજમાં જોડાઇ ગયા. થોડો વખત આ કામ કર્યા પછી એમને શેઠ તુલસીદાસ લધા પાસે ઘણી સારી કામગીરી મળી ગઇ.

મુંબઇમાં એક રાતે ઓધવજી પોતાના મિત્રમંડળ સાથે ફરવા નીકળ્યા. એક ઠેકાણે એક કથાકાર સત્યવાદી હરિશ્ચન્દ્રનું આખ્યાન કરી રહ્યો હતો. ઓધવજી હરિશ્ચન્દ્ર રાજાનું આખ્યાન સાંભળવા અહીં બેસી ગયા.

એક સત્યને માટે સર્વસ્વનો ત્યાગ કરનાર હરિશ્ચન્દ્રના સત્યપ્રેમની ઓધવજીના ખીલતા હૃદય પર ખૂબ જ અસર થઇ. ત્યાર પછી તે દરરોજ અહીં કથા સાંભળવા આવવા લાગ્યા. પરિણામે સુષુપ્ત સંસ્કારો જાગૃત થયા અને એમના હૃદયમાં એક ઝંખના જાગી ઊઠી, કે " ક્યારે આ મુંબઇનો ત્યાગ કરીને દુન્યવી પ્રવૃત્તિઓથી મુક્ત થાઉં ! "

અને એમનું મન કોઇ નવી જ દુનિયામાં રમવા લાગ્યું. એક વખત ગાદી પરથી વખારે આવતાં માલનું વૌચર ભાડાની ઘોડાગાડીમાં જ ભૂલાઇ ગયું. આ ભૂલ એવી હતી, કે એમની બધી પ્રતિષ્ઠા પર પાણી ફરી વળે. એથી એમના અંતરમાં મોટો ઊલ્કાપાત મચી રહ્યો. આ વખતે એમણે પ્રભુને પ્રાર્થના કરી, કે " હે ભગવાન ! જો આ મુશ્કેલીમાંથી તું પાર કરી દે તો મુંબઇને છેલ્લી સલામ કરી, આજે જ અહીંથી ચાલ્યો જાઉં ! "

આ પ્રાર્થના પ્રભુએ જાણે ખરેખર સાંભળી હોય, તેમ પેલો ઘોડાગાડીવાળો સામેથી આવીને એમની પાસે હાજર થયો અને ગાડીમાં ભૂલાયલાં વૌચર એમને જાતે આપી ગયો.

આ ઘટનાથી ઓધવજીનો નિર્ણય પાકો થઈ ગયો. એમણે પોતાની પાસેનો બધો હિસાબ તૈયાર કરી, હિસાબના કાગળો સાથે શેઠ પર એક પત્ર લખી મુંબઇની વિદાય લીધી. મુંબઇથી કચ્છ–માંડવી જતી સ્ટીમરમાં બેસી ગયા અને કચ્છ આવી પહોંચ્યા.

સંવત ૧૯૬૭ ના શ્રાવણ માસમાં દીક્ષા લેવા માટે ઓધવજી હમલા આવ્યા. આ વખતે હમલાપુરીમાં શ્રી દેવાસાહેબની ગાદી પર બાવાશ્રી પૂર્ણરામજી હતા. એમની પાસે કંઠી બંધાવી, સેવા

અને અભ્યાસ એ ઉભય કાર્યમાં ગૂંથાઈ ગયા. લગભગ અઢી વર્ષ લગી તે બાવાથી પૂર્ણરામજી સાથે હરુમાપુરીમાં રહ્યા.

એ અરસામા પૂર્ણરામજી મુંબઈ જવા તૈયાર થયા. ઓધવજીને પણ એમની સાથે જ પાછા મુંબઈ જવું પડયુ. પણ એમના અંતરને આ બધું ગમતુ ન હતું. એક મિત્ર પાસેથી દશ રૂપિયા લઇને પૂર્ણરામજીની આજ્ઞા વિના જ તે ફરી એક વાર મુબઈમાંથી નાસી છૂટ્યા.

કચ્છ આવીને રીધા વાઢાયમા તે ઈશ્વરઆશ્રમે આવ્યા. આ વખતે મહારાજ શ્રી ઈશ્વરરામજીની ગાદી ઉપર શ્રી લાનરામજી હતા એમના વડા શિષ્ય કેશવરામજી અને યુગલરામજી તેમજ શ્રી રામદાસજી, દયારામજી તથા એમના શિષ્ય વિઠ્ઠલદાસજી વગેરે સાધુઓ શ્રી ઇશ્વરઆશ્રમે રહેતા હતા

આ ભૂમિના દર્શન કરતા ઓધવજીના આત્માને અત્યંત શાન્તિ પ્રાપ્ત થઇ આ ભૂમિ પોતે જ જાણે એમને બોલાવી રહી હોય એવુ એમને લાગ્યુ અહીં આવીને આજે પહેલી જ વાર એમનું મન સ્થિર થયુ. એ જ વખતે એમણે અહીં રહીને ઇશ્વર-ભજન કરવાનો નિશ્ચય કરી લીધો એમણે શ્રી લાનરામજીને સઘળી હકીકત જણાવી અને અહીં રહેવાની પોતાની ઇચ્છા પણ વ્યક્ત કરી.

લાનરામજી ચાહતા હતા પણ પૂર્ણરામજીના ભયને લીધે ઓધવજીને અહીં આશરો આપતા અંતરમા અચકાતા હતા પરંતુ ઓધવજીની દૃઢ નિશ્ચયભરી વીનવણીથી અને અન્ય સાધુમંડળની સલાહથી આખરે એમણે ઓધવજીની વિનંતિનો સ્વીકાર કર્યો

આ તરફ ઓધવજીના નાસી જવાની ખબર પડતા પૂર્ણરામજી પણ એમની પાછળ કચ્છ આવી પહોંચ્યા ઓધવજી પર એ અત્યંત ક્રોધાયમાન થઇ ગયેલા હતા. એમને નમન કરવા આવેલા ઓધવજી પર એમણે જોરથી લાતનો પ્રહાર કર્યો અને પોતાની સાથે આવવા માટે તરત તૈયાર થઇ જવા હુકમ કર્યો આ વખતે ઓધવજીએ

નમ્રતાથી પણ નિશ્ચયપૂર્વક કહી દીધું, કે "ગુરૂદેવ ! હું આપનો જ છું. પણ મારું અલૌકિક મને અહીં લઇ આવ્યું, એટલે હવે હું અહીં જ રહેવા માગું છું. માટે આપ રાજી થઇને આજ્ઞા આપો !"

પૂર્ણરામજી સમજી ગયા, કે હવે આ તલમાં તેલ રહ્યું નથી. એટલે આખરે આશીર્વાદ આપી વિદાય થયા.

છ માસ પછી મહારાજશ્રી લાલરામજી પાસે એમણે વિધિપૂર્વક ગુરૂદીક્ષા લીધી. એમનું નામ ઓધવદાસજી રાખવામાં આવ્યું.

શ્રી લાલરામજી પાસે દીક્ષા ગ્રહણ કરીને સૌથી પ્રથમ તો ઓધવજીદાસજીએ પોતાનો અભ્યાસ વધારવા માંડ્યો. અભ્યાસ માટે એમને બેહદ ઉત્સાહ હતો. રાતે વાંચતાં વાંચતાં જ એ ઊંઘી જતા. પુસ્તક એમની છાતી પર જ પડ્યું રહેતું. વળી જ્યારે જાગતા ત્યારે વાંચવા મંડી પડતા. આમ થોડા વખતમાં એમણે ધાર્મિક ગ્રંથોનો અને સંસ્કૃત સાહિત્યનો ઘણો સારો અભ્યાસ કરી લીધો.

સંવત ૧૯૭૧ ની સાલના માહ માસમાં શ્રી લાલરામજીનું અવસાન થતાં ઇશ્વરઆશ્રમનો બધો બોજો શ્રી ઓધવદાસજી પર આવી પડ્યો. આ બોજો સફળતાપૂર્વક ઉપાડી લઇ, એ ધીમે ધીમે આશ્રમનો વિકાસ સાધવા લાગ્યા.

એક વખત મહારાજ શ્રી ઓધવદાસજી સૂપા ગુરૂકુલના વાર્ષિક ઉત્સવ પર પધાર્યા હતા. ત્યાં ગુરૂકુલની કાર્યવાહી અને વિદ્યાર્થીઓનો વિકાસ જોઇને એમને વિચાર આવ્યો, કે કચ્છમાં પણ આવા એક ગુરૂકુલની સ્થાપના થાય તો જનતાની સારામાં સારી સેવા થઇ શકે. એ જ દિવસે એમણે કચ્છમાં એક આદર્શ ગુરૂકુલની સ્થાપના કરવાનો નિર્ણય કરી લીધો. એટલું જ નહિ, પરંતુ એને માટે સાધન-સામગ્રી એકઠી કરવા પણ કમર કસી લીધી. એ માટે એમણે કચ્છના જુદા જુદા ગામોમાં પ્રવાસ કરવા માંડ્યો. મહારાજશ્રીની આ ઉત્તમ યોજનાને ચારે તરફથી આવકાર મળવા લાગ્યો. પ્રથમ મુંબઇ જઇ

એમણે કાર્યની શરૂઆત કરી પછી કચ્છમાં આવ્યા. અહીં ટૂંકમાં માધાપુર, નાગોર, હાજાપુર આદિ ગામોના અનેક શ્રીમંતોએ મહારાજશ્રીની ઝોળી છલકાવી દીધી. સંવત ૧૯૯૨ના વૈશાખ સુદિ ૩ના દિવસે એમણે ઇશ્વરનગર–વાઢાયમાં શ્રી ઇશ્વરરામજી–ગુરુકુળનું ખાત મુહૂર્ત કર્યું.

કોઈ પણ સારા કાર્યમાં વિઘ્નો તો જરૂર આવે. આ કાર્યને પાર પાડવામાં પણ એક પછી એક અનેક વિઘ્નો આડા આવ્યાં. પરંતુ મહારાજશ્રીના દૃઢ નિશ્ચય અને મહાન આત્મબળે તમામ વિઘ્નોનાં વાદળાં દૂર કરી દીધાં. સંવત ૧૯૯૩ની સાલે વસંતપંચમીના મંગળ દિવસે કચ્છના એ વખતના નાયબ દિવાન શ્રી જદુરામભાઈના હસ્તે શ્રી ઇશ્વરરામજી ગુરુકુળની ઉદ્‌ઘાટન વિધિ ઘણા જ મોટા સમારંભથી કરવામાં આવી. એ ઉપરાંત અંધશાળાની ઉદ્‌ઘાટન–ક્રિયા કચ્છના આરોગ્ય ખાતાના વડા અધિકારી ડૉક્ટર જીવણજીભાઈ હંસરાજના હસ્તે કરવામાં આવી. આ રીતે ઓધવદાસજી મહારાજે પોતાને એક નવયુગના ઘડવૈયા તરીકે સિદ્ધ કરી બતાવ્યા.

મહારાજશ્રીનું જીવન સાદું, સાત્વિક અને સદાચારી હોવાથી એ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં પ્રેમથી પૂજાતા. એમનો આત્મા ઉપાધિઓથી મુક્ત રહેવા હંમેશા તલસતો. એટલે શ્રી ઇશ્વરરામજી–ગુરુકુળને વ્યવસ્થિત કરીને સંવત ૨૦૦૭માં એમણે ગુરુકુલ આશ્રમના રુપિયા બે લાખના મકાનો અને ખેતરો વગેરે કચ્છ સરકારને અર્પણ કરી દીધાં.

શ્રી ઓધવદાસજીએ હરદ્વારમાં યાત્રાળુઓ માટે એક આલીશાન ધર્મશાળા બંધાવી છે. એમની જ પ્રેરણાથી કચ્છમાં ઠેર ઠેર પાટીદાર ભાઈઓએ શ્રી લક્ષ્મીનારાયણનાં મંદિરો બંધાવ્યાં છે. ટૂંકમાં શ્રી ઓધવદાસજી એક રાષ્ટ્રવાદી અને સેવાભાવી સાધુ હતા.

સંવત ૨૦૧૦ના પોષ સુદિ ૧૩ રવિવારે રાતે આ નવયુગના

સંતનો જીવનદીપ બુઝાઇ ગયો. પરંતુ સમાજ-સેવાનાં એમનાં સત્કાર્યો એમને સદાને માટે અમર રાખશે.

શ્રી ઓધવદાસજીએ કેટલાંક ભજનો અને પદોની પણ રચના કરી છે. અત્રે એમની થોડી પ્રસાદી આપવામાં આવે છે.

ઊઠો કાં સૂતા છો રે, ખાટલે શું ખૂતા છો રે,
માથે મોત નગારૂં વાગે. ટેક૦
આજકાલનો કરતાં કરતાં, વરસ સાઠનો લાગે,
તું તો વરસ સાઠનો લાગે,
કથા શ્રવણમાં કાન ન આપે, સૌથી વહેલો ભાગે,
ભાઇ, સૌથી વહેલો ભાગે. ઊઠો૦
માયાની મમતામાં સૂતો, જગાડતાં નવ જાગે,
ભાઈ, જગાડતાં નવ જાગે,
નારાયણનું નામ ન લીધું, મોક્ષ મળે નહિ માગે,
ભાઇ, મોક્ષ મળે નહિ માગે. ઊઠો૦
સૌની સામો થઇને ચાલે, ફણો ચડાવી નાગે,
ભાઇ, ફણો ચડાવી નાગે,
રાજી થઈ પર કાજ બગાડે, ઇર્ષામાં અનુરાગે,
ભાઈ, ઇર્ષામાં અનુરાગે. ઊઠો૦
અભાગિયાને અવળું સૂઝે, ગાતો હીંડે રાગે,
ભાઇ, ગાતો હીંડે રાગે,
'ઓધવદાસ' કહે એવાને, જમ ચડાવશે ઠાગે,
ભાઇ, જમ ચડાવશે ઠાગે. ઊઠો૦

× × ×

રાગ—પરજ

ધરજે ધરજે હરિનું ધ્યાન, ધીરજ મન આણી રે,
આ તો મૃગજળ સમ સંસાર, એવું લેજે જાણી રે. ટેક૦
સ્વારથ સારૂ કરે સૌ સ્નેહ, જગતની એ રીતી રે,
વિશ્વનાથ વિષે ચિત્ત ધાર, પૂરણ કર પ્રીતિ રે.
સમજી લેજે ચતુર સુજાણ, માયા ઠાઠ ખોટા રે,
એને જાતાં ન લાગે વાર, પાણી પરપોટા રે.
આ છે ચંચલ ચપલા જેમ, આયુ અસ્થિર તારી રે,
અંતે જાવું એકાએક, હરિ લે સંભારી રે.
એવું સમજી ચેત અચેત, પ્રભુ સ્મરણ કરવું રે,
એમ કહે છે 'ઓધવદાસ', બીજું પરિહરવું રે.

× × ×

રાગ ભયરવી

રહે નહિ રાજા રાના, એક દિન છોડ સબે ચલ જાના,
ખેલ મુસાફર હૈ દો દિન કા,
આખિર મેં મર જાના. એક દિન૦
બાજીગર જૈસી સબ રચના,
તિન મેં ક્યા ભરમાના ? એક દિન૦
આદમ તેરા નામ મુસાફર,
ક્યા કરના અભિમાના ? એક દિન૦
જૂઠા હૈ જંજાલ મુસાફર,
સમર પ્રભુ કો સ્યાના. એક દિન૦
દાસ 'ઉદ્ધવ' કહે મિલના કઠિન હૈ,
એસા ઉત્તમ ટાના. એક દિન૦

# જાડેજા સંત જેઠીરામજી

કચ્છના મહારાઓ શ્રી રાયધણજી પહેલાના પાંચમા કુંવર ગોપાલજીને ફરાદી આદિ પાંચ ગામો ગ્રાસમાં મળ્યાં હતાં. આ ગોપાલજીના આઠમા કુંવર બામણિયોજી મેરાઉ આવ્યા. બામણિયાજીના પાટવી કુંવર રાઉજી, રાઉજીના સત્તાજી અને સત્તાજીના જેહુજી મેરાઉ-જાગીરદાર થયા. મેરાઉ જાગીરનો ઇતિહાસ વીરત્વપૂર્ણ છે. માંડવીના તળાવવાળા નાકાની ચાવી પ્રથમ મેરાઉ-જાગીરદાર પાસે રહેતી. મેરાઉ-જાગીરના બે વીર પુત્રો જેસાજી અને વીમાજી કચ્છી ગઢની લડાઇમા ગયા હતા. ત્યાં ગાયકવાડી સૈન્ય પર વિજય મેળવી પાછા ફરતા હતા ત્યારે ગાયકવાડી સૈનિકોએ એમને દગાથી મારી નાખ્યા. એમની ખાંભીઓ આજે પણ ઓખામંડળના વરવાળા* ગામના તળાવની પાળ પર એમની યશગાથા ગાતી ઊભી છે. એ દગાખોરીની યાદગીરીમાં મેરાઉના જાડેજા આજે પણ વરવાળાનું પાણી પીતા નથી.

આ મેરાઉ જાગીરના જાગીરદાર તરીકે જાડેજા જેહુજી આવ્યા. પરંતુ એમનું હૃદય તો ત્યાગ અને વૈરાગ્યના રંગે રંગાઈ ગયું હતું. જાગીરોના વૈભવવિલાસ પ્રત્યે એમનો અભાવ વધતો જતો હતો. "તમારા રાજદ્વારોના ખૂની ભપકા નથી ગમતા" એ શબ્દો જાણે એમના અંતરમાં રમી રહ્યા હતા. એમનાં લગ્ન થઇ ગયાં હતાં. એક કુંવરીના પિતા પણ બન્યા હતા. પરંતુ એમનું મન

---

* આરંભડાથી દ્વારિકા જતાં રસ્તામાં વરવાળા સ્ટેશન આવે છે.

જાગીરદારી હાકમાશથી અકળાવા લાગ્યું હતું. આ કારણથી એમણે ગામ બહાર પીરતરાઇના ગેદાનમાં ઝૂંપડી બાંધી, ત્યાં પોતાનો સમય ઇશ્વરભજનમાં નિર્ગમન કરવા માંડ્યો. આગળ જતાં અહીં કંઇક કંટાળાને લીધે એમણે પોતાનું સ્થાન મેરાઉ અને ગોધરા વચ્ચે આવેલ મહેરામણવાળા બાગમાં રાખ્યું.

સંવત ૧૯૨૭ની સાલે કચ્છમાં એક મોટો દુકાળ પડ્યો. એ વિકટ સમયમાં ગરીબો અને ક્ષુધાતુરોને રાહત આપવા માટે બાવા શ્રી જેઠીરામજીએ પોતાનું અન્નક્ષેત્ર ખુલ્લું મૂકી દીધું હતું. દુકાળના દિવસોમાં કેટલાયે લોકો આ અન્નક્ષેત્રનો લાભ લેતા. આથી લોકો એમને કહેતા, કે "બાવા! હીં ખારાઈધા ત સજ્જો કચ્છ બેરો થીંધો." પણ બાવાએ તો કશા સંકોચ વગર પોતાનો કાર્યક્રમ ચાલુ જ રાખ્યો. આ કાર્ય માટે એમને ગમે ત્યાંથી મદદ મળી રહેતી.

ત્યાર પછી જેઠીરામજી બાવા પોતાની નાનકડી મંડળી સાથે ભારતવર્ષનાં પવિત્ર ધામોનાં દર્શન કરવા પગપાળા તીર્થયાત્રાએ નીકળી પડ્યા. એ રીતે ઋષિકેશ, હરદ્વાર, બદ્રીકેદાર, લક્ષ્મણઝૂલા, કાશી, વૃંદાવન, પ્રયાગ, રામેશ્વર, આબુ, ગિરનાર, બેટ–દ્વારિકા, નારાયણસરોવર વગેરે તીર્થયાત્રાઓ કરી પાછા ફર્યા.

શ્રી જેઠીરામજીને સંતતિમાં પુત્ર ન હોવાથી મેરાઉ જાગીરનો વહીવટ પોતાના નાનાભાઇ અલિયાજીને સોંપીને પોતે કચ્છ હમલા–મંજલ વિષે બિરાજતા શ્રી દેવા સાહેબને શરણે આવ્યા. દેવાસાહેબ પ્રત્યે એમને અતિ પૂજ્યભાવ અને અનન્ય પ્રેમ હતો. અહીં આવતાં સંત પોતે બોલ્યા કેઃ—

**હમલા ગંગ ગોદાવરી, હમલા હૈ હરદ્વાર,**
**અડસઠ તીરથ ત્યાં વસે, દેવા કે દરબાર.**

દેવાસાહેબ આધ્યાત્મપ્રેમી અને યોગનિષ્ઠ મહાપુરૂષ હતા. એમના ચાર શિષ્યો હતા. પટ્ટ શિષ્ય તરીકે શ્રી જેહીરામજી હતા. બીજા વિહારીદાસજી. એમણે વાંઢાયમાં આશ્રમ જમાવ્યું. ત્રીજા સેવારામજી. એમણે સિંધ જઇને ત્યાં ઘણા દ્વારાની સ્થાપના કરી. ચોથા કૃષ્ણદાસજી. એમણે કોટડીમાં આસન જમાવ્યું.

મહાત્મા દેવાસાહેબનું શરીર શાન્ત થતાં શ્રી જેહીરામજીને હમલાની ગાદીએ બેસવાનું કહેવામાં આવ્યું, પરંતુ એમણે ઉદારતાથી હમલાની ગાદી પર બેસવાની પોતાની ઇચ્છા બતાવી નહિ. આખરે સૌના આગ્રહથી શ્રી દેવાસાહેબના પૌત્ર રામસિંહજીને અંકમા લઇને એ ગાદીએ બેઠા. રામસિંહજી ઉંમરલાયક થતાં એમને ગાદી સોંપીને પોતે વાંઢાય ચાલ્યા ગયા. એમનાં ભજનો પણ ખૂબ ભાવવાહી છે.



# બાવા શ્રી રામસિંહજી

શ્રી દેવાસાહેબ પછી હમલાની ગાદીએ બિરાજનાર બાવા રામસિંહજી પણ ભાવનાશીલ અને આત્મનિષ્ઠ પુરુષ હતા. એમણે પણ ઘણાં સુંદર અને ભાવનાપૂર્ણ ભજનો–પદો વગેરે રચેલાં છે. કચ્છ–બિદડામાં એમનો દેહાંત થતાં ત્યાં એમનું સ્મારકસ્થાન કરવામા આવ્યું છે. એમની પાછળ શ્રી મોહનરામજી થયા. એ કચ્છ–આથરના ભણશાળી કુટુંબના સદ્‌ગુણી પુરુષ હતા. રાજકોટમાં શ્રી કબીરમંદિરમાં એમણે ઘણા વર્ષ લગી ભંડારીનું કામ કર્યું હતું. એમની પાછળ શ્રી પૂર્ણરામજી આવ્યા. એ પૂર્વાશ્રમમાં કચ્છ–કોકલિયાના ગોજા હતા. વેદાંતના જ્ઞાની અને મહાન કથાકાર હતા. પૂર્ણરામજી પછી મંગલરામજી આવ્યા. એ મૂળ લોહાણા હતા. એમની પાછળ ગંગારામજી મહારાજ જે શ્રી પૂર્ણરામજીના સંસારપક્ષે ભત્રીજા થાય, તે હમલાની ગાદીએ આવ્યા.

હમલામાં શ્રી દેવાસાહેબના સમાધિસ્થાન પાસે શ્રી પૂર્ણરામજી તથા મંગલરામજી આદિ મહંતોનાં પાદુકાસ્થાન કરવામાં આવેલ છે. આ સ્થાન 'રતિતડ' ના નામે ઓળખાય છે.



# શ્રી ગરીબદાસજી મહારાજ

બ્રહ્મનિષ્ઠ મહારાજશ્રી ગરીબદાસજીનો જન્મ કચ્છના કુકમા-ગામમાં વિક્રમ સંવત ૧૯૩૨ ના પવિત્ર શ્રાવણ માસમાં થયો હતો. એમના પિતાનું નામ હરિદાસ ટાંક અને માતાનું નામ જાનબાઇ હતું. ગરીબદાસજી મહારાજનું મૂળનામ નાનજી હતું. દશ વર્ષની વયે એમને ભણવા માટે શાળામાં મોકલવામાં આવ્યા. એ જમાનો પાટલે ધૂળ નાખીને ભણવાનો હતો. શાળાના પંડ્યાજી વહેલી સવારે ગામમાં લોટ માગવા નીકળી પડે અને ત્યાર પછી ધૂળી નિશાળમાં વિદ્યાર્થી-ઓને ભણાવે. દર શનિવારે પ્રત્યેક વિદ્યાર્થી માસ્તર માટે પાંચ પાંચ છાણા લાવી આપે અને વાર-તહેવારે માસ્તરને ગજાસંપત્ત સીધું આપે. આ હતી એ ધૂળીશાળામાં ભણવાની ફી. અહીં નાનજીએ ગુજરાતી ચાર ચોપડીનો અભ્યાસ કરીને વાચન-લેખનનું સામાન્ય જ્ઞાન મેળવ્યું. બાર વર્ષની વયે એમને શાળામાંથી ઉઠાડી લેવામાં આવ્યા.

પિતાની ઘરખેડ હોવાથી નાનજી ખેતીના કામમાં એમના પિતાને મદદ કરવા લાગ્યા. ખેતરની રખવાળી કરવી, ભાત પહોંચાડવો વગેરે કામ એ કરતા. એમના પિતા સંત-સમાગમના પ્રેમી હોવાથી એમને પણ સાધુ-સંતોના સમાગમનો લાભ મળતો. પરિણામે નાનજીના હૃદયમાં રહેલા ત્યાગ, વૈરાગ્ય અને પ્રભુભક્તિના કોઈ જૂના સંસ્કારો જાગી ઊઠ્યા. એમની વૃત્તિ દિન પ્રતિદિન ઇશ્વરભક્તિ તરફ વળવા લાગી.

નાનજીના અંતરમાં જાગતી જતી વૈરાગ્ય-ભાવનાને જોઈને એમના પિતાએ નાનપણમાં જ એમને સંસાર-વ્યવહારના ધોંસરામાં

જોડી દેવાનો વિચાર કરી લીધો. આ વિચારને અમલમાં લાવવા એમણે નાનજીનું સગપણ પણ કરી નાખ્યું.

સોળ વર્ષની ઉંમરે નાનજી પોતાના મોટા ભાઈઓ સાથે તેલંગ દેશમાં વિઝાગાપટ્ટમ-રેલ્વેના કામ માટે જઈ પહોંચ્યા. એ સમય દરમિયાન પણ એમની પ્રભુ-પરાયણ-વૃત્તિ જેવી ને તેવી કાયમ હતી. મોટા ભાઈઓને એમના કામકાજમાં મદદ આપીને એકાદ વર્ષ પછી નાનજી પાછા કચ્છમાં આવ્યા.

ત્યાર પછી સંવત ૧૯૫૩ ની સાલે ફરીથી નાનજીને તેલંગ પ્રદેશમાં જવાની ફરજ પડી. આસો સુદિ ૯ ના દિવસે એ ઘેરથી નીકળીને માંડવી બંદરે આવ્યા અને બળતે દિવસે સવારે આઠ વાગે સ્ટીમરમાં બેઠા. સ્ટીમર ઊપડી. રાતે ત્રણ વાગ્યા પછી સ્ટીમર સૂરતની બારી પાસે આવી ત્યારે દરિયામાં ભયંકર તોફાન શરૂ થઈ ગયું હતું. સુસવાટા કરતો પવન તીવ્ર વેગથી ફૂંકાવા લાગ્યો. આગબોટ ડોલમડોલ થવા લાગી. આમ ને આમ આખી રાત નીકળી ગઈ. દિવસ ઊગ્યો છતાં તોફાન શાન્ત થયું નહિ. પણ પગેપગે વધવા લાગ્યું. ડુંગર જેવડાં મોજાં આગબોટને એક દડાની માફક ઉછાળવા લાગ્યાં. દરિયો એકાએક વિફરી ગએલો જોઈને ઉતારુઓ ગભરાવા લાગ્યા. આઠ વર્ષ પૂર્વે એ જ રસ્તામાં ડૂબી ગએલી વીજળીની યાદ તાજી થવા લાગી આ તરફ તોફાન ઉગ્ર રૂપ ધારણ કરતું જતું હતું. લોકોની હિંમત છૂટી ગઈ. ચારે તરફ રોકકળ મચી ગઈ. જીવવાની આશા છોડી દઈ, એક બીજાને બાથમાં લઈને ઉતારુઓ કલ્પાંત કરવા લાગ્યા. કોઈ ઈશ્વરને અને કોઈ અલ્લાહને યાદ કરવા લાગ્યા.

આ વખતે ચારે તરફ ડોળા ઘુરકાવતા મૃત્યુને જોઈને ભયભીત બનેલા મુસાફરો વચ્ચે એક જ પુરુષ એવો હતો, જે ઉછળતા આગબોટમાં શાન્ત બનીને બેઠો હતો. એના મનમાં એવા વિચારો આવતા

હતા, કે "હે પ્રભુ! તું આજના આ ઝંઝાવાતમાંથી ઊગારી લે તો હું મારૂં સમસ્ત જીવન તારી ભક્તિમાં જ સમર્પણ કરી દઉં!" આ પ્રવાસી બીજો કોઈ નહિ, પરંતુ આગળ જતાં સંત ગરીબદાસના નામે પ્રખ્યાત થનાર નાનજી પોતે જ હતો.

અને એની પ્રાર્થના પ્રભુએ જાણે ખરેખર સાંભળી લીધી હોય તેમ થોડી વાર પછી ઘેલોતૂર બનેલો સાગર શાન્ત પડવા લાગ્યો. સૌનાં ખોળીઆંમાં જીવ આવવા લાગ્યો. મૃતપ્રાયઃ બનેલા માનવીઓએ જાણે નવું જીવન પ્રાપ્ત કર્યું. લોકોના આનંદનો પાર ન હતો. એક નાનજીના અંતરમાં આ ઘટનાથી એક ગંભીર નિશ્ચય ઘડાઇ રહ્યો હતો. બધા મુસાફરો હેમખેમ મુંબઇ પહોંચ્યા.

એ વખતે તૈલંગ પ્રદેશના રાયગડા શહેરમાં નાનજીના બે મોટા ભાઇઓએ સડક બાંધવાનું કામ માથે લીધું હતું. લગભગ આખા ભારતમાં રેલ્વેની સડકો બાંધવાનું કામ કચ્છના મિસ્ત્રીઓના હાથે થયું છે. આ કાર્યમાં એમણે ખાસ વિશિષ્ટતા પ્રાપ્ત કરી છે.

નાનજીના ભાઇઓએ સોળ માઇલની સડક બાંધવાના કામનો કોન્ટ્રેક્ટ લીધો હતો. અર્ધું કામ થઇ ગયા પછી એક પૂલ તૈયાર કરવા માટે અમુક જાતના પત્થરોની જરૂર હતી. આ પત્થરોનો પ્રબંધ કરવા માટે નાનજીને દૂરદૂરના જંગલોમાં મોકલવામાં આવ્યો.

અહીં નિર્જન જંગલનાં નૈસર્ગિક અને અદ્‌ભુત દૃશ્યોએ નાનજીના કવિ–હૃદય પર જુદી જ અસર કરી. એના અંતરમાં ઊંડે–ઊંડે રોપાઇ ગએલ વૈરાગ્યનું બીજ અહીં ફળવા–ફાલવા લાગ્યું. પોતાનું કામ પતાવીને પાછા ફરવાને બદલે એમણે તો સીમાચલ તીર્થ તરફ ઝુકાવી દીધું. આ તીર્થ અહીંથી ૧૧૦ માઇલ દૂર હતું. આખી રાત પગ પર કાઢીને સવારમાં તે પાર્વતીપુરની બાજુએ પહોંચ્યા. ત્યાંથી ચાલતા થઇ સાંજે ૭ વાગે બુબલી આવ્યા. અહીં થોડી વાર વિશ્રાંતિ લઇ, રાત્રે દશ વાગે રવાના થઇને વળતે દિવસે

સવારે ૭ વાગે વિઝાનગર રેલ્વે સ્ટેશને આવ્યા. ત્યાંથી આગગાડીમાં બેસી સીમાચલ સ્ટેશને ઊતર્યા. પરંતુ સીમાચલ પહાડ પર ચડતાં ચડતાં રાત પડી ગઇ. અહીં એક ખીણમાં ઝાડીની ઘાટી ઘટામાં ઢંકાયેલું એક પ્રાચીન શિવાલય એમની નજરે પડ્યું. અહીં હિંસક પ્રાણીઓની ભારે બીક હતી. આ સ્થાને એમણે આખી રાત ઈશ્વર-સ્મરણમાં વીતાવી દીધી.

દિવસ ઊગતાં સીમાચલની તીર્થ-યાત્રા સંપૂર્ણ કરી, નાનજી ત્યાંથી પાછા ફર્યા અને રાયગડામાં પોતાના ભાઇઓને મળી ત્યાંથી સીધા કુકમા આવ્યા.

અહીં એમનાં માતા-પિતાએ એમને માટે લગ્નની જાળ તૈયાર કરી રાખી હતી. લગ્નનો દિવસ પણ નક્કી કરી રાખ્યો હતો. લગ્નની ફાંસીમાં ફસાવવાની નાનજીની સાફ ના છતાં એમનું કહેવું કોઈ માને તેમ હતું નહિ.

સુમુહૂર્તનો દિવસ પણ આવી પહોંચ્યો. હવે નાનજીને છેલ્લો ઉપાય અજમાવવાની ફરજ પડી. સુમુહૂર્તના સમય પહેલાં જ લાગ જોઇને એ ઘરમાંથી સટકી ગયા. ભુજ થઇને સીધા વાંઢાયના ઈશ્વર-રામજી મહારાજના આશ્રમમાં પહોંચ્યા.

આ તરફ કુકમામાં એમને માટે શોધાશોધ ચાલવા લાગી. એમનું પગેરું લેતા લેતા એમના સંબંધીઓ વાંઢાય પહોંચી ગયા અને હવે એમનાં લગ્ન કરવાનાં નથી, એવું સમજાવી એમને પાછા કુકમા તેડી ગયા.

હવે માતા-પિતા પણ સમજી ગયાં, કે પુત્રનાં લગ્ન કરવાનો આગ્રહ રાખવાથી ક્યાંક પુત્રને જ ગુમાવી દેવાનો વખત આવી પહોંચશે. એટલે જ્ઞાતિના રિવાજ મુજબ પટેલ પાસે વાત મૂકીને સગપણ રદ કરાવી દેવામાં આવ્યું.

સંસારની ઉપાધિ છૂટી જતાં હવે નાનજીના આનંદનો પાર રહ્યો નહિ. માતા-પિતાની આજ્ઞા લઇ ફરી વાંઢાય આવ્યા. એ વખતે ઈશ્વરરામજી મહારાજ પંચ ભૂતના શરીરનો ત્યાગ કરી દેહમુક્ત થઇ ગયા હતા. પણ એમને તો ઇશ્વરરામજીનાં જ સ્વપ્નાં આવતાં હતાં. આથી એમણે સંવત ૧૯૫૫ના આષાઢ સુદિ ૧૫ ગુરુવારના દિવસે સવારે દશ વાગે શ્રી ઈશ્વરરામજીની સમાધિ ઉપર દીક્ષા ધારણ કરી. દીક્ષા વખતે એમને ગરીબદાસજી નામ આપવામાં આવ્યું.

ત્યાર પછી ગરીબદાસજીએ ભારતનાં લગભગ તમામ યાત્રાધામોનો પ્રવાસ કરીને અનેક મહાપુરુષોના સત્સંગનો લાભ લીધો. સંવત ૧૯૫૬ ના આસો માસમાં એ કચ્છ પાછા ફર્યા.

સંવત ૧૯૫૭ ના ચૈત્ર સુદિ ૯ રામનવમીના પવિત્ર દિવસે કુકમા ગામ બહાર શિવાલયની બાજુમાં જળાશય નજીક એક કોટડીની સગવડ કરાવી, ત્યાં તેમણે પોતાનું આસન જમાવી દીધું. એક જ વખત હાથે રસોઈ કરી, બાકીનો સમય ઇશ્વરભક્તિમાં ગાળવા લાગ્યા.

ત્રણ વર્ષ પછી વધુ શાન્તિની ભાવનાથી અર્ધો માઇલ દૂર આવેલ ડુંગરામાં એક ગુફા બનાવી, ત્યા શાન્તિપૂર્વક નિવાસ કરવા લાગ્યા. આ વખતે એ માત્ર દૂધ ઉપર જ રહેવા લાગ્યા હતા.

આ રીતે એકાંતવાસ, ઇશ્વરસ્મરણ અને તપસ્વી જીવનથી એમના અંતરના દ્વાર ખુલી ગયા. દેવી શારદા એમના પર પૂર્ણ પ્રેમથી પ્રસન્ન થયાં અને એમના હૃદયમાથી પદો અને ભજનોનો અવિરત પ્રવાહ વહેવા માંડ્યો. એમની વાણી લોકહૃદયમા ઊતરી જાય એવી સરલ અને ચોટદાર હોવાથી, ભાવિક લોકો તરફથી એમનાં ભજનોનાં પુસ્તકો એક પછી એક હજારોની સંખ્યામા પ્રકટ થવા લાગ્યાં.

મહારાજશ્રીને કબીરનાં ભજનો તરફ ખૂબ પ્રેમ હતો. એમનાં

ભજનો અને પદોમાં પણ કબીરની વાણી જેવી છટા અને તેજસ્વિતા જોવામાં આવે છે.

તા. ૨૩-૬-૫૬ ના રોજે મહારાજ શ્રી ગરીબદાસજી પરમધામવાસી બન્યા. એમનું નશ્વર શરીર આજે નથી, પરંતુ એમનાં ભજનો અને પદોના અમર સાહિત્ય વડે એમનું નામ અમર છે. એમની વાણીની થોડી પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

## રામ-ભજન

રાગ-ઠૂમરી

રામ ભજન કર પ્યારે, મનવા ! રામ ભજન કર પ્યારે રે !
આજકાલ વા પરશુ તરશુ, કાલ અચાનક મારે રે,
શેર લોટ કે કારણ મૂરખ, અહોનિશ કયું જખ મારે રે ? રામ૦
માત-પિતા, સુત, બંધુ, દારા, સ્વારથ કે યહ સારે રે,
અંત સમે જબ આઇ બને તબ, કૌન ઉગારન હારે રે ? રામ૦
બહુત ગઇ અબ શેષ રહી હૈ, અબ તો આયે કિનારે રે,
દાસ 'ગરીબ' જો દયા કરે તો, કેવટ પાર ઉતારે રે. રામ૦

## અભિમાન

( રાગ-એજ )

મત કરના અભિમાના, પ્યારે ! મત કરના અભિમાના રે !
એક દિન એસી આઇ બનેગી, માટી મેં મિલ જાના રે,
ખાનદાન ઔર ખલક છોડકે, ખાક હી મેં ખપ જાના રે. મત૦
રાવણ અરુ વાલી બલશાલી, બડે બડે મહારાના રે,
કુંભકરણ અરૂ મેઘનાદ કા, રહા ન નામ નિશાના રે. મત૦
યહ દુનિયા તો કાલ-રાહ મેં, જાન મુસાફિરખાના રે,
દાસ ' ગરીબ ' તોબા કર લેના, ફિર નહિ ઠૌર ઠિકાના રે. મત૦

## બાજી કરમેં

રાગ–એજ

અબહું બાજી કરમેં, પ્યારે ! અબહું બાજી કરમેં રે !
સંત–સમાગમ સ્વર્ગ છોડ કે, મત બૈઠો નર ખર મેં રે,
ઊઠ ખડા હો જા સત્સંગ મેં, કયું ઘુસ બૈઠા ઘર મેં રે ? અબ૦
હરિ-ભજન કરનેકું આયે, ફંસ ગયે જોરૂ–જર મેં રે,
ચતુર હોય કે ચેત અભાગે, ભોગન મેં કયું ભરમે રે ? અબ૦
ખાનપાન અરૂ ભોગ–રાગ મેં, ભેદ નહિ નર–ખર મેં રે,
દાસ 'ગરીબ' સો પુરૂષ ધન્ય હૈ, જો ચિત્ત જોડે હરમેં રે. અબ૦

× × ×

## નહીં ભરોસા

રાગ–એજ

નહીં ભરોસા પલકા, પ્યારે ! નહીં ભરોસા પલકા રે !
પલ પલ પ્રાન જાત હૈ પ્યારે, જ્યું પ્રવાહ બહ જલકા રે,
સાધન-સંપન્ન હોઈ કે પહરો, ખાસ જ્ઞાન કા ખલકા રે. નહીં૦
આજ કરે સો અબ કર લેના, કૌન ભરોસા કલકા રે ?
ગફલત મેં મત રહના બંદા ! ઉપર ભય જમ–હલકા રે. નહીં૦
કામ–ક્રોધ, મદ–મોહ, લોભ સબ, યહી સ્વરૂપ હૈ છલકા રે,
દાસ 'ગરીબ' જો બચના હૈ તો, અમલ કરો નિજ બલકા રે. નહીં૦

× × ×

## સપને કી બાજી

રાગ–એજ

સબ સપને કી બાજી દુનિયા, સબ સપને કી બાજી રે!
વેદ–પુરાન–કુરાન કહત હૈ, માનત નહીં મન પાજી રે. ટેક૦
મિથ્યા માયિક ઠાઠ બના હૈ, જૈસી આતશ–બાજી રે,
રાગી–ત્યાગી અરૂ બડભાગી, મર ગયે પંડિત–કાજી રે. સબ૦
રાવણ કુંભકર્ણ અરૂ વાલી, સુગ્રીવ કું નહીં છાજી રે,
દાનવ–માનવ દેવ–ગણોં કે, ઉપર નૌબત બાજી રે. સબ૦
મૂરખ નર માયા મેં રાજી, કાલ રહ્યો શિર ગાજી રે,
દાસ 'ગરીબ' જ્ઞાની કોઉ બચ ગયે, યહી કલમ હૈ તાજી રે. સબ૦

× × ×

## માયા કી રચના

રાગ–એજ

સબ માયા કી રચના હૈ, યહ સબ માયા કી રચના રે!
સુત–વિત્ત–દારા, કુટુંબ, કામ કી, મોહ–જાલ મેં બચના રે,
માયામય સબ ઠાઠ બના હૈ, રૂપ દેખ મત રચના રે. સબ૦
નામ–રૂપ સબ દશ્ય વર્ગ કી, નાટક મેં નહીં નચના રે,
રાગ–દ્વેષ અરૂ ઈર્ષા રૂપી, પાવક મેં નહીં પચના રે. સબ૦
બ્રહ્મ–ચિંતન મેં મગ્ન હોઇ કે, માયા મેં નહીં ગચના રે,
ઐસે ઢોલ બજાઈ કહત હૈ, વેદ–શાસ્ત્ર કે વચના રે. સબ૦
કુલ–કુટુંબ રૂપી કીચડ મેં, ગર્વ કરી નહીં ગચના રે,
દાસ 'ગરીબ' બ્રહ્મવિદ્ સદ્‌ગુરૂ કે, વચનામૃતકું અચના રે. સબ૦

× × ×

## દો દિન કા મેલા

રાગ—એજ

દો દિન કા હૈ મેલા, દુનિયા, દો દિન કા હૈ મેલા રે !
લાખન કે લશ્કર મેં ચલતે, સો નર ગયા અકેલા રે. ટેક૦
કોઉ પિતા કોઉ પુત્ર કહાવે, કોઉ ગુરૂ કોઉ ચેલા રે,
કોઉ રાજા કોઉ રંક કહાવે, જ્યૂં નાટક મેં ખેલા રે. દો૦
સભા સમીતિ મેં જબ બૈઠે, પ્રમુખ પદ મેં પહેલા રે,
બિના ધર્મ સે ધર્મ રાય ને, દોઝખ બીચ ધકેલા રે. દો૦
ઝવેરાત સે ભરે ખજાને, ઔર અશરફી થેલા રે,
દાસ 'ગરીબ' જમપુર મેં ગયે તબ, સંગ ન ચલા અધેલા રે. દો૦

× × ×

## રામ-ભજન કર તોતા !

રાગ—એજ

રામભજન કર તોતા ! અબ તો, રામભજન કર તોતા રે !
સત સંગ રૂપી તીરથ મેં દે, જ્ઞાન-ગંગ મેં ગોતા રે,
જન્મ-જન્મ કે પાપકર્મ કું, ઇન મેં કયૂં નહીં ધોતા રે? રામ૦
હરિ વિમુખ યહ જગમેં હૈ સો, ઘોર નીંદ મેં સોતા રે,
સંત પુરૂષ કી સાન ગ્રહી સો, પરમ ધામ મેં પોતા રે. રામ૦
અબ તો મોકા ખૂબ બના હૈ, ખટપટ મેં કયૂં ખોતા રે,
દાસ 'ગરીબ' જો દાવ ગયા તો, જન્મ-જન્મ રહે રોતા રે. રામ૦

× × ×

## ચલો આપને ઘર કું

રાગ—એજ

ચલો આપને ઘર કું પ્યારે, ચલો આપને ઘર કું રે !
જબલગ અપના ઘર નહીં પાવે, તબલગ પાવે ડર કું રે,
દીન હોય કે દેવન આગે, જોરત હથ દો કર કું રે. ચલો૦
ચાર ધામ તીરથ મેં ફિર કે, ખોવત જીવન–જર કું રે,
સુખ–સ્વરૂપ હે આતમ અપના, ખબર નહીં નર ખર કું રે. ચલો૦
આપ હી આતમ રૂપ સનાતન, પૂજત હે જઈ પર કું રે,
દાસ 'ગરીબ' તૂ ચેતન હો કે, જાચત હે કયું જડ કું રે ? ચલો૦

× × ×

## આખિર તો મર જાના !

આખિર તો મર જાના બંદા ! આખિર તો મર જાના રે !
યહ સંસાર સરામેં આ કે, મત કરના અભિમાના રે. ટેક૦
દેવન સે દુર્લભ તન પા કે, ગુન ગોવિંદ કા ગાના રે,
દીન–દુઃખી અરથી કું દેખી, અન્ન–ઉદક દે દાના રે. આખિર૦
જર–જોરૂ–જોબન કો છોડી, અંત અકેલા જાના રે,
સંત પુરુષ કી શરને જાકે, કર જ્ઞાનામૃત પાના રે. આખિર૦
અબ તો દાવ પડા હે તેરા, કર સે કછુ કર જાના રે,
દાસ 'ગરીબ' પલ બીત ગઈ તો, ફેર રહે પસતાના રે. આખિર૦



## રવિ–ભાણ સંપ્રદાયના સંતો

### ભાણ સાહેબ

કચ્છ–વાગડનું રાપર ગામ, રવિ–ભાણ સંપ્રદાયનું ધામ ગણાય છે. એની મુખ્ય ગાદી ગુજરાતના શેરખી ગામે છે. રવિ–ભાણ સંપ્રદાયના પાયામાં ભાણ સાહેબનું અપૂર્વ બલિદાન અને રવિ સાહેબ, મોરાર સાહેબ વગેરે સંત કવિઓની વાણી છે. કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતની જનતા આજે એ વાણીથી અજ્ઞાત નથી. આ સંપ્રદાયના સંતોની વાણીમા પ્રેમ–ભક્તિ ભારોભાર ભરેલાં છે. એમાં યોગ છે, વેદાંત છે, તત્ત્વજ્ઞાન છે, વૈરાગ્ય છે તેમજ ભક્ત–હૃદયનો તીવ્ર તલસાટ છે. એ વાણી પર બસો વર્ષના વાયરા વાઇ ગયા છે, છતાં તે આજે પણ લોકહૃદયમાં જેવી ને તેવી જળવાઇ રહેલ છે.

ભાણ સાહેબ લોહાણા જાતિના આત્મલક્ષી પુરુષ હતા. એમનો જન્મ ગુજરાતના ચરોતર પ્રદેશમા કનખીલોડ ગામે સંવત ૧૭૫૪ ના માહ સુદિ ૧૧ સોમવારે થએલો હતો. પાંચ પુત્રી અને એક પુત્ર પછી એમના પિતાને ભાણ સાહેબની પ્રાપ્તિ થઈ હતી. પિતાનું નામ કલ્યાણ અને માતાનું નામ અંબાબાઈ હતું. પિતા સંસ્કારી અને ભક્તિમાન હૃદયવાળા હોવાથી ભાણ સાહેબમા પણ એ ગુણ ઊતર્યા. આગળ જતાં આંબા છટ્ઠા નામે એક ભક્તાત્મા ભરવાડ ગુરુ તરફથી એમને ગુરુ–મંત્રની પ્રાપ્તિ થઇ અને ભાણ સાહેબના હૃદયના દ્વાર જાણે ઊઘડી ગયા ! એમના અંતરમાંથી અંતવાણીનો પ્રવાદ વહેવા લાગ્યો.

ભાણ સાહેબ ગૃહસ્થાશ્રમી હતા. ખીમજી નામે એમને એક પુત્ર હતો. આ ખીમજી આગળ જતાં રવિ-ભાણ સંપ્રદાયમાં ખીમ સાહેબના નામે પ્રસિદ્ધ થયા.

સંવત ૧૮૦૫ ની સાલે જ્યારે કચ્છના રાઓશ્રી દેશળજીએ શિવરામ'ડપનો મહાન સમારંભ રચ્યો હતો ત્યારે ભાણ સાહેબ અને એમના મંડળને ખાસ આમંત્રણ આપીને બોલાવ્યા હતા. ભુજથી પાછા ફરતા કચ્છનાં ઘણાં સ્થળોની એમણે મુલાકાત લીધી હતી. તેમાં પણ વાગડમા આવેલા રાપરના લોકોની ભક્તિથી એમને ખુબ સંતોષ થયો હતો. ત્યારપછી રાપર સાથેનો એમનો સંબંધ વધતો જ ગયો. આગળ જતાં રાપર રવિ-ભાણ સંપ્રદાયના સંતોનું માનીતું સ્થાન થઈ પડયું.

ભાણ સાહેબના દેહવિલયનો પ્રસંગ જેટલો અદ્દ્ભુત છે તેટલો જ ભવ્ય છે.

એક વખત ભાણ સાહેબ ગુજરાતના કમીજલા ગામે જઈ ચડયા. થોડા દિવસ ત્યાં રહીને વિદાય થવા વખતે મેપા નામના એમના એક ભક્તને ઘેર એને મળવા માટે ગયા. મેપો બહારગામ ગએલો હતો. એટલે ભાણ સાહેબે તેની ઘરવાળીને બોલાવીને કહ્યું, કે " હું આજે અહીંથી વિદાય થાઉં છું. હવે મેપો જ્યારે ઘેર આવે ત્યારે મારા તેને રામરામ કહેજે !"

આમ કહીને ભાણ સાહેબ પોતાના ભક્તમંડળ સાથે ત્યાંથી ચાલતા થયા.

એટલામાં મેપો પણ ઘેર આવી પહોંચ્યો. ભાણ સાહેબનો રામરામનો સંદેશો સાંભળીને તે તરત જ મૂઠીઓ વાળીને તેમને મળવા માટે દોડી નીકળ્યો. ભાણ સાહેબ એમને વિદાય આપવા આવેલા ગામલોકોની વચ્ચે તળાવની પાળે ઊભા હતા. ગામના લોકો ભાણ

સાહેબને આજનો દિવસ રોકાઇ રહેવા આગ્રહ કરી રહ્યા હતા. એ વખતે મેપો પણ દોડતો દોડતો ત્યા આવી પહોંચ્યો ભાણ સાહેબ એક દિવસ વધુ રોકાવાની કોઈની વાત માનતા ન હતા એટલે મેપાએ પોતાની વિનતિને મજબૂત બનાવવાના ઈરાદાથી ભાણ સાહેબને સોગદ આપતા કહ્યુ, કે "હવે અહીંથી એક ડગલુ પણ ઉપાડયુ તો તમને રામદુહાઈ!"

"રામદુહાઇ"નો શબ્દ શ્રવણે પડતા ભાણ સાહેબના પગ થભી ગયા તે જ ક્ષણે ત્યા ને ત્યા જ તે સ્થિર થઇ ગયા ન તો એક ડગલુ આગળ દીધુ, કે ન પાછળ! પત્થરની પ્રતિમા પેઠે તે સ્તભિત બની ગયા વળાવવા આવેલા તમામ લોકોને સબોધીને તેમણે ગભીરતાપૂર્વક કહ્યુ, કે "હવે મારાથી એક પણ ડગલુ આગળ કે પાછળ ભરી શકાય તેમ નથી માટે અહી જ મારી સમાધિની તૈયારી કરો!

લોકો પર એકાએક જાણે વજ્રપાત થયો ભાણ સાહેબનો આ અતિ ગભીર અને ભવ્ય નિશ્ચય સાભળીને સૌ વિમાસણમા પડી ગયા એમનો વહાલો ભક્ત મેપો તો મરવા જેવો જ બની ગયો પણ હવે શુ થાય? છૂટેલુ તીર થોડુ જ પાછુ આવે છે? ભોળપણાને લીધે મેપા ભક્તના મુખમાથી નીકળેલા 'રામદુહાઇ' ના શબ્દો માટે એ ખૂબ પસ્તાવો કરવા લાગ્યા પણ ભાણ સાહેબનો નિર્ણય તો અડગ હતો હવે તેમા કદાપિ પરિવર્તન થઇ શકે તેમ ન હતુ.

અને આખરે અછટકે એમના દૃઢ નિશ્ચયનો અમલ કરવાનુ કાર્ય ચાલુ થયુ ભાણ સાહેબની સમાધિ ત્યા ને ત્યા જ તૈયાર કરવામા આવી વાજતે ગાજતે ભવ્ય અને મહા ગભીર સમારભ વચ્ચે એમણે એ જ સ્થળે સવત ૧૮૧૧ ના ચૈત્ર સુદિ ૩ ગુરુવારે અર્ધી રાત વીતી જતા જીવત સમાધિ ધારણ કરી

ભાણુ સાહેબને ચાલીસ શિષ્યોનો મોટો પરિવાર હતો. એ બધા સાથે જ ફરતા હોવાથી એમનો પરિવાર 'ભાણુ ફોજ'ના નામે ઓળખાતો. આ નીચેનું ભજન 'ભાણફોજ'ના મુખ્ય મુખ્ય સંતોનો પરિચય આપે છે.

## ભાણુ ફોજ

સુન અનહદ કા શોર, ભાણુ ફોજ નિર્ભય ચડી,
પ્રથમ કુંવરજી સરદાર, ગુરૂ સે ગુરૂગમ જડી.
રવિરામ રણકાર, નામ કી નોબત ગડી,
જીવણદાસ જુગ–જીત, મંછા કી તોડી કડી.
ખરો ખેલ ખીમદાસ, સુરત જઈ બ્રહ્મમાં ભળી,
ઉદાસી ઓંકાર, ભજન કી લાગી ઝડી.
સત નામી શામદાસ સુરત નિશાને ચડી,
કર જોડી 'કૃષ્ણદાસ' કહે, ભાણુ ફોજ નિરખે ચડી.
શંકરદાસ સનમુખ રેવે, માધુ મંગળ ગાવે,
નિર્ગુણ ચરણદાસ, હરિદાસ શંખ બજાવે.
દયાળદાસ દિલમાંય, કમળ કા નાદ સુનાવે,
ગરીબદાસ ગુલતાન, પ્રેમ સે કાવડ ફિરાવે.
હરખ–શોક દો હાર કે, સંત ચરણ રજ ચડી,
કર જોડી 'કૃષ્ણદાસ' કહે, ભાણુ ફોજ નિરખે ચડી.

ભાણુ સાહેબ સાદા, સીધા અને નિરભિમાની હતા. એમનાં ભજનોમાં પણ એ સાદાઈ દેખાઈ આવે છે. "ભણે લોહાણો ભાણો" એ માદો શબ્દ–પ્રયોગ ગુજરાતના ભજનિકો કદી ભૂલવાના નથી. એમનું એક ભજન એમની ભજન–પ્રસાદી તરીકે અત્રે આપવામાં આવે છે.

## રામ ભજી લે રાણા !

મન તું રામ ભજીલે રાણા, કરી લે ગોવિંદ ગુણના ગાણા. ટેક૦
ખોટી માયાની ખબરું ન પડી, કળ વિના કૂટણા,
જૂઠી માયાથી ઝગડો માંડ્યો, બળ કરી બંધાણા. મન૦
કૂડિયા તારે કામ ન આવે, ભેળા નાʼવે નાણા,
હરામ માયા હાલી જાશે, રહેશે દામ દટાણા. મન૦
કુણપ વિણુ નર કૂડા દીસે, ભીતર નહિ ભેદાણા,
હરિ વિનાના હળવા હીંડે, નર તે ફરે નિમાણા. મન૦
સો સો વરસ રહે સાંયરમાં, ભીતર નહિ ભીંજાણા,
જળનું કંઇ પણ જોર ન ચાલ્યું, પલળ્યા નહિ એ પાણા. મન૦
તારા–હરિચંદ 'તું હી તું' જપતા, રોહીદાસ રૂંધાણા,
દીક્ષા લઇ દાતાર ચાલિયા, તારા રાણી વેચાણાં. મન૦
રાવણ સરખા રહ્યા નહિ ને, ઇન્દ્ર જેવા અલપાણા,
જરાસંધ તો જતા રહ્યા ને, કૌરવ બહુ કૂટાણા. મન૦
સંચી માયા સંગ્રહ કરીને, નાદે ભરિયા નાણા,
મુઆ પછી મણધર થઇ બેઠા, તાપે રાફ રૂંધાણા. મન૦
અસંખ્ય તો અવતાર ધર્યા ને, ભવો ભવ ભટકાણા,
જરા મરણને જીત્યો નહિ, પણ લોભ ન ગયો લુવાણા. મન૦
પળી ફરી પણ વરતી ન ફરી, બોલ નહિ બદલાણા,
છબી ફરી પણ ચાલ ફરી નહિ, ભ્રાન્તિ ગઇ નહિ ભાણા. મન૦



# રવિ સાહેબ

રવિ સાહેબનું નામ ભજનોના સાહિત્યમાં આખા વિશ્વને અજવાળતા રવિ જેમ ઝળહળતું પ્રકાશમાન છે. રવિ સાહેબ સંત, ભક્ત અને કરુણાપૂર્ણ કવિ હતા. એમણે બોધ–ચિંતામણી, આત્મલક્ષ–ચિંતામણી, રામગુંજાર–ચિંતામણી વગેરે અનેક રચનાઓ તૈયાર કરેલ છે. એમના ભજનો અને સાખીઓ પુષ્કળ પ્રમાણમાં છે. રવિ સાહેબ અને ખીમ સાહેબની પ્રશ્નોત્તરી પણ ખૂબ સમજવા જેવી છે. એમની વાણી ઉચ્ચ કક્ષાની અને અંતરમાં આરપાર ઊતરી જાય એવી હૃદયવેધક અને વજનદાર છે. ગુરુ, બ્રહ્મજ્ઞાન, જગત, કાયા, આત્મા, યોગ વગેરે વિષયોની આસપાસ સુંદર અને વિપુલ પ્રમાણમાં તેઓ ગુજરાતની પ્રજાને ભજન–સાહિત્યની ભેટ આપી ગયા છે.

રવિ સાહેબનો જન્મ ગુજરાતના આમોદ તાલુકાના તણછા નામે ગામમાં શ્રીમાળી વૈશ્ય જ્ઞાતિમાં વૈષ્ણવ સંપ્રદાયના વલ્લભ કુળમાં સંવત ૧૭૮૩ના વૈશાખ સુદિ ૧૫ ગુરુવારે થએલો. એમના પિતાનું નામ મંછારામ અને માતાનું નામ ઇચ્છાબાઈ હતું. બાલ્યકાળથી જ એમના અંતરમાં વૈરાગ્યનું બીજ રોપાઈ ગયું હતું. એમનું સંસારનું નામ રવજીભાઈ હતું. રવિ સાહેબના હૃદયની ભક્તિ પર ચડી ગએલા વ્યવહારના પડને દૂર કરનાર એક મહા પુરુષનો એમને ભેટો થઈ ગયો. આ મહા પુરુષનું નામ હતું ભાણ સાહેબ.

આ ભાણ સાહેબ તણછા ગામના રવજી વણિકને ભેટી જતાં તેના અંતરનાં તાળાં ઊઘડી ગયાં. મનની વૈશ્યવૃત્તિ નષ્ટ થઈ ગઈ.

હૃદયમાથી પ્રભુભક્તિ અને પ્રેમરસનો અવિરત પ્રવાહ વહેવા લાગ્યો. રવિ સાહેબનું ભજન-સાહિત્ય સાગર-વિશાળ છે. એમની વાણીમા ભારોભાર દર્દ અને પ્રેમ ભરેલા છે.

માનવ શરીરની રચનાને એક બંગલાની રચના સાથે સરખાવીને રવિ સાહેબ કહે છે કેઃ—

તન બંગલે કા કિયા કમઠાણાજી;
સો હી કારીગર ન્યારા હે. તન૦
ઓહંકાર કી ઈંટ લગાઇ જી,
સોહંકાર કા ગારા હે;
ચેતન ચૂના માંહી માયા કા મસાલા જી,
રંગ લગા રણુકારા જી. તન૦
પાંચ કડીઆ ને પચ્ચીસ મજૂરા જી,
તીન લગા સૂતારા હે;
તીન સો સાઠ વાકું ચીરા બંધ બાંધ્યા જી,
અસલ ધાતુ કા ઢાલા હે. તન૦
નવ દરવાજા દશમી બારી જી,
નવ લખ જાળીઆ અપારા હે;
ઉપર બેઠક નીચે કચેરી જી,
ચંદ્ર-સૂરજ ઉજિયારા હે. તન૦
પાંચ ચોર ખબર કરી રાખો જી,
ચાર હે ચોકી દારા જી;
સુન મંડલ મેં સેજ બિછાઇ જી,
અલખ પુરૂષ કા દીદારા હે. તન૦

અધર તખત પર આપ બિરાજે જી,
ઝલમલ જ્યોતિ ઉજાલા હૈ,
કહે 'રવિદાસ' ગુરૂ ભાણ પ્રતાપે જી,
ભવસાગર કા તારા હૈ. તન૦

શરીરરૂપી બગલામા અજબ કારીગરી કરેલી છે. એનો કારીગર પણ જૂદો જ છે એમા સોહમની ઈંટો અને સોહમનો ગારો છે. ચૈતન્યરૂપી ચૂનો અને માયારૂપી જુદી જુદી જાતનો મસાલો છે. ગણુંકાર નાદનો એમા રંગ લગાવેલ છે

પાંચ જ્ઞાનેન્દ્રિયરૂપી કડીઆ અને પચ્ચીસ કર્મેન્દ્રિયરૂપી મજૂરો એમા કામ કરી રહેલ છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનરૂપી ત્રણ સુતારો છે. વરસના ત્રણસો સાઠ દિવસરૂપી એને બંધ બાંધેલ છે. આખો બંગલો અમન ધાતુનો ઢાળેલો છે.

નવ દરવાજા અને દશમી બારીરૂપ એમા માર્ગો છે. નવલાખ છિદ્રોરૂપી જાળીઆ છે રાજાની બેઠક મસ્તકમા ઉપર છે નીચે હૃદયરૂપી કચેરી છે ચંદ્ર–સૂર્યરૂપ બે આંખોનો એમા પ્રકાશ છે

શબ્દ, રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ પાંચ ચોરથી ચેતતા રહેવાનું છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપરૂપી ચાર ચોકીદાર છે મસ્તકમા આવેલ શૂન્ય–ચક્ર, જ્યા યોગીઓ જીવાત્માને લઈ જાય છે ત્યા અલખ પુરૂષ અર્થાત પરમાત્માના દર્શન થાય છે

અધર તખ્ત અર્થાત શૂન્ય મંડળમા–સમાધિ ધ્યાનમા–આત્મા પોતે બિરાજે છે એની ઝળહળતી જ્યોત પ્રકાશ આપે છે ભાણ ગુરૂના પ્રતાપથી રવિ સાહેબ કહે છે, કે એ બંગલો ભવસાગરથી તારનાર છે હવે અનહદ નાદનું એક બીજું ભજન જોઈએ

## અનહદ નાદ

ધર અધર સે અવાજ કૈસા હોતા જી ?
બિન દારૂ વો ઉડાતા હૈ;
બંદૂક નોતી વાકું ગજ પણ નોતા જી,
બિન ગોળી મર જાતા હૈ. ધર૦

કૌન ભરતા ને કૌન ઉડાતા જી,
કૌન નિશાન ડેરાતા હૈ;
સોહં ભરતાને સોહં ઉડાતા જી,
નિરલે નિશાન ડેરાતા હૈ ધર૦

વોહી અવાજ કોઇ જ્ઞાની નર સુનતા જી,
સમજ સમજ સુખ પાતા હૈ;
કહે 'રવિદાસ' ગુરૂ ભાણ પ્રતાપે જી,
શબ્દ મેં સુરતી મિલાતા હૈ. ધર૦

યોગી લોકો વિશ્વવ્યાપી અનાહત નાદ અર્થાત અનહદ નાદનું જે મહા સંગીત શ્રવણ કરીને મઝા માણે છે, એ વિશ્વવ્યાપી નાદનું આ ભજન છે. એ નાદ અધરથી ઉપડે છે અને દારૂ, બંદૂક કે ગજ વગર નિશાન પાડી દે છે.

સોહમ્ અને સોહમ્ અર્થાત શ્વાસોચ્છ્વાસથી એ નાદ બગાય છે અને ફેલાય છે કશા ભાર વગર એ નિશાન તાકી દે છે.

આ અનહદ નાદને કોઇ જ્ઞાની પુરૂષ જ સાભળે છે અને સમજી સમજીને આનંદ માણે છે. ભાણ ગુરૂના પ્રતાપથી રવિ સાહેબ કહે છે, કે સુરતી અર્થાત શબ્દના અનાદિ બ્રહ્મસંગીતની તાનને યોગી પુરૂષો પોતાના જીવનમાં મિલાવી દે છે.

ભજન–સાહિત્યમાં 'શબ્દ'નું ખાસ મહાત્મ્ય છે. 'શબ્દ' એટલે નિઃસીમ આત્માનંદ–અનાદિ અનંત બ્રહ્મસંગીન. સાચા સંતને જ એની પ્રાપ્તિ થાય છે. પ્રભુની પ્રેમ–સાધનાથી પ્રકટતા અસીમ આનંદનો એ પારિભાષિક શબ્દ છે. સમસ્ત બ્રહ્માંડની ઉત્પતિ પણ 'શબ્દ' દ્વારા થએલી માનવામાં આવે છે.

ખીમ સાહેબના પુત્રનું નામ ગંગારામ હતું. આ ગંગારામ રવિ સાહેબના શિષ્ય હતા. સંવત ૧૮૩૭માં ગંગારામ કચ્છના સાપર તે હાલના રાપર ગામે આવ્યા અને ત્યાં રવિ–ભાણ સંપ્રદાયની ક્રાગમની ગાદી સ્થાપી.

સંત રવિ સાહેબની પ્રભુ–પ્રેમ–પ્રસાદીરૂપ, એમનાં થોડાંક ભજનો અહીં આપવામાં આવે છે.

### ચરખો

સુરતે સુરતે નિરખો, એના ઘડનારાને ઓળખો,
આ કોણે બનાવ્યો ચરખો ? ટેક૦
આવે જાવે એ બોલાવે, જ્યાં જોઉં ત્યાં સરખો,
દેવળ દેવળ કરે પુકારા, પારખ થઇને પરખો. આ૦
ધ્યાન–ધૂન મેં જોત જલત હૈ, મટયો તિમિર અંતર કો,
એ અજવાળે આગમ સૂઝે, ભેદ જડયો ઉન ઘર કો. આ૦
પાંચ તત્વ કા સાજ બનાયા, ખેલ ખરો ઇન નર કો,
પવન પૂતલી રમે પ્રેમ સે, નેન ઉઘાડી નિરખો. આ૦
'રવિરામ' ખોલ્યા પડદા ખોલ્યા, ગુલામ મેં ઉન ઘર કો,
એ ચરખાની આશા ન કરશો, ચરખો નહિ રહે સરખો. આ૦

× × ×

## શબ્દ-હીરલા

હરિજન હીરલા જાણે શબ્દ કોઈ,
નુરીજન વિરલા જાણે હો........જી
દીધો શબ્દ પણ કાન ન ધરિયો, ઠરિયો નહિ ઠેકાણે,
ભૂલવણીમાં હાલે ભટકતો, કીધા કરમ પરમાણે. શબ્દ૦
પરનારીસે પ્રીત બંધાણી, વિષયોના રસ માણે,
મરી મરીને ફરી અવતરિયો, લખ ચોરાશી ખાણે. શબ્દ૦
મૂરખ નરને હીરલો લાધ્યો, ઓળખ્યો નહિ એંધાણે,
પારખ વિનાનો પડ્યો પાદરમાં, પથરાને પરમાણે શબ્દ૦
ક્ષુધારથીને ક્ષુધા વ્યાપી, ભોજન ભરિયા ભાણે,
ઊગ્યા પછી એને રહ્યું અંધારું, વળી ન સૂઝયું વા'ણે. શબ્દ૦
સીધે મારગ સંત ચલાવે, નુગરા આડા તાણે,
'રવિરામ' કહે કહ્યું ન માને, જરૂર જમને બાણે. શબ્દ૦

× × ×

## શબ્દુંનાં બાણ

સતગુરૂએ અમને, માર્યાં છે શબ્દુંનાં બાણ
નામ તો જપી લે નિરવાણ. ટેક૦
નાનાં હતાં તેદી ભેળાં રમતાં વહાલા,
તે દહાડાની છે ઓળખાણ. સત૦
આંવડવી આવીને ઉર પર લીધાં વહાલા,
પ્રેમે તો વીંધાણા મારા પ્રાણ. સત૦
માંડવી જઈને અમે દાણ ચૂકાવ્યાં વહાલા,
દાણીડો માગે મહીનાં દાણ. સત૦

બાવન અક્ષરથી તો બારો બોલે વહાલા,
પૂછી જુએ, વેદ—પુરાણ. સત૦
કહે 'રવિદાસ' સંતો ભાણ પ્રતાપે વહાલા,
નેણાં માં ગડે રે નિશાન. સત૦

× × ×

## સદ્દગુરૂ

એવા સદ્દગુરૂ, નોધારાના આધાર,
એકલના બેલી રે, ભાંગ્યાના ભેરૂ રે હો........જી
શ્રીકૃષ્ણ જેદી દડે રમવા ચાલ્યા તેદી,
ભૂપત સઘળા એના ભેરૂ,
દડૂલો દોટાવીને જમનામાં નાખ્યો તેદી,
નાથ નાથી લાવ્યા એરૂ રે. એવા૦
હરિ હરણાકંસ હાથે વરોધ્યો તેદી,
ભક્ત પ્રહલાદ એના છોરૂ,
પ્રહલાદ કારણ થંભ ધખાવ્યા તેદી,
ધખાવ્યો એવો લઇ હાર્યો રે. એવા૦
સતી દ્રૌપદીનાં ચીર જ તાણ્યાં તેદી,
દુષ્ટ દુઃશાસન એના વેરૂ,
નવસો નવાણું ચીર જ પૂર્યાં તેદી,
એક ઉતારી બીજાં પેર્યાં રે. એવા૦
કોયલા ભગતે પગના કટકા કીધા તેદી,
ધ્યાન એકાંતે ધર્યું,
દર્શન કારણ દયા કીધી તેદી,
મંદિર મુરારીએ ફેર્યું રે. એવા૦

આગે તો સંત તમે અનેક ઓધાર્યો,
મુજ પર કરજો હવે મેરૂં,
કહે 'રવિદાસ' સંતો ભાણ પ્રતાપે,
ભગવત થાજો મારા ભેરૂ રે. એવા૦

× × ×

## વાતડી

સખી ! સાંભળને કહું એક વાતડી,
દહાડો અનુપમ દીઠો રે;
મને સતગુરૂ શબ્દ સુણાવિયો,
સાંભળતાં લાગે મીઠો રે. ટેક૦
સખી ! ભાંગી દિલ કેરી ભ્રાંતડી,
પરમાતમ જોયા પરખી રે;
સખી ! નેણે નિરખ્યા મારા નાથને,
મિટ ગઈ અંતર તરસા રે. સખી૦
સખી ! શું રે કરૂં હવે સાધના ?
સુરતા હરિમાં સંધાણી રે;
સખી ! જ્યાં રે જોઉં ત્યાં સાથમાં,
વહાલાને વચને બંધાણી રે. સખી૦
સખી ! ઊંચે જોઉં તો અસમાનમાં,
હેઠે જોઉં તો હરિ હેઠા રે;
સખી ! સૂતાં જોઉં તો સળકે સોડયમાં,
બેસી જોઉં તો હરિ બેઠા રે. સખી૦

સખી ! પરણી પિયુજીને પ્રીછવે,
કુંવારી કંથમાં શું જાણે રે ?
સખી ! કુંવારી તો રમે ઢીંગલે,
મેરમને શું માણે રે ? સખી૦
સખી ! પરણી પિયુજીની પ્રીતડી,
મહિયરીએ નવ કહીએ રે;
સખી ! પોતે જણાયે પ્રીતડી,
લોચનિયામાં એને લહીએ રે. સખી૦
સખી ! ગંડુડી ઘર ચલવે નહિ,
પિયરિયે શું મહાલે રે ?
સખી ! ચિત્ત ફરે જેનું ચાકડે,
તે શું પિયુને ઠારે રે ? સખી૦
સખી ! મેલી મરજાદા જે મલ્યાં,
છત રહે નહિ છાની રે;
સખી ! ભાણ ચરણ ' રવિરામ ' કહે,
મેરમને મન માણી રે. સખી૦

× × ×

### હરદરિયામાં

હર દરિયામાં હંમેશ નાતા, કાદવમાં કપડાં કયું ધોતા ? ટેક૦
શ્રાધ સરાવતાં બહુ જુગ વહી ગયા, મૂવા પીછે સુખ નહિ જોતા,
આયા પુરૂષ કો આદર ન દેતા, મૂવા બાપ કો કયું રોતા ? હર૦
ઊગે ત્યાં તો કબહુ ન વાવે, કલર મેં બીજ જઈ બોતા,
ખાવે પીવે ને મારે ખાસડે, માલ ખરા મૂરખ ખોતા. હર૦

આંબા વ્રખની છાયા છોડ કર, આક–ધતૂરે આસન કયું દેતા?
હંસ સભામેં કબહુ નં બેઠા, બગલા સાથે ખાવે ગોથા. હર૦
પરત્રિયા સાથે પ્રીતડી કરતા, કૂડી નજર કરી કયું જોતા?
ઘેર પતિવૃત્તા નાર પદમણી, ગુણકા સે મન કયું મો'તા? હર૦
કરી લે બંદગી સાચા સાહેબની, અમર રેવે તેરા તોતા,
કહે 'રવિરામ' ગુરૂ ભાણ પ્રતાપે, એ અવસર ફેર નહિ હોતા. હર૦

× × ×

## કૈસા ખેલ મચાયા હૈ?

દેખો કુલ ફકીર વૈરાગી, કૈસા ખેલ મચાયા હૈ?
મૂળ કમળ કું દઢ કરી બાંધા, પવન ગગન પર છાયા હૈ,
નાભી કમળ બીચ કિયા નિવાસા, સોહમ્ તાર મિલાયા હૈ.
સુખમણા સાસ અજંપા દોરી, બિન બાદલ બરસાયા હૈ,
ચમકે બીજ મોતી ઝર લાગી, દિલ દરવેશ દરસાયા હૈ.
ઈંગલા, પિંગલા સુખમણા સાધી, ગંગ જમનબીચ આયા હૈ,
ત્રિકુટી સંગમ તાર મિલાયા, નિરમલ નીરે નાયા હૈ.
ઝળહળ જયોત અખંડિત ઝળકે, અનહદ નાદ બજાયા હૈ,
બ્રહ્માંડ ફોડ કે આયા મેદાના, તકિયા એક ટેકાયા હૈ.
નૂર નૂર વહાં કુછ ભી નાંહી, મહાપદ મન બંધાયા હૈ,
કહે 'રવિરામ' સદ્‌ગુરૂ જૈસા, નામ અનાદિ પાયા હૈ.

× × ×

યોગશાસ્ત્રમાં પ્રાણવાયુની ત્રણ નાડીઓ બતાવવામાં આવેલ છે. ઇડા અથવા ઇંગલા, બીજી પિંગલા અને ત્રીજી સુષુમણા. જ્યારે નાકના જમણા નસકોરામાંથી શ્વાસ વહેતો હોય ત્યારે ઈંગલા નાડી

ચાલતી ગણાય, ડાબામાંથી વહેતો હોય ત્યારે પિંગલા ચાલતી ગણાય અને બંને બાજુથી સમ પ્રમાણમાં શ્વાસ વહેતો હોય ત્યારે સુષુમણા ચાલતી ગણાય છે.

## આંટીલા

આંટીલા આંટી નવ છોડે, ખેલ કરે સબ દિલ ખોટે–ટેક૦
ઘી–સક્કર કગવા કો ચુગાવે, ઊડી ચાંચ નરક ઓટે,
મુક્તાફલ બગલે કો ચુગાવે, લે મછલી પગકી દોટે.
આંટીલા૦

બિલ્લી કું મોદક ખિલાવે, મૂષ ગ્રહે મુખ મેં ચોટે,
ગર્દભ કું ચંદન ચર્ચત ફિર, રાખ-ધૂળ મેં જઈ લોટે.
આંટીલા૦

ભોરીંગ કું પય પાય પ્રીત કર, ઝેર અંગથી નવ છૂટે,
સેજ–પલંગ પર કુત્તા સુવાવે, લઇ હાડ બેસે ઓટે.
આંટીલા૦

કપટી મીઠી વાણી બોલે, મનમાં હી વિખડા ઘૂંટે,
સદ્ગુરૂ કા શબ્દ નહિ માને, મોહ જાળ કહો કેમ તૂટે ?
આંટીલા૦

પરમાતમ પરગટ નહિ સૂઝે, જઇ મંદર માથું ફૂટે,
કહે 'રવિદાસ' સદ્ગુરૂ કયા કર હી, કુબુદ્ધિ મારગ એ લોટે.
આંટીલા૦

× × ×

## જુગ કી પ્રીત

સુન પરદેશી વચન હમારા, જુગ સે પ્રીત કછુ નહિ કરના.
જુગ સે પ્રીત કિયે પસતાવા, હરિ ભજન હિરદે ધરના,
કરલે બંદગી સબ છલ છાંડી, લોકવાદ સે નહિ ડરના. સુન૦
રામ હૈ તેરા તૂ હી રાઝકા, રમતા રામ તરન તરના,
સદ્‌ગુરૂ શબ્દે લગે સમાધિ, પદ્‌માસન કુંભક કરના. સુન૦
હો અસવાર ઉતર ભવપારા, સુરતે નિરખ ગુરૂ પદ રચના,
પૂરવ કી ગંગા પચ્છમ ઉલટાઇ, બીજત પૃથ્વી ગગન ઝરના. સુન૦
શુભ્ર પ્રકાશ ભયા સબ ઘટ મેં, એક હુવા જીના-મરના,
'રવિદાસ' પહોંચે ઉન દેશા, પહોંચે સદ્‌ગુરૂ કે ચરના. સુન૦

× × ×

## સદ્‌ગુરૂ

લગી પ્રીત સદ્‌ગુરૂ સાહેબ સે, સો કયું અટકે બ્રહ્મજ્ઞાની ?
સુરત શબ્દ કી સીડી પકડી, ચડા સેજ પર અસમાની,
હુવા પ્રકાશ પરમ સુખ પાયા, મુખ બોલ્યા અમૃત વાણી. લગી૦
જડિયા પ્યારા ઝલકયા તારા, અંતર ભાગ્યો અગનાની,
મિટ ગયા ડોલા ભીતર ખોલા, નિકસી હર હીરા ખાની. લગી૦
ત્રૂટા ઘાટા હુવા વિરાટા, ફૂટ્યા પાટ ફેલ્યા પાની,
ઉલટ્યા સિંધુ સભર ભરાના, એક દષ્ટિ ઐસી આની. લગી૦
દીના ડંકા અડગ અટંકા, કબહુ ન શંકા મન જાની,
કરી પરખિયા હરિ નિરખિયા, ઉન્હેં બાત મેરી માની. લગી૦
ડરૂં ન અબ મેં ખેલું સબ મેં, રમતા રબમેં જઇ ઠાની,
કહે 'રવિદાસ' મેદાન ન છોડું, હુઇ પાદશાહી પરવાની. લગી૦

## ફકીર

ફકીર ભયા જબ બલખ બુખારૂંકા, શિર પર ટોપ હજારૂં દા,
ઇતના છોડ કર લીની ફકીરી, ધન ધન અકલ વખાણું દા. ટેક
જિનકે આગે ફોજાં ચલતી, લશ્કર લક્ષ અઢારૂં દા,
સોઈ નર જંગલ ફિરને લાગા, પેદલ પાંવ ઉઘાડું દા.
ફકીર૦
બત્રીસ ભાત કા ભોજન જમતા, મેવા દ્રાખ મિઠાઇયું દા,
સોઇ નર ટુકડા ચાવન લાગે, વાસી સાંજ સવારૂં દા.
ફકીર૦
ફૂલાં હુંદી સેજ બિછાવત, કલીએ કલી રંગ ન્યારૂં દા,
સોઈ જમીં પર લોટન લાગે, કંકર કોન બુહારૂ દા ?
ફકીર૦
સવા ટાંક ભર જામા પહેરતા, દરપન મેં મુખ ન્યારૂં દા,
સોઇ ગોદડી ઓઢન લાગા, આધ મણુ ભાર કંથાયું દા.
ફકીર૦
કરી લેને બંદગી સાચા સાહેબ કી, મૌલા પ્રેમ પિછાનું દા,
કહે 'રવિદાસ' ગુરૂ ભાણુ પ્રતાપે, મલિયા પીર અખાડું દા.
ફકીર૦

ભજન સાહિત્યના મહાસાગર સમાન સંત રવિ સાહેબનું કાઠિયાવાડના વાંકાનેરમાં અવસાન થયું. એમના મૃત દેહને વાંકાનેરથી ખંભાળીઆ લઈ જવામાં આવ્યો અને ત્યાં એમને સમાધિ આપવામાં આવી. રવિ સાહેબનાં ભાવવાહી ભજનો એમના નામને લોકહૃદયમાં સદાને માટે અમર રાખવાને પૂરતાં છે.



## ખીમ સાહેબ

ખીમદાસ એ ભાણ સાહેબના પુત્ર હતા. વૈરાગ્યનું તત્ત્વ બાલ્યકાળથી જ એમના હૃદયમાં રોપાઇ ગયું હતું. પુત્રની ભાવનાશીલતા અને ભાવિકતાના છોડને પિતાએ પ્રભુભક્તિના જળનું સિંચન કર્યું. પરિણામે ખીમદાસજીનું જીવન દિનપ્રતિદિન પ્રભુભક્તિના પાકા રંગે રંગાતું રહ્યું.

એક કુશળ કલાકાર જેમ ઉત્તમ કોટીના હીરાને સરાણ પર ચડાવીને તેને પ્રકાશમાન બનાવી દે, તે જ પ્રમાણે ભાણ સાહેબે એક વખતના વ્યાજખાઉ રવજી વણિકને સંત મહાત્માની ઉચ્ચ ભૂમિકા પર સ્થિત કરી દીધા. રવજી શાહમાથી એ રવિ સાહેબ બની ગયા. એ જ રીતે એમના પોતાના પુત્ર ખીમદાસનો જીવનપથરો પણ એમને જ હાથે થવાનો હતો તે થવા લાગ્યો. ઈશ્વરભક્તિના અનેરા રંગ વડે રંગાયલા એક સંસ્કારી પિતાના સંસ્કારોની છાપ પુત્રના જીવન-પટ પર વધુ ને વધુ જામવા લાગી. રવિદાસ ભાણ સાહેબના શિષ્ય હતા અને ખીમદાસ ભાણ સાહેબના પુત્ર હતા. રવિદાસ અને ખીમદાસ બંને ભાણ સાહેબની ભાણ ફોજમાં એમની સાથે જ રહેતા.

રવિદાસમાં રહેલા એક મહાન ભક્તાત્માનો ભાણ સાહેબે અનુભવ કરી લીધો હતો. આજનો રવિદાસ આવતી કાલનો એક સંતપુરુષ પાકવાનો છે, એ વાત ભાણ સાહેબના લક્ષ બહાર ન હતી. આ કારણથી એ રવિ સાહેબનું બહુમાન કરતા. પોતાના પુત્ર ખીમદાસ

કરતા પણ રવિદાસનું એ વિશેષ માન જાગતા આ જોડને ક્યારેક ખીમદાસના મનમા ઈર્ષામાનની એકાદ રેખા ઝબકી જતી પરંતુ જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ રવિદાસ આશ્રયથી લઈ રહેના આશ્રયક્ષની માફક વધુ ને વધુ વિનમ્ર બનતા જતા હતા ખીમદાસને પણ થોડા જ વખતમા ખાતરી થઈ, કે રવિદાસ એક સાચા સંત મહાત્મા છે પછી તો ખીમદાસના અંતરમા ઈર્ષાનુ નામ-નિશાન પણ રહ્યું નહિ ઊલટું રવિદાસ પ્રત્યેનું એમનુ માન દિવસે દિવસે વધતુ ગયુ ખીમદાસ એમના અંતરમા ઊગતી અનેક શંકાઓ રજુ કરતા, પ્રશ્નો પૂછતા અને રવિ સાહેબ એ પ્રશ્નોના પ્રત્યુત્તર આપતા ખીમ સાહેબ અને રવિ સાહેબની ભજનવાણીમા જ એક મોટી પ્રશ્નોત્તરી છે

ખીમ સાહેબના રચેલા અનેક ભજનો કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના ભજનિકોને કંઠસ્થ છે આ રહી એમના ભજનોની થોડીક પ્રસાદી —

## નામની માળા

સંતો ! ફેરો નામની માળા,
તેરા કટે જનમ-જંજાળા સંતો૦
ગુરુગમ કેરી કૂંચી કર લે, ખુલે મોહ કા તાળા,
ઇ તાળાને દૂર કરો તો, ઘટ ભીતર અજવાળા. સંતો૦
આ કાયામા પરગટ ગંગા, શીદ ફરો પગપાળા ?
એ ગંગામા અખંડ નાહો, નાહો મત નદીયું-નાળા. સંતો૦
આ દિલ અંદર બુદ્ધિ સમંદર, ચલત નાવ ચોધારા,
ઇ રે નાવમા હીરા-માણેક, ખોજે ખોજનહારા સંતો૦
સમરણ કર લે પ્રતીત ધર લે, ચિત્ત મ કર તું ચાળા,
'ખીમદાસ' ગુરુ ભાણ પ્રતાપે, હરદમ બોલે પ્યારા સંતો૦

આ ભજનમાં સેવાપૂજા અને તપ–તીર્થના ક્રિયાકાંડને બદલે હરિસ્મરણનો ટૂંકો માર્ગ બતાવેલ છે. હરિસ્મરણથી મોહનું તાળું તૂટી જાય છે અને અંતરમાં પ્રકાશનાં કિરણો ફૂટે છે. ખીમદાસજી કહે છે, કે ગંગાજી તો શરીરમાં જ છે, તો પછી ગંગાસ્નાન કરવા માટે આટલો લાંબો પ્રવાસ શા માટે ખેડવો જાઇએ? આંતર-શુદ્ધિ એ જ પવિત્ર ગંગાસ્નાન છે. તમારા દિલમાં જ બુદ્ધિરૂપી મહા સમુદ્ર છે. તેમાં વિચારરૂપી વહાણો ચાલે છે. ખોજ કરનારા એ સમુદ્રમાંથી હીરા–મોતી શોધી શકે છે.

ખીમ સાહેબની દૃષ્ટિમાં વિશ્વપ્રેમનો પ્રકાશ હતો. લોકો કહેતા, કે એની આંખમાં નૂરનો દરિયો છલકાય છે.

રામવાવ ગામના ત્રિકમ નામના એક હરિજનને પોતાના શિષ્ય તરીકે સ્થાપીને એમણે પોતાના વિશ્વપ્રેમને પ્રકટ સ્વરૂપ આપી દીધું હતું. ખીમ સાહેબના સંત–જીવનની આ એક મહાન સિદ્ધિ હતી. જે સમયમાં જનતાને હરિજનો પ્રત્યે અથાગ ઘૃણા અને નફરત હતી, તે સમયમાં જરા પણ સંકોચ સિવાય એક અછૂત–ચમાર જાતિની વ્યક્તિને પોતાનો શિષ્ય બનાવી લેવો, એ નાની વાત નથી.

એક વખતના એ હરિજન ત્રિકમ પણ આગળ જતાં ત્રિકમ સાહેબના માનનીય નામથી પ્રખ્યાત થઈ ગયા. એમની સમાધિ આજે પણ કચ્છ–રાપરના દરિયાસ્થાનમાં મોજુદ છે. દર વરસે ચૈત્ર સુદ બીજના દિવસે ત્યાં મોટો મેળો ભરાય છે. એ દિવસે કોઈપણ હરિ-જનને દરિયાસ્થાનમાં દાખલ થવાની મનાઇ કરવામાં આવતી નથી. ત્રિકમ સાહેબના જીવન–વિકાસનો યશ ખીમ સાહેબને ફાળે જાય છે. અત્રે ખીમ સાહેબની ભજન પ્રસાદીનો થોડો વધુ નમૂનો આપ-વામાં આવે છે.

અબ તો આત્મ-હીરલા પાયા, હરિચરણે ચિત્ત લાયા. ટેક૦
ઘર મેં માલ અમુલખ ભરિયા, જુગતે જોગ કમાયા,
જન્મ સુધારણ સદ્‌ગુરુ ભેટયા, નવલા ઘાટ ઘડાયા. અબ૦
તેરે તનમેં તખ્ત બિરાજે, અગમ ભૂમિ પર આયા,
ઝલકે જ્યોતિ નૂર અપારા, મેરમ મહીં ઠરસાયા. અબ૦
આવન-જાવન અષ્ટ કમલ મેં, નુરત સુરત લે લાયા,
શૂન્ય કે પાર નિરંતર દેખા, ચેતન સિંધુ સમાયા. અબ૦
પૂરણ બ્રહ્મ પૂરવની પ્રીતે, સહજ સોહમ્ ઘર પાયા,
'ખીમદાસ' સત ભાણ પ્રતાપે, ઠીક ઠોર ઠહરાયા. અબ૦

× × ×

## કચ્છી કાફી

હો રામૈયા ! તોજા રંગ ઘણા રે, વેરે વેરે કુરબાન.
સોર સો ગોપી રાસ રચે તો, કેસર ભીનો કાન,
જિત જેડો તિત તેડો, સુંજો મનડો થ્યો મસ્તાન. હો૦
રાવણ મારે વિભીષણ થાપ્યો, હરણા કંસ જી હાણ,
પ્રેલાદજી પણ પત રખે તો, ગજ-ગુણિકા વેમાન. હો૦
સુખ જો કર્તા દુઃખ જો હર્તા, નાલો વડો નિશાન,
ભક્ત ઓધારણ ભૂધર વાલો, મેટે ચારે ખાણ. હો૦
સંત ઓધારણ અસુર સંહારણ, વદ્દી લગેતી વાણ,
'ખીમદાસ' સત ભાણ પ્રતાપે, હુવે ન તોજી હાણ. હો૦



# મોરાર સાહેબ

મોરાર સાહેબ અસલમાં રાજવંશી પુરુષ હતા. મારવાડ પાસે આવેલા થરાદ પ્રદેશના વાઘેલા રાણાના વંશમાં સંવત ૧૮૧૪ માં એમનો જન્મ થયો હતો. એમનું મૂળ નામ માનસિંહજી હતું. એમના પિતાને બે રાણીઓ હતી. પિતાના અવસાન પછી એમનો ઓરમાન ભાઈ ગાદી પર આવ્યો. એમના એ ઓરમાન ભાઇની કપટકળાથી ભયભીત બનીને એમનાં માતુશ્રીએ એક દિવસ પોતાના વતન થરાદમાથી સદાને માટે વિદાય લીધી. જરૂરી વસ્તુઓ સાથે લઇ, ઊંટ પર સવાર થઇ, પોતાનાં બે બાળકો–કુંવર અને કુંવરીને સાથે લઇને થરાદથી ઊપડી નીકળ્યાં. થોડા દિવસમાં સૌ હાલારના લતીપુર ગામે આવી પહોંચ્યાં અને ત્યાં જ રહેવા લાગ્યાં. કુંવરીની યોગ્ય ઉંમર થતાં તેનાં લગ્ન પણ ત્યાં જ કરી દેવામાં આવ્યાં. પરંતુ મોરાર સાહેબનું મન તો સંસારમાંથી ક્યારનું યે ઊઠી ગયું હતું. એ સમયમાં રવિ સાહેબનાં ભજનો કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતમાં ખૂબ ગવાતાં હતાં. મોરાર સાહેબના ભાવનાશીલ હૃદયપર પ્રેમ–દર્દનાં આ ભજનોએ ઊંડી અસર કરી. રવિ સાહેબનાં દર્શન માટે એમનું મન તલપી રહ્યું હતું. એટલામાં એક વખત અચાનક રવિ સાહેબ ત્યાં આવી ચડતાં મોરાર સાહેબના આનંદનો પાર રહ્યો નહિ. દોડીને તે રવિસાહેબનાં ચરણોમાં ઢળી પડ્યા અને પોતાને દીક્ષા આપવા વિનંતિ કરવા લાગ્યા. રવિ સાહેબે આ નવ યુવકમાં રહેલ સંત હૃદયનાં દર્શન કરી લીધાં. એમણે જાણ્યું કે આ યુવક

એમની સંત પરંપરાને શોભાવે એવો થશે. એટલે મોરાર સાહેબે સંવત ૧૮૩૫ માં ૨૧ વર્ષની ઊગતી યુવાનીમાં રવિ સાહેબ પાસે કંઠી બંધાવીને દીક્ષા ગ્રહણ કરી. રાજ વૈભવની સુખ–સાહેબી ભૂલી જઈને ત્યાગી–વૈરાગીનું કઠોર જીવન જીવવા તૈયાર થઈ ગયા. રાજ-સુખમાં ઉછરેલો એક ઊગતો રાજકુમાર યોગી બની જાય, એ વાત એમનાં વિધવા માતુશ્રીને માટે અતિ દુઃખકર નીવડી. પરંતુ મોરાર સાહેબના અંતર પર ચડી ગએલો વૈરાગ્યનો રંગ હવે કોઈ રીતે ઊતરે તેમ ન હતું. પોતાના અંતર પર લાગેલી ચોટનું વર્ણન કરતાં મોરાર સાહેબ કહે છે કેઃ—

મારી લેહ તો ભજનમાં લાગી રે;
મૈયા ! મેરો મનવો ભયો વેરાગી રે !
સંસાર વહેવાર હું સરવે વીસરિયો,
બેઠો સંસારિયો ત્યાગી રે ! મૈયા૦
કામ ને કાજ મને કડવાં લાગે,
મનડાની મમતા ભાગી રે ! મૈયા૦
મંત્ર સજીવન શ્રવણે સુણિયો,
મોરલી મધુરી વાગી રે ! મૈયા૦
રજ 'મોરાર' ને રવિ ગુરૂ મળિયા,
મુક્તિ ચરણમાં માગી રે ! મૈયા૦

× × ×

મોરાર સાહેબના અંતરમાં વૈરાગ્યની કેવી પ્રબળ ભાવના જાગી ઊઠી હતી, તે એમના આ ભજન પરથી સહજ સમજી શકાય છે.

એક રાતે ચકવાથી વિખૂટી પડેલી ચકવીને પોતાના પ્રિયતમને પોકારતી સાંભળી, મોરાર સાહેબના હૃદયના તાર ડોલાયમાન બની

જાય છે અને એમના અંતરમાંથી દર્દભરી વાણીનો પ્રવાહ વહેવા લાગે છેઃ—

**ચકવી ! રેન પડે મત રોવે,**
અપને પિયા સું પ્રીત લગાઇ, ચરન–કમલ ચિત્ત પ્રોવે.
ચકવી૦
દો લખ જોજન ચંદ્ર રહે દૂરી, પોયણ પ્રફુલ્લિત હોવે,
ચકોર ચાહત ચંદ્ર–કિરણ કું, જીવનને નહિ જોવે.
ચકવી૦
કીટ સમુદ્ર રહત સ્વાતિ જલ, મોર બપૈયા મ્હોવે,
લગન 'મોરાર' ઐસી જો લાવે, પ્રીતમ પ્રીત ન બિછોવે.
ચકવી૦

મોરાર સાહેબની વાણીમાં પ્રેમ, દર્દ અને કરૂણાનો જાણે દરિયો છલકતો હોય એવું દેખાય છે. એમની વાણી સીધી હૃદય પર અસર કરી જાય એવી દર્દ ભરી અને વેધક છે. આ નીચે આપેલી એમની થોડીક કૃતિઓ પરથી એમની વાણીની વેધકતા સમજી શકાશે.

× × ×

**કેમ કરીએ ?**

કહોને ઓધાજી અમે કેમ કરીએ જી રે,
મનડા હેરાણાં તારી મોરલીયે;
વ્યાકૂળ થઇને અમે વનમાં ફરીએ,
'હરિ હરિ' મુખે ઓચરીએ. ટેક
નથી રહેવાતું ચિત્ત ચોરી લીધાં હો જી રે,
પ્રીતું કરીને પરવશ કીધાં;

વહાલા ! હીરના હિંડોળા બાંધી, હિંચોળ્યાં અમને રે,
હવે પત્થર પછાડો મા મહારાજ, ઘટે નહિ તમને રે.
વહાલા ! અમર પછેડો આજ, ઓઢાડયો અમને રે,
હવે ખેંચી લિયો મા મહારાજ, ઘટે નહિ હરિ ! તમને રે.
વહાલા ! આંગળીયે ઝાલી આજ, રમાડયાં છે અમને રે,
હવે તરછોડો મા મહારાજ, ઘટે નહિ તમને રે.
સાંભળો સંત રવિગુરુ ભાણ, ત્રિકમ બેડી તારો રે,
એવા 'મોરાર' કહે છે રે મહારાજ, ભવસાગર ઉતારો રે.

× × ×

## સંદેશો

કહેજો સંદેશો ઓધા ! શ્યામને, અમને તમારો આધાર રે,
નિરખ્યા વિના મારા નાથજી, સૂનો લાગે છે સંસાર રે. ટેક૦
દિન દિન દુઃખડા મારે અતિ ઘણાં, જોબન વહ્યો વહ્યો જાય રે,
ગોવિંદ વિના ઘેલી ગોપીયું, અગની કેમ 'ઓલાય રે ?
કહેજો૦

રૂત પલટી ને વન મોરિયાં,, બોલે બપૈયા રૂડા મોર રે,
પિયુ પિયુ શબ્દ સોહામણા, ચિત્તડું ન રિયે ઠોર રે.
કહેજો૦

જીવન ઓધાજી મારૂં જે થકી, અળગા કેમ રહેવાય રે ?
જલ વછોઇ જેમ માછલી, જલમાં રહે સુખ થાય રે.
કહેજો૦

બળેલને શું બાળીએ ? કૃષ્ણ ! વિચારો મન માંય રે,
દરદીને દુઃખડાં દઇશ મા, દરદ સહ્યું નવ જાય રે.
કહેજો૦

આ રે સંદેશો મજનારનો, વાંચીને કરજો વિચાર રે,
દર્શન દેજો રે 'મોરાર' ને, સંદેશો સમજી લેજો સાર રે.
કહેજો૦

× × ×

## આંબો

આંબો અમર છે રે સાધુ! કોક લોમ ને ભાવે. ટેક૦
ધરા તપાસી ધરતી ખેડાવો, કાલના ગુડા કઢાવો,
સત ધરમનું બીજ લઇને, વિગત કરી વવરાવો. આંબો૦
અકલ કલાથી ઘડો મંગાવો, હેતની હેલું ભરાવો,
નુરત સુરત દો ખડી પનિહારી, પ્રેમ કરી પવરાવો. આંબો૦
કાચ્યા મહોર તો કામ ન આવે, ફાલ-ફૂલ ખરી જાવે,
સદ્ગુરૂ નામના ટોયા બેસાડો, પરિપૂરણ પકવાવો. આંબો૦
ધ્યાન કરીને ધરા તપાસી, ભાણ સાહેબ છે ભેળા,
રજ 'મોરાર' ને રવિ ગુરૂ મળિયા, જેણે વરતી વેળા. આંબો૦

× × ×

## ગોવિંદ ગુણ ગાયા નહીં

રાગ–રામગ્રી

ગોવિંદ ગુણ ગાયા નહીં, આળસ આવી રે અભાગી,
અંતર ન ટળી આપદા, જુગતે જોયું ન જાગી.
જન્મ ગયો જંજાળમાં, શબ્દે લક્ષ ન લાગી,
ભજન તું ભૂલ્યો રામનું, મોહ મમતા ન ત્યાગી.
ધન જોબનના જોરમાં, બોલે આંખ ચડાવી,
સંત ચરણ સેવ્યાં નહીં, કર્મે કુબુદ્ધિ આવી.
અખંડ બ્રહ્મને ઓળખો, સુંદરી સદા રે સોહાગી,
'મોરાર' કહે મહા પદ મળે, મનવો હોય રે વેરાગી.

એને ચરણે અનેક નર સીધ્યા,
પ્રેમના પિયાલા પાયાને પીધા. કહો૦

દર્શન દો તો મારે દિવાળી હો જી રે,
વહાલા લાગો છો તમે વનમાળી,
ત્રિભુવન સાથે લાગી તાડી,
નેણાં રહ્યાં છે મારાં નિહાળી. કહો૦

વેદ નંખેદ કીધલ નારી હો જી રે,
ઉત્તમ કરી વહાલે ઓધારી;
વહેતે પૂરેથી લીધાં વાળી,
બહુનામી બિરદ સંભાળી. કહો૦

પરગટ રૂપને પરમાણું જી રે,
જુગનો જીવન મારે સાચું નાણું;
રજ 'મોરાર' રવિનું છે બહાનું,
સંતાડિયું નહિ રેવે છાનું. કહો૦

× × ×

### કલજુગ

રાગ—પરજ

આવો જૂઠો આવ્યો જમાન, કઠણ કલજુગ વારો રે,
તેમાં કેમ રે દીધો કિરતાર, અવતાર અમારો રે?
ગુરુજી! વરણ-ધરમ ને વેદ, આશ્રમ-ભેદ ભાંગ્યો રે;
એવા જતિએ મેલ્યા જપ જોગ, લોલે મન લાગ્યો રે.
આવો૦

ગુરૂજી! નરપતિ નીતિ ન ન્યાય, પ્રજા બહુ પાપી રે,
એ તો કન્યા રે વેચીને કણુ ખાય, વિરોધના વ્યાપી રે.
આવો૦

ગુરૂજી! સૌ કોઈ મેલ્યો સંતોષ, ઉવાટે ઉજાણા રે,
તેને કરમે પડે મહા કાળ, ખાવા ન મળે દાણા રે.
આવો૦

ગુરૂજી! પાપે કર્યો રે પસાર, પૃથ્વીને બહુ પીડા રે,
સત વિણ સુખ ને સંપત પણ નોય, આવ્યા દુઃખના દાડા રે.
આવો૦

તમે સુણજો રવિગુરૂ રામ, કલજુગની કહાણી રે,
દાસ 'મોરાર' ને ઉગારો મહારાજ, આનુ બ્રદ જાણી રે.
આવો૦

× × ×

### કાગળ

રાગ—પરજ

લાવો લાવો કાગળિયો ને દોત, લખિયે હરિને રે,
એવો શિયો રે અમારો દોષ? ન આવ્યા ફરીને રે.
જાઓ જાઓ ધુતારા કાન, તમે તો બહુ રંગી રે,
તમે કોઈના ન રાખ્યા માન, ઘણાના છો સંગી રે.
વહાલે ઊંડા કૂવામાં આજ, ઉતાર્યાં અમને રે,
એવા વરત વાઢી નહિ જાઓ, ઘટે નહિ હરિ! તમને રે.
વહાલા! દૂધ-સાકરડી પાઈ, ઉછેર્યાં અમને રે,
એવાં વખડાં ઘોળી નહિ પાવ, ઘટે નહિ હરિ! તમને રે.

## લખિયા નહિ રે મટે

લખિયા નહિ રે મટે, જવ-તલ વધે ના ઘટે,
મેરે સાધુ ! જી રે, લખિયા નહિ રે મટે. ટેક
દશરથ ચોકી તલાવડી, શ્રવણ પાણીડા ભરે,
તાકીને માર્યો તીરડો, આંધળાં રૂદન કરે. મેરે૦
રામ સરીખા રાજિયા, વનમાં ગમન કરે,
કાળમુખ આવ્યો રાવણો, સતી સીતાને હરે. મેરે૦
લાખરે ઘોડાની સાયબી, માથે ચમર ઢળે,
હરિશ્ચન્દ્ર સરખો રાજિયો, નીચ ઘર પાણીડા ભરે. મેરે૦
પારધીએ માંડ્યો પાંસલો, હરણી વનમાં ફરે,
પાપ પૂરવનાં આવી મળ્યાં, આવી ફંદમાં પડે. મેરે૦
દાસ 'મોરાર'ની વિનતી ગુરૂનું ધ્યાન ધરે,
દોયલી વેળા ના આવજો તમ બરદ વડે. મેરે૦

× × ×

## કચ્છી કાફી

સૂરત તોજી સાંવરા ! મનડે મુંજે વસી. ટેક૦
આનંદ મુંજે આતમા કે દરસન તોજા ડિસી,
પલ ન વિસારીં પ્રાણ મુંજા, વાલમ રયો વિલસી. સૂરત૦
નરવર આયા નેહ ડિસીને, જલજી મીન ત્રસી,
સમરે તેંકે સડ જો ડીંધલ, હેતેં આયો હસી. સૂરત૦
નાલે ની તોજે ન્યાલ આંઇયાં, પ્રીત પ્રિયનજી પસી,
'મોરાર' ચેતો મેરૂં રખજા, દર્શન જીયાં ડિસી. સૂરત૦

## ત્રિકમ સાહેબ

આજે તપતા તાપ વચ્ચે રાપરના રામવાવ ગામનો ત્રિકમભગત કાગનોરા* ડુંગર પર આવેલા પોતાના ખેતરમાં ખેડ કરવામાં મશગૂલ હતો. બળવંતા બળદોનાં બળ ભાંગી પડે એવી કચ્છના વાગડ વિસ્તારની ભયંકર ગરમીની પરવા વિના એ પોતાનાં રચેલાં ભજનો લલકારતો જતો હતો, અને પોતાના હળ વડે અંગારા જેવાં ધખતાં ઢેફાં ઉથલાવી રહ્યો હતો.

ત્રિકમ ભગત ગરવા જ્ઞાતિનો એક હરિજન હતો. અભડાઈ જવાની ભડકથી ભડકીને ભાગતી હિંદુ જનતા એનાથી દૂર દૂર રહેતી. ત્રિકમ ભગતને એથી ક્રોધ ચડતો નહિ. માઠું પણ લાગતું નહિ. ક્રોધનો તો એક અંશ પણ એના અંગમાં નહોતો, અને માઠું લગાડવા માટે પણ એને કાંઈ ખાસ કારણ ન હતું.

એ સારી રીતે સમજતો હતો, કે હિંદુ સમાજથી સદાકાળ અલગ રહેવા માટે જ એ સરજાયેલો હતો. પવિત્ર ગણાતા હિંદુ સમાજથી દૂર દૂર હડસેલાતા ત્રિકમ ભગતનું અંતર અપવિત્ર ન હતું. એ તો ખડકના ઝરણા જેવું નિર્મળ હતું. કાચ જેવું પારદર્શક હતું. સંસારની ગંદકીની ગટરો એમાં ભળીને એને ગંદી કરી શકે તેમ નહોતી.

---

* કાગનોરો ડુંગર વાગડના રામવાવ ગામની પૂર્વે ત્રણેક માઇલ પર આવેલ છે.

ત્રિકમ એક ભકતાત્મા હતો. કવિ પણ હતો. એનો કંઠ તો વળી અજબ હતો. રાત્રે એ એકતારાનો તાર મિલાવી, મંજીરા લઈને જ્યારે રામનામના સ્મરણમાં ભજનો લલકારતો ત્યારે માનવી તો શું પણ પથ્થરનાં હૈયાં પણ પીગળી જતાં.

દરરોજ મોડી રાત લગી ઈશ્વર—આરાધના કરીને જ એ નિદ્રાને આધીન થતો. પાછો વહેલી પ્રભાતે ઊઠી, પ્રભાતિયાંની ઝકોરથી પ્રભુને યાદ કરી, જગતની જંજાળમાં અને વ્યવહારિક કાર્યોમાં ગૂંથાઈ જતો. આથી ગામના માણસો એને ત્રિકમ ભગતના પવિત્ર નામથી ઓળખતા. આમ છતાં એને અડકવાની તો ભાગ્યે જ કોઈ હામ ભીડતું ! પણ ત્રિકમને એની દરકાર ન હતી. એનો આત્મા તો તમામ ભેદભાવથી પર હતો. એ રામનામમાં જ રંગેલો રહેતો.

ઉનાળો આવે અને આગ વરસતી લૂ વચ્ચે એની ખેડ ચાલુ થાય. ચોમાસું આવતાં વાવણી ચાલે અને ત્યાર પછી કાપણીનું કામ શરૂ થાય. આમ આખું વરસ એ કામમાં ને કામમાં રહેતો. વચ્ચેના ગાળામાં અવકાશના સમયે એ કાપડ વણતો.

ત્રિકમ એક અચ્છો વણકર હતો. વણાટ કામની એની કલા આખા વાગડ વિભાગમાં ખૂબ ખ્યાતિ પામી હતી. લોકો એના વણાટ પર મુગ્ધ હતા.

ત્રિકમ ભગતના ખેતરથી થોડે દૂર કાગનોરા ડુંગરની એક ખોખડમાં એક મોટી ગુફા+ હતી. આ ગુફામાં રામગર નામે એક યોગી મહાત્મા રહેતા હતા. આ પવિત્ર પુરુષનો અહીં જ સ્થિરવાસ હતો. આજુબાજુનાં ગામોના માણસો અવારનવાર આ દેવમૂર્તિ સમા સંત મહાત્માનાં દર્શન માટે આવતા. આ લોકો તરફથી આવતા પ્રસાદ ઉપર જ આ યોગીરાજના દેહના પોષણનો આધાર

+ આજે પણ કાગનોરા ડુંગર પર આ ગુફા જોવામાં આવે છે.

હતો. પોતે તો રાત દિવસ આત્મધ્યાનમાં જ મસ્ત રહેતા. ખાવાનું મળે તોયે વાહવા ! અને ન મળે તોય વાહવા ! દેહની દરકાર એમને ઓછી હતી. કેટલીક વાર દિવસોના દિવસ લગી એમને પવન-ભક્ષણ પર પણ ચલાવી લેવું પડતું. આમ છતાં એ પોતાનું ધ્યાન તજી કયાય હાથ માડવા જતા નહિ.

ત્રિકમ ભગત આ સંત મહાત્માનાં દર્શન કરી પોતાને કૃત-કૃત્ય માનતો. મહાત્માની જાત-સેવા કરવાની ઊંડી ભાવના એના અંતરમાં ઉદ્ભવ પામતી અને પાછી શમી જતી. ગમે તેવા તોય એક હરિજનની સેવા કોને કામ આવે ? આથી એ પેલા યોગીરાજના દૂરથી દર્શન કરીને જ સંતોષ માનતો. આજે બે દિવસથી ત્રિકમ ભગતને મહાત્માના દર્શન થયા ન હતા. એમના દર્શન માટે એનું અંતર આતુર બન્યું હતું.

ત્રિકમ ભગત ભર બપોરે પોતાના બળદોને સમજાવતો, ફોસલાવતો પોતાનું ખેતર ખેડી રહ્યો હતો. એ વખતે એકાએક પેલા યોગી મહાત્મા પોતાની ગુફામાથી બહાર નીકળી આવ્યા. જરા આગળ ચાલતા જ યોગીરાજના પગમા બાવળની એક મોટી શૂળ પેસી ગઈ. ભાલા જેવી ભયકર શૂળ પગમા પેસી જતા યોગીરાજ એકાએક ધખતી ધરતી પર બેસી ગયા. જોર કરી શૂળને બહાર ખેંચી કાઢી અને દૂર ફેંકી દઈ આગળ ચાલવા લાગ્યા.

ત્રિકમ ભગતે આ દૃશ્ય દૂરથી જોયું. મહાત્માના પગમાં વાગેલો બાવળનો કાંટો ત્રિકમ ભગતના અંતરમા તીરની માફક ઊંડો ઉતરી ગયો. યોગીએ તે જ વખતે શૂળને તો પગમાથી ખેંચી કાઢી દૂર ફેંકી, [illegible] ત્રિકમના હૃદયમાથી તે નીકળી શકી નહિ.

ત્રિકમે [illegible] રત જ પોતાના હળને પડતું મૂકયું. બળદોને મુક્ત કર્યા. યોગીરાજની ગુફા પાસે દોડી જઈ, તેણે ગુફાની આસપાસના

પ્રદેશમાંથી ઝાળાં–ઝાંખરાં દૂર કરવાનું કાર્ય શરૂ કરી દીધું. સાંજ સુધીમાં તો તેણે ગુફાની આજુબાજુની તમામ જમીન અરીસા જેવી સ્વચ્છ કરી મૂકી.

એ દિવસથી ત્રિકમ ભગતનો એક નવો કાર્યક્રમ શરૂ થયો. રોજ સવારે વહેલો આવીને એ ગુફાની આસપાસનો તમામ ભાગ વાળી–ઝૂડીને સાફ કરી નાંખે. પછી એના પર પાણી છાંટીને જમીનને સ્વચ્છ અને સુંદર બનાવે. આટલું કાર્ય કર્યા પછી જ એ પોતાનાં બીજાં કામોની શરૂઆત કરે.

શૂળો, કાંટા અને ઝાળાં–ઝાંખરાંથી ઘેરાયેલી ગુફા, એક જ દિવસમાં તદ્દન સાફ થઈ ગયેલી જોઈને યોગીરાજને નવાઈ લાગી. અને ત્યારપછી તો રોજ રોજ આ જમીન સાફ થવા લાગી. પાણી પણ છંટાવા લાગ્યું.

યોગીરાજને મન તો બધું સરખું હતું. કાંટા–કાંકરા કે ઝાળાં-ઝાંખરાંથી ચેતીચેતીને ચાલવાની એ કદી દરકાર જ કરતા નહિ. કાંટા–કાંકરા પોતે જ એમના પગોની સંભાળ રાખતા. ખુલા પગે ચાલીચાલીને એમના પગનાં તળિયાં સખત થઈ ગયાં હતાં. જેવાતેવા કાંટા તો એમના પગ નીચે જ કચડાઈ જતા.

ત્રિકમ ભગતનું હૃદય આ નિર્મોહી મહાત્મા તરફ વધુ ને વધુ ખેંચાતું ગયું. દરરોજ સવારે ગુફાનો પ્રદેશ સ્વચ્છ હોય અને ધૂણી માટે લાકડાં પણ તૈયાર હોય. આ કામ રોજ રોજ કોણ કરી જાય છે, તેની ન તો ખબર યોગીને પડી, કે ન તો ત્રિકમ ભગતે પોતાની સેવાની જાહેરાત કરી.

એક દિવસ સવારમાં પરોઢના અંધકારમાં ત્રિકમ ભગત દ્વાર પાસે વાળીચૂડ વાળીને પાણી છાંટી રહ્યો હતો, ત્યાં એકાએક પેલા યોગીરાજ ગુફામાંથી બહાર આવ્યા.

યોગીરાજે અંગ પર એક જ લંગોટ ધારણ કરેલ હતી. ઉજળી દૂધ જેવી વિભૂતિ એમના અંગેઅંગને કંઈ અજબ ચમક આપી રહી હતી. મસ્તક પરના મોવાળાનો મોટો અંબોડો કોઈ છત્રપતિ રાજવીના રાજમુગટ સમો શોભી રહ્યો હતો. આજ આમ અચાનક એમને બહાર આવેલા જોઈને ત્રિકમ ભગતે પોતાના હાથમાંનું પાણીનું વાસણ જમીન પર મૂકી દીધું. એકદમ તે મહાત્માના ચરણોમાં ઢળી પડ્યો.

યોગીએ એના મસ્તક પર હાથ મૂકીને આશીર્વાદ દીધા અને પ્રેમપૂર્વક પૂછ્યું, "બેટા! કુછ કહેના હય?"

યોગીરાજના આ અતિ ભાવનાશીલ શબ્દો શ્રવણપટ પર પડતાં ત્રિકમ ભગતનું હૃદય આભારવશતાથી ઉભરાઈ ગયું. યોગીના ચરણોમાં મસ્તક મૂકી, તેણે લાગણીભર્યા ગળગળા અવાજે અરજ કરતાં કહ્યું, "મહાત્માજી! મને ગુરુમંત્ર આપો!"

ત્રિકમ ભગતની આ માગણીથી મહાત્મા મૂંઝાયા. આ મૂંઝવણનું કારણ એ હતું, કે આ યોગીરાજ વ્યવહારિકતાથી તદ્દન પર હતા. જિંદગીભર કદી કોઈને શિષ્ય બનાવવો નહિ એવો એમનો સિદ્ધાંત હતો. રાતદિવસ એ અલખ-ધૂનમાં જ મસ્ત રહેતા. એમને કદી કોઈ શિષ્ય કે સેવાની જરૂર પડતી નહિ. આ કારણથી એ ત્રિકમ ભગતની માગણીનો સ્વીકાર કરતાં અચકાયા. થોડી વાર વિચાર કરી, એમણે સ્નેહપૂર્ણ વાણીથી પ્રત્યુત્તર આપતાં જણાવ્યું —

'બેટા! હું તો તને મારો શિષ્ય બનાવી શકતો નથી. પણ રાપરમાં ભાણગુરુના શિષ્ય ખીમસાહેબની પાસે તું જા! એ તને ગુરુમંત્ર આપશે અને તારું કલ્યાણ થશે."

"પણ બાપુજી! હું તો ગરવો છું, ઢેડ છું."

" કશી ફિકર નહિ ! તારો આત્મા ઢેડ નથી. તું તો એક મહાન આત્મા તરીકે અમર થવા માટે સરજાયો છે. જા, અત્યારે જ જા ! અને ખીમ ગુરૂના ચરણ પકડ ! મેં જ તને ત્યાં મોકલ્યો છે, એટલું પણ સાથોસાથ કહેજે. "

યોગીરાજના શબ્દો સાંભળી ત્રિકમ ભગતના હર્ષનો પાર રહ્યો નહિ. પિંજરામાં પૂરાયેલા પક્ષીને મુક્ત વિહારની તક મળતાં જે આનંદ થાય, તે આનંદથી ત્રિકમનું અંતર થનગની ઊઠ્યું. ખેતર અને ખેડને પડતાં મૂકી, તે એકદમ મૂઠીઓ વાળીને ત્યાંથી દોડ્યો અને એકજ શ્વાસે એ રાપર જઈ પહોંચ્યો.

[ ૨ ]

રવિભાણ સંપ્રદાયના સંત શ્રી ખીમ સાહેબ પોતાના નિત્ય કર્મથી પરવારીને રાપરના દરિયાસ્થાનમાં હમણાં જ પોતાના આસન પર વિરાજમાન થયા હતા. એમના સદ્દુપદેશને શ્રવણ કરવા એમના કેટલાક ભક્તો પણ આવી પહોંચ્યા હતા. એટલામાં ત્રિકમ ભગત પણ હાજર થઈ ગયો. કોઈની પણ રજા લીધા વિના તે એકદમ દરિયાસ્થાનના મકાનમાં દાખલ થયો અને ખીમ સાહેબના સાન્નિધ્યમાં આવી ઊભો. એનું આખું શરીર પરસેવાથી રેબઝેબ બની ગયું હતું. રામવાવથી રાપર સુધી એક સપાટે ત્વરિત ગતિએ ચાલવાથી એનું મોઢું લાલચોળ બની ગયું હતું.

આવતાં વેંત એ એકદમ ખીમ સાહેબનાં ચરણોમાં ઢળી પડ્યો. એક ગામડિયા ઢેડને ખીમ સાહેબનાં ચરણોમાં પડતો જોઈને ત્યાં બેઠેલા ભાવિક ભક્તોનાં હૃદય એકદમ આવેશમાં ઉશ્કેરાઈ ગયાં.

એક ઢેડ આખું દરિયાસ્થાન અભડાવવાની હિંમત કરે, એ સહન થઈ શકે એવું ન હતું. ત્યાં બેઠેલા તમામ ધર્મપ્રેમીઓના અંતરમાં એક ભયંકર ધરતીકંપ જાગી ઊઠ્યો. હિંદુધર્મ આજે જાણે

રસાતાળમાં ઊતરી જતો હોય, એવી લાગણીએ સૌને ગાંડા જેવા બનાવી દીધા.

એક ધર્માત્મા કહેવાતા મહાનુભાવે તો પોતાના પગમાંની ચાખડી કાઢીને ત્રિકમ ભગતના કપાળમાં ઝનૂનથી ઠોકી દીધી. ચાખડીનો ઘા ત્રિકમના કપાળમાં સજ્જડ વાગ્યો. લોહીની ધાર વહેવા લાગી. દરિયાસ્થાનની પવિત્ર ધરતી એક હરિજનના અપવિત્ર ગણાતા શોણિતથી રંગાતી જોઈને તમામ લોકમાં હાહાકાર મચી રહ્યો.

ત્રિકમ ભગત ખીમ સાહેબના ચરણોમાં મસ્તક મૂકીને હજુ જેમનો તેમ ઢળેલો હતો. એના કપાળમાં પડેલા ચાખડીના ઘાએ ખીમ સાહેબના કોમળ હૃદયમાં અકથ્ય વેદના ઉત્પન્ન કરી હતી. એના મસ્તકમાંથી વહી રહેલું રક્ત જોઈ ખીમ સાહેબની આંખોમાંથી આંસુનો પ્રવાહ વહેવા લાગ્યો. પોતાના ભક્તોના આવા નિષ્ઠુર વર્તનથી ખીમ સાહેબનું અંતર અતિ ખિન્ન થયું.

હજુ લગી પગોમાં પડી રહેલા ત્રિકમ ભગતના મસ્તક પર માયા ભરેલો હાથ મૂકીને ખીમ સાહેબે એને ઊભો કર્યો અને ઘણી જ મમતાથી એને આવવાનું કારણ પૂછ્યું.

"બાપુજી! હું ગુરુમંત્ર લેવા આવ્યો છું. મને કાગનોરાવાળા યોગી મહાત્માએ આપની સેવામાં મોકલ્યો છે." ત્રિકમ ભગતે હાથ જોડીને અરજ કરી.

"તથાસ્તુ!" કહી ખીમ સાહેબે ત્રિકમના મસ્તક પર બન્ને હાથ મૂકી આશીર્વાદ દીધા.

આ અજબ દૃશ્ય જોઈને ખીમ સાહેબના તમામ ભક્તોની આંખ ફાટી રહી.

"પણ બાપુ! એ તો ઢેડ છે!" એક ભક્તે સ્પષ્ટતા કરી.

[ ૪ ]

પ્રભાતનો સમય હતો રાપર ગામના મહાજનના મોવડીઓ બજારને ઓટલે બેસી લાંબા દાતણ મ્હોમાં આમતેમ હલાવતા અનેકમલકની વાતો કરવામાં મશગૂલ બની ગયા હતા એટલામાં એમને ખબર મળ્યા, કે ચિત્રોડથી ત્રિકમ સાહેબના મૃતદેહને એમના અનુયાયીઓ રાપર રિયાસ્થાનના મકાનમાં ભંડારવા માટે લઈ આવે છે

ત્રિકમ સાહેબનું નામ સાભળીને મહાજનની ભડકનો પાર રહ્યો નહિ. એમની રગેરગમાં હજુ રૂઢિવાદ જ વહી રહ્યો હતો રૂઢિવાદનો ચીલો છોડીને એક ડગલું પણ આગળ ભરવાની એમની શક્તિ ન હતી ત્રિકમ સાહેબ ગમે તેવા મોટા પ્રભુભક્ત હોય, ગમે તેવા પવિત્રાત્મા હોય ચાહે તેવા મહાત્મા હોય પરંતુ પ્રભુભક્તિ, પવિત્રતા અને મહાત્માપણું હોવા છતાં આખરે તો તે એક હરિજન જ હતા અને એક હરિજનના મૃતદેહ પ્રત્યે તિરસ્કાર સિવાય બીજુ શું હોય?

અનેકાનેક સદ્ગુણો કરતાં એક રૂઢિનાં તું પલ્લું નીચું નમી જાય છે અસ્પૃશ્યતાના ભૂતે એ અરસામાં લોકહૃદય પર પોતાનું આસન અતિ મજબૂતપણે જમાવી લીધું હતું એક હરિજનનો મૃતદેહ દરિયાસ્થાન જેવા એક મહા પવિત્ર ધર્મસ્થાનમાં દફનાવાય એ વિચાર પણ સહન કરી શકાય તેવો ન હતો એટલે આ વાત સાભળીને રાપર મહાજનના તમામ માણસો અતિ આવેશમાં આવી ગયા એમના ઉશ્કેરાટનો પાર રહ્યો નહિ ગમે તેવા મોટા માણસનો મૃતદેહ પણ બહારથી ગામની અંદર આવી શકે નહિ એવું જૈન સમાજનું ચાલતું આવતું વારણું છે એમ છતાં એક હરિજનનું શબ ધોળે દિવસે ગામની અંદર દાખલ થાય અને દરિયાસ્થાનમાં એનું દફન થાય, એ તો નેવના પાણી મોભે ચડવા બરાબર હતું

ગામના મહાજને તેજ વખતે ઠરાવ કર્યો, કે ત્રિકમ સાહેબના શબને કોઈ રીતે ગામમાં દાખલ થવા દેવું જ નહિ. ગામના તમામ લોકો આજે પોતપોતાને કામે લાગવાને બદલે ત્રિકમ સાહેબના શબને અટકાવવા માટે એક પગે તૈયાર થઈ ગયા.

. થોડી વાર થઈ, ત્યાં તો આરતી અને શખના ગગનભેદી અવાજો કાન પર પડવા લાગ્યા. રાપરના લોકો સમજી ગયા, કે મંડળી રાપરની પાદરમાં આવી પહોંચી છે. એટલામાં અવાજ વધુ ને વધુ નજદીક આવવા લાગ્યા એટલું જ નહિ, પણ ઊડતા આવતા ગુલાલના ગોટા પણ દેખાવા લાગ્યા.

તરત જ શબવાહિનીને લઈ આવનાર મંડળી ગામની અંદર આવી પહોંચી. ભજન-મંડળીના માણસો ઝાંઝ-પખાજના તીક્ષ્ણ ઝણઝણાટ સાથે મોટે સાદે ભજનો લલકારતા, ગપરની બજારને ગજવતા, આગળ ને આગળ ચાલ્યા આવતા હતા. શંખ-ધ્વનિ અને આરતીઓના શોરમાં કાનપડયું સંભળાતું ન હતું.

આ લોકોને ત્રિકમ સાહેબની શબવાહિની સાથે રાપર ગામમાં આવતા અટકાવવા માટે મહાજન વર્ગના અગ્રગણ્ય ગૃહસ્થો અનેક વાટાઘાટો ચલાવી રહ્યા હતા. પરંતુ આવનાર મંડળ પોતાના નિર્ધારમાં પહાડ સમાન મક્કમ હતું. સમજાવટના એક પણ શબ્દને સાંભળ્યા વગર પોતાના મૂળ નિશાન પર મીટ માંડીને આ લોકો તીરની ગતિએ રાપર ગામમાં એકધારા ધસતા આવતા હતા.

આવનાર વર્ગની આટલી હદે આપખુદી જોઈને રાપર મહાજનની ધીરજ આખરે ખૂટી ગઈ. એમણે પત્થર અને લાઠીઓના મારાનો પ્રયોગ ચાલુ કરી દીધો. પશુબળ અને આત્મબળની કસોટીનો-આ એક અપૂર્વ પ્રસંગ હતો. ત્રિકમ સાહેબની ઠાઠી સાથે આવનાર લોકોએ અહિંસક સામનાનો પ્રયોગ અજમાવવા માંડ્યો.

" કોણ કહે છે કે, એ ઢેઢ છે? તમારા સૌના કરતાં એનો આત્મા વધારે પવિત્ર અને ઉચ્ચ છે."

ખીમગુરુનાં આ વચન સાભળી સૌ સ્તબ્ધ થઇ ગયા. ખીમ સાહેબે ત્રિકમ ભગતને આશ્વાસન આપ્યું અને દરિયાસ્થાનની એક બાજુએ એના આસન માટે વ્યવસ્થા કરી આપી.

ત્રિકમ ભગતને દીક્ષા આપવાની ઇચ્છા ખીમ સાહેબે શ્રી ભાણુ સાહેબ પાસે વ્યક્ત કરી ભાણુ સાહેબ ખીમ સાહેબના ગુરુદેવ હતા. એ પણ અત્યંત ઉચ્ચ કોટિના પુરુષ હતા. એમનો આત્મા ભેદભાવોથી તદ્દન પર હતો. ત્રિકમ ભગતની પ્રભુભક્તિ અને એના હૃદયની નિર્મળતાને તેમણે તરત જ પિછાણી લીધી. એના જેવો એક ઉન્નત આત્મા રવિ–ભાણુ સંપ્રદાયમાં આવે તો તેમાં સંપ્રદાયનું જ શ્રેય છે, એવા ઉચ્ચ વિચારથી એમણે ત્રિકમ ભગતને દીક્ષા આપવાની ખીમ સાહેબની ઇચ્છાને સંપૂર્ણ સંમતિ આપી.

ત્રિકમ ભગતને રવિ–ભાણુ સંપ્રદાયની દીક્ષા આપવામાં આવી. તે દિવસથી ત્રિકમ ભગત 'ભગત' મટીને સાહેબ બન્યા. એમના જીવનનું આમ અદ્‌ભુત રીતે પરિવર્તન થઇ ગયું. ત્રિકમ સાહેબના આનંદ અને ઉલ્લાસનો પાર રહ્યો નહિ.

આ નવીન વસ્તુની જાણ થતાં કચ્છ અને વાગડની તમામ હિંદુ જનતા આશ્ચર્યમાં ગરકાવ થઇ ગઇ. આ ઘટના કોઇને ઘટિત લાગી, કોઇને અઘટિત લાગી, કોઇને રુચી, કોઇને ન રુચી, કોઇકનાં દિલ દુભાયાં પણ ખરાં. છતાં હકીકત એ હતી કે ભાણુ સાહેબ અને ખીમ સાહેબે સમસ્ત કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના લોકોના દિલમાં એવું અનેરું સ્થાન જમાવી લીધું હતું, કે એમની ઇચ્છાનો અનાદર કરવાની ભાગ્યે જ કોઇ હિંમત કરે. સૌને સંપૂર્ણ ખાતરી હતી, કે ભાણગુરુ અને ખીમગુરુ જે કંઈ પગલું લે તેમાં શંકાને સ્થાન જ ન હોઇ શકે.

સામાજિક અને ધાર્મિક રૂઢિઓનાં બંધનો તોડનારી આ અતિ ક્રાંતિકારી ઘટના પર આખરે જાહેર જનતાની સંપૂર્ણ સંમતિની મહોર લાગી ચૂકી. ત્રિકમ સાહેબ રવિ–ભાણ સંપ્રદાયના સંત મહાત્મા તરીકે પ્રસિદ્ધ થયા.

[ ૩ ]

એક દિવસ ત્રિકમ સાહેબે બંને ગુરુદેવો પાસે હાથ જોડીને ચિત્રોડ જવાની આજ્ઞા માગી. ત્રિકમ સાહેબ સ્વતંત્ર રહીને પોતાના આત્માનો વિકાસ વિશેષ પ્રમાણમાં સાધી શકે એમ હોવાથી ભાણ-ગુરુ અને ખીમ સાહેબે એને આશીર્વાદ આપીને ચિત્રોડ જવાની પરવાનગી આપી.

ત્રિકમ સાહેબ ચિત્રોડ આવ્યા. અહીં એમણે એક વિશાળ મઠી તૈયાર કરાવી અને ત્યાં રહી રવિ–ભાણ સંપ્રદાયનો પ્રચાર કરવા લાગ્યા.

આમ અનેક વર્ષો વીતી ગયાં. કાળચક્ર જરા પણ અટક્યા વિના એકધારું પોતાનું કાર્ય કરતું જ જાય છે ભાણ સાહેબ અને ખીમ સાહેબ પોતાની અમર વાણીથી પૂર્ણ પ્રખ્યાતિ પામીને અને ચારે તરફ આત્મ–પ્રકાશ ફેલાવીને અમર પદ પામી ગયા.

આ તરફ ત્રિકમ સાહેબનું શરીર પણ હવે નિર્બળતા અનુભવી રહ્યું હતું. એમને પોતાની આત્મશક્તિથી જ્ઞાન થઇ ગયું, કે હવે એમનો દેહ વધુ વખત ટકી શકે તેમ નથી. આથી એમણે પોતાના તમામ અનુયાયીઓ અને શિષ્યોને એકઠા કરીને કહ્યું, કે શરીર–ત્યાગ પછી એમના દેહને રાપરમા દરિયાસ્થાનની અંદર ખીમસાહેબની સમાધિ પાસે ભૂમિદાહ આપવો.

ત્રિકમ સાહેબની આ અંતિમ ઇચ્છા પાર પાડવાની સૌએ કબૂલાત આપી અને તે જ વખતે ત્રિકમ સાહેબનો આત્મા એમના ક્ષણભંગુર દેહને ત્યાગીને પરમ ધામમાં પહોંચી ગયો.

રૂઢિવાદી જનતા પત્થરોનો મારો ચલાવવા લાગી તેના જવાબમાં આ મંડળીના લોકો અતિ નમ્રતાથી નાળિયેરનો પ્રસાદ આગળ ધરવા લાગ્યા

રાપરના લોકો ધૂળના ગોટેગોટા ઉડાડવા લાગ્યા જ્યારે આ લોકો ધૂળની આંધી સામે ગુલાલના ગોટેગોટા ઉડાડવા લાગ્યા

આ ધૂળ અને ગુલાલનુ આકાશમા સંમિશ્રણ થતા ધૂળ પણ જાણે ગુલાલમા ફેરવાઇ ગઇ હોય તેમ લાગતુ હતુ

કેટલોક સમય આવી રસાકસી ચાલી આખરે સત્યાગ્રહના મહાન શસ્ત્રનો વિજય થયો અંતમબળના અજીનમ નિર્ધાર સામે પાશવતાનો અતિકાર પીગળી ગયો અને રાપરની રૂઢિવાદી જનતાનો હૃદયપલટો થઈ ગયો

એટલામા સંત ત્રિકમ સાહેબની ડોળી પણ આવી પહોંચી તમામ લોકો ડોળીમા બેઠેલા ત્રિકમ સાહેબના મૃતદેહને વંદન કરવા લાગ્યા ત્રિકમ સાહેબની ડોળી આમ નિર્વિઘ્ને રાપરના દરિયાસ્થાનમા આવી પહોંચી સાથે સાથે ત્રિકમ સાહેબના મૃતદેહને દરિયાસ્થાનના અંદરના ભાગમા સમાધિસ્થ કરવા માટે રાપરના સમસ્ત મહાજને પોતાની સંમતિ આપી દીધી એમના શબને સંપૂર્ણ વિધિપૂર્વક રાપરના દરિયાસ્થાનની પવિત્ર ભૂમિમા ભંડારવામા આવ્યુ

આજે પણ ત્રિકમ સાહેબની સમાધિ રાપરના દરિયાસ્થાનમા મોજૂદ છે બાર મહિનામા એક દિવસ એટલે ચૈત્ર સુદિ બીજના દિવસે તમામ હરિજનોને રાપરના દરિયાસ્થાનમા પ્રવેશ કરવાની છૂટ છે



## ડુંગરો ભગત

કચ્છની ઉત્તર સરહદ પર આવેલું લોદ્રાણી ગામ થરપારકર અને કચ્છ વચ્ચેની એક કડી સમાન છે. લોદ્રાણી એ થર પ્રદેશનું નાકું ગણાય. કચ્છના મોટા રણની ત્યાંથી જ શરૂઆત થાય. વૈશાખના વાવલિયા વાય અને અરબ્બી સમુદ્રનું અથાગ પાણી પવનના જોરથી આ રણમાં ખેંચાઈ આવે અને વરસાદ પોતાનો મોરચો માડે તે પહેલાં તો રણ ચીકાર ભરાઈ જાય. આ રણનું પાણી ક્યારેક ઢીંચણ સમું અને ક્યારેક છાતીપૂર ઊંડું પણ હોય. ઊંટોની મોટી મોટી કતારો આટલું પાણી જંગીને પણ ઘીના ભરેલા મોટા 'ધબ્બા' સહિત રાતની રાતમાં આખું રણ ઓળંગી આવે. પારકરમા તો ઘી પાણીને મૂલે વેચાય. દૂધ–દહીંની તો ત્યાં છોળો ઊડે. દૂધ, દહીં, છાશ અને માખણ એ જ ત્યાના લોકોનું જીવન. ત્યાંના લોકો રોટલો તો ભાગ્યે જ જુએ. ગાયો, ભેંસો, આદિ પશુધન તો ત્યા કીડીઆરાની પેઠે ઉભરાય. લોકોની શ્રીમંતાઈ પણ પશુધન વડે જ અંકાતી. આજે સૂકા બનેલા થરપ્રદેશની માત્ર એકસો વર્ષ પહેલાં આવી સમૃદ્ધ સ્થિતિ હતી.

થરપારકરમાંથી હાથણી જેવી ભેંસોનું એક મોટું ટોળું લઈ, વારૂ ચારણ કચ્છ તરફ આવવાને ઊપડ્યો. ચારણો એ સમયે મોટા વેપાર પણ કરતા. સિંધ, પંજાબ, મારવાડ અને કચ્છ વચ્ચેનો ઘણો વ્યાપાર–વ્યવહાર આ ચારણો અને વણઝારાઓ મારફત ચાલતો. તેમાં ચારણોને તો દાણ–માફીનો લાભ મળતો, એટલે એમને આવા વેપારમાં

વિશેષ નફો થતો વાઝ ચારણે પણ ભેંસોનું મોટું ધણ વ્યાપાર અર્થે જ થરપ્રદેશમાંથી ખરીદી લીધું હતું બીજે દિવસે જ તેણે પોતાની તમામ ભેંસો સાથે કચ્છના રણમાં ઝંપલાવી દીધું.

રણના પાણીમાં પગ દીધો એટલે જાણે દુનિયાથી દૂર થયા માત્ર પાણી અને આકાશ એ જ સુખ-દુખના સાથી અને સાક્ષી નીચે અનંત પાણી અને ઉપર અનંત આકાશ તે સિવાય તો એક ઝાડનું ઠૂંઠું એ ક્યાંઈ શોધ્યું જડે નહિ એક કાંકરો કે રેતીની મૂઠી પણ દુર્લભ

આવા રણ-પ્રદેશને ખૂંદતો ખૂંદતો વાઝ ચારણ પોતાની ભેંસોના મોટા ધણ સાથે એક દિવસ અને એક રાતના સતત પ્રવાસ પછી બીજે દિવસે સવારે રણના કાંઠે આવેલા લોદ્રાણી ગામે આવી પહોંચ્યો લોદ્રાણીની જમીન એટલે ઘાસ-ચારાનો અખૂટ ખજાનો કાળા ઉનાળામાં અને કાળ-દુકાળમાં પણ લોદ્રાણીની ધરણીમાં ઘાસની તાણ ન પડે વાઝ ચારણની ભેંસો એક દિવસ અને એક રાત એક ધારા પ્રવાસ વચ્ચે રણનું પાણી ચીરીને આવેલી હોવાથી, ઘાસનું એક તરણું પણ તેમને ક્યાંય જોવા મળ્યું ન હતું કાળી વાદળીઓ જેવી કાળી ભેંસો આજે કાળી ભૂખથી ઘેરાઈ ગઈ હતી કિનારા પર પગ મૂકતા જ લોદ્રાણીની ધરતીનું ગૂડા સમું ઘાસ જાણે આ ભેંસોના આખા ધણને આમંત્રણ કરતું ઝૂલી રહ્યું હતું ભૂખી ભેંસો આ ઊંચા ઘાસમાં મુક્ત મને ચરવા લાગી બબ્બે દિવસની ભૂખના કડાકાથી ભૂખી ત્રાસ બનેલી ચારણની ભેંસો લોદ્રાણીની લીલી જમીનને એક સામટી સાફ કરવા લાગી

લોદ્રાણીમાં આ સમયે સબરાણી વંશના વાઘેલાઓનો અમલ હતો એ વખત કંઈ જુદો જ હતો માથું દેવું એ તો એ વખતે એક રમત વાત હતી પણ પારકા ઢોપાને પોતાની જમીનમાં ચરવા દેવાની ઉદારતા અનન્ય હતી લીના માથાના દાન કરતા લીના

ઘાસનું દાન દુર્લભ હતું. આમ છતાં વારૂ ચારણ નિશ્ચિંત હતો. રાજપૂત-રાજ્યોમાં ચારણોને બહુ ડરવાપણું રહેતું નહિ. એટલે ભેંસોને લોદ્રાણીની જમીનમાં એણે છૂટી ચરતી છોડી દીધી. પોતે પણ બે દિવસની ભૂખ, ઉજાગરા અને શ્રમથી શ્રમિત થઇ ગએલો હોવાથી, એક વિશાળ વૃક્ષનો શીતળ છાંયડો જોઇને એકવાર તો ત્યાં જરા આરામ લેવાને પડ્યો. ભેંસોને ગળે બાંધેલી ઘંટડીઓના મીઠા રણકાર વચ્ચે તે તરત જ નિદ્રાદેવીને આધીન થઈ ગયો. એની સાથેના માણસો પણ થાક્યાપાક્યા હોવાથી, ઝાડોની ઠંડી છાયામાં ઠંડી હવાની લહેરોથી લેવાઇને ઊંઘી ગયા.

પારકરની પાર વગરની ભેંસો લોદ્રાણીની સીમને સફાચટ કરતી ચરતી હતી. આ ખબર વાઘેલા સરદારને કાને આવતાં તે તરત જ પોતાના અન્ય માણસો સાથે ત્યાં આવી પહોંચ્યો. ભેંસો તો લોદ્રાણીની ધરણી પર ધણિયાણી થઇને ધરાર ચરી રહી હતી. આ દૃશ્ય જોઇને વાઘેલાની આંખો ગુસ્સાથી લાલચોળ બની ગઇ. તેણે તમામ ભેંસોને હાંકીને પોતાના દરબારમાં પૂરી દેવાનો માણસોને હુકમ આપી દીધો. આનંદે ચરતી ભેંસોનાં મોંમાંથી ઘાસનાં તરણાં ઝૂંટવી લેવામાં આવ્યાં. અને તમામ ભેંસોને દરબારગઢમાં ધકેલી દેવામાં આવી. થાકથી લોથપોથ બનેલો વારૂ ચારણ અને તેના માણસો જેમના તેમ ઝાડના છાંયડા તળે સૂતેલા જ રહ્યા.

પાછલા પહોરે ઊંઘમાંથી ઊઠીને વારૂ ચારણે પહેલી દૃષ્ટિ ભેંસો તરફ દોડાવી. પણ ભેંસો તો તમામ અલોપ થઈ ગઇ હતી. ઘંટડીનો અવાજ સાંભળવા ચારણે પોતાના કાન સરવા કર્યા. પણ સૂસવતા પવનના સૂસવાટા સિવાય એ કશું જ સાંભળી શક્યો નહિ. હાથી જેવડી ભેંસો ક્યાંય છુપાઇ જાય, એવું પણ ન હતું. એને તરત જ ખાતરી થઈ, કે ભેંસો નજદીકમાં ક્યાંય હોય એવો સંભવ નથી. આથી એ ભેંસોનાં પગલાંની શોધમાં પડ્યો. પગ લેતો લેતો તે

ભેંસો જવાના માર્ગે ચાલવા લાગ્યો, અને આખરે વાઘેલા રાજના દરબારગઢમાં આવી ઊભો.

ચારણને જોતાં જ વાઘેલા સરદારે તેને ધક્કા મારીને બહાર કાઢવાનો માણસોને હુકમ કર્યો. ચારણના પેટમાં ફાળ પડી. જિંદગીભરની કમાણીરૂપ પશુધનને આંચકી લેવા તૈયાર થએલા વાઘેલાને જોઈને ચારણની વ્યથાનો પાર રહ્યો નહિ. આખરે બિચારો ચારણ તે ચારણ. એનાથી તલવાર કંઈ થોડી જ ઉપડવાની હતી ? આંખમાં આંસુ સાથે તે ભેંસો પાછી મેળવવા વાઘેલા સરદાર પાસે કરગરવા લાગ્યો. પણ હાથણી જેવી ભેંસો જોઈને વાઘેલાનું મન ફરી ગયું હતું. ભેંસો વાઘેલાના હૈયા હેઠેથી ઉતરતી ન હતી. તેણે તરત જ વાઢ ચારણને ખુલ્લે ખુલ્લું જણાવી દીધું, કે "ભાગી જા ભિખારી ! ભેંસો તારી હતી જ નહિ, અને તને મળવાની પણ નથી."

વાઘેલાનાં કાતિલ વચનોએ ચારણ હૃદય પર વજ્રનો પ્રહાર કર્યો. તેણે અનંત વીનવણીઓ કરી, છતાં વાઘેલા સરદારનું પથ્થર-હૃદય જરા પણ પલળ્યું નહિ. ચારણે રડતા હૃદયે કહ્યું, કે "વાઘેલા રાજ ! ચારણનો માલ તો કાચા પારા સમાન છે. કાચો પારો જેમ પચી શકતો નથી તેમ ચારણનો માલ પણ તને પચી શકશે નહિ તે યાદ રાખજે !"

પણ ચારણની તમામ વાતો અરણ્ય-રૂદન સમાન નીવડી. વાઘેલાની સ્વાર્થવૃત્તિ ચારણની એકે અરજ સાંભળવા તૈયાર ન હતી. તેણે પોતાના નોકરો પાસે ધક્કા મરાવીને વાઢ ચારણને દરબારગઢથી બહાર હાંકી કાઢ્યો. જતાં જતાં ચારણે કકળતી આંતરડીથી કહ્યું, કે "વાઘેલા, તારો આ જુલમ હું તો સાંખી લઉં છું, પણ મારો ભગવાન નહિ સાંખે ! હું મારા રડતા અંતરે તને શ્રાપ આપું છું, કે "જા, તારી દીકરીએ દીવો નહિ રહે !"

ચારણ વાઘેલાની આ જહાંગીરી પર શ્રાપોનો વરસાદ વરસાવવા લાગ્યો. પરંતુ સ્વાર્થને સમજણ હોતી નથી. ભૂખ્યો-તરસ્યો ચારણ વાઘેલાની જોહુકમી પર આંસુ સારતો આખરે વિદાય થયો. પોતાના ઉપર થએલા અપાર જુલમનો ઇન્સાફ ઇશ્વરને હાથે સોંપી મદમાતી ભેંસોની આશા સદાને માટે છોડીને, લોહી વરસતી આંખે તેણે લોદ્રાણીનો ત્યાગ કર્યો.

[ ૨ ]

ઉપર્યુક્ત ઘટના પર છ માસનાં વહાણાં વાઇ ગયાં. આટલા ટૂંકા ગાળામાં જ વાઘેલા વંશ પર કાળી આફતો ઉતરવા લાગી. સમરાણી વંશના એકસરખા સાહ માણસોના જૂથમાં કુસંપનું ભયંકર ઝેર પેસી ગયું. આપસના કંકાસ, ઝગડા અને કુસંપથી આ વંશ દિવસે દિવસે ઘસાતો ગયો. અને છ માસમાં તો એમનું ખેદાન-મેદાન નીકળી ગયું. આ લોકોની નિર્બળતાથી સામા પક્ષના વાઘેલા વિભાગમાં વધુ બળ આવ્યું. અને એ લોકો પણ એમને ભાંગીને ભૂક્કો કરી નાખવાના ઇલાજ લેવા લાગ્યા. ચારણના સળગતા અંતરની વાણીએ અજબ ચમત્કાર કરી નાખ્યો. સમરાણી વંશ જાણે સમૂળગો ભસ્મીભૂત બની ગયો. આ આખા વંશમાં આખરે એક જ માણસ લાધોજી અને તેનો નાનકડો કુંવર લખધીરજી બાકી રહ્યા. થોડો સમય વ્યતીત થતા લાધાજીનો જીવન-દીપ પણ ઝાંખો પડવા લાગ્યો. એને વિચાર થયો કે એની જિંદગી પણ હવે વધુ વખત ટકી શકે તેમ નથી.

વાઘેલા લાધાજીનો એક પરમ મિત્ર હતો. એનું નામ ડુંગરજી. ડુંગરજી રાઠોડ વંશનો રાજપૂત હતો. બાલ્યાવસ્થાથી જ એને પ્રભુ-પ્રેમની લગની લાગી હતી. રાત-દિવસ તે રામ-નામમાં જ મગ્ન રહેતો. એનું જીવન અવિવાહિત હતું અને એ જ સ્થિતિમાં રહીને એને પ્રભુભક્તિમાં જીવન વ્યતીત કરવાની અભિલાષા હતી. આથી

લોકો તેને ડુંગર ભગતના નામથી સંબોધતા. ડુંગરો ભગત ડેકીલો અને એકવચની પુરુષ હતો. સમરાણી વંશના સમસ્ત જથ્થાનો નાશ તે પોતાની સગી આંખે જોતો રહ્યો હતો અને પરમાત્માની અદ્ભુત શક્તિ પ્રત્યે તેને અનૂપ વિશ્વાસ આવી ગયો હતો. તાવડામાં ધાણી ફૂટે તેમ આખો વંશ નષ્ટ થઇ જતાં બાકી રહેલ એક લાધાજી પણ હવે છેલ્લા શ્વાસ લઈ રહ્યો હતો.

લાધાજીનો એકનો એક બાલકુંવર લખધીરજી હતો. કુંવર નાનો હોવાથી તેના જીવનની ચિંતા લાધાજીનું અંતર કોરી રહી હતી. તેને ફિકર હતી કે સામા વાસવાળા વાઘેના વિજયરાજજી અને જુગતમંગજીને જરા પણ લાગ આવતા તે કુંવર લખધીરજીનુ કામળ કાઢી નાખ્યા વિના રહેવાના નથી. લોદ્રાણીની માલિકીનો દાવો ધરાવનાર માત્ર આ એક જ કુંવરડો હોવાથી એના જીવનની ચિંતા લાધાજીના જીવને અકળાવી રહી હતી. સમરાણી વંશના આ છેલ્લા છોકરાનું અમારે જીવન-ઉચ્છેદન થઇ જાય તો આખો વંશ નાબૂદ થઈ જાય, એ ફિકર લાધાજીને રાત દિવસ સતાવી રહી હતી. આથી તેનો જીવ તેના શરીરની અંદર અટવાઈ રહ્યો હતો. તેની કેમે કરી મુક્તિ થતી ન હતી.

પોતાના પરમ મિત્ર લાધાજીની આવી સ્થિતિ જોઇને ડુંગરા ભગતના દિલમાં ભારે દુઃખ થયું. તેણે છેલ્લી પથારીએ પડેલા પોતાના મિત્ર લાધાજીને કહ્યું, કે "વાઘેના વીર ! તમારો જીવ અકળાતો જોઇને મને પણ પારાવાર દુઃખ થાય છે. તમારી કોઇ આકાંક્ષા રહી જતી હોય તો તે મને બેનાશક જણાવી દો !"

"ભગતરાજ ! મારા અંતરમાં માત્ર એક જ અભિલાષા છે, તમે તે પૂરી કરી શકશો ?"

"જરૂર કરીશ. મારા જીવનના ભોગે પણ તમારી ઇચ્છા પાર પાડતા પાછો હઠીશ નહિ !"

"રાઠોડ વીર ! માત્ર એક જ ચિંતા મારા જીવને મૂંઝવી રહી છે. કુંવર લખધીરજી હજુ નાનો છે. આખા સમરાણી વંશમાં એ એક જ તાંતણો હવે બાકી છે. એના જીવનની ફિકર મને પળે પળે સતાવી રહી છે."

"બસ એટલું જ ને ?"

"એટલું જ, પણ એ વાત કયાં નાની છે ? એની જિંદગી પર વાગી રહેલાં દુશ્મનોનાં કાળ–નગારાં મને સુખે મરવા પણ દેતાં નથી. અને મારૂં મૃત્યુ સુધારે એવી આશા તમારા સિવાય કયાંય નથી."

"મિત્રવર ! તમે નિશ્ચિન્ત રહો ! બાલકુંવર લખધીરજીને હું મારા જીવના જોખમે જાળવીશ."

"બસ, એટલું જ માગું છું. અમારા વંશની આ છેલ્લી નિશાની તમે જીવની પેઠે જાળવજો ! તમારા મિત્રની આ એકની એક અનામત તમે અમૂલ્ય ખજાના જેમ સાચવજો !"

"મિત્ર લાધાજી ! તમે તમારા જીવની સુખે ગતિ કરો ! હું પ્રતિજ્ઞાપૂર્વક તમને વચન આપું છું, કે જ્યાં કુંવર ત્યાં હું."

"બસ રાઠોડ દેવ ! તમે એક જ વાકયની અંદર ઘણું કહી દીધું. હવે મને સાચી શાન્તિ થઇ. મારૂં મૃત્યુ આ પળે જ આવીને ઊભું રહે, તો તેની હવે મને લેશ પણ દરકાર નથી. મારી બધી ફિકર આજે દૂર થઇ ગઈ !"

એક સાચા મિત્રને છાજે એવાં ડુંગરજી ભગતનાં વચનોથી લાધાજીનું હૈયું ભરાઈ આવ્યું. એનો અવાજ ગળગળો બની ગયો. આંખો આંસુથી છલોછલ ઉભરાઇ ગઇ.

એ જ વખતે લાધાજીનો આત્મા એના નશ્વર શરીરને છોડીને અમર ધામમાં ચાલ્યો ગયો.

એ દિવસથી ડુંગરા ભગતે કુંવર લખધીરજીને પોતાને ગળે લઈ લીધો. કુંવર એની સમગ્ર વિચારસૃષ્ટિનું કેન્દ્ર બની ગયો. સ્વર્ગવાસી મિત્રની અમૂલ્ય થાપણ તે મોટા ખજાનાની માફક સાચવવા લાગ્યો. ખાવાર પણ તે કુંવરને રેઢો મૂકતો નહિ. "જ્યાં કુંવર ત્યાં હું" એ વચનોને એ સતત યાદ રાખી રહ્યો હતો.

કુંવરનું રક્ષણ કરવાની ભગતની કાળજી અપૂર્વ હતી. કુંવરનાં ખાન-પાન, હરવું-ફરવું બધું એની જાતિ-દેખરેખ નીચે થતું. પણ મનુષ્ય એક ધારે છે અને કુદરત કંઇ બીજું જ કરી નાખે છે. વળી ઘણીવાર એવું પણ બને છે, કે જે વસ્તુ ન બનવા દેવા માટે આપણે અપાર કાળજી સેવીએ છીએ તે જ વસ્તુ અણુધારી સામે આવીને ઊભી રહે છે. આ પ્રસંગમાં પણ એવું જ બન્યું. ભગતની બારે તકેદારી છતાં કુંવરના શરીર પર ઝેરનો પ્રયોગ કાર્ય કરી ગયો. જૂના જમાનામા ઝેરનું રસાયણ કઈ અજબ વિકાસ પામ્યું હતું. તેમાં પણ દેશી રજવાડાઓમાં તો આ કસબ પરાકાષ્ઠાએ પહોંચ્યો હતો. પગમાં પહેરવાના પગરખાં પણ જો પૂરાં સાચવેલાં ન હોય તો તેની અંદર પણ ઝેરનો ભયંકર ચેપ લાગી જાય. પહેરવાનાં કપડાં તરફ જરા બેદરકારી રહે તો તેમાં પણ ઝેરની અસર આવી જાય. ગમે તેમ થયું હોય, પણ બાલકુંવર લખધીરજી આવા જ કોઇક ઝેરના પ્રયોગનો ભોગ બની ગયો. ફૂલ જેવા સુકોમળ કુંવરની જીવનજ્યોત એકાએક બુઝાઇ ગઈ ! ડુંગરા ભગત પર આભ તૂટી પડયું. ભગતની અંતરવ્યથાનો પાર રહ્યો નહિ. એણે પોતાના મિત્ર લાખાજીને આપેલું મન્ત્રભૂત વચન યાદ આવ્યું, કે "જ્યાં કુંવર ત્યાં હું."

ભગતનું વચન અફર હતું. કુંવરની સાથે જ અગ્નિદાહ ગ્રહણ કરવાનો તેણે નિશ્ચય કર્યો. ડુંગરજી ભગતનો એક પરમ મિત્ર રાપરમાં રહેતો હતો. એનું નામ રતનો ભગત. રાપર અને લોદ્રાણી વચ્ચે બાર ગાઉનું અંતર. પોતાની છેલ્લી ક્રિયા રતના ભગતને હાથે

કરાવવાની ડુંગરજીની ઇચ્છા થઈ. રતના ભગતને તાબડતોબ બોલાવી લાવવા તેણે એક માણસને રાપર રવાના કર્યો.

સાંજ પડી ગઇ હતી. દિવસ જરા ચડતાં જ અગ્નિ-સંસ્કારનું મુહૂર્ત હતું. કુંવરના શબ પાસે ડુંગરજી ભગત બેરખો લઈ બેસી ગયો. આખી રાત તેણે પ્રભુ-ભજનમાં વીતાવી.

પ્રભાતનો સમય થયો પણ રતનો ભગત રાપરથી આવ્યો નહિ. છતાં ડુંગરજીને તો ખાતરી હતી, કે તેનો મિત્ર ગમે તે ઉપાયે આવી પહોંચ્યા વિના રહેવાનો નથી.

ડુંગરજી ભગત કુંવર સાથે સતા થવાના છે, એ વાત અલ્પ સમયમાં જ આજુબાજુનાં ગામોમાં ફેલાઇ ગઈ. દિવસ ઊગતાં જ આસપાસનાં અનેક ગામોના માણસો ડુંગરજી ભગતનાં દર્શન માટે આવી પહોંચ્યા.

રાપરથી રતનો ભગત હજુ પણ આવ્યો નહિ. સૌના મનમાં અકળામણ થવા લાગી. દિવસ જરા ચડતાં જ તૈયારી આગળ ચાલી. ઝાંઝ અને પખવાજ સાથે ભજન-મંડળીઓ તૈયાર થઈ ગઈ. અબીલ અને ગુલાલના ગોટેગોટ આકાશમા ઊડવા લાગ્યા. કુંવરની નનામી સાથે ડુંગરજી ભગત પણ જીવન પરથી મદાને માટે હાથ ઊઠાવી, હાથમા માળા લઇ, પરમાત્માનું ધ્યાન ધરતા ધીમે પગલે ચાલવા લાગ્યા. રાપરથી આવનાર રતના ભગતની સૌ કાગડોળે રાહ જોઇ રહ્યા હતા. બધાની આંખો રાપરના રસ્તા પર ચોંટી ગઇ હતી.

આમ આખી મંડળી સ્મશાનભૂમિમાં આવી લાગી. ચિતા ખડકાઇ ગઇ. ડુંગરજી ભગત બાલ કુંવરના શબને ખોળામાં લઇને ચિતા પર બેસી ગયા. ચિતા પ્રગટાવવા માટે રતના ભગતની બધા અધીર હૃદયે રાહ જોઇ રહ્યા હતા.

રતનો ભગત મહાશક્તિશાળી મનાતો. એને વિષે અનેક ચમત્કારી વાતો પણ ઊડતી. સામા પક્ષવાળા વાઘેલાઓને ધાસ્તી હતી,

કે ને રતનો ભગત રાપરથી ખરેખર આવી જાય તો કદાચ કુંવર લખધીરજીને સજીવન પણ બનાવી દે! આથી એ વાઘેલાઓએ એક નવીન યુક્તિ રચી.

ચિતા તૈયાર હતી. જરાવારમાં સળગી ઊઠે એવાં, ઘૂનચા તરબોળ બનેલાં લાકડાંની મોટી ગેહ ખડકાઈ ગઈ હતી. ભગત કુંવરના શબ સાથે ક્યારનાયે અંદર બેસી ગયા હતા. માત્ર રતના ભગતની રાહ જોવાતી હતી અને એક ચાનગારીની જ વાર હતી. વરસાદની માફક રતના ભગતની રાહ જોતી સૌની દૃષ્ટિ રાપરના ગજમાર્ગ પર મંડાઈ રહી હતી.

એટલામાં અચાનક કોઈકે પાછળથી આવીને ચિતાના પાછલા ભાગમાં અગ્નિ પ્રગટાવી દીધો. સૌની અજાયબી વચ્ચે ચિતા ભડભડ સળગવા લાગી. ડુંગરજી ભગતને ફરીથી થએલ દગાની સમજ તો પડી ગઈ, પણ ડુંગરજી ભગત તો ડુંગર જેટલી જ અડગતાથી મક્કમપણે ચિતામાં બેસી રહ્યા. કાળની જિહ્વા સમી અગ્નિની જ્વાળાઓ ભગત અને કુંવરને ભરખી જતી આકાશમાં લહેરાવા લાગી.

રાપરથી એક જ શ્વાસે નીકળેલ રતનો ભગત બરાબર એ જ વખતે આવી પહોંચ્યો. પણ એ પોતાના પ્રિય મિત્રને પોતાના હાથે અગ્નિદાહ આપે તે પહેલાં તો અગ્નિદેવે પોતાનું કાર્ય પતાવી લીધું હતું. દૂરથી આ દૃશ્ય જોઈને રતના ભગતની હૃદય–વ્યથાનો પાર રહ્યો નહિ. તે સળગતી ચિતાને નમસ્કાર કરીને ત્યાંથી જ પાછો ફર્યો. રતના ભગતને આમ પાછો ફરતો જોઈને લોડાણીના લોકોએ એને ગામમાં આવવા આગ્રહ કર્યો. જવાબમાં ભગતે એટલું જ જણાવ્યું, કે "મારે આ જમપુરીમાં આવવું નથી." આટલું કહી એ ચાલતા થયા, અને ગપર જઈ સમાધિ લીધી. બંને સમાધિઓ બંને ગામમાં આજ પણ મોજૂદ છે. ડુંગરા ભગતની સમાધિ પર મોટું શિખરબંધ દહેરું બાંધવામાં આવ્યું છે.

આ ઘટના પર એકસો વરસનો સમય વીતી ગયો છે. છતાં આ ઉભય ભક્તાત્માઓનું સ્મરણ લોક-હૃદયમાં તાજું જ છે. બંનેનાં સમાધિસ્થાન આજ પણ પ્રજાનાં પૂજ્યસ્થાન બની રહ્યાં છે. એક કચ્છ-લોદ્રાણીમાં અને બીજું રાપરમાં.

"જ્યાં કુંવર ત્યાં ડુંગ" એ વાક્ય ડુંગરજી ભગતે પોતાના અદ્ભુત આત્મ-બલિદાનથી સિદ્ધ કરી બતાવ્યું.

ડુંગરજી ભગત સતા થયા, એ પ્રસંગનું ચારણ કવિ જયમલ દાનજીએ રચેલું એક ચારણી કાવ્ય આ વસ્તુને અનુરૂપ હોવાથી તે અત્રે રજૂ કરવામાં આવે છે.

દોહરા

પુરૂષોત્તમ પારસમણી, ભગત ડુંગરો ભૂપ,
કુંવર લખધીર કારણે, સતા ચડયા નિજ સ્રુપ. ૧
જન્મધરી ધન ધન હુવા, ધન હો માતા તાત,
વીર રતનદે વૈકુંઠે, સિધાવિયા સાક્ષાત્. ૨
બાંહ મધે લઇ બેરખો, શિવશિવ નામ સંભાર,
અગર ચંદન ધૂપ આગળે, ઝળકત નૈન જવાળ. ૩
રૂપ પલટયું રાઠોડનું, સતસત ચડયું શરીર,
જયમલ ઊગ્યે જગ ચખે, ઉજવળ મુખ અમીર. ૪

લીલાવતી છંદ

ઉજવલ મુખ અંગ નવરંગ અતી, નૈન ધખત અંગાર ઝરે,
ફરર ફરર ફર બાહુ ફરકત, કમધજ હર હર નાદ કરે;
સજી સ્વાંગ સરવાંગ સતીરો, પ્રથમ ચંડીને પાય પડે,
હરખ કરી મન હર હર! કર કર, ચિત્ત ભર ડુંગર ચિતા ચડે. ૧

પ્રગટ ભાણુ પ્રગટ ભૂમિ પર, રખ-નખ રત ધંધુકાર ચડે,
લોક જગત સહ શ્રીફળ લઈ કર, હરિ હરિ કર કર પાય પડે;
ગાવત ગીત સખિ મિલિ ગરબા, સતવત કમધજ કાઠ ચડે,
હરખ કરી મન હર હર! કર કર, ચિત્ત ભર ડુંગર ચિતા ચડે. ૨
ભભક્ત આગ લાગી ચે' ભીતર, ધોમ રોમ ચચહાટ ધખે,
ભક્ત રત્નેશ્વર સંત શિરોમણ, નિરખત મહે નિશ્વાસ નખે;
ધૂપ અગર ચંદન ધુધવાતી, જળળ પ્રજળ સદવાસે જળે,
હરખ કરી મન હર હર! કર કર, ચિત્ત ભર ડુંગર ચિતા ચડે. ૩
દેવ દુંદુભી વાજાં અનહદ, ગણુણ ગણુણ ગણુ આભ ગજે,
પરવત ચડ નિરખત જૂથ જોગણી, વાહ વાહ કરતાલ વજે;
સુરમિલત સબ વરસત પુષ્પસુ, નાદધ્વનિ જયજય નીકળે,
હરખ કરી મન હર હર! કર કર, ચિત્ત ભર ડુંગર ચિતા ચડે. ૪
શ્રી લોદ્રાણી જન્મ લઈ ધર, ઉજવળ કર વર કાજ અડે,
રાઠોડ સુયશ ત્રય લોક ઉચ્ચરે, જયકર સર સુરરાજ જડે;
શિવનંદ જયમલ અખિયાત સુણી કર, કર દો જોડી છંદ કરે,
હરખ કરી મન હર હર! કર કર, ચિત્ત ભર ડુંગર ચિતા ચડે. ૫

છપ્પય

હૈયે ધરીને હરખ, ભગત તન મન નવ રંગે,
હૈયે ધરીને હરખ, સિધાવ્યા હુતભુક સંગે.
હૈયે ધરીને હરખ, અમર વર નિરખણુ આયા,
હૈયે ધરીને હરખ, વૃષ્ટિ-ફૂલ સુર વરસાયા.
વરસત પુષ્પ જયજય વદે, નારદ શારદ નામને,
કર જુગલ જોડ જયમલ કહે, કરો પૂર્ણ મન કામને.

## નાથ સંપ્રદાયના સંતો

### દાદા ધોરમનાથ

**ધીંગો ધોરમનાથ, ધીણોધર ધાએ વિઠો,**
**સામીડું ને સાથ, કામલ કાછે મેં ડિઠો.**

કચ્છની ઉત્તર સરહદ પર રણને કિનારે ઊભેલો ધીણોધર ડુંગર ઘણા પુરાતન કાળથી મહા પ્રતાપી મનાય છે. અનેક સિદ્ધો, સાધકો અને યોગી મહાત્માઓએ એની ગોદમાં આશરો લીધો છે. ધીણોધર ડુંગર એ તપસ્વીઓના ધામ સમાન છે.

કચ્છના રણમાં આવેલો કાળો ડુંગર જેમ પચ્છમાઇ પીર એટલે ગુરુદત્તાત્રેયનાં પગલાંથી પ્રખ્યાત છે, તેમ ધીણોધર ડુંગર દાદા ધોરમનાથની ઉગ્ર તપશ્ચર્યાથી પાવન થએલ છે.

નાથ સંપ્રદાય એ ભારતવર્ષનો અતિ પ્રાચીન સંપ્રદાય છે. એ સંપ્રદાયના બે મહાપુરુષો ગુરુ મત્સ્યેન્દ્રનાથ અને ગોરખનાથનાં નામ સમસ્ત ભારતમાં પ્રખ્યાત છે. નાથ સંપ્રદાયમાં પ્રાચીન સમયમાં નીચે મુજબ બાર પંથ હતા.

૧. હેતુ, ૨. પાવ, ૩. આઈ, ૪. પાગલ, ૫. પંખ, ૬. રાવલ, ૭. ગોપાલદાસ, ૮. ચોલી, ૯. ધ્વજ, ૧૦. કંથડ, ૧૧. ગમ, ૧૨. બન. હાલમાં આજના સમય અનુસાર એમાં કેટલોક ફેરફાર કરવામાં આવેલ છે.

ગુરૂ મત્સ્યેન્દ્રનાથના બે શિષ્યો. એક ગોરખનાથ બીજા ધુરંધરનાથ. ગોરખનાથનાં ઘણાં સ્થાનો આજે પણ ભારતમાં મોજુદ છે. મારવાડના જોધપુરમાં પણ એમનો મશહૂર મઠ છે. સૌથી મોટું સ્થાન હરિદ્વાર પાસે આવેલા ગોરખપુરમાં છે. બીજા શિષ્ય ધુરંધરનાથ હિમાલય અને હરિદ્વાર તરફ ધુરંધરનાથના નામે ઓળખાય છે. સૌરાષ્ટ્રમાં ધૂંધળીમલ્લના નામથી અને કચ્છમાં ધોરમનાથના નામે પ્રખ્યાત છે. વલ્લભીપુરના રાજા શિલાદિત્યને એમણે જ શ્રાપ આપી, વલ્લભીપુરનો વિનાશ કરેલો કહેવાય છે.

દાદા ધોરમનાથ ઉત્તર પ્રદેશમાંથી ફરતા ફરતા સૌરાષ્ટ્રની ભૂમિમાં આવ્યા અને ત્યાંથી કચ્છ આવ્યા. સૌથી પ્રથમ એમણે હાલના માંડવી બંદર પાસે આવેલા રિયાણ પટ્ટણમાં ધૂણી નાખી. ધોરમનાથનું આગમન કચ્છમાં વિક્રમની આઠમી સદીના આરંભમાં થએલ હોય એવું અનુમાન થાય છે. એમની સાથે ગરીબનાથ નામના એમના દત્તક શિષ્ય હતા. ગરીબનાથ દરરોજ ગામમાંથી ભિક્ષા માગી લાવતા. પણ ગામના લોકો એવા કઠોર થઇ ગયા, કે એમને પેટ–પૂરતી ભિક્ષા મળતી બંધ થઇ. એટલે ગરીબનાથજીએ બીજો માર્ગ શોધ્યો. જંગલમાંથી લાકડાં કાપી લાવી, તે ગામમાં વેચતા અને તેમાંથી લોટ ખરીદી, એક સુતારણ બાઇ પાસે તેના રોટલા ઘડાવી, ગુરૂ મહારાજ પાસે લઇ જતા અને એ રીતે ઉદર નિર્વાહ કરતા. માથા પર લાકડાનો ભાર એંચી એંચીને ગરીબનાથના માથા પર ચાંદાં પડી ગયાં.

એક દિવસ ગરીબનાથ સૂતા હતા, ત્યાં માથા પરનું કપડું ખરી જતાં ચાંદાં ખુલ્લાં પડી ગયાં. ગુરુદેવે એનું કારણ પૂછ્યું. શિષ્યે ગામની કઠોરતાનો બધો ઇતિહાસ રજુ કરી દીધો.

આ સાંભળી ગુરુજીના ક્રોધનો પાર રહ્યો નહિ. પેલી સુતારણ બાઇને ગામમાંથી ચાલ્યા જવાનું જણાવી, ક્રોધાયમાન બનેના યોગી-

રાજે પોતાનું ખપ્પર ઊંધું પછાડી "પટ્ટન સબ ડટ્ટન ઔર માયા સબ મિટ્ટી !" નો વિનાશક મંત્ર ઉચ્ચાર્યો અને તેની સાથે ચોરાશી પટ્ટણનો નાશ થઈ ગયો.

આવા પ્રકારની દંતકથા સૌરાષ્ટ્ર અને ગુજરાતમાં પણ પ્રચલિત છે.

ત્યારપછી દાદા ધોરમનાથે એ પાપનું પ્રાયશ્ચિત્ત કરવા ભારે તપ કરવાનો નિશ્ચય કર્યો. લોકકથા મુજબ દાદા પ્રથમ ઝુરા ડુંગર પર આવ્યા. તો ઝુરો ઝુરી પડ્યો અર્થાત ભાંગી પડ્યો. ત્યાર પછી નનામા પર ચડ્યા તો નનામો નમી પડ્યો. પછી ધીણોધર પર ચડ્યા તો તે પણ થરથરવા લાગ્યો. એ વખતે દાદાએ તેને 'ધીરોધર !' એમ કહેતાં તેનું નામ ધીણોધર પડેલું કહેવાય છે.

ધીણોધર ડુંગર પર દાદા ધોરમનાથે લોહ–પૂંગી પર મસ્તક ટેકવી ઉગ્ર તપશ્ચર્યા આદરી દીધી. એ સમય દરમિયાન અરલ ગામની દેવલબાઈ નામે એક ચારણિયાણી દાદાને દરરોજ એક દૂધનો કળશિયો પહોંચાડતી. બાર વરસની દાદાની તપશ્ચર્યા પૂરી થતાં તેમણે દેવલબાઈને કંઈક માગી લેવાની આજ્ઞા કરી.

બાઈ બોલી, "દાદા મને બધી વાતનું સુખ છે. માત્ર પેટ માડીની ખોટ છે. આપ કૃપા કરો તો મારું દુઃખ દૂર થઈ જાય."

લોક કથા કહે છે કે દાદાએ પોતે આ બાઈને ત્યાં જન્મ ધારણ કર્યો અને આગળ જતા રાવળ પીરના નામે પ્રખ્યાત થયા.*

દાદા ધોરમનાથે ધીણોધર પર ગંગા, યમુના, સરસ્વતી અને ગોદાવરી નામે ચાર પ્રચંડ ટેકો ઊતારેલી કહેવાય છે. આજે પણ આ ટેકો ત્યાં મોજુદ છે. એમની ઘડતર ખરેખર નવાઈ પમાડે તેવી છે.

* સમયનો વિચાર કરતાં અરલની દેવલબાઈને વરદાન આપનાર ધોરમનાથ બીજા હોવા જોઈએ.

દરેક દેગમાં અકેક ખાંડી ભાત રાંધી શકાય એવી રાક્ષસી કદની એ દેગો છે. એમાં રાંધેલું અનાજ કદી ખૂટતું નથી એવી લોકવાણી છે.

માંડવી તાલુકાના પુનડી ગામના ડુંગર પર સિદ્ધ ધોરમનાથનાં પગલાં છે. ત્યાં દર વરસે અષાડ સુદિ બીજના દિવસે મેળો ભરાય છે.

## ધીણોધર

ધીણોધરનો ડુંગર તેરસો ફૂટ ઊંચો છે. એની આજુબાજુ ગીચ જંગલ આવેલું છે. એની ઉત્તર દિશાએ રણની શરૂઆત થાય છે. ધીણોધર પર બાર વરસ તપશ્ચર્યા કરી દાદાએ ઉત્તર દિશા તરફ દૃષ્ટિ કરી, એટલે એ પ્રદેશ રણ બની ગયો એમ લોકો કહે છે.

ડુંગરની તળેટીમાં પીર અને તેના ચેલાઓને રહેવાનાં મકાનો છે. અહીં દાદા ધોરમનાથનું નાનું મંદિર છે. તેમાં ત્રણ ફૂટ ઊંચી દાદાની આરસપહાણની મૂર્તિ છે. આ સ્થાને સૌથી પ્રથમ દાદાએ પ્રકટાવેલ દીપક આજે પણ અખંડ પ્રકાશ આપી રહ્યો છે.

અહીં ઘણા જ જૂના વખતથી સળગતી રહેતી એક ધૂણી જોવામાં આવે છે. એ પણ દાદાના જ વખતથી અખંડ ધખતી રહેલી મનાય છે.

ડુંગર પર જ્યાં દાદાએ તપશ્ચર્યા કરી હતી ત્યાં પણ ધોરમ-નાથજીનું મંદિર છે. આ મંદિર સંવત ૧૮૭૫ ના ધરતીકંપના વિનાશ પછી બે વરસે ગુંદિયાળીના બ્રહ્મક્ષત્રીય શેઠ સુંદરજી શિવજીએ બનાવેલ છે. મંદિરમાં ત્રિકોણાકાર ઊભી ખરલ જેવો એક પત્થર છે. આ પત્થર પર મસ્તક ટેકવી દાદાએ તપશ્ચર્યા કરેલી પણ કહેવાય છે. આ પત્થર સિંદૂર અને ઘીથી રંગાયેલો રહે છે. મંદિર બહાર એક ધૂણી છે. તે ભાદરવા માસમાં દર વરસે ત્રણ દિવસ પ્રકટાવવામાં આવે છે. દર દૂરના ગામોના લોકો આ ધૂણીનાં દર્શન કરી પોતાને કૃતાર્થ થએલ માને છે. જૂના વખતમાં તો અહીં મોટું અન્નક્ષેત્ર ચાલતું.

ગમે તેટલા ક્ષુધાર્થીઓને અહીં દિવસમાં બે વખત સાદ પાડવામાં આવતો અને બાજરાના રોટલા અને કોરડની ખીચડીનું સૌને પેટ-પૂરતું ભોજન આપવામાં આવતું. આજે પણ આ ધોરણ સમય અનુસાર જળવાઈ રહેલ છે.

ગાદીપતિ યોગીને પીરની પદવી આપવામાં આવે છે. માત્ર કચ્છમાં જ નહિ, પરંતુ હરિદ્વાર તરફ પણ નાથ સંપ્રદાયના યોગીઓને પીરના નામે સંબોધવામાં આવે છે.

## યોગી શરણનાથજી

દાદા ધોરમનાથજી કચ્છ તરફ આવ્યા ત્યારે શરણનાથજી કુરુક્ષેત્રમાં નિવાસ કરતા હતા. તે પણ થોડા વખત પછી ધોરમનાથજીને અને પોતાના શિષ્ય ગરીબનાથજીને મળવા માટે કચ્છમાં આવ્યા. ધીણોધરથી પશ્ચિમ દિશાએ અરલ નામે એક ચારણોનું ગામ છે. ત્યાંથી કામાય ખૂણે આવેલ ધીયડા નામના ડુંગરની એક નાની ગુફામાં શરણનાથજી નિવાસ કરવા લાગ્યા. એમણે પોતાનું જીવન અહીં જ પૂરું કર્યું. આજે પણ એમના ભોંયરામાં એમનાં બાલ-પગલાં જોવામાં આવે છે. ધીણોધરના પીર ગાદીએ બેસે ત્યારે એક વાર સવારી સાથે શરણનાથજીને ભોંયરે જાય છે. આખી રાત ભજન-ભાવ ચાલે છે. સવારમાં શરણનાથજીનાં પગલાંનાં દર્શન કરીને પાછા ફરે છે. શરણનાથજીની સમાધિ ધીણોધર જાગીરમાં છે. નિયમિત રીતે તેની સેવા-પૂજા થાય છે.

## યોગી ગરીબનાથજી

દાદા ધોરમનાથના શિષ્ય ગરીબનાથ પછી બીજા ગરીબનાથ પહેલા રાયધણના વખતમાં થઈ ગયા.

> ગરવે ગરીબનાથ (જો), આયો કને અવાજ,
> કૂડા જત કદી કરે, હિનું રાયધણ રાજ.

ત્યાર પછી ત્રીજા ગરીબનાથ જામ હમ્મીરજીના સમયમાં થયા. ધીણોધરથી પાંચેક ગાઉ દૂર ભડલી ગામની ઉત્તરાદી તરફ જ્યાં પાણીનો સન આવેલો છે ત્યાં સ્મશાનની બાજુમાં ગરીબનાથજી તપ કરતા હતા. અહીં જતોના છોકરાઓ એમની સમાધિ વખતે એમના કાનના કુંડળમાંથી નિશાન તાકીને કાંકરી કાઢવાની રમત રમી, એમના તપમાં ભંગ પાડતા હતા.

ભડલીમાં એ વખતે ભીમજી ઠક્કર હતા. આ ભીમજી દરરોજ ગરીબનાથજીને દૂધનો કળશિયો પહોંચાડતા અને એમની સેવા કરતા. આથી પ્રસન્ન થઇને એક દિવસ ગરીબનાથજીએ એમને કહ્યું, કે " આજે બરાબર અર્ધી રાતે તમે દૂધનો કળશિયો લઇને આવજો! કચ્છની ગાદી તમારા ભાગ્યમાં હોય એમ મને લાગે છે."

એ વખતે લાખિયાર વિયરાનો જામ હમ્મીરજીનો એક સગો હમ્મીરજીથી રીસાઇને ભડલીમાં ભીમજી પાસે રહેતો હતો. તેને આ વાતની ખબર પડતા તેની સ્વામીભક્તિ ઊભરાઇ આવી. આ સગો એકદમ લાખિયાર વિયરે પહોંચી ગયો અને જામ હમ્મીરજીને આ વાતની જાણ કરીને બોલ્યો, કે " આ તક ગુમાવશો તો કચ્છની ગાદી કોઈ બેસશે. માટે મહાત્માનો આશીર્વાદ તમે જ મેળવી લ્યો!"

હમ્મીરજી એ જ રાતે ભડલી પહોંચી ગયા અને ચૂપ-ચૂપ દૂધનો કળશિયો ગરીબનાથજીની સેવામાં રજુ કર્યો. મહાત્માજીએ એમને કચ્છાધિપતિના સંબોધનથી આશીર્વાદ આપી દીધા

થોડીવાર પછી ભીમજી પણ દૂધના લોટા સાથે હાજર થયા અને યોગીરાજની પર્ણકુટિનું બારણું ઉઘાડવા લાગ્યા. જત છોકરો પાછો પર્ણકુટિમાં આવું માગી રહ્યો છે, એમ વિચારી યોગી બોલ્યા, " તને ઘોડા હણે. તું રાતના પણ જંપવા દેતો નથી!"

ભીમજી બોલ્યા, " અરે મહારાજ, એ તો હું ભીમજી છું.

આપની આજ્ઞા મુજબ દૂધનો કળશિયો લાવ્યો છું. મને તો કચ્છના રાજને બદલે શ્રાપ આપી દીધો!"

યોગી કહે, "ત્યારે રાજ તો હમીરજી લઇ ગયા. પણ એણે કપટ કર્યું તો એની સાથે પણ કપટ થશે. અને તમારા શ્રાપનું નિવારણ એ છે, કે તમારે આઠ દિવસ સુધી ઘોડા પર ચડવું નહિ."

બરાબર આઠ દિવસે ગામમાં રાડ પડી, કે ગામની ગાયો લૂટારા હરી જાય છે. ભીમજી શૂરવીર હતા. એ પગપાળા જ ગાયોને વાળવા પોતાના સાથીઓ સાથે ઊપડી નીકળ્યા. આગળ જતાં ખબર પડી, કે ગાયો હરાઇ જવાની વાત ખોટી છે, એટલે સૌ પાછા ફર્યા.

એટલામાં પેલો લંગો પણ પોતાના ઘોડા સાથે સામે આવ્યો અને હવે આઠ દિવસ થઈ ગયા હોવાથી ઘોડે બેસવામાં કંઇ વાંધો નથી એમ જણાવી, ભીમજીને પોતાના ઘોડા પર ચડવા આગ્રહ કરવા લાગ્યો.

લંગાની વાત માની ભીમજી તેના ઘોડા પર સવાર થયા. પણ આગળ ચાલતાં ઘોડાને અચાનક ઠોકર વાગવાથી ભીમજી તેના પરથી ઊથલી પડ્યા અને એમનો એક પગ ભાંગી પડ્યો.

ગરીબનાથજીએ ભડલીમાં જીવંત સમાધિ લીધેલી કહેવાય છે. અહીં એમના શિષ્ય ભિખારીનાથે શિખરબંધ દહેરું ચણાવેલ છે.

## યોગી પ્રભાતનાથજી

દાદા ધોરમનાથે જ્યાં સૌથી પ્રથમ નિવાસ કર્યો તે રિયાણ પટ્ટણના સ્થાને આજે એક નાનું ગામડું છે. મહારાઓશ્રી ભારમલ્લજીએ સંવત ૧૬૬૫ માં આ રિયાણ ગામ યોગી પ્રભાતનાથજીને બક્ષીસ તરીકે આપ્યું. અને અહીં દાદા ધોરમનાથનું સુંદર મંદિર ચણાવી

આપ્યું, તે આજે 'દાદાની દેરી'ના નામે ઓળખાય છે. દેરીમાં દાદાનાં પગલાંના દર્શન થાય છે.

બળદિયા, અરલ વગેરે ધીણોધર જાગીરની શાખાઓ છે.

## યોગી કંથડનાથ

આજથી એક હજાર વર્ષ પહેલાં વાગડના કંથકોટ પર યોગી *કંથડનાથ તપશ્ચર્યા કરી રહ્યા હતા. અહીં સિંધના જામ લાખા* ઘૂરારાના પૌત્ર જામ સાડ એક મજબૂત કિલ્લો બંધાવવા માગતા હતા. પરંતુ એથી યોગીની તપશ્ચર્યામાં ભંગ પડે તેમ હોવાથી કિલ્લો ચણાવા દેવાની તેમની ઇચ્છા ન હતી. કહેવાય છે કે યોગી કંથડનાથ પોતાની મંત્ર શક્તિથી દિવસે કિલ્લાનો જેટલો ભાગ તૈયાર થાય તેટલો રાત્રે પાડી નાખતા હતા.

આખરે જામ સાડે યોગીને મનાવી, એમનું નામ કિલ્લા સાથે જોડવાનું વચન આપીને કિલ્લાનું કામ સંપૂર્ણ કર્યું. અહીં યોગી કંથડનાથનું ભવ્ય દહેરું આજે પણ કંથકોટની શાન જાળવી રહ્યું છે.

હાલે જ્યાં મનફરા ગામ આવેલું છે ત્યાં મનફરિયા નામે એક વાવ હતી. તેની આસપાસનો પ્રદેશ મહારાઓશ્રી ભારમલજીએ કંથડ યોગીઓને બક્ષીસ કર્યો. ત્યાં ઉદય કંથડે મનફરા ગામ વસાવેલ છે. કંથડનાથી યોગીઓ માળામાં કંથડનાથનું નામ જપે છે. એક વખતે કંથડનાથી યોગીઓનું કચ્છમાં મોટું પરિબળ હતું. બહારથી આવતા જતા સાધુ—અતીતો પર તે ઘણો ત્રાસ વર્તાવતા અને કાન ચીરી, કકલ પહેરાવી ઘણાને પરાણે યોગી બનાવી દેતા. આગળ જતાં એમના જુલમનો અંત આવ્યો અને કોટેશ્વરની તેમજ અંજારની અજેપાળની જાગીર તેમના હાથમાંથી સરી જઈને ગિરનારી અતીતોના હાથમાં આવી.

### હઠાગ્રહ

યોગીઓનો હઠાગ્રહ જગવિખ્યાત છે એમના પર કંઈ અન્યાય થતો હોય તો જીવતા દટાઈ જવાનું નાગું કરતા એમને વાર લાગે નહિ જખૌના ભદુઆ રાજપૂત મેઘજી જે પાછળથી યોગી થઈ ગયા હતા તેણે પોતાની બાર પ્રાજા ( ૯૬ એકર ) જમીન ધીણોધર જાગીરમાં આપેલી પાછળથી જખૌના ભદુઆ ગ્રાસીઆઓએ આ જમીન આંચકી લીધી તેના વિરોધમાં ધીણોધરના યોગીઓ અહીં જીવતા દટાયા છે એમની દેરીઓ આજે પણ એમના ત્રાગાની સાક્ષી આપતી ઊભી છે

ગજોડના જાડેજાઓએ પણ પીરની ઘોડીઓ લૂંટવી લીધેલી હોવાથી ત્યાં પણ યોગીઓને જીવતા ભંડારવામાં આવ્યા છે " ડાડા ! ગજોડ જે ગઢમેં ડિયો બરે ! " એ શબ્દો કચ્છની જનતાથી અજ્ઞાત નથી



# દેવી ગુંદલ અને રાવળ પીર

દાદા મોરમનાથના આશીર્વાદથી અરલની ચારણિયાણી દેવલને ઘેર પારણું ઝૂલતું થયું હતું. પુત્રનું નામ રાવળ રાખવામાં આવ્યું. રાવળ મોટો થતાં તેને વાછરડાં ચારવાનું કામ સોંપવામાં આવ્યું.

દાદા મોરમનાથની ભલામણ હતી, કે રાવળનું સગપણ ન કરવું. આ ભલામણ વાત્સલ્યભાવમાં એનાં માબાપ ભૂલી ગયાં અને ગુંદલ નામની એક ચારણ કન્યા સાથે તેનું સગપણ કરી નાખવામાં આવ્યું.

રાવળને આ ગમ્યું નહિ. એક દિવસ વાછરડાં ચારીને તે પાછો ફરતો હતો ત્યારે ગુંદલ ગામને કૂવે પાણી ભરી રહી હતી. હવે ઠીક લાગ આવેલો છે એમ જાણી, રાવળ તેની પાસે ગયો અને બોલ્યો, "બહેન ! પાણી પાઈશ ?"

ગુંદલ તો આ સાંભળીને ચિત્રવત્ સ્થિર થઈ ગઈ અને રાવળ તે જ વખતે ત્યાંથી ભાગી નીકળ્યો. હાલના ગુંદિયાળી ગામની દક્ષિણે આવેલ 'વલસરો' નામના સ્થાનમાં તે રહી ગયો અને ત્યાં ગજણ-વંશના દેવરાજ ધવલનાં ઘોડાં ચારવાના કામ પર રોકાઈ ગયો.

કહેવાય છે કે એક દિવસ જ્યાં રાવળ સૂતો હતો ત્યાં તેના પર એક ઝાડના પડછાયાને પાછલા પહોર સુધી સ્થિર થઇ ગએલો જોઈને દેવરાજ ધવલને લાગ્યું, કે આ કોઈ સામાન્ય માણસ નહિ પણ મહા-પુરુષ છે. તે દિવસથી તેણે રાવળને ઘોડાં ચારવાના કામથી મુક્ત કરી દીધો. રાવળને દેવપુરુષ સમજીને સૌ કોઈ તેની સેવા-શુશ્રૂષા કરવા લાગ્યાં.

ત્યાર પછી રાવળની આત્મશક્તિ દિવસે દિવસે વિકાસ પામવા લાગી. એમના નામ સાથે ચમત્કારોની ઘણી વાતો જોડાઈ ગઇ છે.

પેલી તરફ જ્યારે ગુંદલને જાણ થઇ, કે રાવળ તો હવે દેવ બનીને પૂજાવા લાગ્યા છે ત્યારે તે પણ; પોતાના ભાઇ નારાયણને સાથે લઇને રાવળનાં દર્શન માટે નીકળી. બંને ભાઇ બહેન જ્યારે ગુંદિયાળીની સીમમાં આવ્યાં ત્યારે રાવળને એમના આગમનના ખબર મળ્યા.

આ સમાચાર સાંભળી રાવળના દિલને ધક્કો લાગ્યો અને તેમણે વલસરામાં સમાધિ લઇ લીધી.

ગુંદલદેવીને આ વાતની જાણ થતાં તેમને પણ ત્યાં જ સત ચડયું અને ચિતા ખડકાવી ત્યાંજ તેમણે અગ્નિ–સ્નાન કર્યું. આજે પણ ગુંદિયાળી ગામની પૂર્વે ગુંદલ માતાની દહેરી એમના આત્મ-સમર્પણની યાદ આપતી ઊભી છે. દર વરસે વૈશાખ સુદિ ૬ ના દિવસે અહીં મેળો ભરાય છે.*

ગુંદલદેવીના નામ પરથી અહીં ગામનું નામ ગુંદિયાળી રાખ-આવ્યું અને ગુંદલના ભાઈ નારાયણના નામ પરથી અત્રેના તળાવનું નામ નારાયણસર રાખવામાં આવ્યું.

રાવળપીરની સમાધિ પર દરિયાકિનારે એક ભવ્ય શિખરબંધ મંદિર ગુંદિયાળીના બ્રહ્મક્ષત્રીય શેઠ સુંદરજી શિવજી તરફથી બંધા-વવામાં આવ્યું છે. અહીં શ્રાવણ વદિ અમાસના દિવસે પ્રત્યેક વરસે મોટો મેળો ભરાય છે.

* આ દહેરી ગુંદિયાળીના જાડેજા ભક્ત મદારસિંહના બોધથી શેઠ મંગળદાસ ઠક્કરે ચણાવેલ છે.



# રામદેવ પીર

## અને

# રામદેવ-પીરા

## [ ૧ ]

## જન્મોત્સવ

રાજપૂતાનાના જોધપુર પ્રાંતના પોકરણથી ત્રણેક ગાઉ પર ૩ણેચા નામે ગામ છે. વિક્રમની સોળમી સદીમાં ત્યાં અજમલજી નામે તુવાર વંશના રાજા હતા. અજમલજી ભગવાન કૃષ્ણચન્દ્રના અનન્ય ભક્ત હતા. એમણે પોતાનું સમસ્ત જીવન કૃષ્ણ-ભક્તિમાં જ વ્યતીત કર્યું હતું. એમને સર્વ વાતનું સુખ હતું. દુઃખ એક જ હતું, કે એમને ત્યાં શેર માટીની ખોટ હતી. સંતાન-પ્રાપ્તિને માટે અજમલજીએ ડુંગર તેટલા દેવ કર્યા, અનેક યાત્રાઓ, માન્યતાઓ કરી અને અનંત વૈદો-હકીમોનો આશરો લીધો, પરંતુ એમના અંતરની અભિલાષ અધૂરી જ રહી. આમ ને આમ દિવસ પર દિવસો વીતતા ગયા અને મૃત્યુનું સ્મરણ કરાવતી વૃદ્ધાવસ્થા પણ આંખો ફુરકાવતી સામે આવીને ઊભી રહી. હવે અજમલજીના મનમાં પુત્ર-પ્રાપ્તિની આશા પણ નષ્ટ થતી જતી હતી. આ કારણથી અજમલજીએ શેષ જીવન દ્વારિકામાં વીતાવવાનો વિચાર કર્યો. દ્વારિકા જઈ ને પ્રભુની સેવા-પૂજામાં પોતાનું જીવન વ્યતીત કરવા લાગ્યા.

આગળ જતા અજમલજીને દ્વારિકામાં પણ પોતાનું જીવન ભારરૂપ જણાવા લાગ્યું. અહીં જ જીવનનો અંત આણવો વિચાર

શ્રેયસ્કર છે, આમ વિચારી એમણે એક દિવસ વિશાળ સાગરમાં વિલીન થઈ જવાનો નિશ્ચય કરી લીધો.

જ્યાં સુધી સુવર્ણને તપ્ત અગ્નિની અંદર ઠીક ઠીક તપાવવામાં ન આવે ત્યાં સુધી તેની સાચી કિંમત આંકી શકાતી નથી. અગ્નિ-પરીક્ષા એ જ સુવર્ણનું સાચું મૂલ્યાંકન છે. સોનાને કસોટી પર ચડાવ્યા વગર જેમ સોની તેની કિંમત આપતો નથી તેમ ભક્તની ભાવ-પરીક્ષા વગર પ્રભુ પણ તેને ફળ આપતો નથી.

સંત અજમલજીને પણ આવી જ આકરી કસોટીમાંથી પસાર થવાનું હતું. એમણે પોતાની જિંદગીનો અંત લાવવા માટે ખરેખર સમુદ્રની અંદર ઝંપલાવી દીધું.

આ વખતે કહેવાય છે, કે અજમલજીને ભગવાન કૃષ્ણચન્દ્રનો સાક્ષાત્કાર થયો. આ ચમત્કાર પૂર્ણ પ્રસંગથી અજમલજીના હર્ષનો અવધિ થયો. એમનું ભક્તહૃદય પ્રભુ-પ્રેમથી પૂર્ણ બની ગયું. એ તરત ત્યાંથી પાછા ફર્યા અને ઘેર આવી સતિ મીણાદેને સર્વ વાતથી વિદિત કર્યાં. પતિ-પત્નીને આથી પરમ આનંદ થયો અને તે જ દિવસે તેમણે દ્વારિકાથી વિદાય લઈ રૂણેચાને રસ્તે પ્રયાણ કર્યું.

રાજા-રાણીને રૂણેચા પાછાં ફરેલા જાણી પ્રજાએ ખૂબ સન્માન-પૂર્વક સામૈયું કર્યું. આખા ગામમાં આનંદ આનંદ છવાઇ ગયો.

અજમલજી અને રાણી મીણાદે પર આખરે પ્રભુની પરમ કૃપા ઊતરી પડી. એમને ત્યાં એક સુંદર બાલકનો જન્મ થયો. આ બાલકનું નામ વીરમદેવ રાખવામાં આવ્યું.

વીરમદેવના જન્મ પછી થોડા જ સમયમાં એટલે વિક્રમ સંવત ૧૪૬૧ ના વસંતપંચમીના મંગલ દિવસે અજમલજીને ત્યાં ઘરમાં એક અદ્ભુત ઘટના ઘટી. રામદેવ કુમારનો જન્મ થયો. આખા ગામમાં નવીન વધામણીઓ વહેંચવામાં આવી. આખું ગામ તોરણોથી

શણગારવામાં આવ્યું અને ઘેર ઘેર આનંદ-મંગળ ગવાવા લાગ્યાં. રાણી મીણાદેનું હૃદય તો પ્રભુ-ભક્તિના અનન્ય ભાવથી ઉભરાઈ ગયું. ઉભય બાલકુમારોનું એ અતિ આનંદથી લાલન-પાલન કરવા લાગ્યાં.

[ ૨ ]

## ભૈરવ-વધ

કણોયાથી થોડે દૂર એક મોટું શહેર હતું. આ આખું શહેર ભૈરવ નામના એક દુષ્ટ ક્ષત્રીયના ત્રાસથી ઉજ્જડ બની ગયું હતું. શહેરની એક વખતની સઘળી સુંદરતા આજે નષ્ટ-ભ્રષ્ટ બની ગઈ હતી આજે તો અહીં પગ મૂકવાની પણ કોઈ હિંમત કરી શકતું નહિ. અહીંથી પસાર થનાર માણસ પણ જીવતો જવા પામતો નહિ. આજુબાજુનો તમામ પ્રદેશ આ દુષ્ટાત્માના ત્રાસથી ત્રાસિત બની ગયો હતો. આથી લોકો એને ભૈરવ રાક્ષસના નામથી ઓળખતા. ભૈરવ રાક્ષસની ભયાનકતાની અનેક વાતો ગામોગામ ફેલાઈ ગઈ હતી. એનો ભય ભાંગનાર કોઈ શરીર પુરુષ આજ સુધી ઉત્પન્ન થયો ન હતો.

આ ભૈરવ રાક્ષસના ત્રાસ અને જુલમાટની વાત શ્રી રામદેવજીના કાન પર આવી પહોંચી. એમની ઉંમર આ વખતે માત્ર બાર વરસની હતી. લોકોને અનેક રીતે પાયમાલ કરી રહેલા આ નર-રાક્ષસનો નાશ કરવાની આકાંક્ષા શ્રી રામદેવજીના અંતરમાં જાગી ઊઠી. આથી એક દિવસ કોઈને કંઈ પણ કહ્યા વગર તે છાનામાના બહાર નીકળી ગયા.

ભૈરવ રાક્ષસે ઉજ્જડ બનાવેલા શહેરમાં એક પણ માણસનો વસવાટ ન હતો. બાલનાથ નામે એક કાનફટો યોગી જ માત્ર ત્યાં રહેતો હતો. બાલનાથે એક ઝૂંપડી બનાવી ત્યાં પોતાનો નિવાસ રાખેલો હતો.

રામદેવજી જ્યારે આ નિર્જન નગરીમાં આવ્યા ત્યારે યોગી બાલનાથની તેમના પર નજર પડી. આવા સુંદર આકૃતિવાળા સુકુમાર બાળકને આ ભયાનક સ્થાનમાં એકલો આવતો જોઇને બાલનાથના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મૂછાળા મર્દો પણ જ્યાં આવતાં થરથરી જાય ત્યાં આ નાનકડા કુમારને લ્હેરથી આવતો જોઇને કોને નવાઇ ન લાગે ? થોડીવારમાં તો રામદેવજી આ યોગી મહારાજની ઝૂંપડીની નજદીકમાં આવી પહોંચ્યા.

" કોમળ બાળક ! યમપુરી જેવા આ ભયાનક સ્થળમાં તું ભૂલો પડ્યો કે શું ? "

" ના મહારાજ ! હું તો મારી જાતે જાણી-બૂઝીને જ અહીં આવ્યો છું. "

" બેટા ! તારૂં સુકોમળ શરીર જોઇ મને તારી દયા આવે છે. શું આ સ્થાનની ભયંકરતા તું જાણતો નથી ? આ તો પેલા દુષ્ટ ભૈરવ રાક્ષસનું સ્થાન છે. અહીં આવનાર કોઇપણ માણસ સલામત જઇ શકતો નથી. માટે જો તને તારા જીવનની જરા પણ દરકાર હોય તો આ પળે જ અહીંથી મૂઠીઓ વાળીને નાસતો થા ! હવે એના આવી પહોંચવાનો વખત ભરાઇ ગયો છે. "

આવી વાતો ચાલી રહી હતી ત્યાં તો પહાડ જેવો ભૈરવ રાક્ષસ દૂરથી વાયુવેગે દોડતો આવતો દેખાયો.

બાલનાથની ધીરજ હવે ખૂટી ગઇ. તે આ બાલકુમારનો હાથ પકડી તેને પોતાની પર્ણકુટિની અંદર તાણી ગયો. અને તેને પોતાની ગોદડી અંદર સંતાડી મૂકવા પ્રયાસ કરવા લાગ્યો.

" બાવાજી ! શત્રુને જોઇને સંતાઈ જાય એવા ક્ષત્રીયનો હું બાલક નથી. દુષ્ટ-દલન અને સંત-સંરક્ષણ એજ અમારો જીવન-ઉદ્દેશ છે. માટે તમે બેફિકર રહો. એ પાપીનો પાપઘડો હવે ભરાઈ ચૂકયો

છે. નાનકડા કૃષ્ણે મહાકાય કંસનો જેમ નિમિષ માત્રમાં નાશ કર્યો હતો. તે જ રીતે હું આ પાપાત્માને પલકવારમાં જ પરલોકના પંથે પહોંચાડી શકીશ. "

રામદેવજીના મુખમાંથી આ છેલ્લા શબ્દો પૂરતા બહાર પડ્યા નહિ ત્યાં તો રાક્ષસ આવી પહોંચ્યો. એક તો એનો રાક્ષસી સ્વભાવ અને તેમાં રામદેવજીના અગ્નિબાણ જેવા શબ્દો સાંભળતાં તેના ગુસ્સામાં ઘૃત હોમાયું. આ સુંદર છતાં અભિમાની દેખાતા બાલકને એકદમ ઝડપી લેવા તેણે દોટ મૂકી. પરંતુ તે નજદીક આવે તે પહેલાં તો રામદેવજીના રામબાણ સમાન તીરે તેની છાતી આરપાર વીંધી નાખી અને એ ઢગલો થઇને જમીન પર ઢળી પડ્યો. આ અપૂર્વ દૃશ્ય જોઇને બાલનાથજીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એ તો અત્યંત ભક્તિભાવથી ત્યાં જ રામદેવજીનું પૂજન કરવા લાગ્યો. લોકોને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે તેમને ખૂબ આનંદ થયો. મહા ભયંકર ભૈરવ રાક્ષસના નાશથી તેમણે એક છુટકારાનો શ્વાસ ખેંચ્યો. રામદેવજીએ પોતાની દિવ્ય શક્તિ વડે ભૂમિનો મહાન ભાર ઉતારી દીધો. લોકોમાં પણ કહેવત ચાલી કે:—

રાક્ષસ પકડ્યો રામદેવ, ડાબી ભર કે ડગ,
પકડ પછાડ્યો ધરન મેં, સુખી હુવો સબ જગ.

[ ૩ ]

## વિવાહ

રામદેવજીનું વેશવાળ ઘરમાં મોટા રાજપૂતોમાં થએલું હતું. આ બનાવમાં પણ કોઇ ઇશ્વરી સંકેતે જ કામ કર્યું હતું. ક્ષત્રીય કુળના સોઢાવંશના અગ્રેસર દલપત નામના મોટા રાજાને ત્યાં નેતલદે નામે એક અતિ સ્વરૂપવાન કુમારિકા હતી. રૂપરૂપના અવતાર

સમી આ રાજપુત્રી મહા બુદ્ધિશાળી અને ગુણશાળી હોવાથી એના સગપણ માટે ચોતરફથી રાજવંશીઓનાં માગાં આવવા લાગ્યાં હતાં. પરંતુ રાજકુમારી નેતલદેને કોઇ એવી આત્મ-પ્રેરણા ઉત્પન્ન થઇ, કે તેણે એમાંથી એક પણ માગું સ્વીકારવાની કોઇને સંમતિ આપી નહિ. કુમારી નેતલદેએ ખૂબ વિચાર કરી આખરે પોતાના સગપણનું નાળિએર પોતાને હાથે જ રૂણેચા ગામે શ્રી રામદેવજી પર મોકલાવ્યું. અહીં રામદેવજીએ પણ આજ લગી કોઇ સગપણના શ્રીફળનો સ્વીકાર કર્યો ન હતો. પણ સોઢાકુમારી નેતલદેની તરફથી આવેલ આ શ્રીફળનો એમણે તરત જ સ્વીકાર કરી લીધો. આ રીતે કોઇ અજબ ઋણાનુબંધને લઇને ઉભય વર-વધુ તરફથી આ કાર્યને સંપૂર્ણ સંમતિ આપવામાં આવી અને બને પક્ષે લગ્નની તડામાર તૈયારીઓ ચાલવા લાગી.

સુગણાકુમારી નામે રામદેવજીનાં એક બહેન હતાં. આ બહેનને પૂંગલ દેશના પડિહાર રાજપૂતોમાં પરણાવેલાં હતાં. આ તરફ શ્રી રામદેવજીનાં લગ્નની તૈયારીઓ ચાલતી હોવાથી સુગણાદેને સાસરે કુમકુમ પત્રિકા આપવા માટે દેવાશી નામના એક રાયકાને પૂંગલ દેશ મોકલવામાં આવ્યો.

રાયકાએ પૂંગલદેશ પહોંચી જઇને તરતજ પોતાની સાથેની રામદેવજીનાં લગ્નની કુમકુમ પત્રિકા સુગણાદેના સસરાને અતિ માનપૂર્વક અર્પણ કરી એમણે વિનોદ કરતાં કહ્યું, કે " શું પડિહારોની પદરાણી તુંવારોને ત્યાં આવી શકે ખરાં ? "

પડિહારોનાં ઉપરોક્ત વચનો રાયકાને અપમાનકારક લાગ્યાં. આ નીમકહલાલ માણસ તુંવારોનો જરાપણ માનભંગ સહન કરી શકે એવો ન હતો. આથી તેણે પડિહારોને પ્રતિઉત્તર આપતાં તરત સંભળાવી દીધું, કે " તુંવારો તો અસલ રાજપૂત વંશના છે. પરંતુ પડિહારોનું જ કંઇ ઠેકાણું નથી. "

રાયકાએ ઉચ્ચારેલાં આ તીખાં વેણુ પડિહારોને જરાએ ગમ્યાં નહિ. એમનો ક્રોધ આ શબ્દો સાંભળીને એકદમ ભભૂકી ઉઠયો. રાયકાનું અભિમાન ઉતારવા અને એને એનાં કઠોર વચનો માટે દંડ દેવાનો પડિહારોએ નિશ્ચય કરી લીધો. એમણે તરત જ રાયકાને કેદ કરી લેવાનો પોતાના સરદારોને હુકમ કરી દીધો. કુમકુમ પત્રિકા આપીને શિરપાવ લેવાની આશાએ આવેલો રાયકો પડિહારોના કારાવાસમાં જકડાઇ ગયો.

સુગણાદેને જ્યારે આ વાતની જાણ થઈ ત્યારે તેના મનને અતિ સંતાપ થયો. તેણે તરત જ આ સમાચાર એક ખાસ માણસ સાથે શ્રી રામદેવજીને મોકલાવી આપ્યા.

સુગણાદેનો સંદેશો સાંભળતાં જ રામદેવજીએ પડિહારોના ગર્વનું ખંડન કરવાનો નિર્ણય કરી લીધો. એ તરત જ એક નાના કાફલા સહિત પૂંગલદેશ પર પહોંચી ગયા અને ગામની પાદરમાં છાવણી નાખી.

ખુદ રામદેવજીને પૂંગલદેશ પધારેલા જોઇને પડિહારો ઘણા જ માન સાથે એમને મળવા માટે આવ્યા. સૌને ખૂબ આનંદ થયો અને એક બીજાના અંદેશા દૂર ગઇ ગયા. રાયકાને તેજ વખતે મુક્ત કરવામાં આવ્યો. પડિહારોએ પોતાની ભૂલ માટે ક્ષમા માગી અને રામદેવજી રાયકાને સાથે લઇ પોતાના સરદારો સાથે પૂંગલ દેશથી પાછા ફર્યા.*

* રામદેવપીરના જીવન-પ્રસંગોમાં અનેક ચમત્કારી ઘટનાઓ સંકળાઇ ગએલી જણાય છે. મક્કાના પીરોને એમણે બતાવેલા ચમત્કારો તથા ભક્તોને સહાય કરવાની અને સુગણાદેના પુત્રને સજીવન કરવાની એમની અનેક ચમત્કારી કથાઓ આજે પણ પ્રચલિત છે.

## [ ૪ ]

## કચ્છની ભૂમિમાં

નારાયણ સરોવર એ કચ્છમાં યાત્રાનું એક મહાન ધામ મનાય છે. આ પુરાણ-પ્રસિદ્ધ યાત્રા-ધામનાં દર્શન કરવાની શ્રી રામદેવજીની ઇચ્છા થઈ. આથી તેમણે કચ્છ તરફ પ્રયાણ કરવા માંડયું. મારવાડથી મોટી મંડળી સાથે તે મજલ દર મજલ કરતા ખડીર થઇને કચ્છ-ભુજમાં આવી પહોંચ્યા.

આ વખતે ભુજમાં રાઓશ્રી ખેંગારજી પહેલાનો અમલ હતો. અવ્યવસ્થિત બની ગએલા કચ્છના રાજતંત્રને થાળે પાડવા એ પ્રયત્નો કરી રહ્યા હતા.

રામદેવ પીરની ખ્યાતિ કચ્છ, કાઠિયાવાડ અને મારવાડમાં ચોતરફ ફેલાઈ ગએલી હોવાથી રાઓશ્રી પણ રામદેવ પીરની સિદ્ધિ અને શક્તિથી અણવાકેફ ન હતા. આથી રાઓશ્રીએ એમને અત્યંત આદર-સત્કાર સાથે રાજ્યના મહેમાન બનાવ્યા.

ભુજમાં એ વખતે લોહાણા કોમનું પરિબળ હતું. આ લોકો પણ પીરશ્રીના અનુયાયી બન્યા અને વાણિયાવાડને નાકે રામદેવજીનું મંદિર તૈયાર કરાવ્યું. આ મંદિરની આજ પણ સેવા-પૂજા ચાલુ છે. રાજ્ય તરફથી પૂજારીને વર્ષાસન પણ આપવામાં આવે છે.

કચ્છનું ફરાદી ગામ રાઓશ્રીના ભાઇ સાહેબજીને ખાનગી ખર્ચ માટે આપવામાં આવેલું હતું. આ ગામની સાઠ પ્રાજા જમીન રાજ્ય તરફથી રામદેવજીને ભેટમાં આપવામાં આવી.

ભુજ થોડા દિવસ રોકાઈ ત્યાંથી મડ થઇને રામદેવજી પોતાની મંડળી સાથે નારાયણ-સરોવર આવ્યા. નારાયણ-સરોવરમાં આ વખતે રીંગણનાથ નામે એક યોગી રહેતો હતો. તે સવારે રીંગણાં

વાવી સાંજે રીંગણાં ઉતારી શકવાનો પ્રયોગ કરી શકતો. આથી લોકો તેને રીંગણનાથના નામથી ઓળખતા હતા.

આ યોગી નારાયણ–સરોવરમાં રહીને યાત્રાળુઓ પર ઘણો જ જુલમ ગુજારતો હતો. એના ત્રાસથી તમામ લોકો ત્રાસી ગયા હતા. આ વાતની રામદેવજીને જાણ થતાં તેમણે રીંગણનાથ બાવાની સઘળી સત્તા તોડી નાખી અને કોઈ પણ યાત્રાળુને હેરાન ન કરવાની તેની પાસે પ્રતિજ્ઞા લેવડાવી. રામદેવજીની શક્તિ જોઈ આ જુલમી યોગી તરત નમી પડયો અને રામદેવજીનો શિષ્ય બની ગયો.

આ પ્રસંગની યાદગીરીમાં આજે પણ રામદેવ–પીરાઓના હાથે નારાયણ–સરોવરની છાપ લગાવવામાં આવતી નથી.

નારાયણ–સરોવરની યાત્રાનું કાર્ય સમાપ્ત કરી રામદેવજી ત્યાંથી ફરાદી આવ્યા. ફરાદીમાં આ વખતે પરજિયા સોનીની વસ્તી ઘણી હતી. આ તમામ સોની લોકોએ ગામના લોકો સાથે મળીને રામદેવજીનો ખૂબ સત્કાર કર્યો અને એમને વાજતે ગાજતે ગામમાં લાવ્યા.

ફરાદી ગામમાં વાણીઆ અને પરજિયા સોની પીરશ્રીના સેવકો બન્યા.

ફરાદીના તમામ લોકોએ મળીને પીરશ્રીને ત્યાં જ રહેવા વિનંતી કરી.

રામદેવજીના ભાઈ વીરમદેવજીને ચાર કુંવરો હતા. લાખોજી, લખિયારજી, સાંગણજી તથા ધનાજી. આ ચારે કુમારો એ વખતે રામદેવજીની સાથે જ હતા. ફરાદીની પ્રજાનો અતિ આગ્રહ જોઈને રામદેવજીએ પોતાના બે ભત્રીજા સાંગણજી તથા ધનાજીને કચ્છમાં રાખ્યા અને પોતે પોતાના તમામ રસાલા સાથે વાગડને રસ્તે થઈને પાછા મારવાડ પધાર્યા.

કચ્છના નખત્રાણા ગામમાં રામદેવ પીરનું મોટું મંદિર છે અને વાગડના સામખિયાળી ગામે પણ પીરશ્રીનું સ્થાનક છે. અહીં ભાદરવા સુદ ૧૧ ના દિવસે, મોટા મેળા ભરાય છે અને હજારો યાત્રાળુઓ યાત્રાએ આવે છે.

કચ્છમાં રહીને સાંગણ પીરે પણ સારી નામના મેળવી. એમણે બતાવેલા ચમત્કારોની પણ કૈં કૈં વાતો કચ્છમાં અદ્યાપિ પ્રચલિત છે.

સાંગણ પીરને બે રાણીઓ હતી. પીરશ્રીએ જ્યારે જીવંત સમાધિ લેવાનો નિશ્ચય કર્યો ત્યારે એમનાં એક રાણી ગર્ભવંતાં હતાં આથી એક રાણી સહિત એમણે કરાદીમાં જીવંત સમાધિ લીધી. એમના વંશમાં ઘણા પીરોએ જીવંત સમાધિઓ લીધી છે. છેવટે સંવત ૧૮૦૦ માં માન પીરે અને એમના પછી સવા મહીને સાહેબ પીરે પણ જીવંત સમાધિ લીધી. બધી સમાધિઓ આજે પણ રામદેવજીના મંદિરમાં કરાદીમાં જોવામાં આવે છે. આજે પણ એમના જ વંશજો મંદિરની પૂજા કરી રહ્યા છે.

રામદેવ પીર રામાપીરને નામે પણ ઓળખાય છે. કચ્છમાં બીજે પણ ઘણે સ્થળે રામદેવ પીરનાં સ્થાનકો જોવામાં આવે છે.

[ ૫ ]

## સમાધિ

રામદેવજીના જીવનનું મુખ્ય ધ્યેય દુષ્ટોના નાશનું અને સંતોનું રક્ષણ કરવાનું હતું. અનેક નર-રાક્ષસોને નષ્ટ કરીને લોકોને મહાન સંકટમાંથી તેમણે ઉગારી લીધા હતા. આ કારણથી જ રામદેવજી ઈશ્વરી અવતાર તરીકે ઓળખાય છે.

રામદેવજીએ પૃથ્વી પર કરવા ધારેલાં તમામ કાર્યો જ્યારે

પરિપૂર્ણ થઇ ગયાં ત્યારે તેમણે જીવંત સમાધિ ધારણ કરવાનો નિશ્ચય કરી લીધો.

ગામ બહાર એક સુંદર સ્થાન પસંદ કરી ત્યાં તેમને માટે એક સમાધિ તૈયાર કરાવવામાં આવી. ત્યાં યોગ્ય સમયે રામદેવજી તમામ ગામ લોકો સાથે વાજતે ગાજતે પહોંચ્યા.

રામદેવજીના હૃદયમાં કોઇને માટે કંઇ ભેદભાવ ન હતો. હિંદુ મુસલમાન, હરિજન સૌને તે સમાન નજરે નિહાળતા.

દીપાલી નામે એક હરિજન બાઇ રામદેવજીની અનન્ય ભક્તા હતી. જ્યારે તેણે સાંભળ્યું કે રામદેવજી જીવંત સમાધિ લેવાના છે ત્યારે તે એકદમ ત્યાં પહોંચી ગઇ અને રામદેવજીથી પહેલાં પોતે સમાધિમાં ઊતરવાનો આગ્રહ કરવા લાગી.

દીપાલીનો અતિ આગ્રહ જોઇને તેને માટે પણ જુદી સમાધિ તૈયાર કરાવવામાં આવી. આ હરિજન બહેને પણ રામદેવજીની સાથે જ વિક્રમ સંવત ૧૬૧૫ ના ભાદરવા સુદ ૧૧ નાદિવસે જીવંત સમાધિ ધારણ કરી.

રામદેવજીના સેવકો હિંદુ તેમજ મુસલમાન બંને હતા. આથી એમની સમાધિનો આકાર મુસલમાની કબરના નમૂનાનો કરવામાં આવ્યો અને ઉપરનું દહેરું હિંદુ-મંદિરના રૂપનું બનાવવામાં આવ્યું.

રામદેવજીની સમાધિ 'રામડેરા' તરીકે ઓળખાય છે. અહીં એક વરસમાં બે વાર મેળો ભરાય છે. એક ભાદરવા સુદિ ૧૧ ના દિવસે અને બીજો માહ સુદિ ૧૧ ના દિવસે. આ બંને મેળા એક અઠવાડિયા સુધી ભરચક રહે છે. દેશી-પરદેશી હજારો યાત્રાળુઓ રામદેવજીનાં દર્શન માટે અહીં આવે છે.

બીકાનેર નરેશ સ્વ. મહારાજા શ્રી ગંગાસિંહજીએ જૂના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવી સુંદર મંદિર તૈયાર કરાવેલ છે. ઉપરાંત યાત્રાળુઓ માટે મોટી ધર્મશાળાઓ પણ તૈયાર કરવામાં આવેલ છે.

હડબૂજી રાઠોડ નામે રામદેવજીનો એક પરમ ભક્ત હતો. રામદેવજીએ સમાધિ ધારણ કર્યા પછી આ ભક્તને માયાજાલ* પાસે રામદેવજીનાં લીલા ઘોડા સહિત દર્શન થએલાં એમ કહેવાય છે. આ પ્રસંગની યાદગીરી માટે અહીં રામદેવજી તથા ભક્ત હડબૂજીનું એક મંદિર બનાવવામાં આવેલ છે.

---

* માયાજાલ વલવાડાની પાસે લૂણી નદીના કિનારે આવેલ એક જંગલનું નામ છે. મારવાડની સૂકી ભૂમિમાં આ જંગલ લીલું અને હરિયાળું જોવામાં આવે છે.



# બ્રહ્મનિષ્ઠ પંડિત પીતામ્બરજી

જેને જન્મ આપીને ધરતી માતા પણ ધન્ય બની જાય, એવા પણ કોઈક મહાપુરુષો હોય છે પંડિત પીતામ્બરજી એવા જ એક મહાન પુરુષ હતા એમને ઉત્પન્ન કરીને કચ્છ ધરા ખરેખર કૃતાર્થ થઈ છે કચ્છ–ભૂમિની કીર્તિને એમણે સિંધ પંજાબ, કાશી અને હરદ્વાર પર્યંત પ્રસરાવી છે અનેક પંડિતો, વિદ્વાનો, સાધુ–સંતો, શ્રીમંતો અને રાજા–મહારાજાઓ જેના દર્શન માટે ઝંખતા હતા તે પંડિતજી કચ્છ–ભૂમિની એક મહાન વિભૂતિ હતા

પંડિતજીના પરદાદા શ્રી લીલાધરજી એક સુપ્રસિદ્ધ જ્યોતિર્વિદ હતા અસલ એ અંજારના રહીશ હતા પરંતુ મંજલના જાગીરદારે એમના પર પ્રસન્ન થઈને એમને ઘર, ગામ વગેરે અર્પણ કરીને મંજલનિવાસી બનાવ્યા લીલાધરજીના બે પુત્રો, ગોપાલજી અને અમરસિંહ ગોપાલજીને લાધારામ, પુરુષોત્તમ અને પાગલા એ ત્રણ પુત્રો થયા આ પુરુષોત્તમના ઘરમંદિરે સંવત ૧૯૦૪ના જેઠ સુદિ દશમના દિવસે જે બાળકનો જન્મ થયો એ જ પંડિત પીતામ્બરજી એમના માતુશ્રીનું નામ હીરબાઈ હતું માતાના ધાર્મિક સંસ્કાર પંડિતજીમાં ઊતર્યા બાળકાળથી જ પંડિતજીની બુદ્ધિ અને મા–શક્તિ અદ્ભુત હતા માત્ર પાંચ વર્ષની ઉંમરે પિતાજીના મુખેથી સાંભળેલા સંસ્કૃત શ્લોક એમના હૈયામાં ઊતરી જતા અને યાદ રહી જતા

મંજલમાં એ વખતે શ્રોત્રિય, બ્રહ્મપરાયણ અને વિદ્વાન શ્રી બાપુજી મહારાજ રહેતા હતા એમની પાસે અભ્યાસ કરવા માટે

તેમજ સંધ્યાવંદન, ગીતાપાઠ વગેરે શીખવા માટે એ જવા લાગ્યા આ બાળકની અનુપમ ગ્રહણશક્તિ જોઈને ગુરૂજીની પ્રસન્નતાનો પાર રહ્યો નહિ આવા અપૂર્વ બુદ્ધિશાળી બાળશિષ્યને જોઈને કયા ગુરૂદેવનું હૃદય પ્રેમ અને આનંદથી પુલકિત ન થાય ?

ત્યાર પછી ગઢસીસાના વ્યાસ દેવચન્દ્ર જ્યોતિર્વિદ્ પાસે એમણે જ્યોતિષ-શાસ્ત્રનો અભ્યાસ કર્યો મંજલના જૈન યતિ શ્રી લબ્ધિવિજયજી પાસે પણ એમણે વ્યાકરણાદિનું જ્ઞાન પ્રાપ્ત કર્યું દેશાટન કરતા આવી ચડેલા યતિ શ્રી પદ્મવિજયજીના જ્ઞાનનો લાભ પણ લીધો પંડિતજીનું ધ્યેય એક જ હતું જ્યાથી મળે ત્યાથી મેળવીને જ્ઞાનનો ભંડાર સમૃદ્ધ કરી લેવો વેદાંતના વિષયમાં તો તે એક મ ઓતપ્રોત બનીને આખા એના રંગે રંગાઈ ગયા હતા

પંડિતજીને એમના જ્ઞાનમાં સદા ઊણપ જ લાગતી આથી એમણે મુંબઈ જઈને ત્યા સંસ્કૃતના મહાન વિદ્વાનો પાસે કાવ્ય, કોશ, વ્યાકરણ વગેરેનો ઊંડો અભ્યાસ કર્યો મુંબઈથી મંજલ આવી ત્યા સત્સંગી જનોને પંચદશી, ઉપદેશ સહસ્ર, નૈષ્કર્મ્ય સિદ્ધિ, તત્ત્વાનુસંધાન વિચારસાગર આદિ ગ્રંથોનું શ્રવણ કરાવતા રહ્યા

એકવીસ વર્ષની વયે એમને ત્યા દેવકૃષ્ણ નામે પુત્રનો જન્મ થયો ત્યાર પછી ત્રણ માસે એમના પિતાનું અવસાન થયું અને કુટુંબનો બધો બોજો એમના પર આવી પડ્યો પરંતુ એમનો બોજો તો પ્રભુ જ ઉપાડી લેતા એ પોતે તો નરસિંહ મહેતાની જેમ આખો દિવસ જ્ઞાનની ભક્તિમાં જ રચ્યાપચ્યા રહેતા

મુંબઈમા સ્વામી શ્રી રાઘવાનંદજીએ પંડિતોની એક મોટી સભા ભરી હતી એ પ્રસંગે પંડિત પીતામ્બરજીની શ્રેષ્ઠ બુદ્ધિપ્રભાની કદર કરીને એમને તત્વસ્પર્શીનું માનનીય પદ અર્પણ કરવામાં આવ્યું હતું

આ અરસામા કચ્છ–કાનપુરમા સાધુ ઇચ્છારામજી રહેતા હતા એમને પચદશી આદિ સસ્કૃત ગ્રથોનો અભ્યાસ કરાવવા માટે કેટલોક સમય એમણે કાનપુરમા નિર્ગમન કર્યો

ત્યાર બાદ પડિતજી ફરી મુબઇ ગયા આ વખતે મુબઇમા એમને સસ્કાર–મૂર્તિ શ્રી શરીફ ભાઈ તથા મનસુખરામ સૂર્યરામ ત્રિપાઠીનો સમાગમ થયો અહીં શ્રી શરીફભાઈ વગેરેની પ્રાર્થનાથી એમણે પચદશીની ભાષા–ટીકા, વિચાર સાગરના અમુક ભાગની ટીકા, સુદર વિલાસના વિપર્યયની ટીકા, વિચાર ચન્દ્રોદય રત્નાવલિ, મટીક બાલબોધ, સસ્કૃત શ્રુતિ ષટ્ લિગ સગ્રહ, શ્રી વેદસ્તુતિની ટીકા, સ્વામી શ્રી ત્રિલોકરામજી કૃત મનોહર માગાની ટિપ્પણી, સર્વોત્તમભાવ પ્રદીપ વગેરે અનેક અમૂલ્ય ગ્રથોની રચના કરીને એમનુ પ્રકાશન કર્યુ.

ઉપરાત બોધ રત્નાકર, પ્રમાદ મુદ્ગર, પ્રશ્નોત્તર કમળ, ષટ્ દર્શન સારાવલિ, મોહજિત કથા સદાચાર દર્પણ ભૂમિ ભાગ્યોદય ઉપકાદર્શ, સશય સુદર્શન આદિ અનેક ગ્રથોની પણ એમણે મુબઇમા જ રચના કરી

હવે પડિતજીની કીર્તિ દિનપ્રતિદિન ચઢતી કળા પેઠે વધતી જતી હતી રાજા–મહારાજાઓમા પણ એમના સન્માન થવા લાગ્યા હતા કચ્છના મહારાઓશ્રી, ભાવનગરના મહારાજા, વઢવાણના મહારાજા શેઠ હસમુખરાય એનસી, ગોડ પ્રાગજી મકાજી વગેરેની વિનતિ અને મદદથી પંડિતજીએ ઇશ, કેન, કઠવલ્લી, પ્રશ્ન, મુડક, માડૂક્ય, તૈતરીય અને ઐતરેય એ આઠ ઉપનિષદ, શ્રી શાકરભાષ્યના વ્યાખ્યાન સહિત તૈયાર કરી પ્રકટ કર્યા.

સવત ૧૯૪૦ મા શ્રી હથુઆ–નરેશે પડિતજીને દર્શન દેવા પધારવાની વિનતિ કરવા માટે કાશ્મીરી પડિત જવાહરજીને ખાસ મજલ ગામે મોકલ્યા હતા એમના આગ્રહને માન આપી પડિતજી

પોતાના ભાઇ લાલજી અને શ્રી ઇશ્વરદાસજીના શિષ્ય પ્રેમદાસને સાથે લઇને કાશીપુરી પધાર્યા. ત્યાં શ્રી હથુઆ–નરેશે ભારે દબદબાથી પંડિતજીને હાથી પર બેસાડી મોટી સવારી કાઢી હતી. એ સવારીમાં શ્રી હથુઆ મહારાજા પોતે અશ્વારૂઢ થઇને સામેલ રહ્યા હતા. નિશાન ડંકા સહિત સવારી દુર્ગાઘાટ પર આવેલા ડૂમરાના મહારાજાના બગીચામાં પહોંચી. અહીં એમના ઉતારાની બધી વ્યવસ્થા કરવામાં આવી હતી. એ સમયે કાશીમાં પંડિતજીનું બહુમાન કરવામાં આવ્યું હતું.

પંડિતજીનું એક બીજું મહત્વનું કાર્ય યજુર્વેદીય શ્રી બૃહદારણ્યકોપનિષદનું હિંદીમાં વ્યાખ્યાન લખવાનું હતું. આ કાર્ય એમણે એમના પુત્રરત્ન પંડિત દેવકૃષ્ણના હાથે શરુ કરાવીને પાંચ વર્ષે પૂર્ણ કર્યું.

સંવત ૧૯૪૬ ની સાલે પંડિતજીના એ યુવાન પુત્ર દેવકૃષ્ણનો દેહાંત થયો. પંડિતજીને આ સમાચાર મુંબઇમાં મળતાં દુન્યવી દૃષ્ટિએ દુઃખ તો થાય જ. પરંતુ જ્ઞાનદૃષ્ટિએ એમણે કહ્યું, કે " પંચભૂતનો દેહ પંચતત્ત્વોમાં ભળી જાય એ તો જગતનો સ્વભાવ છે. એ માટે હર્ષ–શોક વ્યર્થ છે" એમ કહી એમણે જ્ઞાનના બળે આ ભયંકર આઘાત ઝીલી લીધો. એથી તેર વર્ષ પહેલાં એમના ધર્મપત્નીનું પણ અવસાન થઇ ગયું હતું.

આ બનાવ પછી પંડિતજી કચ્છમાં આવ્યા અને ત્યાંથી સિંધનો પ્રવાસ શરૂ કરી અનેક સ્થળે ફરી, સિંધના કેટલાયે મહાપુરૂષોનો સહવાસ સાધ્યો.

પંડિતજીએ આખા ભારતમાં ખૂબ પ્રવાસ કર્યો હતો. એ ત્રણ વાર કુંભ મેળામાં પણ જઇ આવ્યા હતા. જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં એમનો ચારે તરફથી સત્કાર થતો.

સંવત ૧૯૫૨ માં સિંહગઢશીર્ષ અર્થાત્ ગઢસીસામાં વૈશાખ વદિ બીજથી બારસ સુધી એમણે શ્રી ગાયત્રી, પુરશ્ચરણ, શ્રી મહારુદ્ર યજ્ઞ અને શતચંડી એમ ચાર યજ્ઞ કર્યા.

સંવત ૧૯૫૪ માં જૂના બિલ્વવનમાં આવેલ બિલ્વેશ્વર મહાદેવના મંદિરમાં ખૂબ સુધારાવધારા કરાવી તેને વિસ્તીર્ણ બનાવ્યું. ગદસીસાથી શ્રી બિલ્વેશ્વર સુધી નવી સડક બંધાવી. આ કાર્ય માટે એમણે લગભગ કોરી સવા લાખનો ફાળો એકત્ર કર્યો હતો.

સંવત ૧૯૫૬ ની સાલના દુષ્કાળમાં શેઠ મથુરદાસ મીઠાવાળા અને અન્ય શ્રીમંતોની સહાયથી એમણે લોકોને વિના મૂલ્યે અનાજ આપવાની અને ગાયોને ચારો આપવાની વ્યવસ્થા કરી હતી.

સંવત ૧૯૬૦ લગભગ એમની તબિયત લથડવા લાગી. સંવત ૧૯૬૧ ના ચૈત્ર વદિ ૧૩ ભોમવારે પંડિત કૃષ્ણમોહન શર્મા ઉર્ફે પંડિત કાર્તાતિક દ્વારા એમણે વિધિપૂર્વક સંન્યસ્ત ગ્રહણ કરીને શ્રી પરમાનંદ સરસ્વતી નામ ધારણ કર્યું. ત્યારબાદ ૧૫૦ શ્લોકોની રચના કરીને દશમ સંધ રહસ્ય એમણે ૨૨ દિવસમાં તૈયાર કર્યું હતું.

એ જ વર્ષના વૈશાખ સુદિ ૭ ના દિવસે ૐકારનો ઉચ્ચાર કરતાં કરતાં આ ક્ષણભંગુર દેહનો એમણે ત્યાગ કર્યો. એમના દેહને પાલખીમાં પધરાવી, ભજન મંડળી સહિત વાજતે ગાજતે બિલ્વેશ્વરના ધામમાં શિવાલયના પાછળના ભાગમાં પંડિત કાર્તાતિક હસ્તે સમાધિ આપવામાં આવી. આ સ્થાને એમનું પૂતળું બેસાડવામાં આવ્યું છે.

પંડિત પીતામ્બર એટલે શ્રમ અને શ્રદ્ધાની સફળતા. એમણે આપબળે આગળ આવીને પોતાની જ્ઞાન—જ્યોતિથી ભારતને જે અમૂલ્ય ગ્રંથરત્નોની ભેટ આપી છે તે માટે કચ્છ ખરેખર ગૌરવાન્વિત છે.

અંતમાં બુદ્ધિને ઉપદેશ કરતી એમની એક સાદી છતાં ગૂઢ એવી એક કચ્છી કવિતા અત્રે આપવામાં આવે છે. આ કવિતા કુંદેવે વિધવા થએલ એમની નવયુવા પુત્રીને ઉદ્દેશીને લખવામાં આવેલ છે.

## બુદ્ધિ

તૂં નિજ સ્વરૂપ સંભાર રે બુદ્ધિ,
તૂં આતમ તત્ત્વ વિચાર રે બુદ્ધિ;
તૂં ભટક મ ભવજલ મેં,
કાણે ભમજ મ દુઃખ દલ મેં. તૂં નિજ૦

લક્ષ ચોર્યાશી તું બહુ ભમઇયે બુદ્ધિ,
તેં જો અમાં ન આયો અંતડો;
હી નર તન રતન રે બુદ્ધિ,
તૂં પામઇયેં પૂરવ પુન્ય સેં. તૂં નિજ૦

તો તુચ્છ સુખ જે કાજ રે બુદ્ધિ,
ભવ દુઃખ ડિઠે બહુ ભાંતે જા;
તૂં અંઆ ન થઇયેં ઉપરામ રે બુદ્ધિ,
હિન સોણે જેડે સુખનું. તૂં નિજ૦

કૂડો કુલ કુટુંબ પરિવાર રે બુદ્ધિ,
તેં મેં આસક્ત થઇએં અજાણ સેં;
તોકે રૂઆરીંધે હિકચાર રે બુદ્ધિ,
જુકો આતમ ભિન્ન પ્રિય મિંજ સે. તૂં નિજ૦

રઇ દેહવૃક્ષ આયુ ડાર રે બુદ્ધિ,
તૂં તાં લોભાણીએં મધલાર મેં;
દિન રાત ઊંધર કતરિયેં બુદ્ધિ,
નીચે કાલ-વ્યાલ વાટ ન્યારે તો. તૂં નિજ૦

તોકે પોચણું આય પરદેશ રે બુદ્ધિ,
તૂં તાં બેભર મ હિન દેશ મેં;

હાણે ટાણે વહી થી વાટ રે બુદ્ધિ,
ન કાં મૂલ ગંઠડી ગુમાંઈ ધી. તૂં નિજ૦

સદ્‌ગુરૂ શરણ તું શોધ રે બુદ્ધિ,
જુકો જ્ઞાની અનુભવી મહાત્મા;
તિન પાંય પંથ તૂં પુછ રે બુદ્ધિ,
જિય આરો અચે હિન જાન જો. તૂં નિજ૦

રામ નામ જપ ધ્યાન કર રે બુદ્ધિ,
જેંથી પ્રગટે પ્રેમ લક્ષણા,
તૂં રામ સે તદ્રુપ રે બુદ્ધિ,
ટરે ભેદ ભરમ અનાદિ જો. તૂં નિજ૦

થીએ પરમ નિર્મલ મન રે બુદ્ધિ,
તેં મેં શુદ્ધ સાધન અચે ખરા;
વિવેક વૈરાગ્ય ષટ્ સંપત્તિ રે બુદ્ધિ,
છ ત્રે ચોથો તાં હાણે જ ચાં. તૂં નિજ૦

તૂં તત્ત્વજ્ઞાન કે પામ જ બુદ્ધિ,
જેથી મોક્ષ મિલે તત્કાલ મેં;
તો જો મિટે જન્માદિક બંધજ બુદ્ધિ,
જુકો સું મેં બાંધ્યો તો જે સંગ સેં. તૂં નિજ૦

ઈ તાં જિજ્ઞાસા કાલ જો બોધ રે બુદ્ધિ,
સો તાં થેઓ જિજ્ઞાસુ જે હેત મેં;
ઇય ચે પીતાંબર રામ રે બુદ્ધિ,
નિજ પીય છો ધી છો ચાહ સેં. તૂં નિજ૦

પંડિત પીતામ્બર એક મહાત્મા પુરુષ હતા રાગ-દ્વેષ, વેર-વિષમતા, નિંદા, અસૂયા આદિ અનિચ્છનીય ભાવોથી એ સદા મુક્ત હતા એમનું હૃદય મેઘબિંદુ જેવું નિર્મળ, કમળના ફૂલ જેવું કોમળ અને બાળક જેવું સરળ હતું આવા મહાન આત્માઓને જન્મ આપનાર ધરણીને ધન્ય છે!



## સંત હરિ સાહેબ

મહાત્મા હરિ સાહેબનો જન્મ કચ્છ-ચિયાસરના ઈશાન કોણમાં ત્રણ માઈલને અંતરે આવેલ હીંગરીઆ ગામે વિક્રમની ઓગણીસમી સદીની આખરમાં કાઈયા વંશમાં થયો હતો બાળપણથી જ એમના અંતરમાં પ્રભુભક્તિના બીજ ફૂટી નીકળ્યા હતા ત્યાગ અને વૈરાગ્યની ભાવના વિકસતી જતી હતી એટલામાં ખભાળિયાના ભાણુસંપ્રદાયના મહાત્માશ્રી ચરણ સ્વામીની મુલાકાતનો સંજોગ સાંપડતા એમની ઘણા દિવસની મનોકામના સફળ થઈ સંસારનો ત્યાગ કરી એમણે ચરણ સ્વામી પાસે દીક્ષા ગ્રહણ કરી

શ્રી હરિ સાહેબ બાળ બ્રહ્મચારી હતા એમના ત્યાગી જીવનનો અર્ધી સદી જેટલો સમય તો એમણે યોગ-સાધના માટે ડુંગરો અને જંગલોમાં ગાળ્યો હતો ત્યારબાદ પોતાના હીંગરીઆ ગામે આશ્રમ બાંધીને ત્યાં સ્થિર વાસ કર્યો

હરિ સાહેબ અને કચ્છ-નાડાપાના ભાકરશાહ બાવા બંને સમકાલીન હતા. બંને વચ્ચે પ્રેમ-સંબંધ પણ સારો હોતા એમની મુલાકાતો પણ અવાર-નવાર થતી હતી ભાકરશાહને ઉદ્દેશીને હરિ

સાહેબે 'મિયાં સંતેં જી ગિનજા સલામી' એવી એક કચ્છી ભાષાની કાફી પણ રચેલ છે.

લગભગ પંચાણું વર્ષનું લાંબું આયુષ્ય ભોગવીને બાવા હરિ સાહેબ પરમ પદને પામ્યા. એમની સમાધિ હીંગરીઆમાં એમના આશ્રમમાં જ છે. એમના શિષ્ય દયારામજી બાવા થયા.

હરિ સાહેબે ઘણાં સુંદર ભજનો અને કાફીઓ રચેલ છે. એમાંથી અંશતઃ અત્રે આપવામાં આવે છે.

ભજન—રાગ આશા

ગુરૂ મેટ દિયો જન્મ–મરના,
સ્વામી ! આયા મેં તુમ શરના–ટેક.

બચન ગુરૂ કા સદા સોહાગી, શ્રવણ કિયે સબ ભ્રમણા ભાગી,
મોહનિદ્રા સે ઝબકી જાગી, સ્વપ્ન માયા સબ ત્યાગી.
સ્વામી૦

અસંખ્ય જુગો કી હુઇ ઓરખાઇ, આજ મેરમ મિલના આઈ,
સોહં શબ્દ મેં સાન ઠહરાઇ, ગગન ઘર પર જાઇ.
સ્વામી૦

પાપ પકવ અબ ભયા પૂર્વકા, હેત ધરી સબ હરના,
આજ કાલ કા દીર્ઘ કાલ કા, ખામી ખાક જ કરના.
સ્વામી૦

અવશ મન તાકો વશ કીના, એક આતમ બ્રહ્મ ચીના,
'હરિ સાહેબ' ગુરૂ રંગ ભીના, ચરણ શરણ જબ લીના.
સ્વામી૦

## કચ્છી કાફી

રાગ–સે મું સેણુ નેણુ ડિઠા

જેડિયું ! જોગીયન ધારાં આંઉં કીંય રે જિયાં ?
આંઉં કીંય રે જિયાં, વિખડા ઘોરે ને પિયાં,
સરતિયું ! સામીયન ધારાં આંઉં કીંય રે જિયાં ?
બાજ કરે બાની તેં, મું ઘર માન અચે,
સમાચાર સુણી, મુંજા નેણુ નચે,
તન મન ધન તિની મથા, વારે વારે વારિયાં. જેડિયું૦

પેહી કેઆં પ્રીતડી, છેડો કીં છડીઆં ?
ભુંગડા ભાવરેં વટ, આંઉં અચી અડીઆં,
કોતક કો મ કળા, તન મન તિની કે ડિયાં. જેડિયું૦

ભગતી ભગવાનજી, કંધે લોક લજે,
સેવા સમરણુ કનાં, હુરીજન દૂર ભજે,
' હરિ સાહેબ ' ચેં હલી, પગલા ધુઈ ધુઈ પિયાં. જેડિયું૦

રાગ કારાઈડો

જેડિયું મુંજો કાન અરવીલો, અલબેલો તો અચે,
સાંવરી સૂરત મધૂરી મૂરત, રાધા રંગમેં રચે.
જેડિયું૦
કને ની આંજે કુંડલ બિરાજે, મુગટ જડેઓ હીરેં સચે.
જેડિયું૦
ભાગ ભલાની વ્રજ ભૂમી જા, કાનજી બંધાણા ધાગે કચે.
જેડિયું૦

આલ ગોવાલા સંગમેં ગિનીને, વિચમેં કાન તો નચે.
જેડિયું૦
ગુજન્યું ગાલિયું કરીઆં ગુંજે કાન સેં, પાડે વારિયું ભલેં પચેં.
જેડિયું૦
'હરિ સાહેબ' ચેં હેત હરિ સેં, ધિલ મેં ધૂમ મચે.
જેડિયું૦

× × ×

## મનજી ગાલ લધી

રાગ-પેરીઆં ભગમાં ભેખ

મનજી ગાલ લધી, મોહન આંજે મનડેજી ગાલ લધી.
ઘણાં ડીં આંઉં ગુપત રહેઓ, વેરાગ વેઓ તે વધી. મોહન૦
હિન કાયાજા કેડા ભરોસા ? ગરી તાં વેંધી ગંધી. મોહન૦
સંસાર-સાગર મહા જલ ભરેઓ, નાંય કો પાર કંધી. મોહન૦
'હરિ સાહેબ' ચેં હેત હરિ સેં, ઐંધાંની આંજી બંધી. મોહન૦

× × ×

## માડુડા મેમાણ

રાગ-સંહણી

રોણું નાંય હિન રાજ મેં, હી માડુડા મેમાણ.
માડુડા મેમાણ, છટે ડે તોજે મનજી તાણ. રોણું૦
માયા સંચે માન ભરાણેં, લેરીં ન હલંધી અજાણ,
કુટુંબી ઘીંધા કાગડા પોય, કોડ મંદીંધા કાણ. રોણું૦
ધમ જે નાલે ધમડી ન ડિનાં, ખણી વિધાં તે ખાણ,
હિત રઇ ને હિતે જ રોંધી, સુમેં ન ખઇ સાણ. રોણું૦

મનસૂબા તાં બોરા કરીંતા, હથે કરીંતા હાણ,
હાયપ ઇનીજી હિસજી રઇને, બંદર બોડયાં વાણ. રોણું૦
ગોવરધન તેં ગાંયું ચરે ને, રાસભ જી ન રેઆણ,
'હરિ સાહેબ' ચે ભજયો હરિ કે, આગૂણી ઓરખાણ. રોણું૦

× × ×

## માયાજા મજૂર

રાગ-ઈજ.

તણી જ વેને તું તાં બંધા! માયા જા મજૂર,
માયા જા મજૂર, હલ્યો વેને મોહ નદી જે પૂર. તણી૦
લખું કમાય ને લેખે રખે તે, ભરે ભંડાર ભરપૂર,
ખાધે ન ને ન કીં ખારાય, બ્યો સામેં ઓપાએ સૂર. તણી૦
આસા ભરેઓ ઇથજ વેને, જેડો અક જો તૂર,
કામ કસે ને કીં ન કમાએ, મુરગો વિંમાએ મૂર. તણી૦
ધ્યાન કરે ને હિસ હિન ધિલમેં, ભરેઓ અય ભરપૂર,
હરિ ગિણીગેં આય જ હિકડો, નારાયણુ જો નૂર. તણી૦
રામ ધણી તાં રિદ્ધિ અસાંજી, ગિનંધલ કોક ચતુર,
'હરિ સાહેબ' ચે સત કે સમજયા, તેંજા દુખડા દૂર. તણી૦



# સંત ગરીબદાસજી

ઉર્ફે

# વિજ્જો ભગત

એક દિવસ ભુજની ટંકશાળામાં કામ કરતા વિજયરાજ નામે એક સામાન્ય રાજપૂતના હૃદયમાં રહેલા સુષુપ્ત સંસ્કાર જાગી ઊઠતાં એના સમસ્ત જીવનનો એકદમ પલટો થઈ ગયો. ભુજના પાટવાડી નાકા બહાર શરદબાગ પાછળ એમનું રહેઠાણ હતું. દરરોજ એમને ત્યાં ઈશ્વરભજનની ઝકોર લાગતી. એમના શિષ્યો, એમનાં ધર્મપત્ની રામબાઈ અને પુત્રી પણ પ્રભુભક્તિમાં ભાગ લેતાં. વિજ્જા ભગતના નામથી એ પ્રખ્યાત હતા. એમણે ભજનો વગેરે ગરીબદાસના નામથી રચ્યાં છે.

એમને ત્યાં પરિચિત કે અપરિચિત કોઈ મહેમાન આવે, તો "અચો મુંજા વલા! અચો મુંજા મિઠા!" એવા પ્રેમભર્યા શબ્દોથી તેનો આદર કરતા. એમની શ્વેત લાંબી દાઢી અને જર્જરિત પણ પ્રચંડ શરીરની શાન્ત મુખમુદ્રા જોનારના અંતરમાં માન ઉત્પન્ન કરતાં. પાછળથી એ આંખોની શક્તિ ગુમાવી બેઠા હતા. ભજનની એકાગ્રતામાં એમની નિસ્તેજ આંખોમાંથી જ્યારે આંસુ વહેવા માંડતાં ત્યારે શ્રોતાજનોની આંખો પણ ભીની થઈ જતી.

ઘણાં વર્ષો ઈશ્વરભક્તિમાં ગાળી, મોટું શિષ્ય મંડળ જમાવી, વાનપ્રસ્થ જીવન ગાળી એ પરમ પદને પામ્યા.

"પ્રેમ–ઉલ્લાસ" નામે એમનાં ભજનો અને પદોની પુસ્તિકા એમનાં ધર્મપત્ની રામબાઇ તરફથી સંવત ૧૯૬૫ માં પ્રકટ કરવામાં આવેલ છે. હિંદી, ગુજરાતી અને કચ્છીમાં એમણે ભજનો–પદો રચ્યાં છે. એ વિજજા ભગતના નામથી પણ ઓળખાતા એમનાં બે કચ્છી ભજનો વગેરે અત્રે રજુ કરવામાં આવે છે.

આતમા અંતર મિંજ નેઆર, માલીક અંદર સોઇ બાર. ટેક૦
કામ ક્રોધ મદ મોહ છડે ને, મમતા કે તું માર,
હિન નર ભવ મેં ભંધા રામ જા, આયે સાર અસાર. આતમા૦
જડ–ચેતન મેં સોઈ વસે તો, નિરગુણ નિર આકાર,
માનસરોવર હંસા હરિજન, હીરા ચુગેં હજાર. આતમા૦
સત જો બેડો માલમ સુતંતર, સુખાણી સરજનહાર,
સંસાર સાગર મહાજલ ભરેઓ, કેર ઉકારે પાર ? આતમા૦
સતગુરૂ મિલેઆ સંસય ટરેઆ, સાન લગી મિંજ સાર,
ગુરૂ પ્રતાપે ભણે 'ગરીબદાસ', તારે તારણહાર. આતમા૦

૨

હી હાલ ફકીરી મસ્ત પિયાલો, પ્રેમ ગરીબી લગો,
પ્રેમ ગરીબી લગો, મિંજાનું કૂડ કપટ લે ભગો. ટેક૦
રોમ રોમ મેં રામ રમે તો, ખાલી નાંય કો જગો,
ભુલા ફિરેંતા પાણ પિંઢ મેં, સમરથ જેડો સગો. હી૦
ચિત્ત–ચોણા થઈ રમો રામ મેં, કઢજા ધિલ જો ધગો,
ધિલ–ધરિયા મેં સંત સિયાણા, પ્રેમી અલીએં પગો. હી૦
હંસા હરિજન હીરા ચુગેંતા, બોલી ન જાણો બગો,
'ગરીબદાસ' ચેં અલખ અંતર મેં, આશકન કે નાંય અગો. હી૦

દોહરા

સલીલ ! સેરી સાંકડી, રુખી કરીઍં તો રઇ,
વાટ વસમી ને વર ઘણા, તેં મેં ત્રિવિધજી પઇ વઇ.

અરે મનવા ! આ તો સાંકડી શેરી છે. તેમાં રહીને તું તેને રૂખી બનાવી રહ્યો છે. અહીંની વાટ વસમી છે અને વળાંકો ઘણા છે. તેમાં વળી ત્રિવિધના તાપની માર છે.

સલીલ બાપા, ને તિરકણ ધી,
કુની મેં કકરા, ને બ ટિપરિયું ઘી,
અધમ જી ઓપત, ને ધાડ જો વરો,
હરામ જી હટડી, તેં મેં સલીલ થ્યો સપો.

મન સર્જક છે અને લપસાણ–પતન તેની પુત્રી છે. હાંડલીમાં તો કાંકરા ભર્યા છે. પછી કાંકરામાં બે પાવળી ઘીનો અર્થ શો ? હરામની પેદાશમાં તો ધાડનો વરો જ હોય. અહીં એવી હરામની હાટડીમાં મન રાજી રાજી થઇ રહ્યો છે.

આયેં તડેં અક્કલ ન હુઇ, જાપેં તડેં જામ,
વેને તડેં પલક મેં, ઠેકાણું ન ઠામ.

તું અહીં આવ્યો ત્યારે કશી અક્કલ ન હતી. જન્મ્યા પછી તો મોટો જામ બની ગયો. હવે જઇશ ત્યારે એક પલકમાં જ ચાલ્યો જઇશ. તારે માટે અહીં ઠામ–ઠેકાણું જ નથી.

સુતે ન રામ મિલંપે, તું જાગી કર જુહાર,
પિરિયન તો જે પિંઢ મેં, છો ડિસેં તો બાર ?

સૂતા રહેવાથી રામ નહિ મળે. તું જાગીને એનું પૂજન કર ! તારો વહાલો તો તારા પિંડમાં જ છે. તું બહાર શું જોઈ રહ્યો છે ?

અગિયા મેકો, પુઠિયા વિજ્જો,
ધણી જા કમ ધણી કંધો,
'ગરીબદાસ' ચે તો આંઈ કુલા ખિજ્જો ?

આગળ મેકણ દાદા અને પાછળ વિજ્જો ભગત. પ્રભુનાં કામ પ્રભુ પોતે જ કરે છે. ગરીબદાસ કહે છે, કે તમે શા માટે ઉદ્વેગ કરો છો ?



## રતનો ભગત

રતના ભગતનો જન્મ સંવત ૧૯૩૧ ની સાલે ભુજ તાલુકાના મમુઆરા ગામે અહિર મ્યાજરને ઘેર થયો હતો. એમના માતુશ્રીનું નામ જીવણી બાઇ હતું. રતના ભગતનો બાલ્યકાળ સામાન્ય રીતે વીત્યો હતો. યુવાવસ્થામાં ધંધામાં પડ્યા પછી એમને પ્રભુભક્તિનો રંગ લાગ્યો. એમના હૃદયમાં રહેલી ધાર્મિક ભાવના ખીલવા લાગી અને પરિણામે એમને સંસાર પ્રત્યે કંટાળો આવવા લાગ્યો. એમનું મન સેવા અને ભક્તિને ઝંખી રહ્યું હતું. આખરે એ ધ્રંગ ગામે મેકણ દાદાના અખાડામાં પહોંચી ગયા અને મૂળજી રાજાના શિષ્ય બની ગયા

અહિર લોકોના કેટલાક રીત-રિવાજ એમને ખટકતા હોવાથી એમણે જ્ઞાતિ-સુધારણામાં જ પોતાનું જીવન ખરચી નાખવાનો નિશ્ચય કરી લીધો આ કારણથી અહિર લોકોને આચાર ધર્મ સમજાવવા અને એમનામાં શુભ સંસ્કારોનું સિંચન કરવા તે ગામે ગામ ફરવા લાગ્યા. સાદાઇ, નમ્રતા, ભક્તિ અને સેવાભાવના સદ્ગુણોથી એમનું નામ ચોતરફ પ્રખ્યાત થઇ ગયું. એમના પદો અને ભજનોમાં પણ સાદાઇ અને નમ્રતા નીતરી રહ્યા છે. એમની આખી જિંદગી એમણે

જ્ઞાતિ—સુધારણાના સેવા-કાર્યમાં અને ઈશ્વર-ભજનમાં વીતાવી હતી. સિત્તેર વર્ષ ઉપરાંત આયુષ્ય ભોગવી, પોતાની સઘળી શક્તિ ઈશ્વર-ભક્તિ અને માનવ-સેવામાં ખરચી, અહિર જ્ઞાતિમાં એક ઉત્તમ દાખલો બેસાડી, એમણે સંસારમાંથી સદાને માટે રજા લીધી. એમના ભક્તિરસની રચનાનો થોડો નમૂનો અહીં આપવામાં આવે છે.

જારી-વજારી જાણું નહિ, અક્કલ વિનાનો ઓડો,
સતગુરૂ મૂળજી સહાય કરો, હું જાગી ઊઠયો મોડો.

રતના ભગતમાં કેટલી નમ્રતા અને નિખાલસતા ભરી હતી તેનો આ એક જ સાખીથી ખ્યાલ આવી જાય તેમ છે.

## કચ્છી ભજન

ધણી મિણી જો હિકડો, આંઇ ધરમ મ સમજો ધાર,
હિંદુ રખેંતા દયા જીવ તેં, મુસલમાન ચેં માર. ટેક૦
હિંદુ જપીંતા રામ કૃષ્ન કે, મુસલમાન ચેં અલા,
બોય બરાબર નતા મંઞીં, સે ખેંતા જમજા ખલા. ધણી૦
મુસલમાન ચે ડાડો આધમ, ડાડી અસાંજી હવા,
હિંદુ ચેં મહાદેવ પાર્વતી, બોય ગાલિયું રવા. ધણી૦
મુસલમાન જા મકા-મધીના, હિંદુ દ્વારકા કાસી,
કરણી તેડી પાર ઉતરણી, ખૂન જે બદલે ફાંસી. ધણી૦
હિંદુ જા ઉપવાસ વ્રત ને, મુસલમાન જા રોજા,
મું'ડ ફાટીને થઇયું બ ફાડું, મુંજા તેડા તોજા. ધણી૦
મુસલમાન ચે મુરસદ મુંજો, હિંદુ ગુરૂવર જાણ,
હિંદુ ચેંતા વેદ અસાંજા, મુસલમાન કુરાન. ધણી૦
બીં જ્યું ગાલ્યું બોય બરાબર, સચ તેં હલંધલ સચ્ચા,
દાસ 'રતનું' ચે હિકડો માલક, માલક જા સૌ બચ્ચા. ધણી૦

## સંત

સંત મિલી કે સચી જ ચેંતા, સચા લગેંતા કડવા,
કૂડ કપટ મેં રચ્યા મ રોજા, હથેં મ થીજા હરવા.
સંત જ તારણુ સંત ઓધારણુ, સંત સચ્ચજા સગા,
સેવ કરીંધે સંત પુરૂષજી, પાપ જ પરલે ભગા.
દાસ 'રતનો' દુરબળ ગાએ, સતગુરૂ થીજા સગા,
ગુરૂ મૂળજી મૂંકે મલ્યા, ત ચિત્ત ચરણુમેં લગા.



## સંત તિલકદાસજી

**હીરો તું ઓમા, હાથથી આવો અવસર ફિર નહિ જડે,**
**ખોઇ બેઠો ખંદા! ખાકમાં, માથે ત્રિવિધના તાપ અરે.**

આ સુંદર ભજન અને એવા અનેક ભજનો અને કાફીઓથી પ્રખ્યાત બનેલા સંત તિલકદાસના નામથી ભાગ્યે જ કોઇ કચ્છી અજ્ઞાત હશે.

એમના જીવનનું એક વિશિષ્ટ તત્ત્વ એ હતું, કે વાગડના સંત ત્રિકમ સાહેબની માફક એ પોતે એક હરિજન હોવા છતાં લોકો એમનાથી આંતરો રાખતા નહિ.

તિલકદાસજીનો જન્મ નખત્રાણા તાલુકાના વીરાણી ગામે વિક્રમ સંવત ૧૯૧૫ ના કારતક સુદિ ૧૫ સોમવારના રોજે થયો હતો. એમના પિતાનું નામ વાઘેલા નાનજી ગુર્જર અને માતાનું નામ ભાણુબાઇ હતું. તિલકદાસનું જન્મનું નામ તેજો રાખવામાં આવ્યું હતું.

પૂર્વના કોઇ સંસ્કારબળે એમને બાલ્યકાળમાં જ પ્રભુભક્તિનો

નાદ લાગ્યો હતો. એમની ઉંમર હજુ નાની જ હતી, ત્યાં તો માત પિતાએ એમના પર સંસારની ધૂસરી નાખી દીધી. એમનાં લગ્ન કરી દીધાં. આમ એ અજાણતામાં જ જગતની જાળમાં ફસાઇ ગયા હતા. જરા સમજ આવતાં એમને જણાયું, કે એ તો જગતના જંજીરામાં જકડાઇ ગયા છે.

પરંતુ સાચા મુક્તાત્માને કોઇપણ બંધન બાંધી શકે ખરા? એમને પણ લગ્ન-જીવનનું પિંજર અટકાવી શકે એમ ન હતું. એમનું મનપંખી પિંજરમાં પડ્યું પડ્યું તરફડિયાં મારી રહ્યું હતું. અને એક દિવસ એ ખરેખર પિંજર તોડીને નાખ્યું.

વીરાણી ગામની ઉત્તર તરફ એક ડુંગર છે. એમાં એક જૂની ગુફા છે. આ ગુફામાં એ આત્મધ્યાનમાં લીન બની ગયા. સાડા ચાર મહીના સુધી આ ગુફામાં ઇશ્વર ભક્તિમાં રહી. એમણે પોતાના દેહને તાવી તાવીને શુદ્ધ કંચન જેવું બનાવી દીધું.

એ વખતે વીરાણીમાં ઝવેર ભક્ત નામે એક સોની મહાજન રહેતા હતા. એમને આ હરિજન યુવકમાં કોઈ નવીન તેજનાં દર્શન થયાં. ઝવેર ભક્ત એમના પ્રત્યે આકર્ષાયા. એક સોની અને વળી ભક્ત. પછી એમને કસ કરતાં કેમ ન આવડે? એમણે આ ઊગતા સંતને કસી જોયો. કસ કાઢતાં જણાયું, કે એ તો સાચું સોનું છે. પછી તો આ બંને સંત પુરૂષોનો સહવાસ દિવસે દિવસે વધતો ગયો. ઝવેર ભક્ત આ હરિજન યુવકના આત્મસુવર્ણને વધુ ને વધુ ઓપ આપી પ્રકાશિત કરતા ગયા.

થોડા વખત પછી રાપરના બાપુ-સંપ્રદાયના હરિજન સાધુ બાલકદાસજી જે ચિત્રોડની ત્રિકમ સાહેબની જગ્યામાં રહેતા હતા, એમનું દેવપર જખવાણીમાં આગમન થયું. આ વાત હરિજન ભક્ત તેજાને કાને આવતાં એણે એકદમ બાલકદાસજીનાં દર્શન માટે દેવપર

તરફ દોટ મૂકી. ત્યાં બાલકદાસજીને વંદન કરી, બોધ આપવા વિનંતિ કરી.

તેજા બાઇની વિનંતિ સફળ થઈ. એમની સુપાત્રતા બાલકદાસજીએ જોઇ લીધી અને એમને ઘણાજ ભાવથી ઉપદેશ આપ્યો. તે દિવસથી એમને તેજાબાઇને બદલે તિલકદાસ નામ આપવામાં આવ્યું.

વીરાણીની ઉત્તર દિશામાં ભારાપર નામે ગામ છે. ત્યાં લાડુબાઇ નામે એક ચારણિયાણી બાઈ રહેતાં હતાં. આ બાઇ પણ સંસ્કારી અને ભક્તિમાન હતાં. રાતદિવસ ઇશ્વર ભજનમાં જ રહેતાં હતા. તિલકદાસજીના ત્યાગ અને ભક્તિની વાત સાંભળી લાડુબાઇએ એમને પોતાને ત્યાં પગલાં કરવાનું આમંત્રણ આપ્યું. તિલકદાસજી તો સાચા સંત હતા. લાડુબાઇના આમંત્રણને માન આપી તે તરત ભારાપર જઇ પહોંચ્યા. એમના હૃદયની નિર્મળતા નિહાળી લાડુબાઇને સંતોષ થયો. પછી તો તિલકદાસજી અવારનવાર એમને ત્યાં જતા અને હરિભજન કરતા.

એક વખત ભુજના કબીર સંપ્રદાયના મહંત સાધુ માનદાસજી મોરઝર ગામે આવેલા. લાડુબાઇએ એમને ભારાપર પધારવા વિનંતિ કરી. માનદાસજી ભારપર આવ્યા અને લાડુબાઈના અતિથિ બન્યા. આ પ્રસંગનો લાભ લઇને તિલકદાસજી પણ ભારાપર આવ્યા અને પોતાને દીક્ષા આપવા માનદાસજીને અરજ કરવા લાગ્યા. આ હરિજન ભક્તના વિશુદ્ધ આત્માને માનદાસજી ઓળખી ગયા અને એમને પ્રબોધ કરી દીક્ષા આપી, ગુરુમંત્ર આપ્યો.

માનદાસજીના ઉપદેશે તિલકદાસ પર ગંભાર અસર કરી. સંસાર અને કુટુંબ સાથેનો પણ સઘળો સંબંધ એ છોડી દેવા માગતા હતા. પરંતુ એમને મોટી મુશ્કેલી ભોજન સંબંધી હતી. આ મુશ્કેલી

લાડુભાઇએ દૂર કરી એમણે તિલકદાસજીને સાચા અંતરના ભાવથી કહ્યું, કે "તમે જીવનભર અહીં મારે ત્યાં પ્રસાદ લેજો!"

તિલકદાસજી આમ દિવસે દિવસે ઉચ્ચ ભૂમિકા પર આવવા લાગ્યા અને ઉન્નતિના માર્ગે વિચરવાના વધુ ને વધુ પ્રયત્નો કરવા લાગ્યા

પોતાના શરીરને તપથી તાવવા માટે તિલકદાસજીએ એક નવી જ જાતનો નિયમ લીધો બાર વર્ષ સુધી જમીન પર મસ્તક અડાડવું નહિ, એવો એ નિયમ હતો એ નિયમ લીધા પછી એ કોઇ દિવસ લાંબા થઇને સૂતા જ નહિ નિદ્રા પણ બેઠે બેઠે જ લેતા દિવસમા એક જ વખત સૂક્ષ્મ ભોજન કરતા અને રાત-દિવસ પ્રભુ ભક્તિમા જ મગ્ન રહેતા બરાબર બાર વર્ષ લગી એમણે આ ટેક ચાલુ રાખી

તિલકદાસજીએ બારાપરમા એક તળાવ, ધર્મશાળા અને પોતાને માટે ગુફા તૈયાર કરાવેલ છે, તે આજ પણ ત્યા જોવામા આવે છે

લાડુભાઇએ સત તિલકદાસજીને જમાડવાનુ પોતાનુ વચન જિંદગી સુધી પાળ્યુ લાડુભાઇના અવસાન પછી એમના પૌત્ર ભમ્ત પરબત જયમલે પણ એ નિયમ જારી રાખ્યો હતો

તિલકદાસજીએ ૭૫ વર્ષની અવસ્થા ભોગવી, સવત ૧૯૮૮ ના માગસર વદિ ૮ શુક્રવારના રોજે બારાપરમા દેહત્યાગ કર્યો

ગુજરાતી કચ્છી અને હિંદી ભાષાના એમના રચેલા ભજનોની થોડી પ્રસાદી અત્રે આપવામા આવે છે

**ભજન**

હીરો તું ખો મા હાથથી, આવો અવસર ફિર નહિ જડે,
ખોઇ બેઠો બદા! ખાકમા, સાથે ત્રિવિધના તાપ ઝરે ટેક૦

મોતી પડયું મેદાનમાં, તેનું મૂરખને મૂલ ન મળે,
સંત ઝવેરી પારખે, જેને સતગુરુ સાન કરે. હીરો૦
પાર ઉતરવું પ્રેમથી, જેમ જલ પર જહાજ તરે,
કાચો કુંભ જો કાચનો, એમાં અમૃત નીર ભરે. હીરો૦
ભેદ ભૃંગી ને કીટનો તેમ ગુરુ વિણ મુક્તિ ન મળે,
પારસમણિનું પારખું, એ તો લોહું કંચન કરે. હીરો૦
'તિલકદાસ' કહે શૂર સંગ્રામે, મરજીવા મોજું કરે,
ધારણ બાંધી ધર્મની, ત્યાં તોલ ત્રાજવે ધરે. હીરો૦

× × ×

## કાફી

વેઠી અઈયાં આંઉ વાટ તેં, શું કે જોગીડા સંભરે,
જોગીડા સંભરે અસાંકે સામીડા સંભરે. ટેક૦
ધાગ લગો સુંજે ધિલડે મેં, ને મનડો મૂર ન વરે,
ખેણુ અસાકે ખારા લગેં ને, ઘટડો મિંજ તો ગરે. વેઠી૦
ધિલ તાં ડીંધિ ધાં કિતે, ધૂણી મિંજ તી બરે,
સિકી મરાંતી સામીય લા, માન નાગો નજર કરે. વેઠી૦
સાધેં લા આંઉં સા સુકાઈયાં, ઞ્યો મર બકબક કરે;
વેસ ગિનાં આંઉં વેરાગણ જો, વાર્યો કેર જ વરે ? વેઠી૦
'તિલકદાસ' ચે તોય ન સમજેં, સભ ધુનિયાં તી મરે,
મ્હેર કરીંધા મુરશદ મૂંજા, કારજ તેં જો સરે. વેઠી૦

× × ×

## રામ જો રંગ

રુદિયે રખ રંગ રામ જો રે, કો નાંય તો જો સગો,
કો નાંમ તો જો સગો, ડંકો રામનામ જો વગો. ટેક૦
દુનિયા તાં ધીવાની તેંજો, નેહ જ તોકે લગો,
મારીંધી મેધાન મેં, પોય દુનિયાં ડીંધી ધગો. રુદિયે૦
ઘર ધંધે મેં ગચી વિઠેં તું, મોહ–માયા સેં લગો,
માયા તો જી મૂર ન થીંધી, સાધ કરે ગિન સગો. રુદિયે૦
રામનામ જી તવાર કર તું, છડ તું ધિલ જો ધગો,
'તિલકદાસ' ચેં, તો મથા પોય ભવ તાં જમ જો ભગો. રુદિયે૦

× × ×

## છોડ જગતકા ચારા

છોડ જગત કા ચારા, મન તું છોડ જગત કા ચારા,
અટપટ હો જા ન્યારા, મન તું છોડ જગત કા ચારા. ટેક૦
પાની કા પરપોટા જેસા, હાડ–ચામ કા ભારા,
જ્ઞાન જ્યોત ઘટ ભીતર જાગે, મિટ જાવે અંધારા. મન૦
વિષય વાસના છોડ છોડ તૂ, સન્મુખ કર દીદારા,
તેરા સાહેબ તેરે ઘટ મેં, કયા ભટકત હે બારા? મન૦
હદ છોડે બેહદ ભી છોડે, સંત પ્રભુ કા પ્યારા,
અમૃતમય ભોજન કો તજ કરે, કરતા ઝહર અહારા. મન૦
જીતી બાજી તૂ મત હારે, હો જા નિરમલ ન્યારા,
બેર બેર તો કયા સમજાવું? મૂરખ મન ગમારા! મન૦
માનદાસ ગુરૂ મહેર કરી જબ ખોલા રત્ન ભંડારા,
'તિલકદાસ' કા બંધન તૂટા, અબ ન ધરૂં અવતારા. મન૦

## કચ્છી બેત

રાગ–કારાઈડો

જોગી ! મુંદ્રા મનજી, ચિત્ત મેં ચીરા કે,
જિકીં ડિસેંતા દેહ સે, સભ જાણુજ તું ખે,
ઉતો અલખ લખે, જે ખફ્‌ની પેરે ખાકજી.

ઓ જોગી! કાન ક્પાવીને તેમાં પહેરેલી મુદ્રાને બદલે મનમાં જો તું મુદ્રા પહેરીશ તો તે તારું ચિત્ત ચીરી નાખશે–વાસનાનો નાશ કરશે. તું જેટલાં શરીર જુએ છે એને ધૂળ જ સમજી લેજે! જે ખાકની કફ્‌ની પહેરે છે તે જ અલખનાં દર્શન કરી શકે છે.

જાગીને હિન જગ મિંજા, પુજ તું પરલે પાર,
છડ દુનિયા ને દીન કે, રખ અલખ આધાર,
જોગીડા જુઠધાર, લિકા લુધેંતા લોક મેં.

તું આ દુનિયામાંથી જાગૃત બનીને પેલે પાર પહોંચી જા! દુનિયા અને દીન બંનેનો ત્યાગ કરીને એક અલખ પર આધાર રાખજે! મહાન યોગીઓ તો લોકોમાં ગુપ્તપણે જ રહેતા હોય છે.

જોગી જટા વધારીએં, નાગા ઇ નિરધાર,
કસે કસેને કમર કે, ચાંપ ડિયેં ચોધાર,
સામીડા સરદાર, પ્રીત ઉનીંજી પિરીં સેં.

જટા વધારનાર યોગીઓ એ જ નાગા–સંન્યાસી કહેવાય. કમરને કસી કસીને એ ચારે તરફ ચાપ કરે છે. અર્થાત સંયમથી રહે છે. જેની પ્રીતિ પ્રિયતમ અર્થાત ઈશ્વર સાથે છે એ જ સાચા યોગી–સરદાર છે.

જોગીડા ! હિન જહાન મેં, વખત વિસેતો વઈ,
ખોટો ખેલ ખલક જો, સભે આય સઈ,
નાલો વેંધો રઈ, કેક ખપી વ્યા ખાક મેં.

એ જોગી ! આ દુનિયામાં સમય ચાલ્યો જાય છે. આ ખલકનો આખો ખેલ ખોટો છે. અહીં તો અનેક ખાકમાં ખપી ગયા છે. માત્ર એક નામ જ રહી જાય છે.



## આગમજ્ઞાની મામૈ દેવ

૧

### દેવમાતંગ

આજથી એક હજાર વર્ષ પહેલાં સિંધમાં એક વિદ્વાન બ્રાહ્મણ રહેતો હતો. એની પાસે અદ્‌ભુત વિદ્યાના ભંડારરૂપ અમૂલ્ય પુસ્તકો હતાં. એ બ્રાહ્મણને ચાર દીકરા હતા. એ જ્યારે મરી ગયો ત્યારે એનાં પુસ્તકોની વહેંચણી માટે આ ચારે ભાઈઓ વચ્ચે ઝઘડો જાગ્યો. ચમત્કારી વિદ્યાના આ પુસ્તકો દરેક જણ પોતાની પાસે આવે એમ ઇચ્છતો હતો. આ પુસ્તકો કોઈ ઉઠાવી ન જાય એટલા માટે રાતે બબ્બે જણ વારાફરતી ચોકી કરતા.

એક રાતે બધા ઊંઘી ગયા હતા, માત્ર એક જ નાનો ભાઈ જાગતો હતો. તેણે વિચાર્યું કે આ પુસ્તકો ચાર ભાગમાં વહેંચવાથી એની વિદ્યા પણ વેરવિખેર થઈને વહેંચાઈ જશે. માટે આ બધાં પુસ્તક હું જ ઉઠાવી જાઉં તો શું ખોટું ? અને એ તમામ પુસ્તકો ઉઠાવી જઈને છાનોમાનો સટકી ગયો.

જ્યારે બીજા ભાઇઓ જાગ્યા અને આ વાતની તેમને ખબર પડી ત્યારે તેઓ ત્યાંથી અમૂલ્ય ગ્રથો ઉઠાવીને નાસી જનાર નાના ભાઈ ઉપર ક્રોધે ભરાયા નાના ભાઇના પગ લેતા લેતા બધા તેની શોધમા નીકળી પડયા સિધપુર મકડા ગામની પાદરમા આ ત્રણે ભાઇઓની નજર રાત્રિના વખતે પુસ્તકોના કોથળા સાથે નાસતા જતા નાના ભાઇ પર પડી પેનાએ પણ વિચાર્યું, કે હવે તો નિશ્ચ મોત આવ્યુ કારણ કે આ લોકો તેને કોઈ પણ રીતે છોડી દે તેમ ન હતુ એટલે એ તો જીવ લઇને નાસવા લાગ્યો ગામની અદર ઘૂસી જઇને તે પોતાને સતાઈ જવાનુ સ્થાન શોધવા લાગ્યો લપાતો–છુપાતો તે એક ઝાખરિયાના* ફળિયામા જઈ પહોચ્યો હવે તેને કોઇ પણ પ્રકારે છુપાઇ જવા સિવાય છૂટકો ન હતો ભાગતો ભાગતો તે બીકનો માર્યો એક ઝાખરિયાના ઘરમા પેસી ગયો ઘરના માલીકને પગે પડી તે કરગરીને આજીજી કરતો કહેવા લાગ્યો, કે "હુ બ્રાહ્મણ છુ અને મને મારી નાખવા મારા ભાઇઓ મારી પાછળ પડયા છે, માટે કૃપા કરી મને બચાવો !"

એને ધ્રૂજતો અને વલવલતો જોઇને ઝાખરિયાને દયા આવી મરતા માણસનો જીવ બચાવવાના ધર્મની વૃત્તિ એની અદર જાગી ઊઠી

રાતનો વખત હતો આ સમયે એને સતાડવાનો બીજો એકે રસ્તો ન હોવાથી, પેલા ઝાખરિયાએ તેને પોતાની કુમારી પુત્રીના બિછાનામા સુવાડી દીધો પુસ્તકોનો કોથળો કોઠીમા છુપાવી દીધો

* એ સમયે મેઘવાળ લોકો અત્યત તિરસ્કાર પાત્ર ગણાતા રસ્તામા ચાલતા તેમના પગ પર બીજા માણસનો પગ ન પડે તે માટે જમીન પર પડેલા તેમના પગલાની નિશાનીઓ ભુસાવી નાખવા તેમના પગે ઘસડાતાં ઝાખરા બાધવામાં આવતાં હોવાથી એ લોકો ઝાખરિયા કહેવાતા

એટલામાં "માર માર!" કરતા તેના ચારે ભાઈઓ આ પહોંચ્યા. તેઓ ચારે તરફ જોઈ વળ્યા, પણ પેલાનો પત્તો ક્યાં મળ્યો નહિ. આખરે આ ત્રણે ભાઈઓએ પેલા ઝાંખરિયામાં વહે પડવાથી તેમણે તેને ધમકાવીને કહ્યું, કે "અમારો ચોર તારી પાસ જ છે. જો તું અમોને નહિ બતાવી દે તો તારી જાન પણ જોખ મમાં આવી પડશે!"

ઝાંખરિયો બોલ્યો, "ભાઈ સાહેબ! મારા આ ઝૂંપડામાં મારી દીકરી અને જમાઈ સિવાય બીજો કોઈ પણ માણસ નથી. ખાતરી ન આવતી હોય તો તમે જાતે જોઈ લ્યો!"

પેલાઓએ અંદર નજર કરી તો ઝાંખરિયાની વાત ખરી જણાઈ. પછી વધુ ઊંડા ન ઊતરતાં તેઓ તેમના નાસી ગએલા ભાઈની શોધમાં આગળ ચાલવા લાગ્યા.

હવે ઝાંખરિયાની પુત્રીના બિછાનામાં છુપાઈ રહેલા પેલા નાના ભાઈના જીવમાં જીવ આવ્યો. તેણે બહાર આવીને ઝાંખરિયાનો ખૂબ આભાર માન્યો. રાતની રાત ત્યાં જ પડી રહ્યો. સવાર પડતાં જવાની રજા માગી. ઝાંખરિયો બોલ્યો, "હવે તારાથી એમ જઈ શકાશે નહિ. મારી દીકરીને તારે લીધે ગાળ લાગી. એટલે હવે તો તું જ મારો જમાઈ!"

ઝાંખરિયાએ જીવ સટોસટનું સાહસ ખેડીને પેલા બ્રાહ્મણને બચાવેલો હોવાથી હવે તેની વાત માન્ય રાખવા સિવાય છૂટકો ન હતો. એટલે તે બ્રાહ્મણ ઝાંખરિયાની પુત્રીને પરણીને ત્યાં જ રહેવા લાગ્યો.

થોડા દિવસ પછી બ્રાહ્મણે વિચાર્યું, કે આ નાનકડા ગામમાં નિરર્થક સમય ગુમાવવા કરતાં રાજધાનીમાં જઈને રહું તો મારી વિદ્યાનો કંઈક ઉપયોગ થઈ શકે. આ કારણથી તે પોતાની સ્ત્રીને સાથે લઈને સિંધની રાજધાની નગરસમૈમાં જઈને રહેવા લાગ્યો.

સિંધમા એ વખતે કચ્છના જાડેજા વ શનો વડીલ જામ લાખો ધૃરારો રાજ્ય કરતો હતો. એ અરસામા સિંધનગરસમૈ પર એક નવી આફત આવી પડી ગિઝનીનો સુલતાન મોટા લશ્કર સાથે નગરસમૈ પર ચઢી આવ્યો. જામ લાખો ધૃરારો ગિઝનીના સાગર વિશાળ સૈન્યનો સામનો કરવાની તૈયારીઓમા ગૂથાઈ ગયો હતો

આ અચાનક આવી ચડેલી અમૂલ્ય તકનો ઉપયોગ કરી લેવા પેલો બ્રાહ્મણ જામ લાખા પાસે આવ્યો અને કહેવા લાગ્યો, કે "સિ ધ પર આવી પડેલી મહાન આફતને મારી હટાવવા મે એક યત્ર તૈયાર કર્યું છે આ યત્રને નિશાનમા બાધીને તમે લડાઈ પર ચડો તો ફતેહ તમારી છે!"

"અને એમા ફેર પડયો તો?" જામ લાખાએ પૂછ્યું.

"તો મારું મસ્તક કૂલ કરવા હુ તૈયાર છુ!"

બ્રાહ્મણની આટલી હદની આત્મશ્રદ્ધાથી જામ લાખાને તેનાં વચનોમા વિશ્વાસ બેઠો બ્રાહ્મણે યત્ર તૈયાર કરીને નિશાનમા બાધી દીધું સિ ધના જામ લાખા ધૃરારાનુ સૈન્ય આ પ્રમાણે પૂરા આત્મ વિશ્વાસ સાથે પાદશાહી ફોજ સામે ચડી ચૂકયુ

ઉભય પક્ષોનો હીરડી ૮૮ અને બોનાડી વચ્ચે ભેટો થયો ખૂન ખાર લડાઈ ચાલુ થઈ પાદશાહી લશ્કર ઘણુ મોટું હતુ. પરતુ ગમે તે કારણે જામ લાખાના સૈન્યનો વિજય થયો શાહી લશ્કર સમા વીરોની માર ખાઈ આખરે નાસી છૂટયુ

આ મહાન વિજયથી જામ લાખાને પેલા બ્રાહ્મણની વિદ્યામા વિશ્વાસ બ ધાઈ ગયો. જામ લાખાએ પોતાના વ શપરંપરાના દેવ તરીકે તેનો સ્વીકાર કર્યો અને એને પેઢીગતાર 'દેવ' નો ખિતાબ આપ્યો તે દિવસથી એ બ્રાહ્મણપુત્રનુ ચાલુ વર્તમાન પણ બાધી આપ્યુ

બ્રાહ્મણુ હવે સમાજના માનકારી 'દેવ' તરીકે નગરસમીમાં રહેવા લાગ્યો. એના વિષે એક દંતકથા એવી ચાલે છે, કે એની ગર્ભવતી સ્ત્રીને જ્યારે પુત્ર પ્રસવ થવાનો વખત થયો ત્યારે તેણે રમલના પાસા ફેંકી જોયા તો જણાયુ, કે જો એક ઘડી પછી પુત્ર પ્રસવ થાય તો એ બાળક એક મહાપુરુષ બની શકે. આ કારણથી પુત્રજન્મનો સમય લબાવવા ખાતર એણે પોતાની સ્ત્રીને પેટે એક મજબૂત બધ બાંધી દીધો

નક્કી કરેલા સમયે એણે પોતાની સ્ત્રીના પેટ પર બાંધેલો તગ છોડી નાખ્યો તે જ વખતે તેને ત્યા એક બાળકનો જન્મ થયો આ બાળકની માતાને પેટે તગ બાંધેલ હોવાથી તે માતગ નામે પ્રસિદ્ધ થયો.

આજે પણ આ માતગ હરિજનોના એક મહાન દેવ તરીકે પૂજાય છે.

## ૨

## દેવ માતૈ

માતગ દેવના વશમા આગળ જતા દેવ માતૈ થયો આ માતૈ દેવ પણ પોતાના પૂર્વજોની પેઠે એક શક્તિશાળી પુરુષ થયો કચ્છ અને સૌરાષ્ટ્રના રાજવીઓ એના આશીર્વાદ માટે ઝંખતા

કચ્છ–લાખિઆર વિયરામા એ અરસામા જામ રાયધણુની સત્તા હતી એ વખતે માતૈ દેવ જૂનાગઢથી પાછા ફરતા લાખિયાર વિયરે આવ્યા અહીં જામ રાયધણુએ એમનો સારો સત્કાર કર્યો અને થોડો વખત રોકાઈ રહેવા એમને આગ્રહ કર્યો

અહીં એક વખત જામ રાયધણુ પોતાના ચારે કુમારો અને માતૈ દેવને સાથે લઈને ઘોડા ફેરવવા નીકળ્યો હતો ફરતા ફરતા તે

બધા રાયધણપુર પાસે ત્રૈંજાર* નામના સ્થાનક પાસે આવી ચઢ્યા. આ સ્થાન પવિત્ર અને તીર્થધામ સમું હોવાથી સૌ પોતપોતાના અશ્વો પરથી નીચે ઊતર્યા અને એ પાવનકારી ભૂમિનાં દર્શન કરી થોડીવાર વિશ્રાન્તિ લેવા બેઠા.

માતૈં દેવ આ પવિત્ર સ્થાનકના પૂર્વ ઇતિહાસની વાતો જામ રાયધણ અને એમના ચારે કુંવરોને સંભળાવવા લાગ્યા. આ વખતે જામ રાયધણે પોતાના ચારે પુત્રોને આશીર્વાદ આપવા માતૈં દેવને વિનંતિ કરી. માતૈં દેવે એમને આશીર્વાદ આપતાં કહ્યું, કે "તમે ચારે કુંવરો જામ થશો!"

આ સાંભળી સૌને હર્ષ થયો. પરંતુ રાયધણ જામને વિચાર થયો, કે જો આ ચારે જણ સરખે સરખા થશે તો આપસ આપસમાં ઝગડા કરવા વગર રહેશે નહિ. તેથી તેણે માતૈં દેવને વિનંતિ કરી, કે "દેવ! તમે આ ચારે ભાઇઓને જામ બનાવ્યા તો હવે એમની જાગીરો પણ જુદી પાડી આપો!"

માતૈં દેવે આ ચારે કુમારોના મુખમંડળનું નિરીક્ષણ કરવા માંડ્યું. આ પરીક્ષામાં એમને મોટા દેદાનું મન ઊચક લાગ્યું. ગજણના મનમાં દગો દેખાયો. હોથીના હૃદયમાં અવિશ્વાસ જણાયો. માત્ર એક ઓઢાનું મન નિર્મળ અને નિષ્કપટી જોવામાં આવ્યું. માતૈં દેવે નીચે મુજબ એમના ગ્રાસની વહેંચણ કરી:—

દેદે કંથાગઢ ડિને', હોથી બંધુ બાર,
ઓઢો લાખિયાર વિયરે, ગજણ બેહડ પાર.

* ભુજથી ઇશાન ખૂણે એક સાથે ઊગેલી ત્રણ નળ અને એક ઓટલો આવેલો છે. એની ચારે બાજુ કબ્રસ્તાન છે. આ પુરાતન ઐતિહાસિક સ્થાન 'ત્રૈંજાર'ના નામે પ્રખ્યાત છે.

ભાવાર્થ —ગોટા દેવને કથકોટ આપ્યુ ટોથીને બાર બધી આપી ઓઠાને લાખિયાર વિયરો અને ગજણને મેહડ એટલે બારા પ્રગણુ આપ્યુ

માતૈ દેવની આ વહેંચણ જામ રાયધણને પસદ પડી, પગ્તુ તેને માટે હજુ હદ મુકરર કરવાની જરૂર જણાતા જામ રાયધણજીએ એમના સીમાડા મુકરર કરી આપવાની માતૈ દેવને વિનતિ કરી અને દેવે એ વહેંચણ પણ કરી આપી

**વેઆર વાઇયા ગજણજી, હોથી બારો ગામ,**
**મીકરે પર્યો દેદો ધણી, બઇ ઓઠો જામ**

ભાવાર્થ —વેહાર ડુગરથી આથમણી તરફની ભૂમિ ગજણની, બદરા ટેકે બારગામ હોથીના, સીકરાની પાછળનો પ્રદેશ દેદાનો અને બાકીનો સઘળો ભાગ ઓઠા જામનો એ રીતે વહેંચણ કરવામા આવી

આ વહેંચણથી મોગા દોનુ મન અસતુષ થયુ તે પાટવી કુમાર હોવાથી લાખિયાર વિયરાની ગાદી તેને મળવી જોઇએ તેને બદલે કચ્છના છેડાનો ભાગ તેને મળવાથી તેનુ મન મુઝાવા લાગ્યુ અને તેણે કહ્યુ "આઠમ–ચૌદશના દિવસે અમારો ચારે ભાઇઓનો રુદ્ર માતાના દર્શન કરવાનો નિયમ છે પગ્ આ વહેંચણથી તો હુ બ. દૂર પડી જાઉ છુ, એ મને ઠીક લાગતુ નથી "

માતૈ દેવે એનો નવો જ માર્ગ કહાડી આપ્યો એમણે દેદાને રવેચી માતાનુ પૂજન કરવા ની ગજણને આશાપુરાનુ પૂજન કરવાની, હોથીને હબાય માતાનુ પૂજન કરવાની અને ઓઠાને રૂદ્રમાતાનુ પૂજન કરવાની સુચના કરી આ રીતે માતૈ દેવે આ ચારે ભાઇઓની દેવીઓ પણ જુદી જુદી નક્કી કરી આપી તેમને દર વરસ નૈત્ર પર પાટો ચડાવવાની સૂચના પણ કરી દીધી

આ રીતે ચારે કુમારોના ગ્રાસની હદ વગેરે નક્કી કરી એમને આશીર્વાદ આપી, થોડા દિવસ પછી માતંદેવ પાછા જૂનાગઢ તરફ વિદાય થયા.

## ૩
## મામૈ દેવ

કચ્છની રાજ્યગાદી પર જ્યારે જામ મૂળવાજીનો અમલ હતો ત્યારે દેવ માતંના વંશમાં મામૈ દેવનો ઉદય થયો. જૂનાગઢની ગાદી પર એ વખતે રાહ નવગણ હતો. રાહ નવગણ મામૈદેવનો પરમ ભક્ત હતો. મામૈ દેવ દર વરસે અમુક સમય તો જૂનાગઢમાં જ રોકાતા.

એક વખત મામૈ દેવ રાહ નવગણ સાથે ચોપાટ રમી રહ્યા હતા ત્યારે એકાએક એમનું ડાબું અંગ ફરકી ઊઠ્યું. દેવનું શરીર આમ કંપી ઊઠેલું જોઈને રાહ નવગણ તેનું કારણ પૂછવા લાગ્યો.

મામૈ દેવ બોલ્યા, "રાજન! કહેવા જેવું તો નથી, પણ તમને કહું છું, કે આજે મને મારનારનો જન્મ થઈ ચૂક્યો છે."

રાહને નવાઈ લાગી. તેણે કહ્યું, "દેવ, તમારા જેવા સમર્થ પુરુષને મારનાર એવો કોણ જન્મ્યો છે?"

"એનો જન્મ થયો છે, તમારા જ સમા વંશમાં." દેવે કહ્યું.

"પણ સમા વંશના તો આપ દેવ છો."

"ગરવાના ધણી! ભાવિ પ્રબળ છે. એને મિથ્યા કરી શકનાર જગતના પટ પર કોઈ જન્મ્યો નથી. છઠ્ઠીના લેખ પર મેખ મારનાર કોણ છે?"

આટલું કહેતાં જ મામૈ દેવે ચોપાટનો ખેલ પડતો મૂક્યો અને જૂનાગઢથી ચાલવાની તૈયારી કરવા લાગી ગયા. તે જ દિવસે જૂના-

ગઢથી તે ચાલતા થયા અને થોડા દિવસમાં હબ્બા ડુંગર પર જામ મૂળવાજી પાસે આવી પહોંચ્યા. એ વખતે જામ મૂળવાજીના બંને હાથ શીળીના ઉપદ્રવથી સીકડાઇ ગયા હતા. એમના અકડાઈ ગએલા હાથને માટે કોઇ પણ ઇલાજ કારગત નીવડતો ન હતો. પરંતુ મામૈ દેવના પ્રયોગથી મૂળવાજીની બધી તકલીફ દૂર થઇ ગઈ. મૂળવાજીને જાણે નવો જન્મ આવ્યો હોય એટલો આનંદ થયો. મામૈ દેવને તેમણે પોતાને ત્યાં જ રોકાઇ રહેવા આગ્રહ કરવા માંડયો. પરંતુ દેવને તો ત્યાંથી એકદમ સિંધ—નગરસમૈ પહોંચવાનું હોવાથી, તરત જ મૂળવા જામની વિદાય લઇ, તે નગરસમૈના પંથે પડ્યા.

નગરસમૈની રાજ્યગાદી પર એ વખતે જામ નંદાનો અમલ હતો. નંદા જામની માતાને મામૈ દેવે ધર્મની બહેન માનેલી હોવાથી નંદો જામ દેવને મામા કહીને બોલાવતો.

એક દિવસ જામ નંદાએ રાજકચેરીમાં મામૈ દેવને કહ્યું, કે "મામા, તમે સોરઠમાં પડેલ સાત—દુકાળી વખતે જૂનાગઢ જઇને મેહ વરસાવ્યો, મૂળવા જામનું અમાધ્ય દર્દ દૂર કર્યું અને એવા બીજા કેટલાયે ચમત્કારો તમે કરી બતાવ્યા છે તો મને પણ કંઈક ચમત્કાર બતાવો!"

જામ નંદાને કંઇક ચમત્કાર જોવા માટે ઉત્સુક બનેલો જોઇને મામૈ દેવ ઊભા થયા અને તેને પોતાની પાસે બોલાવ્યો. પોતાના બંને પગ પર જામ નંદાને ઊભા રહેવા જણાવીને તેને બંને આંખો મીંચી દેવા જણાવ્યું. આંખો મીંચતા જ કહેવાય છે, કે જામ નંદાને એક અજાયબી ભરેલું દૃશ્ય નજરે પડ્યું. એક વિશાળ બગીચામાં બાંધેલા સુંદર હોજમાં નગ્ન સ્વરૂપે સ્નાન કરી રહેલી બાદશાહની ખૂબસુરત બેગમો પર જામ નંદાની દૃષ્ટિ પડી. એમની જલક્રીડા જોતાં જામ નંદો અત્યંત કામાતુર બની ગયો. અને એમની પાસે પહોંચી જવા દોટ મૂકવાની ઇચ્છા કરે છે ત્યાં જ મામૈ દેવે તેને

પોતાના પગ પરથી દૂર કર્યો. જામ નંદાની નજરે પડેલું અદ્‌ભુત દૃશ્ય એક જ ક્ષણમાં અલોપ થઈ ગયું. નંદા જામ શરમથી ખસિયાણો પડી ગયો.

મામૈ દેવની આ કરામતે જામ નંદાના મનમાં ઉલટું રૂપ પકડી લીધું. તેને વિચાર થયો કે આ જાદુગરે આજે બાદશાહની બેગમોને નગ્નરૂપે મને બતાવી, તેમ આવતી કાલે મારી રાણીઓ કોઈ અન્યને ન બતાવે તેની શી ખાતરી? આ કલ્પના જામ નંદાના મસ્તકમાં ઘર કરીને બેઠી. તેણે કોઈ પણ પ્રકારે મામૈ દેવનો ઘાટ ઘડી નાખવાનો નિશ્ચય કરી લીધો.

થોડા દિવસ પહેલાં જામ નંદાએ પોતાની તલવાર વાંસલો વઢ× નખાવવાને શિકલીગર* પાસે મોકલાવી હતી. આ શિકલીગર તલવાર તૈયાર કરીને જામ નંદા પાસે કચેરીમાં લઈ આવ્યો. મામૈ દેવની પણ એ વખતે હાજરી હતી. જામ નંદાએ વિચાર્યું કે મામૈ દેવનું કાસળ કાઢી નાખવાની આ સરસ તક છે. તે પોતાની તલવારની ધાર બતાવવાને બહાને મામૈ દેવ પાસે ગયો અને તલવારને ઈરાદાપૂર્વક મ્યાનમાંથી એટલા જોરથી ખેંચી કાઢી, કે બહાર નીકળતાં જ તે મામૈ દેવના ગળા પર આવી પડી અને દેવનું મસ્તક ધડ પરથી ઉડાવીને ચાલી ગઈ.

મસ્તક જમીન પર પડે તે પહેલાં જ દેવે હાથ લાંબો કરી તેને લઈ લીધું. મામૈ દેવનું ધડ, મસ્તકને હાથમાં પકડીને આગળ ચાલવા લાગ્યું. મસ્તકના મુખમાંથી આગમની અમર વાણી વહેવા લાગી. લોકો તેની નોંધ કરતા મામૈ દેવના ધડ સાથે ચાલવા લાગ્યા.

**જંપરિયે જંપર નિકરંધા, હણે થીંધા અંગાર,**
**ત્રેંજાર પાડો ન ચડંધો, તડેં છુટંધી કચ્છ–તગર.**

---

× તલવારની પાછળની ધાર. * તલવારો સજનાર

વો વાંધો હિકડો, જુરંધો બંધ અરોડ.

અર્થ—એક પ્રવાહ આવશે. સિંધનો અલ્લાહ-બંધ ભાંગશે.

જાડેજા જારા ગોર્તાંધા, એડા ઈધા ડીં.

અર્થ—જાડેજા સંતાતા ફરશે એવા દિવસ આવશે.

માડી થીંધો મુકામ, સાપર થીંધો સેર.

અર્થ—માડી ગામ ઉજ્જડ થશે, સાપર ( રાપર ) શહેર બનશે.

સરવો થીંધો સેર, મઠઇ થીંધો મસાણ.

અર્થ—સરવો ( ગાંધીધામ પાસેનું ગામ ) શહેર થશે. માંડવી સ્મશાન થશે.

મામૈ દેવ વિવિધ પ્રકારની ભવિષ્ય વાણી ભાખતા હાથમાં મસ્તક સાથે નગરસમૈથી ચાલતા થઈને સિંધના નોત ગામે આવ્યા. અહીં ગામની પાદરે કેટલાક છોકરા ખરખરી નામની રમત રમતા હતા. માથું હાથમાં લઈને ચાલ્યા જતા ધડનું આ વિચિત્ર દૃશ્ય જોઈને તેમને નવાઈ લાગી. એ વખતે એક તોફાની છોકરે મામૈ દેવે પહેરેલ પોત કાઢી નાખી. ધડ નગ્ન થતાં ત્યાં જ તે જમીન પર પડી ગયું. મસ્તક પણ બોલતું બંધ પડી ગયું.

આ વાતની રાયમા બજારના મંધરા રાજપૂતોને જાણ થતાં તેઓ ત્યાં જઈ પહોંચ્યા અને મામૈ દેવના ધડ અને મસ્તકને રાયમા બજાર લઈ ગયા. આજે પણ ત્યાં મામૈ દેવનું સ્થાનક કાયમ છે.

કચ્છમાં ચાંગડાઇ ગામ પાસે મામૈ દેવનું સ્થાનક છે. ત્યાં દર વરસે ચૈત્ર સુદિ આઠમના દિવસે આવતા વર્ષનું ભવિષ્ય ભાખતો એક ફકરો નીકળે છે. દર વરસે આ ફકરો પ્રાપ્ત કરવા શ્રદ્ધાળુ લોકો ઝંખતા હોય છે. ક્યારેક તો આ ફકરા અજબ જેવા સાચા પડ્

પડી જાય છે. દાખલા તરીકે સંવત ૧૯૯૬ ની સાલમાં બીજો વિશ્વ-વિગ્રહ ફાટી નીકળ્યો અને કચ્છમાં મોટો દુષ્કાળ પડ્યો તે પહેલાં ચૈત્ર સુદિ ૮ ના દિવસે ચાંગડાઇના મામૈ દેવના સ્થાનકમાંથી નીચે મુજબનો ફકરો નીકળ્યો હતોઃ—

છન્નુએ સુદર્શન છૂટશે*, જિલ્લે કરશે જાણ,
વાયુ વેગ કરશે તે દી, મેઘ કરશે તાણ,
મામૈ ભણે મઈશરા, આગમના એંધાણ.

એ જ છન્નુની સાલમાં શ્રાવણ મહિનામાં વિશ્વમાં જાણે સુદર્શન ચક્ર છૂટયું હોય તેમ જર્મનીના સરમુખ્ત્યાર હેર હીટલર સામે બ્રિટિશ સલ્તનતે યુદ્ધની જાહેરાત કરી અને આગળ જતાં એ યુદ્ધ વિશ્વયુદ્ધમાં ફેરવાઇ ગયું. ચોમાસા પહેલાં વૈશાખ અને જેઠ એ બે મહિનાઓમાં રાત-દિવસ પ્રબળ વાયુ ફૂંકાયો હતો અને મેઘ તાણ કરી જતાં આખા કચ્છમાં ભયંકર દુષ્કાળ આવી પડ્યો હતો.

* 'છનુએ છ દર્શન છૂટશે' એમ પણ કોઇ કહે છે કચ્છમાં નવું વર્ષ આષાઢ સુદિ બીજથી શરૂ થાય છે.



# શ્રી પારદેવ

પીઠીનો પીળો રંગ હજુ જેના અંગ પરથી ઊતર્યો ન હતો, એવો એક નવજવાન આખી રાત લાંબો પંથ કાપીને સવાર પડતાં માતાને મઢ આવી પહોંચ્યો હતો. એનું નામ હતું પારૂ. જાતે સારસ્વત બ્રાહ્મણ. ગામ કુનરિયાનો રહેવાશી.

ઘેર લગ્નનાં ગીતો ગવાતાં હતાં. લગ્નને દિવસે જે વખતે એની જાન નીકળવાની હતી, તે જ વખતે તે પોતાને ઘેરથી ચૂપચૂપ સટકી ગયો. દિવસ અને રાત સતત રસ્તો કાપીને વળતા દિવસની સવારે તે શ્રી આશાપુરાજીની છાયામાં આવી પહોંચ્યો. અહીં આવીને તરત જ તે કાપડી રાજા પાસે ગયો અને એમને પગે પડીને અરજ કરવા લાગ્યો, "દાદા! મને દીક્ષા આપો!"

"અરે, પણ તું તો પીઠી ભર્યો જ અહીં આવ્યો છે ને શું!" કાપડી રાજાએ એને જોઈને કહ્યું.

"હા ગુરુદેવ, મારા કાકાવાલા કોઈએ માંભળ્યા નહિ, અને લગ્નની ફાંસી મારા ગળામાં પડતી હતી, એટલે હું ભાગી છૂટ્યો છું. હવે મારો ઉદ્ધાર આપના હાથમાં છે."

"પણ દીક્ષા પહેલાં માવિત્રોની રજા જોઈએ તેનું શું!"

"રજા તો મને મળવાની જ નથી. એ લોકો તો મને સંસારની જાળમાં સપડાવવા માગે છે."

"તો એમ કર પારૂ, હમણાં તું અહીં રહી જા, અને જાગીરની ખેતીના કામમાં મદદ કરતો રહે. આગળ જતા તને દીક્ષા આપવાનો પ્રબંધ પણ થઈ રહેશે."

અને તે દિવસથી પારૂ મહારાજ કાપડી રાજાના ખેતર–વાડીઓના કામકાજમા મંડી પડયો

એટલામા ચોમાસુ આવ્યુ. આખા કચ્છમા શ્રીકાર વરસાદ થઇ ગયો. માતાજીની જમીન પણ વવાઈ ગઇ. ભાદરવો દેખાતા તો માથોડાપૂર ઊંચા બાજરાથી આખી સીમ લહેરાવા લાગી

આશાપુરાની જાગીર એટલે રાજધાનીની સમૃદ્ધિ. અહીં સાધુ સંતોને કશી રોક–ટોક વગર દરરોજ જમાડવામા આવતા. કોઇ પણ અભ્યાગત અહીંથી ભૂખ્યો જતો નહિ. અન્નદાન એ તો સહજ ગણાતુ. જાગીર નીચેની જમીનમા ઉત્પન્ન થતુ અનાજ સાધુ–સંતોના સત્કારમા જ વપરાતુ. અનાજ એટલું પાકતુ કે બાર મહિના સુધી છૂટે હાથે વાપરવા છતા કોઠીઓ દાણાથી ભરપૂર જ રહેતી

આ વખતે પણ સીમમા સરસ પાક તૈયાર થઇ ગયો હતો. મોતીના દાણા જેવા અનાજના દાણાથી કણસલાં ઠસોઠસ ભરાઇ ગયા હતા. હવે ખેતરોમા પંખીઓ ઉડાડવાની જરૂર હતી. આ ઋતુમા તૈયાર થએલા પાકની ઉજાણી કરવા વૈયાઓના ટોળા એટલા આવી પડે છે, કે જો પાકની પૂરી ચોકી કરવામા ન આવે તો ભરેલા ખેતરોને સાફ થઇ જતા વાર લાગે નહિ. આ કામ માટે ખેતરે ખેતરે માણસ રોકવા પડે. આ માણસો સવારથી સાંજ સુધી મોટે સાદે હાકોટા કરે, ડબ્બા વગાડે, ગોફણમાથી ગોળા છોડ અને દાણા ખાવા આવતા પંખીઓને ઉડાડે. આ વખતે જાગીરના ખેતરોમાથી પંખીઓને ઉડાડવાનુ કામ પારૂ મહારાજને સોંપવામા આવ્યુ.

પારૂ મહારાજ વહેલી સવારે હાથમાં ગોફણ લઇને સીમમાં પહોંચી ગયા. થોડી વાર થઇ ત્યાં પંખીઓની મોટી મોટી ફોજો આવીને બાજરાનાં કણુસલાં પર બાઝી પડી. પારૂ મહારાજે મોટે સાદે "હો ! હો !" કરીને પંખી ઉડાડવા માંડયાં. પણ પંખીઓ તો એક ઠેકાણેથી ઊડીને બીજે ઠેકાણે બેસતાં અને બીજે ઠેકાણેથી ત્રીજે ઠેકાણે ઉજાણી જમાવતાં. પારૂ મહારાજે વિચાર્યું, કે આ હઠીલાં પંખી માત્ર 'હો હા' કરવાથી માને તેવાં નથી. એટલે એણે બેટ પરથી ગોફણ છોડી લીધી. એના પેટાળમાં એક કાળો પાણો મૂકયો. ગોફણને ચક્કર–ચક્કર ફેરવી કણુસલાંના કણોને લૂંટી ખાતાં પંખીડાં પર જેવો તે ઘા કરવા જાય છે તેવો જ તેના મસ્તકમાં એક નવો જ વિચાર વીજળીની માફક ઝબકી ગયો. એને થયું, કે "એક અતિથિને જમાડવા માટે બીજા અતિથિને ધક્કો મારવો એ કયાંનો ન્યાય ?"

બસ, આ એક જ વિચારે પારૂ મહારાજનું આખું માનસ પલટાવી નાખ્યું. ચક્કર ખાતી ગોફણને એણે એક જ પળમાં રોકી લીધી. ગોળા સીખે એણે ગોફણનો ઘા કર્યો અને એક ઝાડની શીતળ છાયા જોઇ, પછેડી ઓઢી, સોડ તાણીને સૂઇ ગયો. પંખીઓ નિરંકુશ બનીને કણુસલાંમાં લીલાલ્હેર કરવા લાગ્યાં.

આમ આખો દિવસ વીતી ગયો. સાંજ પડતાં પારૂ મહારાજ ગામમાં ગયા. પછી તો આ એમનો દરરોજનો કાર્યક્રમ થઇ પડયો. આઠ દિવસમાં તો આખું ખેતર પંખીઓએ સફાચટ કરી નાખ્યું.

પારૂ મહારાજની આ પ્રવૃત્તિની ખબર આસપાસના તમામ ખેતરવાળાઓને પહોંચી ગઇ. એમણે કાપડી રાજા પાસે આ વાત રજૂ કરતાં કહ્યું, કે "બાવા ! તમારો પારૂ મહારાજ તો તમારાં ખેતરોમાંથી પંખીઓ ઉડાડવાને બદલે ટાઢે છાંયે રોજ સોડતાણીને

સુઈ જાય છે. બાજરાને બદલે તે હવે ત્યાં કણુસલાંનાં ખોખાં જ બાકી રહ્યાં છે."

આ વાત સાંભળી રાજા બાવા બીજે જ દિવસે પારૂ મહારાજનું પારખું જોવા પોતાની સીમમાં પહોંચી ગયા. જઇને જુએ છે, તો લોકોનું કહેવું અક્ષરશઃ સાચું જણાયું. પારૂ મહારાજ તો પગોમાં પછેડી ભેરવીને નિરાંતે સૂતા હતા અને આખા ખેતરમાં પંખીઓનાં ધાડાં લ્હેરથી બાજરાનાં કણુસલાં પર મોજ ઉડાવી રહ્યાં હતાં. ખેતરોમાં બાજરાને બદલે 'બુરી' જ રહી હતી. આ દૃશ્ય જોઇને રાજા બાવાના મનમાં દુઃખ થયું. એમણે પારૂ મહારાજને ઉઠાડવા હાક મારી.

કાપડી રાજાનો અવાજ સાંભળતાં જ પારૂ મહારાજ સફાળા જાગૃત થઇ ગયા. દાદાને સન્મુખ આવી પહોંચેલા જોઇને એમણે હાથ જોડી લીધા.

"કેમ તબિયત ઠીક નથી કે શું ?" દાદાએ કહ્યું.

"તબિયત તો સારી છે બાવા !" પારૂ મહારાજે ટૂંકમાં જ પતાવ્યું.

"પારૂ મહારાજ! સાધુ–સંતોને જમાડવાનું આ બધું અનાજ તમે તો સમાપ્ત જ કરાવી નાખ્યું." રાજા બાવાએ ઠંડો ઠપકો આપતાં કહ્યું.

"બાવા ! જરા જુઓ તો ખરા, આ બધા સાધુ–સંતો જ જમી રહ્યા છે ને !"

'બ્રહ્મમય જગત્' ના બ્રહ્મ–વાકયનું સંપૂર્ણ પ્રતિપાદન કરતી આ બ્રહ્મકુમારની બ્રહ્મવાણીએ પારૂ મહારાજને ઠપકો આપવા આવેલા રાજા બાવાને સ્તબ્ધ કરી દીધા.

ત્યાર પછી તરત જ પારૂ મહારાજ માતાના મઢથી વિદાય થઈ સિંધ તરફ ચાલતા થયા. સિંધના ઝોક ગામમાં એમને મેકણ દાદાનો મેળાપ થયો. દાદામાં એમને ગુરુદેવનાં દર્શન થયાં અને ત્યાં જ તે દાદાના શિષ્ય બની ગયા. આગળ જતાં એ પારબ્રહ્મના નામથી સમસ્ત સિંધમાં પ્રખ્યાત થઈ ગયા. આજે પણ સિંધમાં એમનું સ્થાનક મોજુદ છે.



## સ્વામી સાગરગિરિજી

અનેક દેવમંદિરોથી ભરપૂર એવા અંજાર શહેરમાં દાદા અજયપાળનું સ્થાન અતિ જૂનું અને જાણીતું છે. દાદા અજયપાળ અસલમાં ચૌહાણ રાજપૂત હતા. પૃથુરાજ ચૌહાણના સમયમાં ચૌહાણોના પરાજય પછી કચ્છ આવેલા એમ કહેવાય છે. કચ્છ આવી એ યુદ્ધવીરમાંથી જ્ઞાનવીર બની ગયા અને એક સંત મહાત્મા તરીકે પ્રખ્યાત થઈ ગયા.

અંજાર એ વખતે લીલી નાગરવેલ જેવું હતું. ગીચ ઝાડી અને અખૂટ જળપ્રવાહ એ અંજારની વિશિષ્ટતાઓ હતી. હાથતાળી દઈને માણસ નાસી જાય, એવાં ત્યાં આંબલીઓનાં ઝુંડનાં ઝુંડ હતાં. સૂરજનાં કિરણો જમીન પર પહોંચી ન શકે, એવી ઘટ્ટ એની ઝાડી હતી. અને ધરતીમાંથી ફૂટતા નિર્મળ પાણીનો પ્રવાહ તો અંજારના પાદરમાં અહોનિશ વહ્યા જ કરતો.

આજથી લગભગ અઢીસેં વર્ષ પર અંજારની એ પવિત્ર ભૂમિ પર એક મહાપુરુષે પગ દીધો. એમનું નામ સાગરગિરિજી. અંજારની ઘાટી આંબલીઓ જે તપોમય ધરણી તપને યોગ્ય લાગતાં શ્રી સાગરગિરિજીએ ધૂણી ઉડાઉના ઝુંડમાં તપશ્ચર્યા આદરી દીધી.

કચ્છમાં એ વખતે જૈનો અને બૌદ્ધોની માફક અતીતો અને નાથો વચ્ચે ખૂબ સાઠમારી ચાલી રહી હતી. જ્યારે જેનું જોર વધે ત્યારે તે સામા પક્ષને પછાડી પાડ્યા વગર રહેતા નહિ. નાથોનું જોર વધે ત્યારે અતીતોના કાન ફાડી તેમાં કુંડલ પહેરાવવા મંડે અને અતીતોનું જોર વધે ત્યારે નાથોને હાંકી કાઢે. આવા પ્રકારનું સંઘર્ષણ એમની વચ્ચે ઘણા સમયથી ચાલુ જ રહ્યું હતું. અંજારમાં અજયપાળજીની પૂજાને વિષે પણ આ ઉભય પક્ષો વચ્ચે રસાકસી ચાલતી હતી.

એ વખતે પીર શ્રી ધોરમનાથજીના પરિવારનો પક્ષ સબળ બનેલો હોવાથી તેમણે દશનામી અતીતો પાસેથી અજયપાળજીની સેવા ઝૂંટવી લઇને પોતાને હસ્તક કરી લીધી. અતીતોએ સાગરગિરિજી પાસે આવીને આ ફરિયાદ રજુ કરી.

સ્વામી સાગરગિરિજીએ ઉભય પક્ષોને એકત્ર કરીને બંનેની વાત સાંભળી. બંને પોતપોતાની વાતમાં મક્કમ હતા. આખરે નાથમંડળના વડાએ એવી દરખાસ્ત રજુ કરી, કે દાદા અજયપાળ જેને ફરમાન કરે તેણે જ દાદાની પૂજા કરવી. આ નિર્ણય સૌએ એકમતે સ્વીકારી લીધો.

આ પ્રસંગે સફળતા પોતાના પક્ષને મળે, એટલા માટે નાથ લોકોએ એક નવીન રચના કરી. દાદાના નિજમંદિરમાં પહોંચે એવું એક ગુપ્ત ભોંયરૂં એમણે તૈયાર કરાવ્યું. આ ભોંયરાને રસ્તે થઇને દાદાના નિજમંદિરમાં સમયસર એક છોકરો પહોંચી જાય એવી ગોઠવણ કરવામાં આવી.

નક્કી કરેલા દિવસે આ બંને પક્ષોના અગ્રેસરો અને શહેરના સંભાવિત ગૃહસ્થો દાદાના મંદિરમાં એકઠા થઇ ગયા. સૌએ મળી શાન્તિપૂર્વક દાદાની પ્રાર્થના કરી. પછી ઉભય પક્ષના એક પ્રતિનિધિએ દાદાને અરજ કરતાં કહ્યું, કે " હે દાદા ! તમારી પૂજા કોણ કરે ? અતીતો કે નાથો ? "

આ વખતે નિજમંદિરમાં છુપાઈ રહેલ પેલા છોકરાએ પ્રથમથી કરી રાખેલ સંકેત મુજબ જવાબ આપ્યો, કે "નાથજી કરે!"

નાથોના હર્ષના પોકારોથી આખું મંદિર ગાજી ઊઠયું.

સ્વામી સાગરગિરિજી પોતે પણ અહીં હાજર હતા. આમાં અવશ્ય કંઇક ભેદ છે, એમ ચતુર સાગરગિરિજી સમજી ગયા અને અચાનક એમના મુખમાંથી ઉદ્‌ગાર બહાર પડ્યા, કે "સાલા! તુજ કો કાલા કયું નહીં કાટા?"

અને દૈવયોગે થયું એવું, કે એ છોકરાને ખરેખર કાળો કરડ્યો, કે સ્વામીજીના જોરદાર પડકારથી એનું હૃદય બંધ પડી ગયું, એ તો જે હોય તે, પણ એ પઢાવી રાખેલા પોપટ જેવા બાળકનું ત્યાં ને ત્યાં જ મૃત્યુ થઈ ગયું. નાથોની આખી બાજી આમ ખુલ્લી પડી ગઇ. પરિણામે દાદાની સેવા સૌની અનુમતિથી સ્વામી શ્રી સાગરગિરિજીને સોંપવામાં આવી.

ત્યાર પછી એક બીજી મહત્વની ઘટના ઘટી. લોક કથા એવી છે, કે સ્વામી સાગરગિરિજીને એક વખત સ્વપ્નમાં ભદ્રેશ્વરનાં અંબામાતાએ દર્શન દીધા અને ભદ્રેશ્વરથી અંજાર આવવાની પોતાની ઇચ્છા બતાવી.

કચ્છમાં આ વખતે 'દેશરા પરમેશ્વરા'નું બિરુદ પામેલા મહારાઓ શ્રી દેશળજીનો અમલ ચાલતો હતો. સાગરગિરિજીએ ભુજ જઇ દેશળજી બાવા પાસે આ બીના રજુ કરી. દેશળજી બાવાએ એમના ગુરુદેવ સંત મેકણની સલાહ લઇ અંબામાની મૂર્તિ ભદ્રેશ્વરથી લાવીને અંજાર પધરાવવાની સાગરગિરિજીને પરવાનગી આપી.

સાગરગિરિજી ભદ્રેશ્વર પહોંચી ગયા અને મા અંબાની મૂર્તિ વેલમાં પધરાવીને મોટી ધામધૂમથી અંજાર લઇ આવ્યા. નીચેની ગરબી આ પ્રસંગ પર કંઈક પ્રકાશ પાડે છે.

મા ! ભદ્રેસરથી નીસર્યાં, મહાકાળી રે,
મા ! પરવરિયાં અંજાર, ભદ્રાવાળી રે.
મા ! બેઠાં રથની માંહ્ય, દીનદયાળી રે,
ઝાલી સાગરગરની બાંય, ભદ્રાવાળી રે.

અંજારના પાદરમાં આવતાં કહેવાય છે, કે સાગરગિરિજીએ વેલમાંથી બળદોને છોડી નાખ્યા અને વેલ સ્વયં ચાલવા લાગી.

ઝટ પહોંચ્યા ગામની સીમ, અંબા અલબેલી,
મૂકયા બળદ કેરા નીમ, અંબા અલબેલી.
સાગરગર પાળા જાય, અંબા અલબેલી,
વેલ વાંસે વાંસે જાય, અંબા અલબેલી.

આગળ ચાલતાં ગંગાદ્વાર પાસે સાગરગિરિજીએ મોઢું ફેરવીને પાછળ જોયું અને વેલ ત્યાં જ અટકી ગઇ, એવી લોકોક્તિ ચાલે છે.

ભક્ત મન સંદેહ ઊપન્યો મહાકાળી રે,
રથ પથ વચ્ચે રહી ખૂપન્યો, મહાકાળી રે.
પછી વરત્યો જયજયકાર, અંબા અલબેલી,
ભર્યો કચ્છપતિએ દરબાર, અંબા અલબેલી !
કચ્છપતિએ આલ્યા કાન, અંબા અલબેલી !
દીધાં દીનજનોને દાન, અંબા અલબેલી !
જીત્યા સાગરજી હોડ, અંબા અલબેલી !
પૂર્યા દેશળ રાના કોડ, અંબા અલબેલી !



# મજવાણીની
# સાત વીસું સતીયું

મજવાણીની આહિર-રમણીઓ ઢોલીના ઢોલ પર ઘેલી બની હતી. ઢોલ પર ઢોલીના હાથની થાપ પડતી, કે આહિર-રમણીઓનાં હૈયાં ઊછળી નીકળતાં. ગોકુળની ગોપીઓ જેમ કનૈયાની બંસી પર ઘેલીતૂર હતી, તેમ મજવાણીની આહિરાણીઓ ઢોલીના ઢોલ પર દીવાની હતી. ઢોલીના ઢોલનો અવાજ કાને પડતાં એમનાં હૈયાં હાથમાં રહેતાં નહિ. ભરઊંઘમાંથી પણ એ ઝબકીને જાગી ઊઠતી. રડતાં છોકરાં છોડી દઈને એ ઢોલી પાસે પહોંચી જતી. ઢોલ પર પડતી દાંડીની કડકડાટી ગાયો-ભેંસો દોહી રહેલી મજવાણીની વનિતાઓને ઉઠાડ્યા વિના રહેતી નહિ.

ઢોલનો બજાવનાર ઢોલી મજવાણી ગામનો જ હતો. ઢોલની તાલીમ એને ગળથૂથીમાંથી જ મળી હતી. ઢોલની બોલી પર બાળપણથી જ એને અજબ જેવો પ્રેમ બંધાઈ ગયો હતો. દુનિયામાં એનો ઢોલ જ એનો મિત્ર હતો. ઢોલ પાસેથી એ જાતજાતની બોલી બોલાવી શકતો, હસાવી શકતો, રડાવી પણ શકતો. ઢોલના તાનમાં એ ખાવુંપીવું પણ ભૂલી જતો. રાતદિવસ પણ ભૂલી જતો.

અક્ષયતૃતીયાના પવિત્ર તહેવારની મનોહર સવાર હતી. ગામડાં માટે અખાત્રીજ એટલે હીંચકાનો તહેવાર. મજવાણીના સુંદર સરોવરને કિનારે ઊભેલા વિશાળ વડલાઓની ઊંચી ઊંચી ડાળીઓમાં

હીંચકા બાંધીને ગામના યુવાનો અને નાના-મોટા બાળકો હીંચવાનો આનંદ માણી રહ્યા હતા

વ્રજવાણી એ કચ્છ વાગડ વિભાગમા આવેલુ એક નાનું ગામડુ છે આજથી પાચસે વર્ષ પર વ્રજવાણીમા આહિરોની વસ્તી પુષ્કળ હતી અહીંના આહિર લોકો ગાયો, ભેંસો વગેરે વિપુલ પશુધનના માલીક હતા ઘી અને દૂધની તો ત્યા છોળો ઊછળતી આથી એમના શરીર પણ માંસલ અને મસ્ત બન્યા હતા એમના શરીરમા ઊભરાઈ રહેતી મસ્તી આજે અખાત્રીજના નિમે બહાર આવતી સ્પષ્ટ દૃષ્ટિ ગોચર થતી હતી

કેટલાક આહિર યુવાનો મલ્લકુસ્તી લડવામા મશગૂલ હતા કેટલાક એકબીજાને બાઝીને બથ્થ લડવાના દાવપેચ લગાવી રહ્યા હતા કેટલાક જાતજાતના કૂદકા લગાવવાની શરતો જમાવી રહ્યા હતા વ્રજવાણી ગામ આજે આનંદસાગરમા ઝૂલી રહ્યુ હતુ ગામની પાદરે જાણે એક મોટો મેળો જામી રહ્યો હોય એવુ લાગતુ હતું નાના-મોટા તમામ માણસો આજે પોતાના અંતરનો આનંદ વિવિધ પ્રકારે વ્યક્ત કરી રહ્યા હતા

અક્ષયતૃતીયા એટલે આવતા વર્ષના શુકન જોવાનો શુભ દિવસ આજે વહેલી સવારે સૂર્ય ઊગતા પહેલા ગામના ચતુર ખેડૂતો ખેત રોમા અને સીમમા જઈને વાયુના અવનોકનથી આવતા વર્ષના વરસાદના શુભ શુકન જોઈ આવ્યા હતા આ ખુશખબર ઘેર ઘેર પહોંચી ગયેલા હોવાથી લોકોના ઉત્સાહનો પાર ન હતો

આજ આખા ગામમા આહિરો હંમેશ મુજબ મીઠા વાજિયા વઉની રોટની અને ગોળમાણાનુ ભોજન લઈને ગામ બહાર નીકળી પડ્યા હતા સૌ આજના ઉત્સવનો આનંદ માણવા આતુર હતા એક તરફ આહિર યુવાનો મર્દાનગીભરી રમતો રમી રહ્યા હતા બીજી

તરફ આહિર-રમણીઓ ઢોલીના ઢોલ પર રાસની રમઝટ બોલાવી રહી હતી.

આજે તો ઢોલી પણ જાણે તોફાને ચઢ્યો હતો. એના ઢોલની થાપ આહિર-રમણીઓના હૃદયને નચાવી રહી હતી. ઢોલીનો ઢોલ એમને જેટલાં પગલાં ભરાવતો તેટલાં પગલાં તે ભરતી હતી. એમની ગતિનો વેગ પણ ઢોલના તાલ પ્રમાણે જ વધતો હતો અને ઘટતો હતો. હાથીદાંતના જાડા ચૂડલાવાળા એમના હાથની તાળીઓ પણ ઢોલના અવાજ સાથે રમઝટ મચાવતી દૂરદૂર સુધી સંભળાતી હતી. પગે પહેરેલાં કાંબી-કડલાનો મીઠો રણકાર વાતાવરણમાં કોઈ નવી જ જાતનો ઝણઝણાટ ભરી દેતો હતો. એમનાં જાડાં પણ સુઘડ વસ્ત્રોમાં ભરેલી તારા-ટપકીઓ જાણે સૂર્યના પ્રકાશમાં રમી રહી હતી.

ગામના આહિર યુવાનો પણ પોતપોતાની રમતગમતો છોડી દઈને આ રાસમંડળને નિહાળવા આવી પહોંચ્યા હતા. વાટે ચાલતા વટેમાર્ગુઓ પણ પોતાનાં કામકાજને ભૂલી જઈને ઘડીભર અહીં જ અટકી જતા હતા.

સાંજ પડી. ગાયો-ભેંસો ઘાસચારો ચરીને સીમમાંથી પાછી આવી. વટેમાર્ગુઓ વિખરાઈ ગયા. તમામ આહિરો પણ પોતપોતાને ઘેર પહોંચી ગયા. અહીં રહી માત્ર રાસ રમનારી રાસરમણીઓ. એમની દુનિયા આજે જુદી જ હતી. ગળે વળગેલી જગતની જવાબદારીઓ આજે કોઈને યાદ આવતી ન હતી.

જરા વધુ સમય વ્યતીત થયો. ગાયો-ભેંસો દોહવાનો વખત પણ થઈ ગયો. વાછરડાં ભાંભરવા લાગ્યાં. પાડરાં અકળાવા લાગ્યાં. ગાયો-ભેંસો પણ અકળાઈને પોકાર કરવા લાગી. ઘરધણિયાણીને જોવા વતી ઊંચે અવાજે 'ભાં-ભાં! ભાં-ભાં!' કરવા લાગી. પરંતુ વહાલથી એમની પીઠે મીઠો હાથ ફેરવી એમને દોહનાર આહિર-યુવતીઓ

તો આજે એમને ભૂલી ગઈ હતી; એટલું જ નહિ પણ એમનાં પોતાનાં પેટનાં બાળકોને પણ ભૂલી ગઇ હતી. સૂરજ આથમી ગયો. વૈશાખી તૃતીયાની વંકડી ચંદ્રરેખા આકાશને ઓવારે ચમકી ઊઠી અને થોડી જ વારમાં પોતાની ઝાંખી ચાંદનીને સમેટી લઇને ચાલતી થઇ. વાળુ કરવાનો વખત પણ વીતી ગયો. રડતાં બાળકો રડીરડીને આખરે ભૂખ્યાંતરસ્યાં જ ઊંઘી ગયાં. આમ છતાં વ્રજવાણીની એકે આહિર-રમણી આજે પોતાને ઘેર પાછી ફરી ન હતી. આહિર-રમણીઓ આજે એમનાં ઘરને, વરને, બાળકોને અને બધાંને ભૂલી ગઇ હતી.

રાહ જોઈ જોઇને વ્રજવાણીના આહિરો આખરે થાકયા. કેટલાકે તો ગાયો-ભેંસો પોતાના હાથે જ દોહી લીધી. કેટલાક જે દોહન-કળાથી અજ્ઞાત હતા, તે તો સાંજથી જ કોઈ ગાયો-ભેંસોના દોહનારની શોધમાં ભટકી રહ્યા હતા. કેટલીક 'હાથવાળ' ગાયો-ભેંસો તો એમની ઘરધણિયાણી સિવાય કોઇને પણ ગાંઠે તેવી ન હતી. વ્રજવાણી ગામને ઘેરઘેર આજે અરાજકતા અને અવ્યવસ્થાનાં દર્શન થતાં હતાં.

કેટલાક આહિરો એમની ગૃહલક્ષ્મીઓને બોલાવી લાવવા માટે જ્યાં એમનું રાસમંડળ જામી રહ્યું હતું ત્યાં દોડી ગયા હતા. પણ ઢોલીના ઢોલ પર ડોલી રહેલી લલનાઓ આજે કોઇને દાદ આપે તેમ ન હતું. એમને બોલાવવા ગયેલા આહિરો આખરે લાચાર બની વીલે મોઢે પાછા ફર્યા.

અર્ધી રાત વીતી ગઈ. પરંતુ અહીં તો એ જ ઘડી ચાલતી હતી. ગામના પાદરે ઢોલીનો ઢોલ અનેક તાનપલટા લેતો ધ્રૂસકી રહ્યો હતો. આ અલૌકિક આનંદને છોડી દઇને ઘરની ઝંઝટમાં પડવાનો ખ્યાલ સુદ્ધાં આજે એમને આવતો ન હતો. વ્રજવાણીએ આજે જાણે વ્રજભૂમિનો અવતાર ધારણ કર્યો હતો. કનૈયાની બંસીને

બદલે આજે અહીં ઢોલીનો ઢોલ ગાજતો હતો. ગોકુળની ગોપીઓ ચોંકે ઘેલી બનેલી વજવાણીની આહિરાણીઓ ઢોલીના ઢોલ પર ઘૂમી રહી હતી—ઝૂમી રહી હતી.

પ્રભાતનો ઉજાસ પૂર્વાકાશમાં પોતાનો પ્રકાશ પાથરવા લાગ્યો. આહિર-રમણીઓનો ઉત્સાહ હજી જરા પણ ઓસર્યો હોય એવું લાગતું ન હતું. કોકિલકંઠી રસ-રાણીઓનો તીણો અવાજ દશે દિશાને ગજાવી રહ્યો હતો.

સવારને હવે વધુ વાર ન હતી. ગાયો-ભેંસોને ફરી એકવાર દોહી લેવાનો વખત થઇ ગયો હતો. વાછરડાં અને પાડરાં પાછાં પોકારી ઊઠ્યાં હતાં. માતાને માફ કરીને રડતાં-રડતાં જ ઊંઘી ગયેલાં બાળકો પુનઃ જાગૃત થઇને રુદન પર ચડી ગયાં હતાં. વજવાણીનાં ઘરોમાં ફરી પાછો કકળાટ ચાલુ થઇ ગયો હતો.

આહિરોની ધીરજ હવે ખૂટવા લાગી. ઘરના ત્રાસે હવે ગુસ્સાનું રૂપ ધારણ કર્યું. આહિરોના અંતરમાં શયતાને પ્રવેશ કર્યો. એમની આંખો દ્વેષ અને વેરના અગ્નિથી લાલચોળ બની ગઇ. એમના ઘરની ઘરરાણીઓ આજે એમની મટીને ઢોલીની બની ગઇ હોય એવું એમને જણાવા લાગ્યું. એમના રોમેરોમમાં ક્રોધની જાળ વ્યાપી ઊઠી.

તમામ આહિરો આજે વહેલી સવારે જ એકત્ર થઇ ગયા હતા. કેટલાક આખી રાતના ઉજાગરાથી ત્રાસી ગયા હતા. કેટલાક એમનાં બાળકોને સમજાવી-પટાવીને થાકી ગયા હતા. આહિરોની નજરમાં આ ઢોલી આજે 'અઠી અપશુકન' દેખાતો હતો. એમની સ્ત્રીઓ એમને છોડીને આ ઢોલી પાછળ આધળી ભીંત બની જાય એ એમનાથી સહેવાતું ન હતું—જોવાતું ન હતું. એમની ભોળી ભામિનીઓને આ ઢોલીડો ભમાવી રહ્યો છે એવી એમને ખાતરી થઇ. વિચાર કરતાં આખરે બધા એક નિર્ણય પર આવી ગયા. નિર્ણય ભયંકર હતો—ઢોલીના કટકા કરી નાખવાનો !

સવારનું અજવાળું વધુ ને વધુ વધતું જતું હતું. સૂર્ય ભગવાન પ્રેમલક્ષણાના રંગે રંગાયેલી વ્રજવાણીની આહિરાણીઓનાં દર્શન કરવા જાણે અધીરા બન્યા હોય તેમ ઝડપથી ઊંચાઊંચા થતા જતા હતા. પ્રભાતનાં ગાયક વનપંખીડાં પણ એ રાસ–રમણીઓના અવાજ સાથે પોતાના સ્વરની થોડીવાર હરીફાઇ ચલાવીને આખરે ઊડી ગયાં હતાં. સરોવરનાં નીર શાંત થઇ ગયાં હતાં. પવન પણ સ્થિર થઇ ગયો હતો. માત્ર આહિરાણીઓ એમનાં ગાનતાનમાં મસ્તાન બની મહાલી રહી હતી.

આ સમયે કેટલાક આહિર યુવાનો પોતાના હાથમાં તલવારો વીંઝતા આવી પહોંચ્યા. પરંતુ એમના તરફ એક દૃષ્ટિપાત સરખોય કરવાની અહીં કોઇને નવરાશ જ ક્યાં હતી ? ઢોલને ઢમકારે મસ્ત બનેલો ઢોલી ઢોલ પર દાંડીની કડકડાટી બોલાવી રહ્યો હતો.

આહિર યુવાનો ખુલ્લી તલવારો સાથે હવે તો છેક નજદીક આવી પહોંચ્યા. આહિર–રમણીઓ એક જ તાલે ઢોલી પર ઝૂલી રહી હતી. ઢોલી ઢોલ પર ઝૂલી રહ્યો હતો.

આહિર યુવાનો તક સાધીને ઢોલીની લગોલગ આવી પહોંચ્યા. અને એક જ ઝટકે એમણે ઢોલીનું મસ્તક ઉડાવી દીધું. ઢોલીના ધડમાંથી રક્તની છોળો ઊછળવા લાગી. માથું ઊડી જવા છતા રણમેદાનમાં શરોપૂરો સુરધ લડતો રહે તેમ ઢોલીના હાથ પણ થોડો વખત ઢોલ પર પડતા રહ્યા, પણ તાલમાં ભંગ પડી ગયો.

તાલમાં ફેર પડતાં આહિરાણીઓએ બેતાલ જતા ઢોલી પર એકીસાથે દૃષ્ટિ ફેંકી. પણ અહીં તો ઢોલી પોતે જ ક્યાં હતો ?

ઢોલીનું માથા વગરનું ધડ હજુ જેમનું તેમ બેઠું હતું. ઢોલીના હાથમાંની દાંડી હજુ ઢોલ પર પડયે જતી હતી. પણ હવે એનું કશું કેકાણું ન હતું. થોડીવારમાં ઢોલીનો હાથ પણ અટકી ગયો. ઢોલનો અવાજ બંધ પડ્યો. અને ઢોલીનું ધડ પણ નિશ્ચેતન બની ઢળી પડયું.

આકાશમાંથી જાણે વીજળી પડી. આ દૃશ્ય જોઈને આહિર યુવતીઓ પથ્થરની પૂતળીઓ પેઠે સ્થિર બની ગઈ. રંગમાં ભંગ પડ્યો. કુદરતે એક કારમો નિઃશ્વાસ નાખ્યો. આ ભયંકર કૃત્ય જોઈને સૂર્યદેવ પણ જાણે કોપાયમાન થઈ ગયા હોય તેમ ઉગ્ર જણાવા લાગ્યા. જંગલનાં ઝાડવાં પણ પોતાનાં પર્ણોરૂપી આંસુડાં પૃથ્વી પર પાડતાં જાણે રડી ઊઠ્યાં.

ઢોલીના ઢોલ પર આખી રાત ઝઝૂમી રહેલી કેટલીક આહિરાણીઓ કેટલોક વખત મૂર્છિત બનીને ધરણી પર ઢળેલી રહી. જાગૃત થતા જ ઢોલીના રુધિરછલકતા ધડ–મસ્તકનું ભીષણ દૃશ્ય પુનઃ એમની આંખો સમક્ષ પ્રત્યક્ષ થયું. માથા વગરના ધડના હાથમાં રહેલી દાંડી હજુ રહી રહીને ઊંચે ઊપડતી હતી અને નીચે પડતી હતી. દુનિયાથી દૂર થઈ ગયેલો ઢોલીનો આત્મા હજુ જાણે ઢોલ વગાડી રહ્યો હોય એમ લાગતું હતું.

આહિરાણીઓના અંતરપટ પર પ્રેમનો પતંગી રંગ ચડેલો ન હતો. એમનાં હૃદય તો 'પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ.' એવા રંગે રંગાઈ ગયા હતાં. જેના ઢોલ પર જીવનભર આનંદ માણ્યો હતો, એવા એમના સાચા પ્રેમના પાત્ર ઢોલીને અહીં આ સ્થિતિમાં પડતો મૂકીને એકે આહિરાણી ઘેર જઈ, ઘરની જંજાળમાં જોડાવાને તૈયાર ન હતી. ઢોલીના મૃત્યુએ એમના જીવનના આનંદને ઉડાડી દીધો. ઢોલી વગરનું એમનું જીવન એમને શૂન્ય જણાવા લાગ્યું.

સાત વીસું સતીઓનાં શરીરે હવે સત ચડ્યું. તમામ આહિરાણીઓએ એમના જીવનભરના પવિત્ર મિત્ર ઢોલી પાછળ અગ્નિસ્નાન કરવાનો દારુણ નિર્ણય કરી લીધો. વજ્રવાણીની ભાળીભોળી વનિતાઓ આજે પથ્થર જેવી કઠોર બની બેઠી.

ઉતાવળા આહિરોને પણ હવે પોતાની ભૂલ સમજાઈ. પરંતુ હવે તો અતિ મોડું થઈ ગયું હતું. અને ભૂલ સમજતાં તે કંઈ થોડી જ

સુધરી શકે છે ? હવે તો બાજી હાથમાંથી નીકળી ગઇ હતી. સતી-ઓને ચડેલું સત ઓસરી જવાની હવે શક્યતા જ રહી ન હતી.

ગામના પાદરે આવેલા સરોવરના કિનારા પર આ રાસ–રમતના મેદાનમાં જ મોટી મોટી ચિતાઓ ખડકાઇ ગઈ. અગ્નિ પ્રકટાવવામાં આવ્યો. સાતવીસું એટલે એકસો ને ચાળીસ આહિર સુંદરીઓ પોતાના પવિત્ર પ્રેમપાત્ર ઢોલી સહિત અગ્નિદેવની ગોદમાં સમાઇ ગઇ. ભસ્મીભૂત બની ગઇ.

× × ×

વ્રજવાણી ગામ કચ્છમાં ગણાતી વૈરાટ નગરી ગેડીથી ખેલા જવાના રસ્તા પર રણને કિનારે આવેલું છે. અહીં સરોવરની બાજુમાં આવેલા વિશાળ મેદાનમાં ઊંચા–ઊંચા પાળિયા આજે પણ ઊભેલા દેખાય છે. વચ્ચોવચ્ચ સૌથી ઊંચો, ઢોલના નિશાનવાળો ઢોલીનો પાળિયો ખડો છે. એની આસપાસ ચારે તરફ આહિરાણીઓના પાળિયા કોટના કાંગરાની માફક આવેલા છે. આ સ્થાન આજ પણ ભસ્મીભૂત બનેલા કોઇ સ્નેહસદન સમું જણાય છે. આહિરોનું જૂનું વ્રજવાણી ગામ તો આજે નાશ પામ્યું છે. આજનું વ્રજવાણી નવું વસાવેલું છે. આજે અહીં એક પણ આહિર વસતો નથી. ઉપરના પ્રસંગ પછી આહિરો વ્રજવાણીનું પાણી અગ્રાહ્ય કરી નિચાળા ભરીને ઊપડી ગયા છે. એ પ્રાંથળિયા આહિર કહેવાય છે; કારણ કે વ્રજવાણી ગામ વાગડના પ્રાંથળ વિભાગમાં આવેલું છે. ઢોલીની ખાંભી પર સંવત ૧૫૧૧ ના વૈશાખ સુદિ ૪ ની મિતિ વાંચી શકાય છે. આ સ્થાન આજે ‘ ઢોલીયર ’ ના નામે ઓળખાય છે.



# માતા દેવલબાઇ

જે પરને કાજે પોતાના શીશનું સમર્પણ કરી શકે છે તેના પૂજન જગત જુગો જુગથી કરતું આવ્યું છે અને આજે પણ કરે છે. સતીઓ અને શૂરાઓ શીશ-સમર્પણની એમની શક્તિ વડે જ અમર થઇ ગયાં છે.

કચ્છ—વાગડનું કટારિયું જે કાંચાળના કટારિયા તરીકે પ્રખ્યાત છે, તેની પશ્ચિમ દિશાએ અર્ધાએક માઇલના અંતર પર આવેલ માતા દેવલબાઇનું સ્થાનક એમના શીશ–સમર્પણની યાદ આજે પણ તાજી કરાવે છે.

દેવલબાઇ કટારિયાથી ત્રણ ગાઉ દૂર રાયધરી ગામના બાચરિયા શાખના મ્યાજર ચારણને ત્યાં ઓગણીસમી સદીના ચોથા દશકામાં જન્મ્યાં હતાં. બાળપણમાં જ એમની તેજસ્વિતા અન્ય બાળકો કરતાં કંઇક જુદા જ પ્રકારની અને તરી આવે તેવી હતી. યોગ્ય ઉંમરે એમને ખોડાસર ગામે પરણાવવામાં આવ્યાં હતાં. દેવલબાઇને એક પુત્ર પણ થયો હતો. એનું નામ હતું વાસો. આ વાસો જ્યારે પાંચ વર્ષનો થયો ત્યારે કટારિયામાં એક મહત્વનો બનાવ બન્યો.

કટારિયામાં ગેદરાણી અટકનો જેરાજ નામનો એક વાણિયો રહેતો હતો. એ સમયના વાણિયા પોચી માટીના ઘડેલા ન હતા. તેમાં પણ વાગડના વાણિયાનું તો પૂછવું જ શું ? અક્કલમાં તો એ સૌને ઊંડાં ભણાવી જાય, પણ મર્દાઇમાં યે પાછો પડે નહિ.

દેશલપુર-વાગડનો ન્યાલચંદ, કાંડીવાળી ભુજપરનો કોરશી પટેલ અને એવા અનેક વાણિયા એમના વટ માટે વિખ્યાત બની ગયા છે.

કટારિયાનો જેરાજ શાહ પણ આગ્રહી અને એંટીલો હતો. વેપાર તો વાણિયાનો ઘરનો ધંધો, પણ જેરાજ શાહ તો વેપાર ઉપરાંત લાગ મળતો ત્યારે એકાદ ધાડ પણ મારી લાવતો. રાજપૂતો અને મિયાણા પણ એનાથી બાખડતાં વિચાર કરતા.

રાયથરીના ચારણો સાથે જેરાજનો ધીરધારનો જૂનો વ્યવહાર હતો. એનું વ્યાજ હતું મારવાડી અને ઉઘરાણી પઠાણી.

આ વખતે વરસ કરવરૂં આવી પડવાથી રાયથરીના ચારણો એનું દેવું ચૂકવી શકયા ન હતા. ચારણોના લાસરિયાપણાથી જેરાજ શેઠને એકવાર ગુસ્સો આવી ગયો. ઘોડી પર પલાણ નાખી, ચારણો પાસેથી પોતાના લેણાની રકમો વસુલ કરવા એ રાયથરી આવી પહોંચ્યો.

ઘોડીને બાંધી, ગામના મંદિરમાં ખાટલો ઢાળી તે બેઠો. ચારણોને ભેળા કરી હમણાં ને હમણાં એના લેણાની રકમ ભરી આપવા તાકીદ કરવા લાગ્યો. અને ધાકધમકીથી હાકોટા કરવા લાગ્યો. જેરાજ શેઠ આજે છેડાઈ પડયો હતો. એ કહેતો હતો, કે "નાણાં ન હોય તો બાયડિયું વેચીને પણ લેણાં ભરી દો!"

શેઠની આ રીત-ભાતથી તમામ ચારણો નારાજ થઇ ગયા. પણ શું કરે? નાણાંનો ધણી લાડકો કહેવાય, એટલે કોઇ કાંઇ બોલી શકતું ન હતું.

આ તરફ જેરાજ શેઠ વધુ ને વધુ છકતો જતો હતો. આખર એને હદ બહાર જતો જોઇને એક વૃદ્ધ ગઢવી બોલી ઊઠયો, "શેઠ, ચારણોની શરમ તો તમને નથી, પણ દેવોની તો કંઇક શરમ રાખો!"

"શરમ? શરમ તો તમને નથી ગઢવી!" શેઠ તાડૂકી ઊઠયા.

"શેઠ, હું એમ કહેવા માગું છું, કે આજ સુધી દેવમંદિરમાં કોઇ ખાટલો ઢાળીને બેઠું નથી. તમે આજે માઝાનો ભંગ કર્યો છે!"

"તો હવે તમારાથી થાય તે કરી લ્યો!" શેઠે પડકાર ફેંક્યો.

"ચારણો તો બીજું શું કરે? બહુ બહુ તો ત્રાગું કરે!"

"ચારણો ત્રાગું કરે તો આ વાણિયો તેના પર પેશાબ કરે એવો છે, એ ભૂલશો નહિ!"

આ વાત ચારણોને ચાટી ગઇ. બોલાચાલી વધવા લાગી. બધા ચારણો ઉશ્કેરાઇ ગયા. થોડી મારફૂટ પણ થઇ. પરિણામે જેરાજ શેઠને ઘોડી પર વગર પડછીએ ભાગી જવું પડયું. પણ જતાં જતાં જેરાજ શેઠ જાસો આપતા ગયા, કે "હું હમણાં તો જાઉં છું પણ રાયથરીમાં તમે કેટલા દિવસ રહી શકો છો, તે હું પણ જોઇ લઇશ!"

ચારણો સમજી ગયા, કે આ તો સાપ બાંડો કરવા જેવો તાલ થયો. જેરાજ શેઠ હવે રાયથરી ભાંગ્યા વોણો રહેવાનો નથી. હવે કયો રસ્તો લેવો? બધા વિચારમાં પડી ગયા.

ઘણી વાતો કરી. આખરે એમણે એમનું અમોઘ શસ્ત્ર વાપરવાનો નિશ્ચય કરી લીધો. એ શસ્ત્ર હતું, "ત્રાગું!"

રાયથરીમાં પોણોસો વર્ષની એક વૃદ્ધ ડોશી રહેતી હતી. આખું ગામ એને આઇ કહીને બોલાવતું. બધા ચારણો મંદિરમાંથી ઊઠીને આઇ પાસે આવ્યા અને કહેવા લાગ્યા, "આઇ! આજે તમારી ખપત પડી."

"મારી ખપત પડી? બાપલા! મારી પાસે તો હવે મારાં હાડકાં છે. જોઇએ તો લઇ જાઓ!"

"આ એની જ ખપત પડી છે આઇ! પેલો કટારિયાવાળો જેરાજ ઉધરાણીએ આવેલો તે ચારણોનાં ત્રાગાંની મશ્કરી ઉડાવી ગયો છે મા! એને બતાવવું છે, કે તેં હજી ચારણોનાં ત્રાગાં જોયાં નથી."

"એમ છે કે માડી ? ત્યારે ભણુ તો ખરો, હું શું આપાં ?"

"બીજું કાંઈ નહિ આઈ ! અમને તો તમારૂં માથું ખપે છે !"

"માથું ખપેને ? હમણાં જ વાઢી જાને વીરા ! તમારૂં ભલું થીએ તો આ રહ્યું મારૂં માથું ! ચારણુંને માયાનો મોહ કે'દી હોતો ?"

અને ડોશીમાએ એનું માથું ચારણોની સામે ધરી દીધું.

"હમણાં નથી ખપતું માડી ! અમે આવતી કાલે વહેલી સવારે આવીએ છીએ, તમે તૈયાર રહેજો !"

"હું તો તૈયાર જ છું બાપ ! તમે માગો એટલી જ વાર છે."

નિશ્ચય થઇ ગયો. વળતે દિવસે દી ઉગતાં જ આઈનું માથું વાઢી જેરાજ શેઠને ઘેર પહોંચાડવાનું નક્કી થયું.

બીજે દિવસે વહેલી સવારે રાવથરીના ચારણોનાં જૂથનાં જૂથ ગામ બહાર આવેલ દેવલ માતાની દાદી જશોદા આઈના મંદિરમાં એકત્ર થઈ ગયા. કરેણનાં ફૂલની માળા ગળામાં પહેરી, લાકડીને ટેકે ટેકે પેલા ડોશીમા પણ આવી પહોંચ્યાં. મસ્તક-સમર્પણનો વિધિ સંપૂર્ણ થતા આઈએ માથું નમાવ્યુ. એક ચારણ જુવાન હાથમાં પાણીદાર તલવાર લઇ ખડો થઈ ગયો.

આઇના મસ્તક પર તલવારનો ઘા કરવા જાય છે ત્યાં દૂરથી જોગમાયા જેવી કોઇ ચારણી દેવી દોડતી આવતી દેખાઇ. ચારણ જુવાનનો હાથ થંભી ગયો. થોડી વારમાં જ ખબર પડી, કે એ તો ઓડાસરથી દોટમદોટ આવતી દેવલ માતા છે.

રાવથરીના ત્રાગાની વાત સાંભળીને એનું લોહી ઊકળી ઊઠયું હતું. એને વિચાર આવ્યો, કે એના બેઠા છતાં એક વયોવૃદ્ધ આઇનું ચીમળાયલું માથું કપાય એ ઠીક નહિ. ત્રાગાની થાળીમાં તો તાજું, લીલા નાળિયેર જેવું માથું જોઇએ. અને દેવલ માતાએ એના

પોતાના લીલા માથાનું દાન કરવાનો નિર્ણય કરી લીધો. પાંચ વર્ષના પોતાના પુત્ર વાસાને પતિને હવાલે કરી તે પરોઢમાં ખોડાસરથી નીકળી રાયથરી આવી પહોંચી.

"દેવલ તું આવી ? ભલે આવી ! હવે આ આઇના માથાને જરા ઠીક કરી પકડ તો ઝટ એક ઝટકે એ કટકા પડી જાય !" ગામના ગલઢેરાએ દેવલનો સત્કાર કરતાં કહ્યું.

"પણ દાદા ! આઈના આવા સૂકા કોયલા જેવા માથાને શું કરશો ?" દેવલ માતાએ પ્રશ્ન કર્યો.

"એ તો દીકરી, પેલો કટારિયાવાળો દૈત જેરાજ છે ને ? એને પોગાડવું છે. ચાલ, હવે વાર મ કર !"

"પણ આઇના આ કરચલિયું વાળા માથા કરતાં મારું લીલું માથું આપું તો ?" દેવલની આંખમાં વીજળીનાં કિરણો ફૂટી નીકળ્યાં.

"તું તો દેવલ, રાયથરીની દીકરી ! તારું માથું વાઢીએ તો અમારૂં જડાબીટ નીકળી જાયને !"

"પણ કટારિયાના એ કાળિયાને બારણે લોહીના થાપા હું લગાવીશ દાદા ! આ ડોશીથી નહિ લાગે ! ચાલો, એકવાર કટારિયાની પાદરે પોગીએ !"

અને દેવલનું આખું રૂપ પલટી ગયું. આંખોમાંથી જાણે આગ વરસવા લાગી. સાક્ષાત ચંડી સામે ઊભી હોય એવી દેખાવા લાગી. આખું ચારણ મંડળ એના વિકરાળ રૂપથી દબાઇ ગયું. એની આજ્ઞાને વશ થઈ ગયું.

આગળ રણચંડી જેવી દેવલ અને પાછળ આખા ગામનાં ચારણો કટારિયાને માર્ગે ચાલવા લાગ્યાં. સતીને જાણે સત ચડી ચૂક્યું હોય એવી દેવલ, તીરની ગતિથી સૌથી પહેલાં સપાટાબંધ રસ્તો કાપ્યે જતી હતી.

કટારિયાના પાદરમાં સતીમા થોભ્યાં. ખુલ્લી તલવારથી એમની સાથે જ દોડયા આવતા ચારણ વીરને એની ફરજ બજાવવા સૂચના કરી અને મસ્તક નમાવી ઊભાં રહ્યાં.

' હર હર મહાદેવ ! 'ના ગગનભેદી નાદ સાથે તલવારને એક જ ઝાટકે દેવલ માતાનુ' માથુ' ધડથી દૂર થઈ ગયુ'. ચારણોએ એને અદ્ધર ઝીલી લીધુ'.

દેવલ માતાના મસ્તકને એક મોટા થાળમાં મૂકી, ચારણ મ'ડળી આગળ વધવા લાગી. માથાની પાછળ પાછળ દેવલમાતાનુ' ધડ પણ ચાલવા માંડયુ'.

આ અદ્ભુત દૃશ્ય જોઈ, કટારિયાના લોકો સ્તબ્ધ બની ગયા. કેટલાક તો પોતાનાં સાંતીડાં છોડી, શેઠને ખબર આપવા દોડયા, કે રક્ત-નીતરતુ' દેવલ માતાનુ' ધડ તમારે બારણે થાપા દેવા દોડયુ' આવે છે માટે ચેતજો ! "

આ સમાચાર સાંભળી જેરાજ શેઠ એકદમ હેબતાઇ ગયો. દેવલ માતાના ત્રાગાનો તાપ એનાથી ઝીલાણો નહિ. એ એની મેડીની બારીએ બેઠો હતો ત્યાંથી નીચે ઊથલી પડયો અને ખોપરી તૂટી જતાં તે જ વખતે મરણ પામ્યો.

એનો ભાઈ હીરજી મોઢામાં તરણાં લઇ ત્રાગે ચડેલા ચારણો સામે આવ્યો અને માતાને પગે પડી માફી માગવા લાગ્યો.

શરણે આવેલા હીરજીને ક્ષમા આપતાં ચારણમ'ડળે પોકાર કર્યો, " હીરજીની જે અને જેરાજની ખે ! "

આજે પણ ચારણ લોકો, મસ્તકનાં દાન દેનારી એ દેવલ માતાને બિરદાવતાં કહે છે—

ભલાં જેનાં ભાગ, દેવલ જેવી દીકરી,
સાસરિયે સોભાગ, પિયર પરચા પૂરિયા.

દેવલ દોયલાં ટાળિયાં, રાખ્યાં કાયમ રાજ,
મન માન્યાં મ્યાજર તણાં, કવિ સુધારણ કાજ.

અને દેવલ માતાનો દીકરો વાસો, જેને પાંચ વર્ષનો છોડીને દેવલ બાઇ ખોડાસરથી નીકળી પડ્યાં હતાં, એ વાસાને પણ એની માતાનો વારસો મળી ચૂક્યો હતો.

ચિત્રોડ-જાગીરના ઠાકોર એ સમયે પૃથુરાજજી બાવા હતા. વાસાએ ચિત્રોડ જાગીર સામે પોતાને થએલા ખેતરના અન્યાય માટે ત્રાગું કરેલું. ચિત્રોડથી એક માઇલ દૂર એણે ત્રાગું કરી, તેલિયો ડગલો પહેરી લીધો હતો. સળગતા ડગલા સાથે સળગતા વાસાએ છેક ગામમાં આવી દરબારગઢ પર થાપા માર્યા હતા. દરબારગઢની મેડી સામે ખારી ભાગળ પાસે એનું સળગતું શરીર જમીન પર આવી પડયું હતું. ચારણો કહે છે—

ભલાં જેનાં માત, દેવલ દે સાક્ષાત,
એ દેવીનો દેવ, વાહો થયો વિખ્યાત.

વાહો પોતે પણ ત્રાગા વખતે દુહા બોલતો બોલતો ચાલતો હતો. એ ત્રણસો સાઠ દુહા બોલેલો એમ કહેવાય છે. એમાંનો એક આ છે—

ચોક્કસ જાહે ચિત્રોડ, હે પેથલ તું ખેતા,
હીંહવા-પાવડા લીધા હાથ, ઇ ગઢ-કોઠા દિન કેતા?

ચિત્રોડ હવે ચોક્કસ જશે. હે પૃથુરાજ! તું ખેતર ભલે લઇ લે! પણ કોદાળી-પાવડા હાથમાં લઇ લીધા છે, તો હવે આ ગઢ અને કોટ કેટલા દિવસ રહેવાના છે?

વાહાના ત્રાગા પછી ચિત્રોડ-ઠાકોર પૃથુરાજજી કોઈ પ્રવાહી જોઈ શકતા નહિ. કોઇ પણ પ્રવાહી પદાર્થ જોતાં તેમાં તેલિયો ડગલો પહેરીને સળગતો વાહો ચારણ સામે દેખાતો.

# બા શ્રી જેઠીબા

વિક્રમ સંવત ૧૯૨૭ માં કચ્છના બોજાય ગામના જાડેજા જાગીર-દાર કલાજીને ત્યાં એક તેજસ્વી કુમારિકાનો જન્મ થયો. એમનું નામ જેઠીબા રાખવામાં આવ્યું. એમની માતાનું નામ નાનીબા હતું.

બાલ્યકાળથી જ કુંવરી શ્રી જેઠીબાના પ્રત્યેક કાર્યમાં દૈવી ગુણોનાં દર્શન થવા લાગ્યાં હતાં. નાનપણથી જ એમની વૃત્તિ ભક્તિ-ભાવ તરફ વળવા માંડી હતી. એમનાં માતુશ્રી તેમજ વૃદ્ધ કાકીમા અતિ ધર્મ–પરાયણ હોવાથી એમનામાં પણ ધર્મ–પ્રેમ અને ઇશ્વર-ભક્તિના અંકુર પ્રકટ થવા લાગ્યા હતા. વિશેષમાં એમની યાદદાસ્ત અને બુદ્ધિ અતિ તીવ્ર હોવાથી એ દરેક વસ્તુને શુદ્ધ સ્વરૂપમાં સમજી શકતાં.

આજથી પોણી સદી પૂર્વેની કચ્છની કેળવણી એટલે પાટલા પર ધૂળ નાખીને અક્ષર જ્ઞાન પ્રાપ્ત કરવાની પદ્ધતિ. અને આ કેળવણી પણ ઘણે ભાગે વિદ્યાર્થી ભાઇઓને માટે જ. કન્યાઓને માટે તો એટલી સગવડ પણ ભાગ્યે જ ક્યાંક જોવામાં આવતી! કુમારી જેઠીબાને તો બાલ્યકાળથી જ કેળવણીની ઝંખના લાગેલી હતી. પરંતુ મુશ્કેલી એ હતી, કે એ કેળવણી લેવી ક્યાંથી? છોકરાઓ માટે પણ જ્યાં ભાગ્યે જ કંઇ સગવડ હોય, ત્યાં બાળાઓ માટે તો પૂછવું જ શું? પરિસ્થિતિ આવી હોવાથી બા શ્રી જેઠીબાને કેળવણી કેવી રીતે આપવી તે એક પ્રશ્ન થઇ પડ્યો. પરંતુ થોડા વખતમાં આ

મુશ્કેલ પ્રશ્નનો ઉકેલ પણ મળી આવ્યો. એમનાં વૃદ્ધ કાકીમાએ એમના વિદ્યાગુરૂ બનવાનું માથે લીધું અને એમની પાસે બેસીને બાશ્રીએ થોડા જ સમયમાં જરૂર પૂરતું અક્ષરજ્ઞાન મેળવી લીધું. પછી તો એમણે જાતે જ પોતાના ગુરૂ બનીને ધાર્મિક પુસ્તકોના વાચનથી પોતાના અભ્યાસનો વિકાસ સાધવા માંડયો. સંસ્કૃતના વિષયમાં પણ એમણે દિવસે દિવસે વધુ ને વધુ પ્રગતિ કરવા માંડી. "દરેક માનવીનો સાચો ગુરૂ આત્મા છે." એ સૂત્ર એમણે જાતમહેનત અને સ્વાધ્યયનથી સિદ્ધ કરી બતાવ્યું.

પંચીકરણ, રામાયણ અને ભગવદ્ ગીતા પણ ભણ્યાં. ભણ્યાં તો ખરાં પણ એમને જીવનમાં વણ્યાં. એમનાં વાચન અને મનન ઉપરછલ્લાં ન હતાં. દરેક વસ્તુ વાંચી, વિચારી અને સમજીને તેને જીવનમાં ઉતારવાનો એમનો યત્ન સતત ચાલુ હતો. ધર્મપુસ્તકોનું આ રીતનું બહોળું વાચન એમના જીવનનો વિકાસ સાધવામાં એમને અતિ ઉપયોગી થઇ પડયું.

અભ્યાસ કરતાં કરતાં બાશ્રીની ઉંમર સોળ વરસની થઇ. કચ્છ જેવા પ્રદેશમાં અને તેમાં પણ જાડેજા વંશમાં કુમારી કન્યા સોળ વરસની થઈ જાય એ તો અતિ ગજબનાક બનાવ ગણાય. બાશ્રીના સદ્‌ગુણોની સૌને જાણ થતાં એમના સગપણ માટે ચોતરફથી માગાં આવવા લાગ્યાં હતાં. પરંતુ એમણે સૌને ચોકખું જણાવી દીધું હતું, કે એમનું સગપણ કરવાનો કોઇએ વિચાર જ કરવો નહિ.

જાડેજા કલાજી તો પુત્રીનાં લક્ષણ પારણામાંથી પરખી ગયા હતા. આજીવન કૌમાર્ય વ્રત ધારણ કરવાના, પોતાની ધર્મ–પ્રેમી પુત્રીના પવિત્ર નિશ્ચયને એ તો અતિ હર્ષપૂર્વક વધાવી લે એવા હતા. પરંતુ બીજી બાજુ એ નીરૂપાય હતા.

જાડેજા રાજપૂતોમાં જુના વખતથી કન્યાઓને જન્મતાં વેંત જ દૂધ–પીતી કરી દેવાનો ભયંકર રિવાજ ચાલ્યો આવતો હતો. આ

રિવાજ એવો હતો, કે કોઇ પણ જાડેજાને ત્યાં બાલિકાનો જન્મ થાય તો તેને તે જ વખતે દૂધની કડાઇમાં બોળીને તેના જીવનનો અંત આણવામાં આવતો. આ રિવાજની પાછળ ઉદ્દેશ ગમે તે હોય, પરંતુ તમામ કચ્છમાં આ ઘાતકી રિવાજ વ્યાપક બન્યો હતો. અંગ્રેજ સરકારનો અહીં પગપેસારો થતાં એમણે આ ક્રૂર પદ્ધતિનું નિકંદન કાઢવાનો નિશ્ચય કર્યો. આ કારણથી એમણે નાના-મોટા દરેક જાડેજા પર એક ચોક્કસ પ્રકારનો અંકુશ મૂકી દીધો. આ અંકુશને અમલમાં આણવા માટે એક ખાસ ખાતું ખોલવામાં આવ્યું, અને જાડેજા બાયાતો પર સતત નજર રાખવામાં આવી.

કોઇ પણ જાડેજાને ત્યાં બાળક જન્મવાનો પ્રસંગ આવે તે પહેલાં જ 'બાઇઓના મહેતા' ના નામે ઓળખાતા અધિકારી દ્વારા તેની નોંધ થઈ જાય, અને એ બાબતમાં સતત અને ચાંપતી દેખરેખ રાખવામાં આવે. કોઈ કન્યાનું જન્મતા વેંત કે નાનપણમાં જ મૃત્યુ થઈ જાય તો તે મૃત્યુ કેવા પ્રકારનું હતું, તેની પણ અમુક પ્રકારની સાબીતી-સાક્ષીઓ સહિતની-રજુ કરવી જ પડે. આવા પ્રકારના કાયદાથી કચ્છના જાડેજાઓને જકડીને આ અમાનુષી રિવાજને મહા મુશ્કેલીએ નાબૂદ કરવામાં આવ્યો. તેની સાથે જાડેજા-કન્યાઓ જરા ઉંમરલાયક થાય એટલે એમને પરણાવી દેવાનો કાયદો પણ અમલમાં આવ્યો.

ઉપર્યુક્ત કાયદાને લઇને જાડેજા કલાજીને માટે પણ મોટી મુશ્કેલી ઊભી થઈ હતી. જેઠીબા હવે ઉંમરલાયક થયાં હતાં, છતાં તે પરણવાનો સખત વિરોધ કરી રહ્યા હતાં. બીજી તરફ બાઇને પરણાવી દેવા માટે સરકારી ભીંસ પણ દિવસે દિવસે વધુ સખત બનતી જતી હતી.

આ ધર્મ-સંકટ જાડેજા કલાજીને ખૂબ સતાવી રહ્યું હતું સરકારી તીખા લખાણોના પ્રશ્નોના જવાબો આપી આપીને કલાજી હવે ખૂબ કંટાળી ગયા હતા કુંવરી જેઠીબા પણ હવે કંઇ નાના ન હતા પિતાની મૂંઝવણ એમની નજર બહાર રહી નહિ એક દિવસ જેઠીબાએ પિતાને જણાવી દીધું, કે "હવેથી જે કાંઈ સરકારી લખાણો આવે તેના જવાબ તમારે બિલકુલ આપવા નહિ માત્ર એટલું જ જણાવવું કે કુંવરી હવે ઉંમરલાયક હોવાથી આ બાબતમાં એ જાતે જ જવાબ આપી શકશે"

પિતાને મોટા ધર્મસંકટમાંથી ઉગારી લેવાની જેઠીબાની આ સલાહ તદ્દન વાસ્તવિક હતી આ સલાહને માન્ય રાખીને તે દિવસથી જાડેજા કલાજીએ પોતાની તમામ જવાબદારી બા શ્રી ઉપર ઢોળવા માંડી અને એ સંબંધમાં પોતાની તદ્દન લાચારી વ્યક્ત કરવા માંડી આથી એકધારા ચાલ્યા આવતા સરકારી બંધારણનો ભંગ થવાનો વખત આવી લાગ્યો એની ખરી હકીકતની તપાસ માટે અને જેઠીબાને જાતે આવીને સમજાવવા માટે સરકારી અધિકારી ખાસ ભોજાય આવી પહોંચ્યો દરબારગઢમાં જઈ એણે જેઠીબાને તરત પરણી જવાની સમજુતી આપવા માંડી

'કુંવરી બા' તમે આખા કચ્છના કાયદાનું ઉલ્લંઘન કરીને સરકારને મોટી તકલીફમાં ઉતારી રહ્યા છો તે તમારા અને તમારા વડીલોના હક્કમાં સારૂં નથી

"સરકારને તકલીફમાં ઉતારવાની અમારી કોઇની જરાએ ઇચ્છા નથી બાઈશ્રીએ તરત જવાબ આપ્યો

"તો પછી તમે શા માટે ચાલતા આવતા ધોરણનો ભંગ કરીને પરણવાની ના પાડો છો?" અધિકારીએ વાતને સ્પષ્ટ કરતા કહ્યું

" આ તો એક વ્યક્તિગત પ્રશ્ન છે. સંસાર–વહેવારમાં મારે પડવું નથી. એોજલ પાળવાનો મને અવકાશ નથી." જેઠીબાએ ખુલ્લા શબ્દોમાં જણાવ્યું.

" નહિ સમજો તો બા સાહેબ, હવે પરાણે પરણવું પડશે. આ તો સરકારી કાયદો છે. તમારા ઘરનો નથી સમજ્યાં ને ? " અધિકારીએ ભવાં ચડાવીને કહ્યું.

" પરણવું જ પડશે એમ કે ? " આટલું કહેતાં જ જેઠીબાનું મુખ-મંડળ લાલચોળ બની ગયું. એમની મોટી અને તગતગતી આંખો જાણે હમણાં જ બહાર આવી પડશે એવી બની ગઇ. એમનું આખું શરીર ધ્રૂજવા લાગ્યું. અસુર–સંહારક મહાકાલી જાણે ભયંકર રૂપ ધારણ કરીને અવની પર ઊતરી આવી હોય, એવું આ દૃશ્ય જોઇને સૌ થંભી ગયાં. એનાં તેજની ઉગ્રતા ઝીલી શકવાને સરકારી અધિકારી અસમર્થ હતો. એ તો એકદમ બેબાકળો બનીને બાશ્રીનાં ચરણોમાં આવી પડયો, અને પોતાની ભૂલ માટે હાથ જોડીને બાશ્રીની ક્ષમા યાચવા લાગ્યો.

બાનું આત્મ–તેજ કેવું અદ્દભુત છે તેની સૌને ખાતરી થઈ ગઇ. સૌએ અતિશય નમ્રતાથી બાશ્રીને શાન્ત પાડવા માંડયા. કેટલીક વાર પછી બાશ્રી જેઠીબાના હૃદયનો જ્વાળામુખી શાન્ત તો થયો, પરંતુ આંખોને આવેલ વધુ પડતી જહાના કારણે તે દિવસથી બાશ્રીની એક આંખના મણકામા થોડોક ફેર રહી ગયો અને એ ફેર જીવનભર કાયમ રહ્યો.

આમ બાશ્રીએ પોતાની અતુલ આત્મ–શક્તિ વડે સરકારી અંકુશોને એક પલકારામાં દૂર ફેંકી દીધા. એમના અને એમના વડીલોના હૃદય પરથી એક મોટો બોજો આ રીતે દૂર થયો. બાશ્રી ત્યાર પછી શાન્તિપૂર્વક પોતાનું જીવન પ્રભુભક્તિમાં ગાળવા લાગ્યાં,

સનાતન ધર્મના ચાલતા આવતા ગુરુગમના નિયમ અનુસાર બાઈશ્રીએ દેવા સાહેબના પંથના વાંરાપના મહાનુભાવ મહાત્મા ઈશ્વરદાસજી પાસેથી ગુરુમંત્ર ગ્રહણ કર્યો અને એમને ગુરુના સ્થાને સ્થાપ્યા.

બાઈશ્રીએ ધાર્યું હોત તો એઓ ખૂબ વૈભવમાં રજવાડી ઠાઠમાઠથી રહી શક્ત. પરંતુ એમનો આત્મા જગતની ખટપટોથી દૂર દૂર એવી ઉચ્ચ ભૂમિકા પર પહોંચી ચૂકેલો હોવાથી એમણે સઘળા વૈભવોને દૂર કરીને પોતાનું જીવન અતિ સાદું, સરલ અને આદર્શ બનાવેલું હતું.

એમનું વ્યક્તિત્વ એટલું તો તેજસ્વી હતું, કે કોઈ પણ માનવી પર એમના વ્યક્તિત્વ અને વચનની અનેરી છાપ પડતી. બાઈશ્રીના નામને લીધે ભોજાય ગામની ખ્યાતિ પણ અનેકગણી વધી ગઈ. આજ પણ 'ભોજાય જેઠીબા વાળી' એમ કહેવાય છે.

એમનું સમસ્ત જીવન કાચ જેવું પારદર્શક અને સ્વચ્છ હતું. આ પરમ પવિત્ર જીવન-જ્યોતિ વિક્રમ સંવત ૨૦૦૨ માં પોતાનો પ્રકાશ સમસ્ત કચ્છમાં પ્રસરાવીને મહાજ્યોતિ સાથે મળી ગઈ.

બાઈશ્રી જેઠીબા એક મહાન શક્તિશાળી આત્મા હોવા ઉપરાંત એક સારાં કાવ્યકાર પણ હતાં. એમણે બનાવેલાં પદો આજ પણ ઘણા ભાવથી ગવાય છે. એમનું એક પદ નમૂના દાખલ અત્રે આપવામાં આવે છે.

## ગુરુ—મહિમા

રાગ—પૂનમ ચાંદની

સત્ય દેવ ગુરુની, હું ચિદાનંદ બાલકી રે,
શુદ્ધિપલ ગુરુજી મારા, સત્ ચિત્ ને આનંદ. સત્ય૦

સાખી

હરિ હજુ નવ આવિયા, પૂરણ બ્રહ્મ કૃપાલ,
નહિ વિસારો નાથજી, નિજ જનના પ્રતિપાલ.

પ્યારા બિરદ સંભાળો, પાળો પૂરણ ટેકને રે,
ભાવે ભક્તિ આપો, કાપોને ભવ–ફંદ. સત્ય૦

સાખી

શ્રી ગુરૂ સમ ત્રણ લોકમાં, નહિ કો સુખનું ધામ,
દામ લિયે ના, દુઃખ હરે, પૂર્ણ કરે મન–કામ.

તારો તારો અમને ભવજલ તારણ ભૂધરા રે,
ગ્રાહ થકી ઉગાર્યો, આપે જેમ ગજેન્દ્ર. સત્ય૦

સાખી

આપ વિના આશ્રય નથી, ત્રિકમ રાખો ટેક,
દીન દયાળ દયા કરી, અરજી સુણજો એક.

કહે "જેઠીબા" જગમાં ઈશ્વર ને ગુરૂ એક છે રે,
રાખો જલમાં જેમ અલેપ રહે અરવિંદ. સત્ય૦



# સેવામૂર્તિ-સાધ્વી મૈયા





કચ્છના મધ્ય ભાગે આવેલા નખત્રાણા તાલુકાના મંજલ ગામમાં વિક્રમ સંવત ૧૯૩૬ ના કાર્તક વદિ ૧ ના રોજ એક તેજસ્વી બાલિકાનો જન્મ થયો. એનું નામ રૂક્મિણી રાખવામાં આવ્યું. પિતાનું નામ વાલજી પારસ્યા. વાલજીભાઇ પ્રથમથી જ સંસ્કારી, પ્રભુભક્ત અને સાધુ-સંતોની સેવામાં આનંદ લેવાવાળા હતા. મુંબઇમાં એમનો દલાલીનો ધંધો હતો. છતાં અવાર-નવાર કચ્છ આવીને શાન્તિપૂર્વક એમનો સમય વ્યતીત કરતા.

મંજલથી પાંચેક માઇલ દૂર વાંઢાય નામનું એક સુંદર નાનું ગામડું આવેલું છે. અહીં એ વખતે ઇશ્વરરામજી મહારાજનો નિવાસ હતો. આ ઇશ્વરરામજી મહારાજ મહાન પ્રતાપી પવિત્ર અને પ્રેરણાદાયી સંત હતા. શ્રી વાલજીભાઇ આ મહાપુરૂષના અનન્ય ભક્ત હતા. જ્યારે જ્યારે એમને અવકાશ મળતો ત્યારે શ્રી ઇશ્વરરામજીના સત્સંગનો

લાભ લેવાનું ચૂકતા નહિ એમના સંસ્કારી સુપુત્રી રૂક્મિણી બેનને પણ આ સંત મહાત્માના સદુપદેશનો લાભ મળતો હતો

રૂક્મિણી દેવીના લગ્ન એમની ૧૧ વર્ષની નાની ઉંમરે મંજલ પાસે જ આવેલા તરા ગામના રહેવાશી ભાટિયા ગૃહસ્થ માડવાલાને ત્યાં થએલા. પરંતુ લગ્ન પછી એક દિવસ પણ એ કદી સાસરે ગયા ન હતા

માત્ર બાર વરસની બાલવયમાં જ એમના પતિનું અકસ્માત અવસાન થયું વાલજીભાઈના કુટુંબ પર જાણે આભ તુટી પડયું. જેને સંસારનું કશું જ ભાન નહિ, એવી નિર્દોષ બાલપુત્રીને વિધવા બનેલી જોઈને એમનું હૃદય કકળી ઊઠ્યું. પરંતુ આ કારી ઘા સહન કરી લેવા સિવાય બીજો ઇલાજ ન હતો વિધવા પુત્રી રૂક્મિણીને મુંબઈ લઈ જવાનો શ્રી વાલજીભાઈએ વિચાર કર્યો પરંતુ મુંબઇ જતા પહેલા એકવાર શ્રી ઇશ્વરરામજી મહારાજના દર્શન અર્થે આ બંને પિતા-પુત્રી વાઢાય આવ્યા એ વખતે રૂક્મિણી દેવીની ઉંમર ૧૪-૧૫ વર્ષની હતી

આ ગભરૂ બાળા પર આવી પડેલી મહાન આફતની વાત સાંભળીને શ્રી ઇશ્વરરામજી મહારાજની આંખોમાં ઝળઝળીઆ આવી ગયા. એમણે આશીર્વાદ સાથે સાન્ત્વન આપતા કહ્યું, કે "આ સંસાર તો દુઃખનો સમુદ્ર છે એમાં એક હરિભજન અને જનસેવા સિવાય સર્વ વાતો ખોટી છે."

આમ કહીને મહારાજશ્રીએ રૂક્મિણી દેવીને કંઠી બાંધી અને કહ્યુ, કે "તમારે હાથે તો ઘણા સેવા-કાર્યો થાય એવું કુદરતનું નિર્માણ લાગે છે"

ત્યાર પછી રૂક્મિણી દેવીએ પોતાની તમામ શક્તિ અભ્યાસના કાર્યમાં ઓત-પ્રોત કરી દીધી મંજલના જાણીતા વ્યાસ શ્રી રતનજી

મેઘજી એમના વિદ્યાગુરુ હતા તેમની પાસે એમણે બાળબોધ લિપિ, સંસ્કૃત ભાષા, વ્યાકરણ તથા શાસ્ત્રીય જ્ઞાનનો અભ્યાસ કર્યો એ ઉપરાંત ભાગતભરમાં વિખ્યાત થએના મંજલના શ્રી પીતામ્બર પંડિત પાસે શાસ્ત્રીય અભ્યાસ કરી ૩૦ વર્ષની ઉંમર થતા સુધી કુકુંમમાં રહીને એમણે સેનાપરાયણ વૃત્તિથી પોતાનો સમય ઈશ્વર-ભજનમાં વ્યતીત કર્યો ત્યાર પછી કુકુંમગાથી મુક્તિ મેળવી એમણે નિવૃત્ત જીવન ગાળવાનું નક્કી કર્યું

શરુઆતમાં રૂક્મિણી દેવીએ આશ્રમની સ્થાપના કરી અને અહર્નિશ પંડિત પીતામ્બરજી પાસે પચ્ચીસ વર્ષ માટેનું છેડા વ્રત લીધું આ છેડા વ્રત બહુ મોટેનું એક કઠિન વ્રત છે આ વ્રત લેનારે કોઈ પણ પુરુષના કપડાના છેડાનો પણ સ્પર્શ કરવો નહિ એવો નિયમ છે અને કદાચ સરત ચૂકથી એવો સ્પર્શ થઈ જાય તો એક દિવસના નકોરડા ઉપવાસનું પ્રાયશ્ચિત કરવું પડે આ વ્રત લઈને એમણે પાચ વર્ષ સુધી એકાંતમાં સાધના કરી દૈનિક કાર્યક્રમ સિવાયનો બધો વખત ધ્યાન અને ચિંતવનમાં જ ગાળતા એમનું નામ રૂક્મિણી દેવીને બદલે હવે સાધ્વી મૈના તરીકે પ્રખ્યાત થઈ ગયું

એ સમય દરમિયાન વાઢાયમાં ગુરૂદેવ શ્રી ઇશ્વરરામજીનો દેહાંત થઈ જતા તેમની ગાદીએ લાલરામજી મહારાજ આવ્યા એમની પાસે એમણે વૈરાગ્ય શતકનો અભ્યાસ કર્યો

વિક્રમ સંવત ૧૯૭૧ માં વાઢાયમાં શ્રી લાલરામજી મહારાજનું શરીર શાન્ત થતા તેમના શિષ્ય શ્રી ઓધવરામજી મહારાજ સંવત ૧૯૭૬માં ગાદીએ આવ્યા એમની પાસેથી તેમણે શાસ્ત્ર-પાઠ, શ્રુતિ-સ્મૃતિ, ગીતા, વેદાંત વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કર્યો.

શાસ્ત્ર-અભ્યાસ, વ્રતો અને નિયમો સાથે સાધ્વી મૈનાએ હવે સામાજિક ક્ષેત્રનું સેવા-કાર્ય હાથમાં લીધું. પ્રથમ એમણે મંજલમાં

કન્યાશાળાની સ્થાપના કરી. માત્ર બહેનો પાસેથી પત્રો દ્વારા યાચના કરી, એમણે રૂપિયા પાંચ હજાર એકઠા કર્યા અને સંવત ૧૯૭૨ માં કન્યાશાળાનું મકાન તૈયાર થઈ જતાં ત્યાં કન્યાશાળા ચાલુ કરવામાં આવી જે આજ પર્યંત ચાલુ છે.

ધર્મ–ચર્ચા તેમજ કથા–કીર્તન વગેરે માટે એમણે શ્રવણશાળાનું મકાન બંધાવ્યું. એમાં દરરોજ ગીતા–પ્રવચન થાય એવી વ્યવસ્થા કરવામાં આવી.

સંવત ૧૯૮૨ ની સાલે એમણે વિધવા આશ્રમની સ્થાપના કરી. નિરાધાર વિધવા બહેનો એમાં સીવણ, ગૂંથણ વગેરે ગૃહઉદ્યોગો સાથે પ્રભુભક્તિમાં પોતાનું જીવન વ્યતીત કરે, એવી વ્યવસ્થા કરવામાં આવી છે.

ગામની બહેનો માટે એમણે કાંતણશાળા ચાલુ કરી હતી. તેની સાથે વણાટશાળાની પણ વ્યવસ્થા કરવામાં આવી હતી.

સાધ્વી મૈયાના મોટા ભાઈ શ્રી ખટાઉ ભાઈ પણ સેવાની મૂર્તિ જેવા હતા. ખેતીના વિકાસ માટે એમણે અનેક યોજનાઓ કરી હતી. 'ખેડૂતોના દેવ' તરીકે એમનું નામ પ્રસિદ્ધ હતું. આ ખટાઉ ભાઈએ મંજલમાં એક હરિજનશાળાની સ્થાપના કરી હતી. ખટાઉ ભાઈના અવસાન બાદ સાધ્વી મૈયાએ આ સંસ્થાનું પણ કેટલોક સમય સંચાલન કર્યું હતું.

સંવત ૧૯૭૫ ની સાલે જ્યારે સારાયે દેશમાં ઇન્ફ્લુએન્ઝા ફાટી નીકળ્યો હતો ત્યારે રાત–દિવસ જોયા વિના સાધ્વી મૈયાએ પોતાના આશ્રમમાં દવાઓ ખાંડાવી, તૈયાર કરાવી, મંજલ અને તેની આજુબાજુનાં ગામડાંઓમાં આશ્રમની બહેનો મારફત તે પહોંચાડવાનું કાર્ય સફળ રીતે પાર પાડ્યું હતું. જરૂરિયાત જણાતી ત્યાં દવાની સાથે ખોરાકનો બંદોબસ્ત પણ તેમના તરફથી કરવામાં

આવતો હતો દુકાળના વખતમા પણ તેમના તરફથી ગરીબ જનતાને અન્ન–વસ્ત્રની મદદ આપવામા આવતી

દેશહિતના કાર્યોમા પણ સાધ્વી મૈયા પોતાનો ફાળો આપ્યા વિના રહેતા નહિ. સન ૧૯૨૧ મા જ્યારે મહાત્મા ગાધીજીએ સ્વરાજ ફાળા માટે એક કરોડ રૂપિયાની ટહેલ નાખી હતી ત્યારે સાધ્વી મૈયાએ મજલ અને તેની આજુબાજુના ગામડામા જાતે ફરીને સારી એવી રકમ એકઠી કરી મોકલી આપી હતી

સને ૧૯૨૬ મા જ્યારે પૂજ્ય ગાધીજી કચ્છમા પધારેલા ત્યારે મજલથી ત્રણ ગાઉ દૂર સડક પરથી પસાર થવાના હતા એ પ્રસગે પૂજ્ય બાપુજીના દર્શનાર્થી લોકોના ટોળા સાથે સાધ્વી મૈયા ત્યા પહોચી ગએલા ત્યા ગાધીજીનો સત્કાર કરી, જનમડળ તરફથી ગાધીજીને આગ્રહ કરીને એમના પ્રવચનનો લાભ પણ લીધેલો આ પ્રસગનો ચિતાર શ્રી મહાદેવ ભાઇ દેશાઇએ એ વખતના 'નવજીવન'મા 'સુકામા લીતુ' એ શીર્ષક હેઠળ આપ્યો હતો

મૈયાજીનો સ્વભાવ શાન્ત અને મધુર હતો એમની આખોમાથી જાણે અમીનુ વર્ષણ થતુ હતુ એમનુ સાન્નિધ્ય બધી ચિતાઓને દૂર કરી દે એવુ પાવનકારી હતુ

સવત ૨૦૦૯ ના પોષ વદિ અમાવાસ્યાને રોજ જીવનને સાર્થક કરનારી એમની સસાર યાત્રા સમાપ્ત થઈ ઠેઠ છેલ્લી ઘડી સુધી એમનો ઓમકારનો જાપ અખડ હતો

બાલ–વૈધવ્યના અસહ્ય તાપને સેવાભાવ અને જાતમહેનતથી આશીર્વાદરૂપ બનાવીને સાધ્વી મૈયાએ સમસ્ત નારી સમાજ સમક્ષ એક ઉમદા દષ્ટાત રજુ કર્યું છે

આજે પણ મજલની પશ્ચિમે ભાવેશ્વરના મદિર સામે એમની સમાધિ એમના સેવાભાવી ધાર્મિક જીવનની જીવત સ્મૃતિ સમી

ઊભી છે પોષ વદિ ૩૦ ના દિવસે સાધુ-સંતો અને ભાવિક ભક્તો અહીં એકત્ર થઈને સાધ્વી મૈયાના પવિત્ર આત્માને અંજલિ આપે છે



## યોગિની આનંદ-લહરી

જગતના સમસ્ત જીવોને મહામાયાના રમકડા માની, દેહની વાસનાએ ને ભસ્મસાત્ કરી, વૈરાગ્યનો પ્યાલો પી, ભુજનગરીને છેલ્લી સલામ કરીને ખારી નદીને સ્મશાનવાટે પર્ણકુટિ-નિવાસને અપનાવી લેનાર નાગર-સંન્યાસિની આનંદલહરીના ત્યાગ અને વૈરાગ્યનો વિચાર કરતા આપણુ મસ્તક એમના ચરણોમા નમી પડે છે

સુકોમળ અને સુખવાચ્છુ નાગર જ્ઞાતિને કઠોર જીવનના પાઠ પઢાવનાર નિર્ભયતાની મૂર્તિસમી આ મહાદેવીએ પોતાના દૃઢ આત્મ બળ વડે સામાજિક ક્રાન્તિનો એક અજોડ દાખલો બેસાડ્યો છે

યોગીની આનંદ-લહરી જે પાછળથી 'માજી' ને નામે પ્રખ્યાત થયા હતા, તેમનુ મૂળ નામ જયાલક્ષ્મી હતુ એમના પિતા લાલજી માકડ ટૂંકા પગારમા કચ્છ દરબારની નોકરી કરી, પોતાના બહોળા કુટુંબનો નિર્વાહ કરી રહ્યા હતા એમણે પોતાની પુત્રી જયાલક્ષ્મીના પંદર વર્ષની ઉંમરે લગ્ન કરી દીધા જયાલક્ષ્મીના પતિનુ નામ હાથીરામ હતુ અમદાવાદની એક મિલમા તે સારા પગારે નોકરી કરતા હતા પાછળથી એ જ મિલમા એમને ભાગ પણ કરી આપ વામા આવેલો વડોદરાના શ્રેય-સાધક અધિકારી વર્ગના યોગીશ્વર શ્રી નૃસિંહાચાર્યના તે શિષ્ય હતા શ્રીમતિ જયાલક્ષ્મીને પણ એમની પાસે જ દીક્ષા આપવામા આવી હતી ઉભય પતિ-પત્ની સુસંસ્કારી હોવાથી એમનુ સંસાર-શકટ સુખશાન્તિપૂર્વક ચાલતુ હતુ સમય જતા એમને સંતાનોનુ સુખ પણ પ્રાપ્ત થયુ હતુ

એટલામાં એમના સંસારરૂપી નંદનવનમાં એક ભયંકર વાવાઝોડું ફરી વળ્યું. આ વાવાઝોડાએ અણધારી ઊથલ-પાથલ કરી નાખી. ગૃહલક્ષ્મી સમાન જયાલક્ષ્મીને વિધવા બનાવી એ ચાલ્યું ગયું. એક હરિયાળા બાગમાં એકાએક આગ ચંપાઇ ગઇ.

વૈધવ્ય-દશા પ્રાપ્ત થયા પછી જયાલક્ષ્મી પોતાનાં બાળકો સાથે કચ્છ-ભુજ આવીને ત્યાં જ રહેવા લાગ્યાં. અમદાવાદમાં પતિની કમાણીમાંથી કંઇક બચાવેલું તેમાંથી તે પોતાનું યોગક્ષેમ ચલાવવા લાગ્યાં. કરકસર અને વ્યવહાર કુશળતા એમણે સારી રીતે સાધ્ય કરી લીધાં હતાં.

જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ જયાલક્ષ્મીનો સંસ્કારી આત્મા ઇશ્વરભક્તિ તરફ ઢળતો જતો હતો. એમનું ઘર જ્ઞાન, ભક્તિ અને સત્સંગના ધામ સમું બની ગયું. જિજ્ઞાસુ લોકો એમનાં દર્શન અને ઉપદેશશ્રવણનો લાભ લેવા એમને ત્યાં એકત્ર થવા લાગ્યા.

જયાલક્ષ્મી હવે યોગિની આનંદ-લહરીના નામે ઓળખાવા લાગ્યાં. સંસારમા રહીને ત્યાગી જીવન જીવવાનું દૃષ્ટાંત એમણે ભુજ-નગરીની જનતા સમક્ષ રજુ કર્યું. એમની વાણીની ખ્યાતિ રોજ રોજ ફેલાવા લાગી. એમના ઉપદેશમાં ગૃહકાર્ય-કુશળતા, પતિ-પરાયણતા, કુટુંબવત્સલતા, કરકસર, ભક્તિ અને પુરુષોને પરાસ્ત કરે એવું શૌર્ય ટપકતાં રહેતાં. આથી એમનાં શિષ્યો અને શિષ્યાઓનો સમુદાય દિવસે દિવસે વધતો જતો હતો. ઘેર ઘેર એમની પધરામણીઓ પણ થવા લાગી હતી.

જેમ જેમ એમના પ્રશંસકોની સંખ્યા વધવા લાગી તેમ તેમ જગતના નિયમ અનુસાર એમનો વિરોધ કરનારા પણ ઊભા થવા લાગ્યા. એમના અમુક સિદ્ધાંતોનો સામનો પણ થવા લાગ્યો. નાગર જ્ઞાતિમાં ખળભળાટ મચી પડ્યો. એમના પર ટીકા-બાણોનો વરસાદ વરસવા લાગ્યો. એમનો સમુદાય એક પંથ તરીકે ઓળખાવા લાગ્યો.

અનેક સાચી ખોટી કલ્પનાઓ પણ બહાર આવવા લાગી એમની શક્તિ અને ઓજસને સંહારવા નાની મોટી સભાઓ પણ સ્થાપવામાં આવી. આમ છતા માજી તો એમના સિદ્ધાંતોમા જેવા ને તેવા મક્કમ હતા.

આ બધી પરિસ્થિતિ જોતા એમને એક વાત નિશ્ચિત સ્વરૂપે સમજાઈ ગઈ, કે આવી દુનિયાની વચ્ચે વસવા કરતા તેનાથી નિરાળા થઈ જવુ એ વધારે સારૂ છે પરિણામે સંવત ૧૯૭૨ ના કારતક સુદિ બીજની આખી રાત એમણે વિચારોના સંઘર્ષણમા પસાર કરી. આંખનુ એક મટકુ મારવા જેટલી નિરાત પણ એમને મળી નહિ. રાત પૂરી થતા એમનો નિશ્ચય પણ દૃઢ થઈ ગયો એજ દિવસે બુદ્ધ ભગવાનની પેઠે ભર્યું-ભાદર્યું ઘર છોડીને ખારી નદીને કિનારે નિર્જન સ્થાનમા એક પર્ણકુટિમા એમણે વાસો કર્યો એમણે પોતાનુ આખુ જીવન ત્યાજ વ્યતીત કર્યું, સંવત ૨૦૦૯ ના અધિક વૈશાખ સુદિ ૩ ગુરુવારે એમનો દેહાત થયો એમની પર્ણકુટિ આજે પણ 'માજીની ઝૂંપડી' ના નામે ઓળખાય છે

યોગિની આનંદ-લહરીને હઠયોગની કેટલીક પ્રક્રિયાઓ સાધ્ય થઈ હતી એમ કહેવાય છે પરંતુ પ્રભુ-પ્રાપ્તિનો એ સાચો માર્ગ નથી, એમ એમને જણાતા પાછળથી એમણે એ માર્ગનો ત્યાગ કર્યો હતો.

એમની પર્ણકુટિ ભુજથી દૂર જંગલમા હોવા છતા અનેક મુમુક્ષુઓ એમના સત્સંગ અને ઉપદેશ-શ્રવણનો લાભ લેતા એમનો શિષ્યવૃંદ વિશાળ હતો આજે પણ છે. માજી અવારનવાર સત્સંગ માટે દેશાટન પણ કરતા પોતાના આશ્રમમા ઉત્સવો વગેરે પણ યોજતા એ પ્રસંગે પણ જ્ઞાન અને ભક્તિનો જ પ્રચાર કરવામા આવતો માજી ભક્તિમાન અને તેજસ્વી હતા. જ્ઞાની છતા નમ્ર હતા ત્યાગી છતા પ્રેમાળ અને વ્યવહાર કુશળ હતા એમની ભવ્ય કાન્તિને ભુજની જનતા કદી ભૂલનાની નથી

# મૂંડિયા સ્વામી

મૂંડિયા સ્વામીનું નામ કચ્છની જનતા અને ખાસ કરીને અંજારની જનતામાં સુવિખ્યાત છે. એમનો જન્મ સૌરાષ્ટ્રમાં ખીલખાથી ચારેક માઈલ દૂર આવેલા ડમગળા ગામમાં બ્રાહ્મણકુટુંબમાં થયો હતો. એમનું મૂળ નામ દયાશંકર હતું. જન્મ સૌરાષ્ટ્રમાં હોવા છતાં એમણે કચ્છને જ પોતાનું વતન બનાવી દીધું હતું. નાનપણથી જ તે ચબરાક, દક્ષ અને હિંમતવાન હતાં. એમનું વ્યક્તિત્વ આકર્ષક હતું. પોલીસ ખાતાની કામગીરીથી જ એમના જીવનની શરૂઆત થએલી. આગળ વધીને તે જૂનાગઢના નવાબી રાજ્યના ફોજદારની પદવી સુધી પહોંચ્યા હતા. એક દિવસ અણધાર્યો જ એમના જીવનમાં પલટો આવી ગયો.

વાત એમ હતી, કે એક વખત એક નિર્દોષ માણસને એમના હાથે ભારે સજા થઈ ગઈ. બસ, આ એક જ પ્રસંગ પર એમનું હૃદય-પરિવર્તન થઇ ગયું. માત્ર નોકરી પરથી જ નહિ પણ આખા સંસાર પરથી એમનું મન ઉઠી ગયુ. એમને થયું કે જે સંસારમાં આટલાં કાળાધોળા કરવા પડે તે સંસારમાં રહેવું શું? અને ખરેખર એમણે પોલીસની નોકરીને તિલાંજલિ આપી દીધી. જૂનાગઢથી સીધા એ સૌરાષ્ટ્રની પ્રખ્યાત પર્બની જગ્યાએ આવ્યા. અહીં એ જગ્યાના મહંત સાધુ બ્રહ્માનંદના શિષ્ય બની ગયા. એમનું નામ દયાનંદ રાખવામાં આવ્યું. પર્બની જગ્યાના સાધુ મૂંડિયા કહેવાતા હોવાથી આગળ જતા એ મૂંડિયા બાવાના નામથી પ્રસિદ્ધ થયા.

એક વખત આ મૂડિયા બાવા ગિરનારની યાત્રાએ ગયા હતા. અહીં જમિયલ શાહ દાતારની ટેકરી પર એમને એક ફકીરનો મેળાપ થયો આ ફકીરનુ નામ ઘોડાસાઈ હતુ. સાઇએ મૂડિયા બાવાને એક રૂમાલ, એક ઘોકો અને એક તૂબડી આપી અને કહ્યુ, કે "જ્યા બે આમલીનુ એક જ થડ બની ગયુ હોય ત્યા જઈને તુ આશ્રમ બાધજે, ત્યા તને સફળતા મળશે"

પછી તો મૂડિયા બાવા ફરતા ફરતા સૌરાષ્ટ્રમાથી કચ્છ—અંજાર આવ્યા અજાર તો સાધુ–સતોનુ પરમ ધામ ગણાય અજયપાળ ચહુઆણ, સ્વામી સાગરગિરિજી, જેસલ–તોળલ આદિ અનેક સતો–ભક્તો અજારને ખોળે આવીને આખરે એ જ ભૂમિમા પોઢી ગયા છે એ જ પવિત્ર ભૂમિમા જેસલ–તોળલની જગ્યા પાસે આવેલ આમલીઓના ઝુડમા મૂડિયા સ્વામીને ગુરુએ આપેલી એ ધાણીવાળી આમલી મળી આવી એટલે એ જ સ્થળે એમણે પોતાના આશ્રમની સ્થાપના કરી દીધી પોતે પ્રભુપ્રેમી અને સમર્થ આત્મા હોવાથી એમના આશ્રમની રોજ રોજ ચડતી થતી ગઇ પછી એમનુ સ્થાન સાધુ–સતોનુ ધામ થઇ પડયુ જ્યારે જુઓ ત્યારે સાધુઓના ટોળા અહીં ધામા નાખીને પડ્યા જ હોય ! અહીં કોઇને પણ ભોજનની મનાઇ ન હતી હિંદુ હો કે મુસલમાન, સર્વેને એમને ત્યા જમવાની છૂટ હતી દિવસમા બે વાર અન્નના ક્ષુધાર્થીઓને ખોલાવવા માટે ત્યા સાદ પડતો ગમે તેટલી મ ખ્યામા આવેલા સાધુ–સતો અને ક્ષુધાતુરોને અહીં ભોજન આપવામા આવતુ એમનુ આશ્રમ એક મહાન અન્નક્ષેત્ર સમાન બની ગયુ એમને ત્યા અનાજ વગેરે વસ્તુઓ કી ખૂટતી જ નહિ લોકો કહેતા, દેવી અન્નપૂર્ણા એમના પર પ્રસન્ન છે કોઈ એમ પણ કહેતા, કે એમની પાસે જે તૂબડી છે તેમા જ એ શક્તિ છે કે એમનો ભડાર સદા ભરપૂર જ રહે

અજાર–આશ્રમ કાયમ થયા પછી એમણે જામનગરમા પણ

એ જ પ્રકારનું ધામ ઊભું કરેલ હતું. રાધાબેન નામે એમનાં શિષ્યા એ આશ્રમ ચલાવતાં. પાછળથી આ રાધા બહેને સૌરાષ્ટ્રના મેંદરડા ગામે સંન્યાસ-આશ્રમ શરૂ કર્યો.

મૂંડિયા બાવાની મંડળી સાધુઓના શંભુમેળા જેવી હતી. આ મંડળીમાં કાને કડકલ પહેરેલા એક નાથજી હતા. એક વેદાંતી સ્વામી અને એક સાંઇ પણ હતા. એ સિવાય પણ એમાં ગાવા-બજાવવાની કુશળતા ધરાવનાર ઘણા સંતો-ભક્તો હતા.

એમની આ મંડળીને કચ્છ અને સૌરાષ્ટ્રમાંથી ચારે તરફથી આમંત્રણો મળતાં. મૂંડિયા બાવા જ્યાં જ્યાં જતાં ત્યાં ત્યાં એમનું ભક્ત-મંડળ એમની સાથે જ રહેતું. સમદષ્ટિ અને ઔદાર્યના ગુણોને લીધે એ ચોતરફ લોકપ્રિય થઇ પડ્યા હતા. કચ્છ અને સૌરાષ્ટ્રની જનતા મૂંડિયા સ્વામીનું નામ ભૂલવાની નથી.



# સ્વામી જ્ઞાનગિરિજી

વાગડનું ભૂટકિયા ગામ જેના નામથી પ્રસિદ્ધિ પામ્યું એ સ્વામી જ્ઞાનગિરિજી ઘણા શક્તિમાન અને ઉદાર હૃદયના પુરૂષ હતા. એમનું આશ્રમ એક અન્નક્ષેત્ર સમાન બની ગયું હતું. કોઇ પણ અતિથિ કે અભ્યાગત અહીંથી ભૂખ્યો જાય નહિ. એમના ભંડારમાંથી અફીણના તો ગોટાના ગોટા નીકળે. લાલ કસુંબો આખો દિવસ ઘૂંટાતો જ રહે. અફીણના બંધાણીઓ દૂર દૂરથી અહીં તણાઇ આવે. પાટા કસુંબાના ધોધેધોધ્યા ઊડતા હોય, 'મારા હમ' 'તારા હમ'ની પ્રેમભરી રમઝટ જામી હોય અને કવિઓ લલકારતા હોય કે—

અમલ પિયો રે ઠાકરાં, અમલ અખાડે મલ્લ,
પૂરણ હારો પૂરશે, જખ મારે જેમલ્લ.
નગારાં ત્રંબક ગડે, હોય મરદાં હલ્લ,
સિર પડે ને ધડ લડે, આયો સેણ અમલ.
પરભાતે જિણ ના પિયા, ઘાટા કસૂંબા ઘૂંટ,
એ નર સરજ્યા ઊંટ, વેરાગીને આંગણે.

જ્ઞાનગિરિજી મહારાજ આજે તો વિદાય લઈ ગયા છે, પરંતુ એમનું અમર નામ વાગડની ભૂમિ ફરી ભૂલવાની નથી.





## ભભૂતગિરિજી મહારાજ

વૃદ્ધાવસ્થામાં પણ અંગ પર એકે કરચલી નહિ, એવો ઊંચો પડછંદ દેહ, પ્રભાવશાળી વ્યક્તિત્વ, ભવ્ય કપાળ એવા આજાનબાહુ યોગીરાજ ભભૂતગિરિજીને વાગડની જનતા અને ખાસ કરીને વીથરોઈ–બહાદરગઢની પ્રજા ભૂલી શકવાની નથી. એ ક્યાંના હતા, ક્યાંથી આવ્યા એ વાતની પણ કોઈને ખબર પડી ન હતી. ઉંમરનો અડસટ્ટો પણ બાંધી શકાય તેમ ન હતું. સૌ કોઈ એમ જ કહેતા, કે "અમે તો એમને એવા ને એવા જ જોતા આવ્યા છીએ." પ્રથમ તો તે વીથરોઈયા ડુંગરની ખીણમાં એકાંત વાસમાં જ રહેતા. પાછળથી લોકોના આગ્રહથી ગામ બહાર એક નાનકડા આશ્રમ જેવા સ્થાનમાં એમણે નિવાસ રાખ્યો હતો.

એમણે ભારે પ્રયાસ કરીને અમુક સમય નિદ્રા ઉપર વિજય મેળવ્યો હતો એમ કહેવાય છે.

એમની જટાના વાળ ઢીંચણ સુધી પહોંચે એટલા લાંબા હતા. પાછળથી એ વાળ એમણે કઢાવી નાખેલા અને સાચવી રાખેલા.

ગાયો પર એમને ખૂબ પ્રેમ હતો. એમની ગૌશાળાની ગાયોની સેવામાં જ એ મગ્ન રહેતા. એમની પાસે આવનાર અતિથિનો દૂધ વડે સત્કાર કરવા એ ચૂકતા નહિ. દુષ્કાળના વખતમાં પણ એમની ગૌશાળાની ગાયોને ઘાસ–ચારાની તંગી પડી ન હતી.

હાલમાં થોડાં વર્ષ પહેલાં જ એમનું દેહાવસાન થયું છે. બહાદરગઢની પ્રજાનો એમના પર અનન્ય પ્રેમ હતો.



## વરણુ દેવ

કચ્છના રણને કિનારે વાગડની સરહદ પર આવેલ વરણુ પીર આજે કચ્છ અને વાગડની પ્રજામાં ભાવથી પૂજાય છે. વરણુ પરમાર જાતિના રાજપૂત હતા. હરાઈ જતી ગાયોને પાછી વાળવા એ ચોરીને માંડવડેથી ચડી નીકળ્યા હતા અને લૂટારા સાથે લડતાં કામ આવી ગયા હતા. માથું કપાઇ જવા છતાં એમનું ધડ લડતું લડતું એમના હાલના સ્થાનક સુધી આવેલું એમ કહેવાય છે.

દંતકથા એવી ચાલે છે, કે જ્યાં વરણુ પરમારનું મસ્તક પડેલું હતું ત્યાં દરરોજ એક ગાય આવીને ઊભતી, એના આંચળમાંથી દૂધ વહેવા લાગતું અને વરણુના મસ્તકના મોઢામાં પડતું. ગાયના માલીકને નવાઇ લાગતી, કે એની ગાયને દરરોજ કોણ દોહી લે છે? તપાસ કરતાં તેને વરણુના મસ્તકની ભાળ લાગી અને એ પીર તરીકે પૂજાયા.

વરણુ પીરના સ્થાનકમાં આજે પણ દૂધની તાંબડીઓ ઠાલવવામાં આવે છે. એ દૂધ ક્યાં જાય છે. તેની ખબર પડતી નથી. આજે પણ અહીં પુષ્કળ ગાયો પાળવામાં આવે છે. વરણુ દેવની ગાયોનું દૂધ વેચવામાં આવતું નથી.



# હાજી પીર

ઈસ્વી સનની બારમી સદીમાં શાહબુદ્દીન ગોરી જ્યારે પોતાના સાગર–વિશાળ સૈન્ય સાથે હિંદુસ્તાન પર ચડી આવ્યો ત્યારે એ લશ્કરી સૈનિકોની ફોજ સાથે ફકીરી હૃદયના એક ફિરસ્તાએ સૈનિકના સ્વરૂપમાં હિંદની ભૂમિ પર પગ મૂકયો. હિંદ પર લાખો કરોડો પરદેશી સૈનિકો ચડી આવ્યા અને ચાલ્યા ગયા. પરંતુ તે બધા કોણ જાણે કાળની કઈ ગર્તામાં ગેબ થઈ ગયા? આજે એમનું નામ પણ ભાગ્યે જ કોઇ જાણતું હોય છે. પરંતુ આ સેવાભાવી સંત સૈનિક તો આજે પણ અમર છે અને જુગોજુગ રહેશે.

આ સૈનિક તે અન્ય કોઇ નહિ, પરંતુ કચ્છના રણની કાંધી પર શાન્તિપૂર્વક સૂતેલા હાજી પીર. એમનું મૂળ નામ અલી અકબર. અલી અકબર બાળબ્રહ્મચારી હતા. એ ગોરી સુલ્તાનના સૈન્ય સાથે આવ્યા તો ખરા, પરંતુ એમનું સંતહૃદય એમને લશ્કરી કાર્યવાહીમાં લાંબો વખત રહેવા દે એમ ન હતું. લશ્કરના સૈનિકોને મળતા કેટલાક લાભો પણ એમને લલચાવી શક્યા નહિ.

આખરે એમણે દમામદાર દિલ્હી શહેરને છેલ્લી સલામ કરી. લશ્કરી પોશાક ફેંકી દઈ એમણે કફની ધારણ કરી લીધી. તલવાર અને બંદૂકને તિલાંજલિ આપી. એમણે એક માત્ર ફિરતો અંગીકાર કરી લીધો. આમ આ શૂરવીર સૈનિક સંસારની સેવા કરવાનો અડગ નિશ્ચય કરી, ગોરી સુલ્તાનનો લડવૈયો મટીને ફકીર બની ગયો અને દેશાટન કરવા નીકળી પડ્યો.

અલી અકબર હવે સૈનિક મટી સાંઈ બન્યા. એ ફરતા ફરતા પંજાબ આવ્યા, ત્યાંથી સિંધ આવ્યા અને સિંધમાં કેટલોક સમય પસાર કરી, રણ ઓળંગી કચ્છની ઉત્તર સરહદના નરા ગામ પાસે પોતાનો મુકામ કરી, ત્યા ખુદાની ઇબાદતમાં સમય ગાળવા લાગ્યા. જનસેવા એ એમના જીવનનું મુખ્ય કર્તવ્ય બન્યું. અજ્ઞાન લોકોને ધર્મનો ઉપદેશ કરવો, બીમાર માણસોની બરદાસ્ત કરવી, ગરીબની વહાર કરવી અને મુસાફરોની ખિદમત કરવી એ એમનું દરરોજનું કાર્ય હતું. કચ્છના બન્ની, પચ્છમ, ગરડા વગેરે પ્રદેશોમાં વારંવાર ફરતા રહી એમણે ઇસ્લામ ધર્મનો પણ ખૂબ ફેલાવો કર્યો. અનેક સમા અને મોલંકી રાજપૂતોએ એમના ઉપદેશથી ઇસ્લામનો સ્વીકાર કર્યો

આ કાર્યમા કેટલોક કાળ વીતાવી, અલી અકબર હજ પડવા માટે મક્કા શરીફ ગયા અને 'હાજી' બન્યા. ત્યાથી પાછા આવવા બાદ તે હાજી પીરને નામે પ્રખ્યાત થયા. નરા ગામથી પાચેક માઇલ દૂર આવેલા સોઢાણા નામે તળાવ પર હાજી પીર ગાયો–ભેંસોની પોતાની મોટી આથો સાથે રહેવા લાગ્યા અને માલીકની બંદગીમાં સમય નિર્ગમન કરવા લાગ્યા.

આ વખતે કચ્છમા કેર રાજપૂતોનું ઘણું જોર હતું. આ કેર લોકો એક દિવસ નરા ગામની ગાયો–ભેંસોના મોટા ધણને હાંકીને ચાલતા થયા. આખા ગામમાં હાહાકાર થઇ રહ્યો. પણ માથું હાથમાં લઇને લૂટારાઓની પાછળ પડે એવો એક પણ વીર પુરુષ નરા ગામમાંથી નીકળ્યો નહિ.

એક ગરીબ ડોશીની ગાય પણ આ ગાયો–ભેંસો સાથે જ હરાઈ ગઇ હતી. ડોશી નિરાધાર હતી. એનુ ભરણપોષણ કરનાર તમામ કુટુંબીજનો આ ફાની દુનિયા છોડી ગયા હતા. એક ગાય જ આ ડોશીનો આધાર હતી. આ ગાય હરાઈ જતાં ડોશી ધ્રૂસકે ધ્રૂસકે

રડવા લાગી. પણ એનું કલ્પાંત કોઇ સાંભળે તેમ ન હતું. આખરે આ ડોશી સોઢાણાના તળાવ પર આમન જમાવી બેઠેલ હાજી પીર પાસે પહોંચી. તમામ હકીકત એણે પીરજીનાં ચરણોમા વિદિત કરી, અને ગામની ગાયો પાછી વાળવા એ હાજીપીર પાસે હાથ જોડી કગરવા લાગી.

દીન ડોશીમાની અતિ દયાજનક સ્થિતિ અને એનું કરૂણામય કલ્પાંત જોઇને પીરશ્રીનું કોમળ હૃદય અત્યંત દયાભાવથી આર્દ્ર બની ગયું. તરત એમણે પોતાના તમામ સોલંકી મુરીદોને નરા ગામનુ હરાઇ ગએલું ગૌ-ધન પાછું લાવવા આજ્ઞા કરી.

સોલંકીઓ શૂરવીર હતા. આજ્ઞાંકિત હતા. પીરનો હુકમ થતા કાળી ગર્થ કૂવામા પડવા પણ તૈયાર હતા. તરત જ તમામ સોલંકી સરદારો શસ્ત્ર-સજ્જ થઇ ગયા અને કેસરિયાં કરી કેર લોકોની પાછળ કૂદી પડ્યા.

લૂટારાઓની સંખ્યા અતિ વિશાળ હતી સોલંકીઓ એમની ઝીક ઝાલી શકે તેનું ન હતુ. છતા સોલંકીઓ પીરના વચનની ખાતરે લૂટારાઓને બેટમબેટ થઇ ગયા. રણનો પ્રદેશ આ ધીંગાણાથી ધમ ધમી ઊઠ્યો. તલવારો ચમકવા લાગી અને ઝાટકાઓની ઝડીઓ વરસવા લાગી. અત્યંત વીરતાપૂર્વક લડતાં છતાં આખરે આ સઘળા સોલંકી યોદ્ધાઓ લૂટારાઓને હાથે કપાઇ ગયા. લૂટારાઓ પાછા પોતાને રસ્તે આગળ ચાલવા લાગ્યા.

આ તરફ પોતાના તમામ મુરીદોને રણભૂમિમાં રવાના કર્યાં પછી હાજીપીરનુ હૃદય પણ હાથમા રહ્યુ નહિ. સોલંકી વીરોની વહાર કરવા એમની અસલી વીરતા ઊછળી આવી. તરત એમણે અંગ પરની કફની ફેંકી દીધી અને હથિયાર ભીડી પોતાના મુરીદોની મદદ કરવા તૈયાર થઇ ગયા. જતા જતા પાછળ રહેલા પોતાના શિષ્યોને વસિયત કરતા ગયા, કે " જો મારો દેહ આ ઝપાઝપીમા

કામ આવી જાય તો મારા દેહને આ તળાવની પાસેના સ્થાનકમાં જ દફન કરજો, પણ મારી કબર પર કુબો બાંધશો નહિ."

આમ કહેતાં જ એ પોતાના ઘોડા પર સવાર બનીને તેને પૂરપાટ પેલા લૂટારાઓની પાછળ મારી મૂક્યો.

પવનવેગી ઘોડો પૂર ઝડપે ચાલવા લાગ્યો અને અલ્પ સમયમાં જ આ એકલવાયો સૈનિક–ફકીર નરા ગામનું ગૌધન હરી જનાર ફેર–રાજપૂતોની વચ્ચોવચ્ચ આવી ઊભો.

ફરી તલવારો ચમકી ઊઠી. પીરશ્રી એક શૂરવીર સૈનિકને છાજે એવી રીતે અંત સુધી લડી આખરે કામ આવ્યા. એમની લાશને એમની વસિયત અનુસાર મોદાણાના તળાવ પાસે એમના મૂળ સ્થાનકે લાવીને દફનાવવામાં આવી.

પીરશ્રીના સોલંકી મુરીદોના વંશમા માત્ર એક નાનો બાળક બાકી રહેવા પામ્યો હતો. તે પીરશ્રીનો મુજાવર બન્યો. આજે પીરશ્રીની સેવા કરતા મુજાવરો એના જ વંશજો છે.*

હાજી પીરનું નામ કચ્છમાં 'ઝિન્દા પીર' તરીકે પ્રખ્યાત છે. ચૈત્ર માસના પહેલા સોમવારે, તપતા રણના સખત તાપ વચ્ચે પીરશ્રીનો મેળો ભરાય છે. દર વરસે કચ્છ, કાઠિયાવાડ, સિંધ, ગુજરાત અને દૂર દૂરના દેશાવરોથી અનેક યાત્રાળુઓ મુસાફરીની તકલીફની કશીપણ પરવા કર્યા વગર છેક કચ્છને ઉત્તર કિનારે રણની વચ્ચે પીરશ્રીનાં દર્શન માટે આવે છે અને પોતાની માન્યતાઓ પૂરી કરે છે. અહીં દૂરના યાત્રાળુઓ સિવાય કોઇને પણ રાત રહે-

* લોક–કથા એવી છે કે સોલંકી વંશનો આ મુજાવર જત લોકોની કન્યા પરણ્યો હતો. જત લોકો પોતાની જ્ઞાતિ બહાર કન્યા આપતા નથી. આથી એ એની સાસુના શાપથી કોઢિયો બની ગયો હતો. પરંતુ પીરશ્રીની સેવાથી એનું કોઢનું દર્દ આગળ જતાં દૂર થઇ ગયું હતું.

વાનો હુકમ નથી. લગભગ તમામ યાત્રાળુઓ મેળાને દિવસે સાંજના ભાગમાં જ અહીંથી વિદાય થઈ જાય છે.

પીરશ્રીની દરગાહ એક નાના સરખા સાદા ડેલામાં જ છે. આ સાદાઈ એ જ એમની મહત્તા છે.

અહીં આંધળા, લૂલા, લંગડા, કોઢિયા એવા અનેક દર્દીઓ પોતાનાં દુઃખ–દર્દીના નિવારણ માટે આવી રહે છે. અને તે પીરશ્રીના ' સુવાલી ' કહેવાય છે.



## પીર શાહ મુરાદ

ગઓથી રાયધણજી પહેલાના સમયમાં કચ્છને કિનારે એક તેજસ્વી પુરુષ ઊતર્યો. એનું નામ હતું શાહ મુરાદ. શાહ મુરાદ મૂળ બોખારાના વતની હતા. આથી તે શાહ ' બુખારી ' ના નામથી પ્રખ્યાત થયા છે.

આ વખતે રશિયાનો ઝાર આહ્વાન ચોથો, આઇવાન ભયંકરના નામથી ઓળખાતો હતો તેણે મધ્ય એશિયામાં કીરગીમ તાયફાના મુલક પર ચઢાઈ કરી. આ સમયે શાહ મુરાદ બોખરાના અમીર હતા. એમણે કીરગીસ લોકોના દરેક ખાનને જુદા જુદા પત્રથી જણાવ્યું, કે "તુર્કોનો સુલ્તાન જે આ દુનિયામાં ખુદાતઆલાનો નાયબ છે, તે એમ ફરમાવે છે, કે રશિયન લોકો સામે ખૂબ લડો!"

શાહ મુરાદના આ તમામ પત્રો રશિયાના ઝાર આઇવાન ભયંકરના હાથમાં આવી ગયા. આથી એણે કીરગીસ તાયફાવાળાને પડતા મૂકીને, બોખારા પર ચડાઈ લઈ જવાની તૈયારી કરવા માંડી.

ઓખારાવાળા એટલા બળવાન ન હતા, કે તેઓ એકલે હાથે આઇવાન ભયંકરની સામે ટક્કર ઝીલી શકે. આથી તેમણે આપસમાં સસ્લત કરીને ત્યાંના અમીર શાહ મુરાદને મક્કા શરીફ હજ કરવા જવાની સલાહ આપી. અને રશિયનોને એમ સમજાવ્યું, કે એમણે અમીર શાહ મુરાદને બરતરફ કરી દૂર કરેલ છે. આ બનાવ પછી આઇવાન ભયંકરે બોખારા પર ચડી આવવાનો વિચાર બંધ કર્યો.

બોખારાથી આ રીતે નીકળેલા 'શાહ બુખારી ' કચ્છમાં આવીને મુન્દ્રા બંદરે ઊતર્યા ત્યાંથી તે ભુજ આવ્યા, અને થોડા જ સમયમાં પોતાની કાર્ય–કુશળતાથી કચ્છ-રાજ્યમાં માનીતા થઇ પડયા.

શાહ મુરાદ અતિશય બુદ્ધિશાળી હતા. એ રાજવંશી ખાનદાનના હોવા છતાં ફકીરી વેશમાં જ રહેતા. એમનું તપસ્વી જીવન દરેકના અંતરમાં એમને માટે માન ઉત્પન્ન કરતું. એ પોતાની ઉચ્ચ પ્રકારની રહેણી–કરણીને લીધે થોડા સમયમા જ ચારે તરફ પીરની પેઠે પૂજાવા લાગ્યા. ખુદ રાવશ્રી પણ એમના પ્રત્યે અત્યંત આદર અને પૂજ્યભાવથી નિહાળતા.

એ અરસામાં એક નવો બનાવ બન્યો. કચ્છ પરની ખંડણી દિલ્હીના પાદશાહ જહાંગીર શાહે માફ કરી હતી. આ ખંડણી વસૂલ કરવા માટે અમદાવાદના નવાબે પઠાણ મોઆઝીમ બેગને મોટા લશ્કરથી કચ્છ પર મોકલાવ્યો. મોઆઝીમ બેગે પદ્દર પાસે આવીને છાવણી નાખી.

આ વખતે રાઓ શ્રી રાયધણજીની નજર પીર શાહ મુરાદ પર ઠરી. સૂબાને સમજાવવા માટે એમણે શાહ મુરાદને મોકલ્યા. શાહ મુરાદ એક નાના વકીલ–મંડળને પોતાની સાથે લઇને મોઆઝીમ બેગ પાસે પહોંચી ગયા. ઘણી જ કળા, કુનેહ અને કુશળતાપૂર્વક એમણે મોઆઝીમ બેગને કચ્છની ખંડણી માફ થવાનાં સચોટ કારણો દર્શાવી

દીધાં. સભાના મનનું સમાધાન થતા તે કચ્છની ખંડણી માફ થવાનો પરવાનો આપીને ત્યાંથી ચાલતો થયો.

આ પ્રસંગે પીર શાહ મુરાદની પ્રશંસા ખૂબ ફેલાવી દીધી. અને ચોતરફ એ પ્રખ્યાત થઈ ગયા એમના સંબંધમાં અનેક ચમત્કારી કથાઓ ચાલે છે. શાહ મુરાદ પીરનું જીવન એક સાચા સંતને છાજે એવું પવિત્ર હતું.

મુન્દ્રા બંદરમાં એમનુ સ્થાનક આજે મોજુદ છે. રાજ તરફથી એમને કેટલાક ખાસ હક્કો આપવામાં આવેલ હતા. મુન્દ્રા તાલુકાનું ઘેલડા ગામ રાજ્ય તરફથી શાહ મુરાદ પીરને ભેટ તરીકે આપવામાં આવ્યું હતું.



# કચ્છના કવિઓ

## કચ્છના રાજવીકવિ

### મહારાઓ શ્રી લખપતજી

કચ્છમાં વિદ્યા અને હુન્નરનો વિકાસ સાધનાર મહારાઓ શ્રી લખપતજી એક ઉત્તમ કોટિના કવિ પણ હતા. વિક્રમ સંવત ૧૮૦૮ માં તે કચ્છની રાજગાદી પર આવ્યા, પરંતુ એક રાજા તરીકે તેમની જે ખ્યાતિ છે તે કરતાં એક કવિ તરીકે અને કવિઓના ઘડનાર તરીકે તેમની ખ્યાતિ અનેકગણી વધારે છે. આ ખ્યાતિ એમના નામને અમર કરવાને બસ છે.

મહારાઓ શ્રી લખપતજીનો સાહિત્ય-પ્રેમ અદ્દ્ભુત હતો. જેટલા એ સાહિત્યપ્રેમી હતા તેટલા જ સંગીત અને કળાના પણ ઉપાસક હતા. એમના રાજ-દરબારમાં કવિઓ અને સંગીત-શાસ્ત્રીઓની મોટી મોટી સભાઓ ભરાતી અને ચર્ચાઓ ચાલતી. કવિતા, કલા અને સંગીતના નિષ્ણાતોનો એમના રાજદરબારમાં ઘણા જ પ્રેમથી સત્કાર કરવામાં આવતો.

કચ્છ-ભુજમાં મહારાઓશ્રીએ કવિઓ તૈયાર કરવાની-કાવ્ય કલાનો અભ્યાસ કરવાની એક 'વ્રજભાષા પાઠશાળા' સ્થાપી. આ સંસ્થાની સ્થાપના કરીને કવિશ્રી લખપતજીએ સમસ્ત દેશ પર એક મહાન ઉપકાર કર્યો. ભારતભરમાં કવિની સનદ પ્રાપ્ત કરી શકાય એવી એકે સંસ્થા ન હતી. આ સંસ્થા સ્થાપીને મહારાઓશ્રીએ

આખા દેશની એક મોટી ખામીને દૂર કરી આ પાઠશાળાના પ્રથમ અધ્યાપક તરીકે એક વિદ્વાન જૈન યતિ કનક કુશળજીની નીમણૂક કરવામા આવી અહીં અભ્યાસ કરતા ઊગતા કવિઓને ખાનપાનની, છાત્રવાસની અને ભણવાની તમામ સગવડો આપવામાં આવતી કવિ તરીકેની છેલ્લી પરીક્ષામા ઉત્તીર્ણ થનાર વિદ્યાર્થીને યોગ્ય ઇનામ, પોશાક અને કવિની પદવી આપીને ઘણા માનભર વિદાય કરવામા આવતો આ સસ્થામાથી બહાર પડેલા કવિઓએ સૌરાષ્ટ્ર અને રાજસ્થાનના અનેક પ્રદેશોમા પોતાનુ નામ પ્રખ્યાત કરી આ સસ્થાને ઉજ્જવળ બનાવી છે

ગુજરાતના કવિ-સમ્રાટ ન્હાનાલાલ દલપતરામ કવિ આ સસ્થાને પોતાની લાક્ષણિક શૈલીમા અજલિ આપતા લખે છે કે –

" કાવ્યકલા શીખવવાની કચ્છ-ભુજમા પોશાળ હતી આજે પણ છે કવિઓ સર્જવાની એ કાવ્યશાળા કદાચ દુનિયાભરમા અદ્વિતીય હશે ઘણા કાવ્યરસિકો ત્યા ભણી રાજદરબારોમા કવિરાજે થયા છે. એ કાવ્યશાળામા કાવ્યશાસ્ત્રો શીખવાય છે ને રમોપામકોને નવરસની વાડીઓમા ઘૂમાવી, ઋતુઓ ને તડકીછાયડી પ્રીછાવી, અભિસિંચન, ઉછેર, કાન, વીણણ, ગૂથન, બગીચાશાસ્ત્રનો શાસ્ત્રી ઉછરતા બાગવાનોને ભણાવે એમ, ત્યા ભણાવાય છે કચ્છના મહારાવનુ ભુજિયો સિહાસન છે, પણ ભુજની પોશાળ તે કચ્છના મહારાવનો કીર્તિમુગટ છે "

(કવિશ્રી ન્હાનાલાલ કૃત " દલપતરામ
ભાગ ૧ લો પૃ૯–૧૫૯)

મહારાઓ શ્રી લખપતજીના વખતમા ઘણા હિદી કવિઓ કચ્છમા આવીને વસ્યા હતા રાજ તરફથી એમને ઇનામો, વર્ષાસનો અને ગામો પણ આપવામા આવતા હતા પાઠશાળાના અધ્યાપક શ્રી કનકકુશળજીને ' ભટ્ટાર્ક ' નો ખિતાબ અને રેહા ગામ ઇનામમા આપવામા

આવ્યાં હતાં. એ સિવાય અન્ય મારવાડી, હિન્દી તેમજ કચ્છી ભાટ-ચારણો અને કવિઓને પણ ગામ-ગ્રાસ અર્પણ કરવામાં આવ્યાં હતાં.

હુન્નરકળાને પણ મહારાઓ શ્રી લખપતજીના સમયમાં ખૂબ ઉત્તેજન આપવામાં આવ્યું હતું. રામસિંહ નામના એક દ્વારિકાના વાઘેરનું વહાણ દરિયામાં તોફાનના સપાટામાં સપડાઈ જતાં ચૂરેચૂરા થઈ ગયું. દરિયાની અધવચ્ચે પોતાનો જીવ બચાવવા ફાંફાં મારતા આ રામસિંહને ફિરંગી વહાણના એક નાખુદાએ પોતાના વહાણમાં ઉંચકી લીધો. ત્યાંથી રામસિંહ હોલાંડ જઈ પહોંચ્યો. હોલાંડ એ વખતે મીનાકારી અને અન્ય હુન્નર-કળા માટે મશહૂર હતું. અહીં એક કારખાનામાં નોકરી કરીને એણે ઘણા હુન્નરોમાં પ્રાવીણ્ય મેળવી લીધું. ત્યાર પછી રામસિંહ ત્યાંથી પાછો ફર્યો અને સૌરાષ્ટ્રમાં આવ્યો. સૌરાષ્ટ્રના રાજવીઓને ઊંબરે ઊંબરે એ આશ્રય માટે ભટક્યો, પરંતુ એક પણ રાજાએ એને આશ્રય આપ્યો નહિ. આખરે નિરાશ બની એ કચ્છ આવ્યો.

રામસિંહની હુન્નરકળાથી મહારાઓશ્રી પ્રસન્ન થયા અને એને ભુજમાં જ રાખી લીધો. ભુજના દરબારગઢમાં હુન્નરશાળાની સ્થાપના કરવામાં આવી. ભુજના સોનીઓ અને અન્ય કારીગરો રામસિંહ પાસે જાત-જાતના હુન્નરો શીખવા આવવા લાગ્યા. રામસિંહે એમને મીનાકામ અને કચ્છ-વર્કના કામમાં પ્રવીણ બનાવી દીધા.

મહારાઓશ્રી લખપતજી વિદ્યારસિક હોવાથી એમણે વ્રજભાષા પાઠશાળાના અધ્યાપક કનકકુશળજી પાસે વ્રજભાષાનો અને કાવ્યકળાનો અભ્યાસ કર્યો હતો. 'લખપતિ શૃંગાર' નામે શૃંગાર રસનો એક અતિ સુંદર ગ્રંથ એમણે વ્રજભાષામાં રચીને તૈયાર કરેલ છે. જેવી રીતે રાજકોટના જાડેજા કુમારશ્રી મહેરામણજીએ 'પ્રવીણસાગર' નામે સાહિત્યના સાગર સમાન ગ્રંથ પ્રજાને વારસામાં સોંપ્યો છે એ જ

રીતે કચ્છના મહારાઓશ્રી લખપતજીએ 'લખપતિ શૃંગાર' નામે ગ્રંથ પણ વારસામાં આપેલ છે. આ ગ્રંથ જો ટીકા સહિત છપાઇને પ્રકટ થાય તો ગુજરાતની જનતાને એક અમૂલ્ય ગ્રંથ સાંપડી જાય. આ ગ્રંથની થોડી પ્રસાદી નમૂના રૂપ અત્રે આપવામાં આવે છે.

દોહા

ગૌરીનંદ ગનેશ કો, કરીં અરજ કર જોર,
લખપતિ કે હિત લહિર સોં, દેહુ ઉક્તિ કી દોર.

ગૌરીના પુત્ર ગણેશને કરજોડીને વિનંતિ કરું છું, કે લખપતિને માટે આનંદપૂર્વક વાણીની શક્તિ આપ !

છપ્પય

મુકુટ સુઘટ શુભ મુંડ, કાન છબિ કુંડલ છાઈ,
દ્વિરદ તુંડ દ્વિજ એક, સુંડિ કુંડલિ સુહાઈ;
ગરીં ઉદર ગિરિ ગુહા, ચંડ ભુજ–દંડ ચાર ધર,
ધન લેખિનિધર ધીર, કૃપા મો લખપતિ પે કર;
ભરિ ઇષ્ટ શ્રેષ ભક્તિ હિ ભલી, દળત દુષ્ટ કષ્ટ રૂ દુવન,
ચંડી અખંડ હિત ગુંડ ચિત, વર મંગલ કર મૂડ સુવન.

મસ્તક પર સુંદર મુકુટ છે, કાનમાં કુંડલ શોભે છે, હાથીનું મસ્તક, એક દાંત અને ગોળાકારે વળેલી સૂંઢ શોભી રહી છે. ગિરિ-ગુહા જેવું મોટું ઉદર અને ચાર પ્રચંડ ભુજ દંડ છે, એવા લેખિ-નિને ધરનાર ધીર ગણેશ દેવ, મુજ લખપતિ પર કૃપા કરો ! જેનામાં શ્રેષ્ટ ભક્તિ ભરેલી છે, જે દુષ્ટ, કષ્ટ અને દુશ્મનને દાબી દે છે, જેને હૈયે કલ્યાણની અનેક ભાવનાઓ વસેલી છે, એવા પાર્વતી પુત્ર અને શંભુનંદન ગણેશજી અમારૂં કલ્યાણ કરો !

સવૈયા

**શ્રી મનરંજન કાલ કો ભંજન, હે જુ નિરંજન ભક્ત ઉગારી,**
**નંદ કો નંદન કંસ નિકંદન, હે જગ વંદન દેવ મુરારિ;**
**માનિનિ મોહન ત્યોં સુર સોહન, ધેનુ કો દોહન હે ગિરિધારી,**
**પૂરે હૈં ચીર કહે લખધીર, હમારે સદા બલવીર સોં તારી.**

મનને રંજન કરનાર, કાળને મારનાર, નિરંજન, ભક્તને ઉગારનાર, નંદનાનંદન, કંસનું નિકંદન કાઢનાર, જગતના વંદનને યોગ્ય, મુરારિદેવ, મોહ પમાડનાર, દેવોને પ્રિય, ગાયોને દોહનાર, ગોવર્ધન ગિરિને ધારણ કરનાર અને દ્રૌપદીનાં ચીર પૂરનાર હે કૃષ્ણ ભગવાન ! અમને તારનાર બલવીર તમે છો એમ લખધીર કિંવા લખપતિ વદે છે.

કવિત

**નંદ જુ કો લાલા બાલા, ગોકુલ સુગામ વાલા,**
**સંગ લિયે બ્રિજબાલા, ડોલત હૈ બન મેં;**
**ચંદન કી ધારી માલા, ગલે ગુંજમાલા આછી,**
**ઓઢત હે પીત સાલા, શ્યામ રંગ તન મેં;**
**ટેઢી ટેઢી ચલે ચાલા, મુખ મુરલી રસાલા,**
**સબે ગુન આલા, હૈ દયાલા સુરગન મેં;**
**એહે તીન લોક પ્યાલા, જહાં કુલ અજુઆલા,**
**લખધીર પ્રતિપાલા, રાજે આપ મન મેં.**

નંદજીના લાલ બાલ, સુંદર ગોકુળ ગામવાળા મજ્બાળાઓ સાથે વનમાં ડોલી રહેલ છે. ચંદનની માળા અને ગળામાં ગુંજાની માળા ધારણ કરેલ છે. પીળા રંગની શાલ ઓઢેલ છે અને તનનો રંગ શ્યામ છે. વાંકી વાંકી ચાલે ચાલનારા, મુખ પર રસમય મુરલી

ધારવાવાળા, સર્વે ઉત્તમ ગુણવાળા અને દેવતાના મંડળમાં દયાળુ છે. ત્રણે લોકમાં ખ્યાલપૂર્વક બેસી રહેલ છે. જાદવ કુળમાં જે પ્રકાશમાન છે એવા લખધીરના પ્રતિપાલક કૃષ્ણ ભગવાન પોતાના પણના પાલનને કારણે શોભાયમાન છે.

'લખપતિ શૃંગાર' માં નાયિકા–પ્રકરણમાં નાયિકા–ભેદના વર્ણનની આ રીતે શરુઆત કરવામાં આવી છે—

દોહા

**કવિ રસગ્રંથ કિયે જિતે, તિત્તે અનુપ અપાર,**
**રસ તરંગ લખપતિ રચત, અપની મતિ અનુસાર.**

કવિઓ જે રસગ્રંથો રચે છે તે અનુપમ અને અગણિત છે. લખપતિ પણ પોતાની બુદ્ધિ પ્રમાણે આ રસતરંગ રચે છે.

**નવ રસ મેં શૃંગાર રસ, સરસ રસિક રુચિ પાય,**
**અધિકી યા મેં નાયિકા, સબ જન ચિત્ત સુહાય.**

નવે રસમાં શૃંગાર રસ સૌથી શ્રેષ્ઠ–રસિક છે. તેમાં પણ નાયિકા સૌથી અધિક ગણાય છે. સૌનાં અંતરને એ મોહામણી લાગે છે.

**તીન તરહ કી નાયિકા, રસગ્રંથન રુચિ પાય,**
**સ્વકીયા પરકીયા સહી, સામાન્યા જુ સુહાય.**

નાયિકાના ત્રણ પ્રકાર છે. રસગ્રંથોમાં એ રુચિકર હોય છે. એમાં એક સ્વકીયા, બીજી પરકીયા અને ત્રીજી સામાન્યા કહેવાય છે.

**બ્યાહી સ્વકીયા બરનીયેં, પરકીય સો પર નાર,**
**ધન સોં પ્રીત ધરે સદા, સામાન્યા સુ ઉચ્ચાર.**

પોતાની પરણેતર તે સ્વકીયા, પરનારી તે પરકીયા અને

જે માત્ર ધન સાથે જ પ્રેમ રાખનારી હોય છે તે સામાન્યા કહેવાય છે.

એક નવોઢા–નવવધુની મધુરજની માણી લીધા પછી કેવી સ્થિતિ હોય છે, તેનું વર્ણન કરતાં કવિ કહે છે—

સવૈયા

**ગોને કી રાતિ ગઇ ભઇ પ્રાત હિ, હુલહી બૈઠી હૈ કોને મેં છાની,**
**શીશ નવાય કપોલ દુરાય કે, છાતી પે હાથ છિપાય સિયાની;**
**આઈ સબે સખિયાં મુખ દેખન, ઘૂંઘટ ખોલત હૈ મુસિકયાની,**
**પૂછત પ્રેમ કી બાત ગહે કર, હાંસિ કરે યોં નનંદ જિઠાની.**

મધુરજની વીતી ગઇ અને સવાર થઇ. નવવધુ છાનીમાની એક ખૂણામાં બેઠી છે. માથું નમાવેલું છે, ગાલ છુપાવેલા છે અને છાતી પર હાથ સંતાડેલા છે. સહુ સખિઓ એનું મુખ નિહાળવા આવી પહોંચે છે. ઘૂંઘટ જરા ખોલતા જ તે હસી ઉઠે છે. સખિઓ એનો હાથ પકડી પ્રેમની વાતો પૂછે છે. નણંદ અને જેઠાણી પણ મીઠી મશ્કરી ઉડાવે છે.

રતિકેલીમાં નવોઢા નારી વિશ્રબ્ધ બની જાય છે તેનું સ્વરૂપ કેવું હોય છે !

**શીશ સોં શીશ મુખેં મુખ સોં, છતિયાં અપની છતિયાં બર જોરી,**
**બાહુ સોં બાહુ લપેટી લઈ, કટિ સોં કટિ ગાંઠી કરી હૈ કિશોરી;**
**જાંઘ સોં જાંઘન પીંડિ સોં પીંડિયેં, આપે પગેં પગ ઘૂઘરૂ ડોરી,**
**રાત કી રીઝ લખી મૈં સખિ, તબતેં મેરે ચિત્તમેં મિત્ત બસારી.**

મસ્તક સાથે મસ્તક, મુખ સાથે મુખ અને છાતી સાથે છાતી બળપૂર્વક જોડી દીધી છે. બાહુ સાથે બાહુ લપેટાઇ ગયા છે, કટિ સાથે કટિ ગંઠાઇ ગઇ છે. જાંઘ સાથે જાંઘ, પીંડી સાથે પીંડી અને

પગ જાણે ઘૂઘર-દોરીથી બંધાઇ ગયા છે હે સખિ! મે રાતની આ રીઝ અનુભવી ત્યારથી મારા મનની અંદર મારા મિત્ર વસી રહ્યા છે

એક દિવસ કૃષ્ણ-રાધિકાને કેવી રીતે બનાવે છે તેનું વર્ણન કરતા કવિ કહે છે—

ગોપકુમાર કે ભાલ પે બેંદી દે, અંજન આખન મધ્ય ભરી,
કંચુ કસ્યો ફુલ બીલ કે દ્વે ધરિ, ભૂપન ચીર કી શોભા ભરી,
સંગ લે આયે રિસાની હૈ રાધિકા, બોલત હી સબ જાની પરી,
ગોપિયે રાધા હંસે ઇક ઔર હી, દૂસરી ઔર હ સે શ્રી હરિ

એક વખત એક ગોપકુમારના કપાળ પર ચાંદલો કરી, આંખમાં અંજન ભરી, બે બીલ્વ ફળ વડે કંચુકી કસી, શ્રીકૃષ્ણે તેને નારીના વસ્ત્રાભૂષણ ધારણ કરાવ્યા અને પોતાની સાથે લઈ આવ્યા આ જોઇને રાધિકાજી રીસાઈ પણ પણ તેના અવાજ પરથી બધી વાત જણાઇ ગઇ એક તરફ ગોપીઓ હસવા લાગી, રાધા હસવા લાગી અને બીજી તરફ શ્રીકૃષ્ણ પણ હસવા લાગ્યા

આ 'લખપતિ શૃંગાર' ગ્રંથને શ્રી લખપતજી આ રીતે સમાપ્ત કરે છે—

દોહા

૧

કીનો લખપતિ કચ્છપતિ, ભલો સુનો કવિ ભૂપ,
સુંદર કૃત અનુરૂપ યહ, રસ તરંગ રસ રૂપ

૨

મહારાવ લખપતિ કિયો, શુભ લખપતિ સિંગાર,
રચ્યો દેખિ રસમંજરી, સકલ રસન હો સાર.

અંતમાં કવિ લખપતજી કૃત એક કચ્છી કાફી અહીં આપવામાં આવે છે.

## સાંવરો

નિત નિત ચુણકે મુંજે ચિત રે લેણું !
સાંવરો ઘડી ન તો વિસરે મોહન ઘટ. ટેક૦
અસીં મહિયારિયું રાજાની કંસ જીયું,
મહી તાં ભયો એં મથે મટ્ટ રે લેણું ! સાંવરો૦
આંઉની ભાંઇયાં કાનું હેકલડો રે,
ગોપીએં સંધા એં વટે ઘટ રે લેણું ! સાંવરો૦
લાલ હીંડોરે કાન કે લોડિયાં,
હીર જી ડોરી તાં કરે હથ્થ રે લેણું ! સાંવરો૦
રા'ની ' લાખો ' ચવે વીનતી રે,
ભાવે તાં ડિની અચ એડી મત રે લેણું ! સાંવરો૦



# જાડેજા કવિ વીસાજી

કવિ વીસાજી કચ્છના મહારાઓશ્રી ગોડજી પહેલાના બીજા કુંવર રાયબજીના પુત્ર હતા. રાયબજીને ગ્રાસમા મોટી ખાખર વગેરે ગામો મળ્યા હતા.

રાયબજીના કુવર વીસોજી સારા વિદ્વાન સાહિત્યપ્રેમી અને કવિ હતા. વ્રજભાષામા અને કચ્છી ભાષામા પણ તે કવિતા કરી શકતા એમના રચેલ કેટલાક દોહરા કહેવતો જેવા પ્રચલિત બની ગયા છે જેમકે—

વીસા ! ઇસ સંસાર મેં, ઐસી જગ કી રીત,
આપ સમોવડ કીજીયે, બૈર બ્યાહ અરૂ પ્રીત.

અર્થાત આ સંસારનો વ્યવહાર એવો છે કે વેર, વિવાદ અને પ્રીત એ સમોવડિયાથી જ કરવા

સમુદ્ર નામના ઋષિએ સંસ્કૃત ભાષામા એક સામુદ્રિક શાસ્ત્ર રચેલ છે. વીસાજીએ આ ગ્રથને વ્રજભાષામા ઉતારેલ છે આ રહ્યો એનો થોડો નમૂનો !

દોહા

પહિલે નિરખો આયુ બલ, લચ્છન બાદ બિચાર,
આયુ બિના લચ્છન વૃથા, યહી ગ્રંથ વ્યવહાર
તિય[1] કે વામ[2] કી અંગ, પુરૂષ અંગ બલ દાહિને[3],
કરો બિચાર અભંગ, યથા બચન સમુદ્રગ કહે.

---

૧ સ્ત્રી. ૨ ડાબુ. ૩ જમણું.

ચોપાઇ

હસ્ત પાંવ તલ લોચન અગ્ર, નખ તાલુ અરૂ જીભ સમગ્ર,
અધર લાલ યહ સાત સુરંગ, વહ વિલસૈં નિત રાજ અભંગ.

સોરઠા

જાકે લોચન લાલ, તાકો તરૂનિ ના તજૈં,
તા ઘર લચ્છ બિસાલ, જા દગ પીરી કનક સી.

દોહા

ઉર બિસાલા ધન બહુત, સિર બિસાલ નર નાથ,
કર વિસાલ બહુ પુત્ર વર, પદ વિસાલ સુખસાથ.
નેન–તેજ સૌભાગ, દંત–તેજ ભોજન ભલા,
ત્વચા–તેજ બડ ભાગ, પાંઉ–તેજ બાહન[1] રહે.
કઠિન હોય કર કાજ બિન, પદ કોમલ બિન પંથ,
વહ વિલસે સુખ-સંપદા, જદપિ હો નિરગ્રંથ.

સોરઠા

દીરઘ લિંગ દરિદ્ર, સ્થૂલ લિંગ હોવે દુઃખી,
કૃશ લિંગ જશ હદ્દ, રહરિ લિંગ ભૂપતિ સદા.

હસ્તરેખા–દોહરા

બહુ રેખા દારિદ્ર બસ, અલ્પ રેખ ધન હીન,
ચારિ રેખ સુખ કારની, જાન હુ જાન પ્રબીન.

અંગુલિ–દોહરા

છોટી હોય અનામિકા[2], સો લંપટ અતિ હોય,
મનમેં કછુ મુખતેં કછુ, લખે ન કોઉ લોય.

૧ વાહન. ૨ ટચલીની બાજુની આંગળી.

નખ–ચોપાઈ

બાંકે ફાટે થૂલ નખ જાકે, કબહુ દરિદ્ર મિટે નહિ તાકે.
હરે રંગ નખ હોવે અષ્ટ, પાપ કર્મે રાચેં પાપિષ્ટ.
બીર બહોટી[1] સમ નખ રંગી, સો નિત વિલસેં સુખ અભંગી,
તામ્ર રંગી નખ ધનવંત, ગરબ તેજ ફૂલેં ગુનવંત.

જંઘા–ચોપાઈ

સિંઘ સમાન હોય જસ જંઘા, ધન કીરત સુખ તજહિ ન સંગા,
રોમ રહિત જંઘા જિહિ હોય, દારિદવંત જનમકો સોય.

રોમ–ચોપાઈ

એક રોમ વહ ભૂપતિ ભોગ, ઉભૈ રોમ બહુ ધન સંજોગ;
તીન રોમ વહ વિદ્યાવંત, બહુ રોમ દારિદ્ર અનંત.

ગતિ–દોહા

જા ગતિ હસ્તિ હંસ કી, હોય નરાધિપ સોય,
વૃષભ ચાલ અરૂ શુક ગતિ, શુભ ગતિ કહ સબ કોય.

કટિ

જા કી કટિ સુ બિસાલ, પુત્ર જશ સુખ લહે,
માસ હીન કટિ હોય, સોય અતિ દુઃખ સહે.

હૃદય–સોરઠા

જા કો હૃદય બિસાલ, સદલ સલોમ સુઘાટ સમ,
અરિ કો કાલ કરાલ, સજ્જન જન કો સુખ કરન.

૧ ઇંદ્રગોપ નામનું જીવડું જે કચ્છમાં 'મીંન મામા' કહેવાય છે.

બાહુ—દોહરા

લંબી બાહુ નર ગુન સહિત, હીન બાહુ ધન હીન,
સામુદ્રગ તેં જાનિયેં, લચ્છન જાનિ પ્રબીન.

અધર—ચોપાઇ

અધર લાલ ધનવંત રહેસા, શ્યામ વક્ર બહુ દુઃખ સહેસા,
થૂલ મધ્યમ અધમ કૃશતાઈ, સમ મધ્યમ ઓઠન અધિકાઈ.

રસના—ચોપાઇ

રસના શ્યામ દાસ પદ દાતા, સમ રસના દારિદ્ર વિખ્યાતા,
થૂલ અલીક[1] કઠિન મુખ ભાખી, શ્વેત જીભ લંપટ જગ ભાખી.

તાલ—દોહા

શ્યામ તાલ[2] જા કે પ્રકટિ, સો કુલ નાશ કરેહ,
લાલ તાલ ભૂપાલ નર, અગણિત લચ્છ[3] ધરેહ.

શ્રવન—દોહા

લવ કાને ભોગી મહા, દીરઘ બહુ ધનવંત,
શ્રવન સલોમ બખાનિયે, વિદ્યાવંત મહંત.

મસ્તક-લચ્છન

છત્ર આકારૈં શીશ, હોય નર રાજ કો,
દીરઘ સો દારિદ્ર, નહિ કહિ કાજ કો;
ઘટાકાર પાપિષ્ટ, અમિષ્ટ બિચારી ચો,
બિષમ જાસ શીશ નર દુઃખી નિરધારી ઓ.

૧ જૂઠું, મિથ્યા. ૨ તાળવું. ૩ લક્ષ્મી.

કવિ ઉજાડજીએ બધા મળીને લગભગ ચાળીસ ઉપરાંત પુસ્તકો રચ્યા છે કમનસીબે આજે એમની ઘણીખરી રચનાઓ લુપ્ત થઈ ગઈ છે જે કંઈ બાકી રહી જવા પામી છે તેમને પુસ્તકાકારે પ્રકટ કરવાની અનિવાર્ય આવશ્યકતા છે ' ખુશબુકુમારી ' અને ' મેવા ડમ્બર ' નામે બે પુસ્તકો કવિ જીવરામ અજરામર ગોર તરફથી છપાવી પ્રસિદ્ધ કરવામાં આવેલ છે એમનુ ત્રીજુ પુસ્તક ' ભગવત પિંગળ ' કવિ જીવરામે પોતાની ટીકા સાથે છપાવી પ્રકટ કરેલ છે

મહારાઓ શ્રી દેશળજીના સમયમા દેશળ દરબારના ચૌદ રત્નોમા કવિ ઉજાડજીનો પણ સમાવેશ થતો હતો એમણે દેશળજી બાવાને અમુક સમય સુધી વ્રજ ભાષાનો અભ્યાસ પણ કરાવ્યો હતો દેશળજી બાવાને કવિ પ્રત્યે ખૂબ માન હતુ કવિને તે ગુરુજી તુલ્ય ગણતા

એક વખત મહારાઓ શ્રી દેશળજીએ કવિને મહાભારતનુ ભાષાંતર વ્રજ ભાષાની કવિતામા કરવાની આજ્ઞા કરી કવિ એ વખતે વૃદ્ધાવસ્થામા આવી ગયા હતા આમ છતા એમણે મહારાવશ્રીની આજ્ઞાને મસ્તક પર ચડાવી અને મહાભારતને કવિતામા ઉતારવાનુ ચાલુ કર્યું

૭ મહીનામા એમણે મહાભારતના અઢી પર્વ પૂરા કરી લીધા પરંતુ દૈવની ઇચ્છા જૂદી જ હતી અઢી પર્વ પરિપૂર્ણ થતા સંવત ૧૮૯૨ ના ફાગણ સુદિ ૪ ના રોજે મોટી ખાખર મધ્યે કવિનુ અવસાન થયુ

એમની વિધ વિધ સાહિત્ય સામગ્રીના રસાસ્વાદનો હવે અનુભવ કરીએ

દેનો–મરનો એક હે, દાતા–શૂર કહાય,
શૂરા સો સન્મુખ લડે, કાયર શીશ નમાય

દેવું અને મરવું સરખું જ છે. દાતા પોતાના હાથે આપીને આત્મસંતોષ અનુભવે છે. અને કૃપણ પાસેથી છીનવી લેવામાં આવે છે. તેવી જ રીતે શૂરવીર સામી છાતીએ લડે છે. અને કાયર મસ્તક નમાવીને.

હુન્નર બિન જો નર રહે, ખર કે હોત સમાન,
હુન્નર ચાહે સો કરે, બિન હુન્નર નહિ માન.
સાજન સાજન આપ મેં, મિલે એક રસ જાન,
મનો ખીર હી નીર મેં, મિલત ન પરે પિછાન.

સજ્જનો એક બીજા સાથે મળતાં એકરસ થઈ જાય. દૂધ અને પાણી મળી જાય અને ઓળખાય નહિ એમ.

'ખુશબૂકુમારી'માંના ઉપરના દોહરા પરથી સમજી શકાશે, કે કવિ એક સાદી વસ્તુ કેવી સુંદર રીતે રજુ કરી શકે છે.

હવે કવિ ઉન્નડજીના અન્ય સાહિત્યનો થોડો પરિચય સાધીએ.

## કક્કાના કુંડળિયા

૧

કક્કા ઐસો કહત હૈ, બચન ધરે બિસબાસ,
જા કે સિર પર ગુરુ રહે, પુરૂષોત્તમ તા પાસ;
પુરૂષોત્તમ તા પાસ, ગુરુ સેં રહ ગુલતાના,
ગુરુ ગોવિંદ મિલાપ, ધરી લે ઉનકા ધ્યાના.
પૂજન પરમાનંદ સહજ, મન મિટ ગઈ સંકા,
દાસ 'ઉન્નડ' કહ દેત, કહત ઇન બિધ સેં કક્કા !

૨

ખરચી લે આગે ખરી, પીછે કરઓ પંથ,
ઉહાં મિત્ર તો એક હૈ, કમલા કેરો કંથ;

કમલા કેરા કંથ, તાહી સોં કર મિત્તાઈ,
ચલ્યો અકેલો જાય, દૈવ કો દૈવ ન પાઇ.
દંડ દેત જમદૂત, દસ્ત રહે ઉન સોં દરચી,
કહ 'ઉન્નડ' બહુ બાર, ખૂબ મન કર લે ખરચી.

૩

ઘરમેં રહ્યો ઘુચાય કે, પૂરબ કીને પાપ,
આગે શાધા કૃષ્ણ સોં, કરઓ કહા જબાપ;
કરઓ કહા જબાપ, મૂઢ રહે મત મુરકાઇ,
લકરી લીની લાર, ચિત્ત તોઉ ચેત ન આઇ;
ગઇ જુવાની જોર, સોઇ તો ભઇ ન સરમે,
કહ 'ઉન્નડ' ધિક તોય, ઘુચાઈ રહેઓ ઘરમેં.

૪

ચિત ચતુરાઇ છોડ દે, કર લે તુ શુભ કાજ,
કાલ ચબીના કરત હૈ, જ્યો તેતર પર બાજ;
જ્યોં તેતર પગ બાજ, દૈવ કહા દાનવ ભારી,
છોટે બડે ન છોડ, બચે કયા ખલક બિચારી?
બચએ કો યહ બાર, મોહન સેં કર મિતરાઇ,
'ઉન્નડ' ન જમ કો જોર, છોડ દે ચિત ચતુરાઇ.

૫

છકયો છાક અહંકાર કી, બકયો રહત મુખ બાન,
ગવન માન ગુમાન મોં, સો તો ગયો નિદાન;
સો તો ગયો નિદાન, માન દુરજોધન હાર્યો,
કેસ કેસ પ્રભુ પકર, ટૂક ટૂક કર ડાર્યો,

માન કો છોડ ગંવાર, નામ શ્રી રામ ઝબકયો,
દાસ 'ઉન્નડ' કહ દેત, છાક અહંકાર જ છકયો.

૬

જેતો ધન પાયો જબે, અરબ ખરબ લોં કૂટ,
મન ત્રસના તો ના મિટી, લ્યોં જાને જગ લૂટ;
લ્યોં જાને જગ લૂટ, ખરચ ઇક દામ ન ખાવે,
અરે મૂઢ અગ્યાન, સંગ એક રતી ન આવે;
ભોરા ભજ ભગવંત, કહોં સમજાઇ કેતો ?
દાસ 'ઉન્નડ' કહ દેત, જોર હિત હરિ સોં જેતો.

૭

ઠકુરાઇ કે ઠાઠ મેં, મગન ભયો મસ્તાન,
ઠોર ઠોર ઠાઠ હી ઠયે, ભજત નહીં ભગવાન;
ભજત નહીં ભગવાન, અવિદ્યા મન અરપાયો,
અહોનિશ કરત ઉપાય, પાપ કો પાર ન પાયો.
અરે હીન આચાર, મૂઢ તજ દે મકરાઇ,
દાસ 'ઉન્નડ' કહ દેત, ઠગી મત કર ઠકુરાઇ.

૮

ડરતે નહીં ડાપન કરત, ઠગત ફિરત સબ ઠોર,
કરત કાજ બિપરીત કે, ચરત કરત ધન ચોર;
ચરત કરત ધન ચોર, સાહ જયોં ચલતે સાજી,
રહે ન આગે રાજ, પોપાં કો સુન રે પાજી.
ડગર પકર લે દૂત, ધૂર મેં લેકે ધરતે,
દાસ 'ઉન્નડ' કહ દેત, દીન કયોં નહિ રે ડરતે ?

૯

તેરા કો નહીં જગત મેં, મૂર્ખ રહ્યો કયોં માન,
બિહંગ બૈઠે બ્રચ્છ પે, અવસર સરે ન આન;
અવસર સરે ન આન, ફજર મેં જાત ફેલાઈ,
ત્યોં યહ કુટુંબ તમામ, કોઉ કાહુ કો નાંહી.
સંબંધે મિલતે સોય, મોહ તેં કહ હૈ મેરો,
દાસ 'ઉન્નડ' કહ દેત, નાંહિ કો જગમેં તેરો.

૧૦

નંદ-નંદન સોં નેહ કર, ખાય ન તેરો ખેત,
હેત ધરે હુશિયાર હો, અજોં ચેત હી ચેત;
અજોં ચેત હી ચેત, બાર હરિ નામ બનાવે,
બીરાસન મન બેઠ, કૃષ્ણ સબ કાર કરાવે;
કામ સુલભ વહ કરે, ભક્તિ કર કર નહિ ભંડન,
દાસ 'ઉન્નડ' કહ દેત, નેહ કર રે નંદ નંદન.

૧૧

ફિરિયો જગ કે ફંદ મેં, ફિરતે ભયો ફજીત,
કેતે સુખ દુઃખ કો સહે, પરી ન પ્રભુ સોં પ્રીત;
પરી ન પ્રભુ સોં પ્રીત, ગીત નહીં ગોવિંદ ગાયો,
ઔરન મેં અટવાય, સદા પર જીવ સતાયો.
પેટ ભયો કે પ્રેત, અભાગી જિત તિત અરૈયો,
દાસ 'ઉન્નડ' કહ દેત, ફંદ જગ હી કે ફિરિયો.

હવે કવિશ્રીએ રચેલ કર્મ-બાવનીના કવિતનો નમૂનો અત્રે આપવામાં આવે છે.

ઓહી નર દામ કાજ, આગે જામ કરે કાજ,
ઓહી નર કે કિરોરધારી સોં વિસેખ્યો હૈ;
સબે બખ્ત હૂ કી બાજી, તા તેં મન હોવે રાજી,
યાહી તેં બખત કિરતાર સમ લેખ્યો હૈ.

## કર્મ કી રેખ

બખ્ત કે લગે હે ડંકા, સંકા જગ સારા ધરે,
ભાલ હુ કે અંકા બંકા, કાહુ પે ન મિટે હૈ;
નલ હરચંદ સે નરંદ સોઇ મંદ ભયે,
દુઃખ કે સમંદ પરે, દિન હુ કે કટે હૈ;
આપ અવનાસ બનવાસ કો નિવાસ કીન,
બખ્ત કો બડાઇ દીન, જગત જા કો રટે હૈ;
દેખ રી બિસેસ રેખ, લેખ કો લિખનહાર,
કર્મ કી લખાઇ મેખ, શેષ હુ ન ઘટે હૈ.

## સંસાર—સતરંજ

ઠાઠ ઠાટ્યો દેસ ખંડે, મહુરે પિયાદે મંડે,
પાતસા વજીર અંડે, હાથી ઘોરે રંજ હૈ;
ઊંઠ રૂ પિયાદે આય, પીછે ના ધરત પાય,
સૂબે મનસૂબે કેતે, જોરત હુ જંગ હૈ;
માત ભયો લગી સેહ, બાજી બિન સ્હાય રહી,
નયો ખેલ નઈ ભઇ, ઘાતે કર યંજ હૈ;
'ઉન્નડ' જુ કહે વહે, ગ્યાની જુ બિચાર રહે,
કર્મ કાલ ખેલે માયા, બાજી સતરંજ હૈ.

## કર્મ બાવની

દઢ ભક્તિ દીજિયે સુ કીજિયે કૃપાલ કૃપા,
આપન કે દાસ કો, હુલાસ–ખાસ ધારબો;
સંવત અઢાર અડસઠ કે બરસ સાર,
માસ કારતક સુદ, દ્વાદશી બિચારબો;
ચંદ્રવાર કો નિહાર, આય બલ ધાર હુ તેં,
જાગે જગદીસ પ્યારે, આનંદ ઉચ્ચારબો;
'ઉન્નડ' જુ કહે કર્મ બાવની બનાઈ તબે,
ભાવની હૈ સંતન કી, ગાવની સો તારબો,

કવિ શ્રી ઉન્નડજીના બીજા અપ્રકટ ગ્રંથ મેધાડંબરનું સાહિત્ય લોકોપયોગી હોતાં સંપૂર્ણ રજુ કરવા યોગ્ય હોવા છતાં સ્થળ સંકોચના કારણે અહીં માત્ર આદિ–અંતની વાનગી જ આપવામાં આવે છે.

દોહા

ઈશ્વર કહે શક્તિ સુનો, મેધાડમ્બર માન,
ગનતી કાર્તક તેં ગિનો, બારે માસ બખાન.

ચોપાઈ

કારતક સુદ દ્વાદશી કહાવે, પૂનમ લોં જો નજરે આવે,
બાદલ ચપલા મેઘ હી બરસે, સમીર લગે તો બરસ હુ સરસે.
કાર્તક પૂનમ કૃતકા કહાવે, પૂરન અતિ સુકાલ હુ પાવે,
ભરની હોત દુકાલ હુ ભાવે, એતી બિધ જો નજરો આવે.

ચોપાઈ

ચૈત્ર માસ પક્ષ અંધારા, આઠમ ચૌદશ દો દિન સારા,
જો વાજે પૂરવનો વાઉ, તો ધાન વસાવણ સબ જાઉ,
જો વાજે દકખણનો વાઉ, તો ઘોડાનો વૈદ બોલાઉ,
જો વાજે પચ્છમનો વાઉ, તો અનાજ બહુલા ઉપાઉ,
જો વાજે ઉત્તરનો વાઉ, તો ઘણુ મેઘ ઘણા કતાઉ.

આ ઉપરાંત કવિશ્રી ઉનડજીનું કેટલુંયે સુંદર, લોકોપયોગી અપ્રકટ સાહિત્ય વિસ્તારના ભયે રજુ કરવાનું રહી જાય છે, તે માટે દિલગીરીપૂર્વક ક્ષમાયાચના કરવી પડે છે કવિશ્રીનું ઘણુ ઘણું સાહિત્ય તો આજે હાથ ચડવું પણ મુશ્કેલ બની ગયું છે. ઉનડજી ખરેખર, કચ્છના એક મહાન કવિ હતા. એમની સુંદર કૃતિઓ એમને સદા અમર રાખશે.



# જાડેજા કવિ હમ્મીરજી

મહારાઓ શ્રી દેશળજીના સમયમાં કચ્છ–અબડાસામાં આવેલ વિંઝાણના ટીલાયત જાડેજા હમ્મીરજી હતા. હમ્મીરજી નિરભિમાની અને સાહિત્યપ્રેમી તેમજ વિદ્વાન હતા. સાથે સાથે એક ઉત્તમ કોટિના કવિ પણ હતા. ભિટારાના કવિ કેશવ સાથે એમને ઘણી મિત્રતા હતી. એમની વચ્ચેના પત્ર–વ્યવહારમાં પણ સાહિત્ય રસની રસછોળો ઊછળતી.*

હમ્મીરજી કવિએ કચ્છના ચન્દ્રવંશી જાડેજાઓની હકીકતથી સમૃદ્ધ 'વંશપ્રભા' નામે એક ગ્રંથ રચી તૈયાર કરેલ છે. એની રચના અતિ મનોહર અને સુંદર છે. આ ગ્રંથમાંનું થોડું સાહિત્ય અત્રે રજુ કરવામાં આવે છે.

છપ્પો

ગુરૂ પ્રતાપ કી રેખ, દશા દેહ ભાવ જનાવૈ,
ગુરૂ પ્રતાપ કી રેખ, પ્રકટ અંતર મેં પાવૈ;
ગુરૂ પ્રતાપ કી રેખ, અધિક નૈનન મેં ઝલકૈ,
ગુરૂ પ્રતાપ કી રેખ, સકલ અંબુજ રસ ખલકૈ;
ગુરૂ પ્રતાપ રેખ હી સુઘટ, ઘટ મધ આનંદ બરસહી,
ગુરૂ પ્રતાપ હામુ× રહંસ, સદા બઢત કુલ સરસ હી.

---

* કવિ શ્રી હમ્મીરજીની કેટલીક હકીકત કવિ કેશવના જીવન-વૃત્તાંતમાં આવી ગઈ છે.

× હમ્મીરજીનું ટૂંકું ઉપનામ.

કવિત

અજબ અનૂપ ગ્યાતા, દેખ્યો એક રંગ દાતા,
વ્યાપક અદાતા રૂપ, જગ મેં દિખાતા હૈ;
ગ્યાન હુ કા નાતા, આપ ધ્યાન મેં વિખ્યાતા જાતા,
અંતર અલેપ સોહી, કાંતિ સોં વિભાતા હૈ;
સપ્ત દીપ દરસન મેં, જાતા હૈ ન આતા આપ,
સ્વાતા ભાવ પાતા, સોઈ દિલ દરસાતા હૈ;
કહત હૈ 'હમ્મીર' મો પે, ગુરૂ કી અખ્યાતા મ્હેર,
ધ્યાતા સોહી ધ્યેય ભયો, ધ્યેય સોહી ધ્યાતા હૈ.

કવિત

સાયર કી સોધ નાંહી, બોધ નાંહી દુર્જન કો,
પવન કો રોધ નાંહી, ક્રોધ નાંહી સાધ કો;
હીરા હુ કો ખોધ નાંહી, ઓધ નાંહી બિરછૂ કો,
દુઃખ હુ કો લોધ નાંહી, નાંહી જોધ બાધ કો;
સંપત કો ગોધ નાંહી, નાંહી હોર અંબર કો;
અજા-કંઠ દોધ નાંહી, નાંહી ક્ષોધ આધ કો;
પાહન કો ગ્રોધ નાંહી, ઉત્તર કી નોધ 'હાસુ,'
પાની હુ મેં પોધ નાંહી, નાંહી સાંહી બાધ કો.

સવૈયા

સાજ કે સેન ચલ્યો ચતુરંગ, મહમ્મદ બેગ બલી રસ ભીનો;
સિંગ સિકાર ખેંગાર કિયો, સંગ હોડ બઢી દલ શાહ કો છીનો,
વીંધ 'હમ્મીર' હરોલ કી ચોટન, સિંગ પે ઘાવ કડાક સુ કીનો;
દેખત શાહકયો સિંગ દો ખંડ, રાવ કો પાટ ઇનામ સુ દીનો.

કવિત

અંતર મેં ચાર વેદ, ચાર હી કિતાબ પુનિ,
અંતર મેં વારિ ગંગ, અંતર બિગાર હૈ;
અંતર બિચાર સાધુ, અંતર અપાર પંથ,
અંતર મેં સાર દેખ, અંતર અંગાર હૈ;
અંતર મેં ન્યારે ન્યાર, નીતિ કે પ્રકાર સબ,
અંતર મેં પારાવાર, પ્રીત રીત પ્યાર હૈ;
અંતર મેં સાર હૈ, સંસાર 'હામુ' અંતર મેં,
અંતર કે યાર, પાક પરવર દિગાર હૈ.

સવૈયા

કાવ્ય કવિત સદા ભરપૂરન, જીત લઈ તિન રાજ સભા કો;
આનંદ ચિત બઢંત અપાર હી, ગ્યાન સુગ્યાન ચઢંત અભા કો;
ધીર સુધીર સદા નિરવર્તિત, આનંદ પ્રેરિત નીત વિભા કો;
કહત 'હમ્મીર' વિવેક કી ટેક સોં, શીખત શોધન વંશ પ્રભા કો.

દોહરા

સંવત અઠારહ ચૌસઠી, વંશ પ્રભા શુદ્ધ ઉક્ત,
વિદ તિથ દસમી વાર બુધ, માસ અષાઢ સંયુક્ત.



# કવિ કેશવ

૧

કચ્છી વાણીના કવિઓમાં કેશવ કવિનું સ્થાન અનોખું છે. કેશવ કવિ વિનોદી હતા, રંગીલા હતા અને ટીખળી પણ તેવા જ હતા. કોઈના ટીખળને કાવ્યની ગોફણમાં ગોઠવીને સચોટ નિશાન પાડવાનું કામ એમને માટે એક રમત–વાત હતી. બીજાના ટીખળ તો બને કરે, પણ પોતાનું ટીખળ કરતાયે એમને વાર લાગતી નહિ.

કેશવ કવિનું જીવન સુખ–દુઃખના અનેક રંગો વડે રંગાયેલું હતું. એમનામાં એક મોટો ગુણ એ હતો, કે ગમે તેવી વિકટ પરિસ્થિતિમાં પણ એ પોતાની કાવ્યકળા વડે આનંદ માણી શકતા. એમની કાવ્ય–કળામાં એ વિનોદની અને રસિકતાના પદે પદે દર્શન થાય છે.

કેશવ કવિનો જન્મ કચ્છના ભિટારા ગામમાં થયો હતો. એમના જન્મનો સમય નિશ્ચિતપણે જાણી શકવા માટે કોઈ સાધન નથી, પરંતુ કેટલીક હકીકતો પરથી એમ જણાય છે, કે એમનો જન્મ વિક્રમની ઓગણીસમી સદીની બીજી પચ્ચીસીના આરંભમાં થયો હોવો જોઈએ. મહારાઓશ્રી દેશળજીના સમયમાં એમની કીર્તિ ચારે તરફ ફેલાઈ ગઈ હતી. દેશળજી બાવા એમને કાકા કહી બોલાવતા. દેશળ દરબારના ચૌદ રત્નોમાં એક રત્ન તરીકે એમની પણ ગણના થતી હતી. નીચે આપવામાં આવેલ એક છપ્પય આ વાતની સાક્ષી પૂરે છે.

મોતી, મેર, અરૂ ખંત, ફત્તુ ઔર અકબર અલ્લી,
રૂદ્ર, ચન્દ્ર, ગોવિંદ, ઉન્નડ કવિ, કેશવ કલ્લી,
કહાન, વીર ખેંગાર, વાલ અરૂ લાલા છલ્લી,
જુગ મયંક સમ અંક, રત્ન નર મહા પ્રબલ્લી,
જ્યોં ભોજ ભૂપ ધારાપતિ, લસત બસત બલબુદ્ધિ યુત,
ત્યોં ઇત રાજ રાજેન્દ્ર, રાઓ દેશલ કચ્છપત્ત.

ધારા નગરીના ભૂપતિ ભોજરાજાનો દરબાર જેમ નવ રત્નો વડે શોભતો હતો તેમ કચ્છના રાજવી દેશળ રાંનો દરબાર પણ ચૌદ રત્નો વડે દીપતો હતો. આખા કચ્છમાંથી વીણી વીણીને એમણે આ રત્ન-સંચય કર્યો હતો. અંજારના યતિ મોતીચંદજી, ભુજની પોશાળના ગોરજી માણેકમેરજી, માંડવીના યતિ ખાંતિવિજયજી ઉર્ફે ઓડા ગોરજી, ભુજના જમાદાર ફત્તુ મલેક, કુમરાનો અકબરઅલ્લી જે અલીચોરના નામે ઓળખાય છે, રૂદ્ર અર્થાત હરજી પંડ્યા ગુંદિયાળીના સારસ્વત, નાગ્રેચાના ચાંદાજી, ગોધરાનો ગોવિંદો જોશી, મોટી ખાખરના કવિ ઉન્નડજી, બિટારાના કવિ કેશવ, કાનપરના કાનો બારોટ, રોહાના જાડેજા ખેંગારજી, ભુજનો વાલો ખવાસ-દેશળજી બાવાનો ખાસ હજૂરી અને અંજારનો સારસ્વત લાલજી જે લાલા ઠગના નામે પ્રખ્યાત છે, એ ચૌદ રત્નોમાં આપણા કેશવ કવિનું પણ સ્થાન હતું.

કેશવ કવિએ એમના જીવનના કેટલાક પ્રસંગોને નાનાં-નાનાં કાવ્યોમાં ગૂંથેલા હોવાથી, તેમાથી એમના જીવનની કંઇક ઝાંખી થઇ શકે છે. એ પ્રકારની એમની નાની-મોટી કૃતિઓ તો પુષ્કળ હશે, પરંતુ એ બધી વ્યવસ્થિત રીતે સંકલિત કરેલી ન હોવાથી આજે પ્રાયઃ લુપ્ત થઇ ગએલી જણાય છે. જે છે તે પણ કર્ણોપકર્ણ ઊતરી આવેલા કંઠસ્થ લોક-સાહિત્યમાંથી જ પ્રાપ્ત થએલ છે.

કચ્છી પ્રજા આજે પણ કવિ કેશવના વિનોદાત્મક કિસ્સાઓનું વર્ણન કરી કરીને એમનું સ્મરણ કરે છે.

કેશવ કવિએ પિંગળ અને વ્રજ ભાષાનો પણ સારો અભ્યાસ કરેલો હોવો જોઇએ એમ એમની કૃતિઓ પરથી જાણી શકાય છે.

## ૨

## કવિની ભેંસ

કેશવ કવિને ઘેર એક ભેંસ હતી. એનું નામ કવિએ 'પટોરી' પાડયું હતું. આ ભેંસ જ્યારે જ્યારે વિયાતી ત્યારે પાડું જ આપતી. ભેંસને પાડું અવતરે એ એના ધણીને ગમે નહિ. સૌને એમ થાય કે પાડી આવે તો ઠીક. પાડી હોય તો ત્રણ વર્ષમાં પાછી નવી ભેંસ તૈયાર થઈ જાય. પણ કમનસીબે કવિની ભેંસને તો પાડાં જ આવે. આમ એમને ત્યાં ૭ પાડાંનું ટોળું જામી ગયું. આથી કવિ-પત્ની ખીજાતાં અને ભેંસનાં પાડાંને 'મુઆ,' 'પીટયા' અને 'મર' ના શબ્દપ્રયોગોથી નિવાજતાં.

કેશવ કવિને એમનાં પત્નીની આ રીત ગમતી નહિ. એક દિવસ કવિપત્ની પટોરીનાં પાડાને 'મર! મર!' કરતાં હતાં એટલામાં કવિ બહારથી આવ્યા. પત્નીના શબ્દો એમના કાન પર પડ્યા. પટોરી પાસે આવી, તેની પીઠ પર હાથ ફેરવતાં તે બોલ્યા—

પટોરી! પુત્રેં વિયાણિયેં, તોં ધી ન ધારે;
ઈ સરસ્વતી સચી વે, ત અજ કિતરા તી મારે?

ભાવાર્થ—હે પટોરી! તેં તો પુત્રોને જ જન્મ આપ્યો છે. તને એક પણ પુત્રી થઈ નથી. એથી જ તારા પુત્રોને એ 'મર મર!' કહે છે. પણ હવે જોઇએ, કે એની સરસ્વતી સાચી હોય તો આજે તારા કેટલા પુત્રોને એ મારી શકે છે!

તે દિવસથી કવિ–પત્નીએ 'પટારી'ના પાડાને "મર! મર!" કહેવાનું છોડી દીધું.

## ૩
## જિંદાનો વેશ

કેશવ કવિ મોજીલા અને આનંદી હતા. એ જમાનો નાટકો અને ચિત્રપટોનો ન હતો. મનોરંજનમાં ખાસ કરીને ભવાઈની રમતો હતી. નવરાત્રિના દિવસોમાં ઘણાં ગામોમાં ભવાઇનો કાર્યક્રમ રાખવામાં આવતો. કવિની હાજરીને લીધે બિટારામાં નવરાત્રિના દિવસોમાં ભવાઈની રમતો ખૂબ જામતી. આ પ્રસંગે કેશવ કવિ જિંદાનો પાઠ ભજવતા. જિંદાના વેશમાં પ્રથમ શૃંગાર અને પછી વૈરાગ્ય રસની જમાવટ થાય છે. હાસ્યની પણ છોળો ઊડે છે. જિંદાના રેખતા અને એના પ્રેમ–વૈરાગ્યના સાહિત્યનો પ્રવાહ પ્રેક્ષકોના અંતરને ઘડીભર ડોલાવી દે છે. બિટારામાં તો જિંદાનો વેશ કેશવ કવિ પોતે ભજવતા હોવાથી અહીં નવરાત્રિના દિવસોમાં ચારે બાજુથી પાણીના પૂરની પેઠે લોકોની મેદની ઉલટી પડતી.

આજે નવરાત્રિનો છેલ્લો દિવસ હતો. બિટારામાં માણસોનાં ટોળેટોળાં ઊભરાતાં હતાં. છેલ્લો છેલ્લો ભવાઇનો ખેલ અને તેમાં પણ જિંદાનો પાઠ જોવાને લોકો ઉત્સુક બન્યા હતા.

પણ આજે જ એક વિઘ્ન આવી પડયું હતું. કેશવ કવિને ત્યાં આજે સુજાપરથી એમના સસરા મહેમાન બનીને આવ્યા હતા. સસરાજી ગામમાં હાજર હોવાથી આજે કવિએ જિંદાનો પાઠ ભજવવાનું માંડી વાળ્યું હોવાથી લોકો નિરાશ બની ગયા હતા. સૌનાં મન ખિન્ન થઈ ગયાં હતાં.

આખરે સૌએ મળીને એક નવો રસ્તો શોધ્યો. કવિએ વેશ પહેરવો અને એમના સસરાએ ઘેર સૂઈ રહેવું. આ ગોઠવણ બધાને ગમી ગઈ. લોકોનાં હૃદય ફરી એકવાર આનંદથી નાચી ઊઠ્યાં.

ગરબા ગવાઇ રહ્યા અને રમત શરૂ થઇ. સૌથી પ્રથમ ગણેશનો વેશ આવ્યો, પછી મિયા–બીબી અને ત્યારબાદ એક પછી એક વેશ આવવા લાગ્યા. આખરે ઝૂલણ જિંદાનો વારો આવ્યો કવિ રંગભૂમિ પર હાજર થયા.

ગામના ગરાસીઆઓએ કવિની મશ્કરી ઉડાવવા કવિથી છાની રીતે એવી ગોઠવણ કરી હતી, કે જ્યારે જિંદાનો વેશ આવે ત્યારે એમના સસરાને ઘેરથી ઉઠાડી આવવા. આ યોજના મુજબ કવિ જિંદાના વેશમાં આવ્યા, કે તરત બે કુંવરો એમના સસરાને બોલાવી આવ્યા. કવિની નજર ન પડે એવી રીતે એમને બેસાડવામાં આવ્યા.

જિંદાના વેશમાં હાસ્યના ફુવારા ઉડાવતા કેશવ કવિને જોઇને પ્રેક્ષકો ખુશ ખુશ થઇ ગયા. તેજલ અને ડાગલાના પાત્રો પણ સરસ હોવાથી રમત ખૂબ રંગમાં આવી હતી. ઘેરદાર જામા સાથે રંગભૂમિ પર રમતા આવતા રઢિયાળા લાલ જિંદાને જોઇને પ્રેક્ષકો વાહ વાહ ! ના પોકારો કરવા લાગ્યા.

આખરે પ્રભાતના શાન્ત વાતાવરણમાં જિંદાના રમતા ચરે થવા. એક તો કેશવ કવિરાજ અને બીજો જિંદાનો પાઠ, પછી શું બાકી રહે ! વાહ વાહ ! ના પોકારો વડે રંગભૂમિ વારેવારે ગાજી ઊઠતી હતી

ઠેક સવાર સુધી જિંદાના તત્ત્વજ્ઞાન અને વૈરાગ્યરસનું સાહિત્ય ગુંજન ચાલુ રહ્યું.

આખરે રમત ખતમ થઇ ત્યારે કવિના સસરાથી રહેવાયું નહિ અને એ ઊભા થઇને બોલી ઊઠ્યા—"વાહ કેશવજી વાહ !"

આ સાંભળી કવિ સ્તબ્ધ બની ગયા. હમણાં જ એમને ખબર પડી, કે ગામના ગરાસીઆઓએ આ નાટક રચ્યો હોઇ એમને બનાવી આપતા કવિ બોલ્યા—

ફાંટ ફાંટ ફટાઇયે કે, ગરઢે રે કે ધણી,
ધાં કેણી કિતે, જડં ધગો રે ધણી.

ભાવાર્થ—ફટાયાઓને પણ ફાંટ ફાંટ શાબાશી છે અને ગોરેરાઓને તો ધણી છે. જ્યારે ગામધણી પોતે ઊઠીને આમ દગો કરે ત્યારે ફરિયાદ ક્યાં કરવી?

## ૪
## કવિ હમ્મીરજી

વિંઝાણના ઠાકોર હમ્મીરજી એક સારા વિદ્વાન અને કવિ હતા. કેશવ કવિના એ મિત્ર અને ગુરુબંધુ હતા. બંને સાહિત્યપ્રેમી હોવાથી એમની વચ્ચે સારો સ્નેહ બંધાઈ ગયો હતો. એકવાર કેશવ કવિ હમ્મીરજીને મળવા વિંઝાણ ગયા. હમ્મીરજીએ એમનો સારો આદર-સત્કાર કર્યો અને કેટલાક દિવસ એમને પોતાને ત્યાં રોકી રાખ્યા. કવિની વિદાય વખતે હમ્મીરજીએ એમને એક ભેંસ છોડી આપવાનો પોતાના માણસને હુકમ કર્યો. તરત જ ભેંસને હાજર કરવામાં આવી. એની રાસ કવિના હાથમાં આપવામાં આવી.

ભેંસના દીદાર જોઇને કવિ હરી ગયા. ભેંસ દુબળ, દાંત વિનાની અને ઘરડી હતી. કવિ સમજી ગયા, કે આ લુચ્ચાઈ ભેંસને લાવનાર માણસની જ હતી. હમ્મીરજીને તેનો ખ્યાલ આપવા કવિએ એક યુક્તિ કરી. ભેંસના કાન તરફ મોઢું કરી, જાણે તેને કંઇક પૂછતા હોય એવો દેખાવ કર્યો. પછી ભેંસના મોં પાસે પોતાનો કાન ધરી, થોડીવાર ઊભા રહ્યા. આ જોઇને હમ્મીરજીને નવાઇ લાગી. એમણે કહ્યું–" કવિરાજ ! આ શું કરતા હતા ? "

" કંઈ નહિ એ તો અમસ્તું જ ! " કવિએ જવાબ આપ્યો.

" ના, મારા સમ, ન કહો તો ! " ઠાકોરે કહ્યું.

" એ તો ભેંસને એક વાત પૂછતો હતો બાવા ! "

"પણ શું પૂછ્યું, એ કહો તો ખરા!" ઠાકોરે આગ્રહ કરવા માંડ્યો.

"તો સાંભળો!" કવિ કહેવા લાગ્યા. "મેં પૂછ્યું, કે ઓ પાતળી-ઝીણી આંખો વાળી, મારી દાદીના જેવડી ભેંસ માતા! તું કહે તો ખરી, કે તને કેટલાં વર્ષ થયાં છે અને તું કેટલા ખંડ ફરી આવી છે?"

> આંખ પાત્રા! તને વરસ કેત્રા હુવા?
> કેતરા ખંડ ફરેલ તું ખોખી?
> કવણ લંકા તણે તખત બેઠો હતો?
> તે તણી દે ખબર આજ ડોખી!

કવિએ અજબ રીતે વાત ઊપાડી હતી. એ સાંભળી હમીરજી હકીકત તો બધી સમજી ગયા. છતાં કવિની વાત સાંભળવા એમણે ઉત્સુકતાથી પૂછ્યું, "પછી ભેંસે તમને શું કહ્યું, એ પણ કહો!"

"હવે એ જ વાત પર આવું છું બાવા! ભેંસે કહ્યું, અરે કાલના છોકરા તું મારી ઠેકડી શું ઉડાવે છે! હું તો કૌરવ-પાંડવનો કજિયો થયો એથી પણ આગળની વાતો જાણું છું."

> કાલૂણા છોકરા! મોરી કસી ઠોલ[1] કરે!
> આજ અંતર તણી વાત આપાં,
> કૌરવાં-પાંડવાં તણો માચ્યો કળો[2],
> એ થકી આગલી ખબર રાખાં.
> ઈન્દ્ર મહારાજની ચોરીએ આડતી,
> ગોપ ગંધર્વનું સુયશ ગાણું;
> પ્રભુજી આવિયા હસ્તિ ઉગારવા,
> ગૂડને મારિયો તેય હું જાણું.

૧ મશ્કરી. ૨ કજિયો.

વાતની વાતમાં કંસને મોધિયો[1],
તે દી' હું હતી જોરાણ જાડી,
વીઠલે વહેંચિયા ચૌદ રતન તે દિને,
પંદરમો રતન હું હતી પાડી.
જનક રાજાને ત્યાં અસી દીધી ઝુડી[2],
વિયાઇ વિયાઇને ભર્યાં વાડા,
ઘૃત–માખણ તણા તાવિયા ઘોણિયા[3],
દોહી સીતાજીએ કેક દાં'ડા !
ખંડ ખંડ ભટકતો કોયલો આવિયો,
રામ રાજા તણી સેવ કીધી,
રામ રાજા તઈં તે પરે રીઝીયા,
કોયલા ભગતને દાન દીધી.
બાર માસ માવલ[4] જગન આદર્યો,
કોયલો ભગત ત્યાં કચ્છ આવ્યો,
હાથ ગયણાં સટે[5] માત સીતા તણી,
ખોબી આ ખાંડલી[6] સાથ લાવ્યો.
ખોબલી ખંતથી ખૂબ ખીલી રહી,
ભલી ત્યાં સહુને મન ભાવી;
તેર મહિના તિયાં આપટી લાપસી,
ખોબલી જગનમાં ખૂબ ફાવી.

---

૧ માર્યો. ૨ દૂધની ઝડી વરસાવી. ૩ ગોધરણા. ૪ લાખા ફૂલાણીના વખતમાં માવલ ચારણે મોટો યજ્ઞ કર્યો હતો ૫ હાથગરણા તરીકે. ૬ ભાંગેલ શીંગડાવાળી ભેંસ.

રખડતી રવડતી અહીં આવી ચડી,
પુરખ પૂરા વિના કોણ પૂરે ?
આટલા દી હતી આબરૂદાર,
હવે હમ્મીરે ભેંસને કીધી દૂરે !

કવિની વાણી સાંભળી હમ્મીરજીના આનંદનો પાર રહ્યો નહિ. કવિની કવિતાનો મર્મ તો એ ક્યારના યે પામી ગયા હતા!

હમ્મીરજીએ તે જ વખતે કવિને માટે એક સારામાં સારી સુવા ભેંસ લઇ આવવાનો હુકમ કર્યો.

ઠાકોરનો હુકમ તત્કાળ અમલમાં આવ્યો. કવિ માટે એક રૂપાળી દૂધાળી, સારી સુવા ભેંસ હાજર થઇ ગઇ.

૫

## પ્રશ્ન અને ઉત્તર

વિંઝાણના હમ્મીરજી સાહિત્યપ્રેમી તો હતા જ. એક દિવસ એક દશ્ય એમની નજરે ચડ્યું. એક બાઈ માથામાં ગેટ[૧] નાખીને નદીમાં માથું ધોતી હતી. ગેટને લીધે માથામાંથી દૂધ જેવી શ્વેત ધારા પાણીમાં પડતી હતી. આથી નદીનું પાણી પણ સફેદ બની ગયું હતું. આ જોઇને હમ્મીરજીને એક સમસ્યા સૂઝી. એ સમસ્યા એમણે કવિને અર્થ માટે મોકલી.

ઘર ઊઠી ગિરિજા ગઈ, હુઇ લપેટા લપેટ,
પાણી કેરે પેટ મેં, દૂધે વૂઠા મેહ.

આ સમસ્યાના જવાબમાં કવિએ નીચે મુજબ દોહરો મોકલાવ્યો.

કેશવ ઈસ મેં કયા કહે ? નિશ્ચય હોગા નેસ,
કેશ વછૂટી કામિની, મસ્તક ડાહ્યા ગેટ.

૧ માથું ધોવા માટે વપરાતી એક જાતની સફેદ માટી.

ઉપર્યુક્ત દોહરો હમ્મીરજીને મોકલવા પછી કવિને વિચાર આવ્યો, કે "કેશવ ઇસ મેં કયા કહે?" એ શબ્દોમાં તો અહંકારનો ભાસ આવી જાય છે. આ કારણથી એમણે એ દોહરો સુધારીને ફરીથી આ રીતે મોકલાવ્યો.

કેશ વછૂટી કામિની, મસ્તક ધોતી મેટ,
કેશવ કંચન તબ ભયા, હામા[1] પારસ ભેટ.

## ૬

## એક વિચિત્ર ઘટના

કેશવ કવિના જીવનનો આ એક નાજુક પ્રસંગ છે. એકવાર શ્રી દેશળજી બાવાએ કંઇ કાર્યવશાત્ કવિને જામનગર મોકલાવેલા. જામનગરમાં ઉતારા માટે જાહેર રસ્તા પગનું એક સરસ મકાન એમને આપવામાં આવ્યું હતું.

તાજિયાના દિવસો ચાલતા હતા. સાંજનો સમય હતો. આખા જામનગરના તાજિયા ઉપડી નીકળ્યા હતા. કવિના ઉતારા પાસેથી આ તાજિયા પસાર થતા હતા. અહીં એક ચોક જેવું હોવાથી ત્યાં રમત–ગમતનો કાર્યક્રમ રાખવામાં આવતો હતો.

આ વખતે કેશવ કવિ પણ તાજિયા જોવા માટે પોતાના ઉતારાની ડેલીના દરવાજામાં આવીને ઊભા. એમની નજદીકમાં જ ચૌહાણ શાખાની એક ખવાસ યુવતિ પણ તાજિયા જોવા માટે ઊભી હતી. કેશવ કવિ જામનગરમાં નવા આવેલા હોવાથી અને જરા દમામાં હોવાથી આ યુવતિ વારંવાર એમના તરફ જોયા કરતી હતી. કવિની નજર પણ એના પર પડી. કવિ એટલું સમજી શકયા, કે યુવતિ માત્ર નિર્દોષ ભાવે જ એમના તરફ નિહાળી રહી છે.

૧ હમ્મીરજી.

આ દૃશ્ય પેલી યુવતિની સાસુની નજરે ચડયું. એના દિલમાં તો આ જોઇને આગ લાગી ગઈ.

તાજિયાનો કાર્યક્રમ સમાપ્ત થતાં લોકો વિખેરાવા વાગ્યા. સૌ સૌને ઘેર ચાલતા થયા. પેલી ખવાસ યુવતિ પણ પોતાને ઘેર પહોંચી ગઈ. ઘેર તો સાસુએ એને માટે બીજું જ ઓસડ વાટી રાખ્યું હતું. સાસુએ એના પુત્રને સમજાવ્યો, કે તારી બૈરી તો પેલા દરબારી ઉતારાવાળા કચ્છી મહેમાનને નિરખવામાથી નવરી જ થતી ન હતી. આ સાભળી એના ધણીને પણ એવી દાઝ ચડી, કે બાઇએ ઘરમા પગ મૂકયો, કે મા–દીકરો એના પર તૂટી પડ્યાં. મારી મારીને એને અધમૂઈ કરી નાખી. એટલું જ નહિ, પરંતુ એનો હાથ ઝાલીને ઘરમાંથી બહાર કાઢી અને કહ્યુ, કે "જા, પેલા કચ્છી મહેમાનના જ ઘરમા જઇને બેસ ! તારું અહીં કામ નથી !"

રાતના વખતે આ બાઇને એની સાસુ અને એના માવડિયા ધણીએ ઘર બહાર કાઢી મૂકી. બાઇને ઊંચે આભ અને નીચે ધરતી હતી. સગા–વહાલામાથી પણ કોઈ ન હતુ. કૂવામા પડવું કે શું કરવુ એનો એ વિચાર કરતી હતી. એટલામા એને એક ઉપાય સૂઝી આવ્યો. એણે કવિના ઉતારા તરફ મીટ માંડી. અને ખરેખર, એ કવિને ઉતારે ઘૂંઘટ વાળીને આવી પહોચી. રડતાં–રડતાં બધી હકીકત કવિને કહી સંભળાવી. વધુમા એમ પણ કહ્યુ, "મને આશરો નહિ આપો તો કૂવો પૂરવા સિવાય મારો બીજો કોઈ ઉપાય નથી."

યુવતિની હૃદયદ્રાવક કથા સાભળી કવિનુ દિલ દ્રવી ગયુ. જગતની જરાયે પરવા કર્યા વગર આ નિરાધાર યુવતિને એમણે પોતાને ત્યા ખરેખર આશરો આપ્યો.

બીજે જ દિવસે કવિ કચ્છ તરફ ઊપડી ગયા અને સીધાં ભુજ આવ્યા. દેશળજી બાવા પાસે આવીને એમણે અથથી ઇતિ સુધી સઘળી વાત સ્પષ્ટપણે રજુ કરી અને કહ્યું કે—

ઘાસૂરેં જે ઘોંસ મેં, અખિયેં અસીં ડિઠી,
ગુર જે ઘર મેં અચી, ઘૂંઘટ વારે વિઠી.

ભાવાર્થ—તાજિયાના ઉત્સવમાં જ અમે એને નજરે નિહાળી. ...ી તો એ ઘૂંઘટ વાળીને ગુરના ઘરમાં આવી બેસી ગઇ.

દેશળજી બાવાને કવિ પ્રત્યે સંપૂર્ણ માન હતું. એમના વચનમાં ...શ્વાસ હતો. ભુજમાં આ બાઇને રહેવા માટે દેશળજી બાવાએ ...ટલોક ગ્રાસ આપ્યો અને દરબારી ઓરડાં પણ આપ્યાં. આજે પણ ... જગ્યા 'ચૌહાણુ માના ડેલા' તરીકે ઓળખાય છે.

૭

## દેવાજી દરબાર

એક વાર કેશવ કવિ ખરોડા ગામે ગયા હતા. ત્યાંના ઠાકોર ...વાજીએ પોતાની પ્રજા પર ઠીક ઠીક કર નાખી દીધા હતા. કોઇ ...પારી ગામમાં કંઇ ચીજ વેચવા માટે લઇ આવે તો પાંચમો ભાગ ...એક વાર દેવાજીને આપવો પડતો. આટલી જકાત આપ્યા પછી જ ...પારી અહીં વેપાર કરી શકતો. આ વાત કવિને ખટકતી હતી.

દેવાજી દરબાર પોતાની ડેલીમાં ડાયરો ભરીને બેઠા હતા ત્યાં ...શવ કવિ જઇ પહોંચ્યા.

કવિને જોતાં જ એક નાનાં ગુલિયાંવાળી કૂતરી એમને ભસવા ...લાગી. કવિના દિલમાં જે વાતની ખટક હતી તે વ્યક્ત કરવાની તક ...મળી જતાં તે બોલી ઊઠ્યાઃ—

મ ભસ! કુત્તી! માઠ કર, નકાં ડેવો ડનીઘે,
પંજેં ગુલિયેં ગુલિયો, ગિની છડીંઘે,

ભાવાર્થ—અરે, કૂતરી! તું ભસ નહિ, ચૂપ કર! નહિ તો દેવોજી દંડી નાખશે. તારાં પાંચ કુરકુરિયાંમાંથી એક લઈ લેશે.

અને કવિની ટકોર કારગત નીવડી. દેવાજી દરબારે ત્યાર પછી જકાતનીતિ બદલી નાખી.

૮

## લાખાસાઇ લોટિયા

કવિ કેશવ એક વાર ભીમપર ગયા હતા. ભીમપરના ઠાકર લાખાજીની ઘણી વાતો એમને કાને આવી હતી. આજે એમને જોવાની કવિની ઇચ્છા થઇ.

લાખાજીના મસ્તકમાં એક ધૂન જાગી હતી. પોતાનું નામ રહી જાય એવું કંઈક કરવાની. એમણે વિચાર્યું, કે ઘણા માણસોનાં નામ અમર થઇ ગયાં છે. તો પછી મારું નામ પણ અમર થઇ જાય એવી કોઇક યુક્તિ કરું.

ભીમપરમાં બીજું તો કંઈ નહિ, પણ કુંભારોનાં વાસણ જરા વખણાય ખરાં! ઠાકોરને થયું, કે આ વાસણો સાથે જ મારું નામ જોડી દઉં તો જરૂર આપણું નામ રહી જાય!

ગામના કુંભારોને ભેળા કરી એમણે પૂછ્યું, કે "આપણા ગામનાં ક્યાં વાસણો વખણાય છે!"

કુંભારોએ કહ્યું, કે "બાવા! પાંજે ગામ જા લોટિયા બારી ખાના જનેંતા" અર્થાત આપણા ગામના લોટિયા બહુ સારા થાય છે.

બાવા બોલ્યા, "તડેં પાંજે લોટિયેં કે હાણે લાખાસાઇ લોટિયા ચોજા!" અર્થાત ત્યારે આપણા લોટિયાને હવે લાખાસાઇ લોટિયા કહેજો!

બાવાને આસરે ગામમાં રહેનારા કુંભાર બિચારા ક્યાં જાય? એમણે કહ્યું, "જેડી બાવાજી મરજી!"

અને લાખાસાઈ લોટિયાનું નામ પ્રચલિત થયું. કવિ ભીમપર આવી લાખાજીને મળવા ગયા. લાખોજી ડેલીમાં ડાયરો ભરી બેઠા હતા. કાવા-કસુંબા નીકળતા હતા. અલકમલકની વાતો ચાલતી હતી.

લાખાજીએ કવિનો સત્કાર કરી પોતાની પાસે બેસાડ્યા. એટલામાં કસુંબો ઘૂંટવા માટે હજામ એ જ લોટિયામાં પાણી ભરી આવ્યો.

લાખોજી બોલ્યા, "ન્યારો કવિરાજ! હી અસાંજે ગામજા લાખાસાઇ લોટિયા!"

કવિને તો એટલું જ જોઈતું હતું. એમણે એ જ વખતે લાખાજીને સંભળાવી દીધું કેઃ—

ભીમસાઇ ભાલો ને કેસર સાઇ ખડગ,
પણ લાખાસાઇ લોટિયા, ઇ ડીં ઉથે જા પગ.

અર્થાત્ ભીમસાઇ ભાલો અને દેશળસાઈ તલવાર તો કહેવાય છે. પણ 'લાખાસાઈ લોટિયા' એ તો દિવસ ઊગવાનાં નિશાન છે.

ત્યાર પછી લાખાજીએ લાખાસાઇ લોટિયાના નામનો અભખરો તો છોડી દીધો, છતાં આ કિસ્સો તો આજ પણ અમર છે.

૯

એક વખત અબડાસાના એક ટીલાયત પત્તાજીએ રાજગોરો પર કંઈક કર નાખવાનો વિચાર કર્યો. રાજગોર બ્રાહ્મણો કચ્છના જાડેજા રાજવંશના ગોર હોવાથી એમને ઘણા કરોમાંથી મુક્તિ આપવામાં આવી હતી. પત્તાજીને આ ઠીક ન લાગતાં એમણે રાજગોર બ્રાહ્મણો

પર પણ બીજા લોકોની માફક કર નાખી દીધા. રાજગોરાએ કવિ પાસે ફરિયાદ કરી. કેશવ કવિએ પત્તાજીને નીચે મુજબનો એક દોહરો લખી મોકલ્યો—

> રાવણ ઋષિ રંજાડેઆ, તેંજા ડીં થેઆ માઠા,
> પત્તા ઠક્કર તું મ કર, કવલિયેં તેં કાંઠા,
> કાં તાં હાણે ડિસજેંતા, ગ્રૌ તોજા માઠા.

ભાવાર્થ—રાવણે ઋષિઓને રંજાડ્યા, કારણ કે એના દિવસો માઠા થયા હતા. પત્તાજી! તુ પણ કવલી ગાયો પર કાંઠાં કરતો નહિ! નહિ તો તારી ગ્રહદશા પણ અવળી છે એમ દેખાય છે.

કવિની ટકોરથી પત્તાજીએ રાજગોરો પર કર નાખવાનો વિચાર માંડી વાળ્યો.

૧૦

કેશવ કવિ એક વખત નારાયણ સરોવરની યાત્રાએ જતા હતા. ત્યાં જવા માટે એક ચારણનું ગાડું એમણે ભાડે કરી લીધું હતું. ગાડું નરસિંહ મહેતાની વેલડી જેવું માંડ માંડ ચાલતું હતું. બળદોના ચોટીઆ પણ જેમ-તેમ સાંધીને ટાંકે-ટશે સરખા કર્યા હતા.

આ જોઈ કવિએ ગાડાવાળાને કહ્યું, "તમે ચારણ લોકો આળસમાં જ ખુઆર થઈ ગયા છો. બળદોના ચોટીઆ વાટી તૈયાર કરવામાં પણ તમને આળસ!"

ગાડાવાળો ચારણ પણ તીખો હતો. એને કવિની આ ટકોર ગમી નહિ. એણે આ વાતને મનમાં રાખી લીધી.

નારાયણસરોવર પહોંચી કવિએ ત્યાંનું કાર્ય વિધિ પુરઃસર સંપૂર્ણ કર્યું. સરામણાની ક્રિયા પણ કરાવી. આ ક્રિયા વખતે દાઢી-મૂછો બોડાવવાં પડે છે. કવિએ પણ દાઢી બોડાવી. દાન-પુન પણ કર્યું.

ચારણને ચોટીઆ વાળી કવિની ટકોર ખટકની હતી. એનાથી રહેવાયું નહિ. કવિની મસ્કરી કરવાનુ' એને મન થયું. અને તરત જ ચારણ બોલી ઊઠ્યો—

**ડાતાર! ડે ડાડ઼ી, ત ચારણ વટે ચોટીઆ.**

અર્થાત હે દાતાર! તુ' તારી દાઢી મને આપ તો હું તેમાંથી મારા બળદોના ચોટીઆ વાટીને તૈયાર કરૂ'.

કવિએ વિચાર્યુ' કે ચારણે ઘા તો કર્યો. કવિ પણ કયાં ઓછા હતા! એમને થયું કે ચારણને એવો જવાબ આપવો કે બીજી વાર મશ્કરી કરવાનુ' ભૂલી જાય. અને કવિએ એક ગ્રામ્ય ભાષાનો પ્રયોગ કર્યો. પ્રયોગ જરા અશિષ્ટ છતાં દાઢીવાળાઓને દાઢીની કેટલી કિંમત હોય છે તે એથી સમજી શકાય છે. ચારણની મશ્કરીના જવાબમાં કવિએ જડબાતોડ ઉત્તર આપતાં કહ્યું—

**બારોટ! ડે...., ત ઘર વસાઈ ગોઠીઆ.**

કવિના જવાબથી ચારણ ડરી ગયો. ત્યાર પછી કવિની મશ્કરી કરવાનુ' એ ભૂલી ગયો.

## ૧૧
## કવિનો ઘોડો

કેશવ કવિનો એક ઘોડો હતો. ઘોડો આછા લાલ રંગનો હોવાથી કવિ એને રોઝાના નામથી સ'બોધતા. રોઝો ચાલવામાં તેજ ન હતો. માઠો હતો. કવિનો ઘોડો પછી પૂછવુ' જ શું? એના પર સવારી કરનાર સવારનો હાથ એને સતત હાંકતા રહેવા માટે ઊંચો ને ઊંચો જ રહેતો. આથી કવિ વિનોદમાં ઘોડાને કહેતા કેઃ—

**રોઝા! તો કે રંગ અચ, ખ્રિઝા તો કે જુઆર,**
**તોજો જે અસવાર, તેંજા હથ હનુમાન જી.**

ભાવાર્થ—રોઝા ! તને તો રંગ છે. તને ઝાઝા જુહાર છે. તારા પર ચડનારનો હાથ પર્વત લઇને ચાલતા હનુમાનની માફક ઊંચો ને ઊંચો જ રહે છે.

કવિનો ઘોડો બિટારાની આખી સીમ ફરી ફરીને ચરી આવતો ગમે ત્યાંથી એ પોતાનું પેટ ભરી લેતો. ઘોડો પણ કંઇ કાચો ન હતો. પૂરો હતો. બિટારાની નજદીકમાં જ આવેલી ટબકા નદીમાં એક મોટો ધ્રો હતો. અહીં લીલું ઘાસ ઊગતું હતું. પણ રોઝો ટબકાના એ ધ્રો પાસે ચરતો નહિ. કારણ કે ત્યાં ચરતો રહે તો કવિ કામ પડે ત્યારે એને ઝટ શોધી લે ! રોઝો પણ કવિનો ઘોડો હતો ને ! એ એમ ઝટ હાથમાં આવે ખરો ? એ તો ટબકાને ટાંપી દઇને બિટારાથી બે-અઢી માઇલ દૂર આવેલા ચાવડકા ડુંગરે ચરવા ચાલ્યો જતો. ક્યારેક પડસર પણ પહોંચી જતો. કવિ કહે છે—

રોઝા ! તો કે રંગ આય, પડસર પારીએં પેટ,
ટબકા કે ટારે ડિયેં, ચરેં ચાવડકે હેઠ.

ભાવાર્થ—અરે રોઝા ! તને શાબાશ છે ! તું પડસર પહોંચીને તારું પેટ પાળી આવે છે. ટબકાને ટાળો દઇને તું ચાવડકામાં જઇને ચરી આવે છે.

જ્યારે નજદીકમાં ચરવાનું ખૂટતું ત્યારે રોઝો દૂર દૂર વાડીઓમાં નીકળી પડતો અને ચોરી-છૂપીથી ચારે ત્યાંથી નાસી આવતો. એટલે કવિ એને કોટડાવાળા પઢિયારોની ઉપમા આપે કહે છે—

રોઝો ઠરે રોડ, ચરે વાડીએં વિચમેં,
કોટડે માયલો ચોર, સુતું પડેયાર જાગેઓ.

૧૨

કવિનું જન્મસ્થાન બિટારા ગામ બહુ શ્રીમંત નહિ. બિટારાના વાસીઓએ પોતાનો ઘણોખરો વાસ ખાઇ ગયા હતા. પણ કવિના વખતમાં નવી પેઢીના યુવકો મહેનતુ થયા એટલે બે પાંદડે પણ થયા. એમના વખતમાં ભાડઇની સ્થિતિ બિટારાથી પણ ખરાબ થઇ પડી હતી. આ પ્રસંગ પર કવિએ કહ્યું છે કે—

**છોરેં છાંછોડે કઢઇ, સે બિટારે વારી ભુખ,**
**ડેમેં ડોલાવે ચડઇ, પોય ભાડઇ પામઇ સુખ.**

ભાવાર્થ—છોકરાઓએ છંછોડીને બિટારાની ભૂખને કાઢી મૂકી. પછી આખા દેશમાં એ ડોલાવે ચડી અને આખરે ભાડઇમાં સુખી થઇ.

**મચી થઇ મતારી, પાસે ભર પઇ,**
**ભાડઇ જી ભાજાર મેં, ઠરી ઠામ થઇ.**

ભાવાર્થ—અહીં તો એ પુષ્ટ અને માતેલી થઇજવાથી નિરાંતે પડખા ભેર પડી રહી. ભાડઇની બઝારમા એ ઠરીને ઠામ થઇ.

૧૩

## કવિની લાકડી

એક વખત કેશવ કવિ હાથમા લાકડી લઇ ચાલ્યા જતા હતા. અવસ્થા પણ વૃદ્ધ થઈ ગઈ હતી. જમીન પથરાળી હતી. લાકડીને ટેકે ટેકે એ ચાલ્યા જતા હતા. એટલામાં એમને પગે એવી ઠોકર વાગી, કે એક બાજુ પોતે પડી ગયા અને બીજી બાજુ લાકડી પડી ગઈ. કવિ વૃદ્ધ થયા છતા એમનામા વિનોદનો ગુણ જેવો ને તેવો તાજો જ રહ્યો હતો. આમ ઓચીતા પડી જવાથી એમને પોતાને હસવું આવ્યું. ઊઠીને લાકડી હાથમાં લીધી અને લાકડીને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે—

તૂં હલણી, તૂં ચલણી, તૂં ભાર ઝલણી ભિત્ત,
પણ કેશવ કન ખોડેઆ, તડેં હુઇયેં કિત્ત ?

ભાવાર્થ—તું હાલવા–ચાલવામાં આધારરૂપ છે. તું તો ભાર ઝાલનારી ભીંત જેવી છે. પણ કેશવ કવિએ જ્યારે કાન ખોડયા અર્થાત પડી ગયા ત્યારે તું કયાં હતી ?

પ્રત્યુત્તરમાં લાકડી શું કહે છે ?

આંઉં હલણી, આંઉં ચલણી, આંઉં ભાર ઝલણી ભિત્ત,
પણ પાણેં તેં પછાડેઆં, તડેં હુવા કિત્ત ?

ભાવાર્થ—હું હાલવા–ચાલવામાં ટેકારૂપ છું એ વાત ખરી. ભીંત જેવી ભાર ઝાલનારી પણ છું. પણ મને પથરામાં પછાડના હતા ત્યારે તમે કયાં હતા ?

## ૧૪

## શીઘ્ર કવિ

એક વખત કેશવ કવિ મહારાઓ શ્રી દેશળજીના દરબારમાં જઈ ચડયા. મહારાઓશ્રીએ કવિનો સત્કાર કર્યો અને એમના જીવનની હાલ-હકીકત પૂછવા માંડી. જવાબમાં કવિએ જણાવ્યું કેઃ—

માંધાણેં જી માની, અસીં કુટે પિટે ખેયાં,
અદેં ભર ઓતરા, હાણે વતાયો તિત વેયાં.

ભાવાર્થ—અમે માંધાણાને અર્થાત ધેકને કૂટીપીટીને તેના રોટલા બનાવી ખાઈએ છીએ. રહેવાનું તો આકડાને પડખે છે. હકે તો તમે જ્યાં બતાવો ત્યાં એમાએ.

દેશળજી બાવાએ પૂછયું, "કવિરાજ તમને બાર મહિનાનાં દાણો કેટલો અને કેવો જોઇએ ?" જવાબમાં કવિ બોલ્યા—

બાવા ! કરસી બાજર, જાડેજા ! કરસી જુઆર,
કરસી વે કોયડ જી, ત સજો વરે સુગાર.

ભાવાર્થ—હે બાવા ! એક કળશી બાજરો, એક કળશી જુવાર અને એક કળશી કોરડ હોય તો અમારું આખું વરસ સુકાળ બની જાય.

મહારાઓશ્રીએ તે જ દિવસથી કવિને નિર્વાહ માટે વર્ષાસન બાંધી આપ્યું. અને કેટલોક ગ્રાસ પણ આપ્યો.

કેશવ કવિની પ્રત્યેક કૃતિમાં એમનો વિનોદી સ્વભાવ ઝબકી જાય છે. લગભગ પોણી સદીની જિંદગી ભોગવી વીસમી સદીની શરૂઆતમાં એમણે દુનિયાની વિદાય લીધી. કચ્છે એક ખેલ-દિલ, રઢિયાળો અને વિનોદી કવિ ગુમાવ્યો.

## ૧૫
## ફતેહ સાગર

કેશવ કવિએ કચ્છના જમાદાર ફતેહમહમ્મદની પ્રશસ્તિમાં 'ફતેહસાગર' નામે એક ગ્રંથ તૈયાર કરેલો. એ ગ્રંથ આજે ઉપલબ્ધ નથી. નીચે આપેલા એના દોહરા કવિનું શબ્દ-ચાતુર્ય રજુ કરી જાય છે.

દોહરા

કૃતિયા ! તારી ફોજરો, ભય ડંકો ભારી,
સૂતી થડકે રાતમાં, નગરની નારી.
ઓખો તુથી ઉધડકે, બરડો તુંથી બીએ,
ગઢ ધ્રૂજે પોરાજી રો, નોતિયાર નગર લીએ.
હાલા ઝાલા ને જેઠવા, તેં હટાડ્યા હમીર,
વળ ઊતારી મૂછના, કીધા પાંસરા તીર.

## ૬૬

## પ્રસ્તાવિક સાહિત્ય

કેશવ કવિની રીત કાવ્ય કરવાની શક્તિ અને એમણે બોલ વેલી અવસ્થાનો વિચાર કરતા જણાય છે, કે એમની કાવ્ય-સામગ્રી પુષ્કળ હોવી જોઇએ પરતુ કાળના પ્રભાવે એમની કવિતાને દુઃખ કરી નાખી છ આમ છતા જેટલુ સાહિત્ય કાળના જડબામાંથી બચી જવા પામ્યુ છે, તેનો અહીં ઉપયોગ કરવામા આવ્યા છે એમનુ પ્રસ્તાવિક સાહિત્ય પણ વિપુલ પ્રમાણમા હોવુ જોઇએ એવુ અનુમાન થઈ શકે છ એમની થોડીક કાવ્ય-પ્રસાદી અત્રે આપવામા આવે છે

યૌવન અને જીવનને કવિ કઇ દષ્ટિયે નિહાળે છ તે જરા જોઇએ

જોબન સસો, જરા કુત્તી, જમ આયડી જીપ,
કુસેણી જા ભુગલા, સે કુસલ રોધા કીંય !

ભાવાર્થ-યૌવન એ ચચળ સસલા જેવુ છ ઘડપણરૂપી શિકારી કૂતરી એની પાછળ પડેલી છે અને યમ રૂપી શિકારી આ બધી યોજના યોજી રહ્યો છે આવી સ્થિતિમા શરીરરૂપી આ જર્જરિત ઝૂપડા કુશળ કયા સુધી રહેશે !

પેહી ન કરીએ, પેણુ છી, ને ઓબણુ વેતો ઇ,
તાણુ ઝલીધી તરજી, ન જુની ચીંધી છી,
સધા સધીને કિતરા, તુ સધા સાજી વી !
ઇ કપડ ચીંધિ કી, જેજા કના ડોઆ તા કતરી !

ભાવાર્થ-કપડ તૈયાર કરવા માટે પ્રયત્ન સતરો તુ પણ ન નથી અને ધ ગા મેળી જાય - તારી પ્રાણ મૂડી ખૂટે ઘણી આવી પેઠે સાચવી શકે તેમ નથી તુ ઘણે સારા સારીવાળ

કેટલા સાંધી શકીશ? જેની કિનારી ઉંદરડા કાતરી રહ્યા છે એવું કાપડ આમ શી રીતે તૈયાર થઇ શકશે?

આ એક સામાન્ય દૃષ્ટાંત વડે કવિ જીવનનું તત્ત્વજ્ઞાન કેવી સુંદર રીતે રજુ કરી જાય છે?

યાચક વૃત્તિ તરફ કવિને પ્રેમ ન હતો. એ કહેતા કે—

સવૈયા

**કૌન કી આગર જાચન જાઉં, દેખત હું સબ લોક ભિખારી,**
**દેશપતિ નૃપતિ ઉમરાવ ભી, માંગત હૈ કુછ સાંજ સવારી,**
**સ્વર્ગ–મૃત્યુ–પાતાલ કે પ્રાણી, ઈન્દ્ર ભી માંગન કે અધિકારી,**
**તીન હુ લોક ફિરે દ્વિજ કેશવ, દાતા મૈં દેખ્યા એક મોરારી.**

કવિની ધર્મપત્નીનુ નામ મોતી હતુ. એક વખત કવિની પત્નીએ કવિને લોટ માગવા ન જવા માટે મહેણું માર્યું. જવાબમાં કવિએ કહ્યુ—

**મોતી ! મ ડે મિયણું, મિયણું લગે મું,**
**કેશવ ખયો ન કરસિયો, પણ તસ ખણુનિયેં તું.**

ભાવાર્થ—મોતી ! તુ મને મહેણુ માર નહિ ! મહેણાથી તો મને લાગી આવે છે. કેશવે તો કદી લોટ માગવા માટે કદી કળશિયો ઉપાડ્યો નહિ પણ તારે માટે તસલા લઇને લોટ માગવાનો વારો કવારેક આવી લાગશે.

અંતમાં કવિનુ ગૂઢાર્થવાળું એક પ્રભાતિયુ આ નીચે આપવામાં આવે છે. દધિસુત અર્થાત ચંદ્રમા દ્વારા કવિ ખગપતિના પતિ અર્થાત ગરૂડના સ્વામી-ભગવાનને સંદેશો કહાવે છે.

દધિસુત સંદેશડો, ખગપતિ-પતિ દીજે,
રતિપતિ કે વાહન* મેં, બ્રિજ મિલન કી કીજે.
દશ શીશ અરિ સુત[1] કે નામ, તરથલી મેં રચ્યો ધામ,
ગૌરી તાત[2] નામ ધાત, નગરી મેં બસીજે. દધિ૦
રવિ રિપુ[3] દગ ધરત ધ્યાન, ચાતક મુખ પઢત બાન,
બન રિપુ તાસ રિપુ[4], અંબર તન ભીંજે. દધિ૦
અંબુજ સુત[5] અંક ભાલ, મેટત નહિ બુદ્ધિ વિશાલ,
રવિ સુતા[6] કે ઘાટ હુ પે, ગોપી ગ્વાલ ખીજે. દધિ૦
ગિરિ સુતા પતિ કે હાર, તા ભક્ષ સુત પતિ ઉચાર,
વાકી નાર હર ગયો, તાહી કયોં[7] પતીજે ? દધિ૦
કરિ અરિ[8] કે નામ તાત, બ્રહ્મા સુત[9] મોરી જાત,
કેશવા ગુલામ હુ પે, રમા કંથ રીઝે. દધિ૦

* રતિનો પતિ કામદેવ, તેનું વાહન મન. વ્રજભૂમિમાં આવવા માટે મનમા સંકલ્પ કરવાનું કવિ કહે છે.

૧ દશ શીશ-રાવણ તેનો અરિ રામ તેનો સુત કુશ. એટલે દાભની પર્ણકુટિ. ૨ ગૌરી તાત-હિમાલય એટલે પર્વત-અર્થાત બિટ્ટ-બિટારા. ૩ રવિ રિપુ અર્થાત ઘુવડ-ચીબરી આદિ પક્ષીઓ. ૪ વન રિપુ-દાવાનળ તેનો રિપુ-પાણી. ૫ અંબુજ સુત-બ્રહ્મા-વિધિના લેખ. ૬ યમુના. ૭ ગિરિસુતા પાર્વતી, તેનો પતિ શંકર, તેનો હાર સર્પ તેનો ભક્ષ પવન, તેનો સુત હનુમાન તેનો પતિ રામ તેની સ્ત્રી સીતા, તેને હરી જનાર રાવણ. ૮ કરિ અર્થાત હાથીનો અરિ વાઘ. (કવિના પિતાનું નામ વાઘજી હતુ) બ્રહ્મા સુત-બ્રાહ્મણ.



ગુજરાતી શાળામાં છઠ્ઠા ધોરણ સુધીનો અભ્યાસ કરી, સાતમું ધોરણ ભુજ નંબર પહેલાની શાળાના શિક્ષક જગન્નાથભાઈ પાસે પૂરું કરી, એ વધુ અભ્યાસ માટે સંવત ૧૯૪૦ ની સાલે કચ્છના કેળવણી ખાતા તરફથી અમદાવાદ ગયા અને ટ્રેનિંગ કૉલેજમાં દાખલ થયા. ત્યાંથી પાછા ફરી થોડો વખત કબીરપંથીઓની જગ્યામાં નોકરી કરી, કચ્છના કેળવણી ખાતામાં લખપત ગામે ૪૦ કોરીના પગારથી શિક્ષક તરીકે દાખલ થયા. ત્યાં ત્રણ વર્ષ કામ કરી મુન્દ્રા તાલુકે ભુજપુર ગામમાં માસિક ૬૦ કોરીના પગારથી મહેતાજી તરીકે નીમાયા. અહીં એ ૭ વર્ષ રહ્યા. એ સમય દરમિયાન એમણે "મુન્દ્રા ગોરક્ષક મંડળી" ની સારી સેવા કરી. આ કારણથી એમને સંવત ૧૯૫૦ ની સાલે ઘણા જ સન્માન સાથે સુવર્ણ–ચન્દ્રક અને "કવિપદ" અર્પણ કરવામાં આવ્યાં.

કવિ જીવરામ જ્યારે અમદાવાદની ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરતા હતા ત્યારે ત્યાં વિદ્યાર્થીઓને કાવ્યકળા શીખવવા માટે ગુજરાતના સુવિખ્યાત કવિરાજ દલપતરામ ડાહ્યાભાઇ આવતા હતા. આ રીતે શ્રી જીવરામભાઈ અને કવિ શ્રી દલપતરામનો સંયોગ થઇ ગયો. આ અમૂલ્ય સંયોગમાંથી એમનું કવિ તરીકેનું જીવન ઘડાવા લાગ્યું. અમદાવાદમાં રહી એમણે પિંગળ, કાવ્યશાસ્ત્ર વગેરેનો ઊંડો અભ્યાસ કર્યો. એમની કવિતાઓ અને લેખો એ વખતના "સૌરાષ્ટ્ર-દર્પણ," "વિજ્ઞાનવિલાસ," "બુદ્ધિપ્રકાશ," "કાવ્યકમળાકર," "માસિકસાર સંગ્રહ," "ચન્દ," "માસિક મજાહ" વગેરે માસિક પત્રો અને "ગુજરાતી," "હિંદુસ્તાન," "પ્રજામિત્ર" આદિ સાપ્તાહિક પત્રોમાં અવાર-નવાર છપાતાં હતાં.

સંવત ૧૯૫૦ માં ભુજ નંબર પહેલાની શાળામાં પહેલા આસિસ્ટંટ અને કસરત–શિક્ષક તરીકે કોરી ૮૦ ના પગારથી એ નીમાયા. શાળાની કામગીરી ઉપરાંત એમનો ઘણોખરો વખત કાવ્યશાસ્ત્રના

અભ્યાસમાં તેમજ કવિતાઓ–લેખો વગેરેની રચનામાં ‹
યતો હતો.

કવિશ્રીના જીવનનું એક મહત્વનું કાર્ય "સરસ્વતી શૃં
નામક માસિકનું પ્રકાશન હતું. જે વખતે ગુજરાતી ભ
માસિકોની માત્ર જૂજ સંખ્યા અસ્તિત્વ ધરાવતી હતી ત્યારે
સંવત ૧૯૫૬ ના અશાડ માસથી "સરસ્વતી શૃંગાર"નું પ્ર
ચાલુ કરીને એમણે કચ્છી અને ગુજરાતી પ્રજાનું સાહિત્ય
ઘડવામાં મોટો ફાળો આપ્યો હતો. "સરસ્વતી શૃંગાર" એ નામ
કંઈ અજબ રણકાર અને મીઠાશ ભરેલ જણાય છે. એમાં
તેમજ ગુજરાતી સાહિત્યકારોના મનનીય લેખો આવતા.
ભાષાની કવિતાઓના નમૂના પણ એમાં અવાર–નવાર નજરે ન
પાદપૂર્તિઓની રમઝટ પણ સારા પ્રમાણમાં જોવા મળતી.
કરીને કાવ્યશાસ્ત્ર અને કાવ્યકળાની એમાં ઠીક પ્રમાણમાં છ
કરવામાં આવતી. આજથી અર્ધી સદી પહેલાં કચ્છી જન
સાહિત્યપ્રેમની ઘડતર માટે જેણે આટઆટલી જહેમત ઉઠાવી
તે કવિ જીવરામ ખરેખર કચ્છને માટે એક ગૌરવરૂપ હતા.
જનતા એમનો જેટલો આભાર માને એટલો ઓછો છે.

સંવત ૧૯૬૧ માં દરબારી કેળવણી ખાતામાંથી છૂટા
કવિ જીવરામ મુંબઈ ગયા. એ વખતે મુંબઈના કેટલાક
ગૃહસ્થો તરફથી કચ્છના ગઢસીસા ગામ પાસે આવેલ બી
મહાદેવની જગ્યામાં "કાર્તાંતિક વેદોદ્ધાર ગુરૂકુલ" નામની ‹
ચાલતી હતી. આ સંસ્થાના વ્યવસ્થાપક તરીકે કવિશ્રીની ની
સંવત ૧૯૭૦ ની સાલે કરવામાં આવતાં મુંબઈ છોડી એ ખી
આવ્યા. અહીં બે વર્ષ કામ કરી કવિ ભુજ આવ્યા અને (
પાછા મુંબઈ ગયા.

આ વખતે કવિશ્રીની સાહિત્ય–સેવાની કદર કરી મુંબઈના કેટલાક સાહિત્યપ્રેમી સદ્‌ગૃહસ્થોએ કવિશ્રીને એમની કદરદાની તરીકે એક થેલી આપવા માટે સંવત ૧૯૭૩ની સાલે એક ફંડ ઊભું કર્યું. પરંતુ આ ફંડ પૂરું થાય તે પહેલાં બરાબર એ જ અરસામાં કવિશ્રીની તબિયત લથડવા માંડી. હવાફેર માટે કવિ ભુજ આવ્યા. પરંતુ એમનો મંદવાડ ઘટવાને બદલે દિવસે દિવસે વધતો ગયો. અને આખરે સંવત ૧૯૭૩ ના અધિક ભાદરવા સુદિ ૧૧ શુક્રવારે તારીખ ૨૮–૮–૧૯૧૭ ના રોજે સવારના આઠ વાગે કવિશ્રી આ ફાની દુનિયાને સદાને માટે છોડીને સ્વર્ગવાસી થયા.

જીવરામ કવિએ પોતાનું તખલ્લુસ–ટૂંકું નામ 'જીવન' રાખ્યું હતું. એમનાં ઘણાંખરાં કાવ્યોના અંતમાં 'જીવન' નામ જોવામાં આવે છે.

કવિશ્રીના વડવાઓને કચ્છ રાજ્ય તરફથી ઘોંસા ગામ ઇનામમાં મળ્યું હતું. અહીં 'જીવનાલય' નામક તેમણે તૈયાર કરેલ એક મઢૂલીમાં જ તેમની સાહિત્ય–પ્રવૃત્તિઓનો વિકાસ થયો હતો. અહીંનું સુંદર રામસરોવર, નાની મોટી ટેકરીઓ, મહાદેવનું મંદિર એ બધાં કવિશ્રીનાં પ્રેરણાસ્થાન હતાં. કચ્છના એ વખતના રાજવી ખેંગારજી બાવાની પણ કવિ શ્રી પર સારી કૃપા હતી.

કવિ જીવરામ ગુજરાતી, હિંદી અને કચ્છી એમ ત્રણે ભાષામાં કવિતા કરતા. પરંતુ હિંદી અને કચ્છી કરતાં ગુજરાતી ભાષામાં એમની કૃતિઓ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે.

કાવ્ય–કલાધર, ઉદ્દો–કોયલ, દાદાભાઈ સ્તોત્ર, વીર બત્રીસી, પ્રેમ પંચોતેરી, મણિયશમાલિકા, વિદુર નીતિ, દામોદર શતક, શંકરયશમાલિકા વગેરે પુસ્તકો એમણે રચેલ છે. શૃંગેરી મઠના શંકરાચાર્ય શ્રી સચ્ચિદાનંદ શિવાભિનવ નૃસિંહ ભારતી સ્વામીએ શ્રી જીવરામભાઈને 'કવિરાજશ્રી'ની પદવી અર્પણ કરી હતી.

આ ઉપરાંત કવિ ઉદયરામકૃત મોજદીન મહેતાબ અને કવિ ...કૃત ખુશરૂ કુમારી, જગતનૂ પિંગળ તેમજ મેઘાડમ્બર વગેરે એમણે છપાવી પ્રકટ કરેલ છે. કચ્છી પ્રજામાં સૌથી પ્રથમ ...ના રસનું સિંચન કવિ જીવરામે કરેલ છે.

કવિ જીવરામભાઈએ પોતાની અતિ તંગ આર્થિક પરિસ્થિતિ ... પણ અનેક મુશ્કેલીઓ ઉઠાવી સાહિત્યની જે સેવા બજાવી છે. ...રે તેમને જેટલા ધન્યવાદ આપીએ એટલા ઓછા છે.

કવિ જીવરામની કાવ્ય-ગંગાની થોડી વાનગી અત્રે આપવામાં ...છે.

### " વીર બત્રીશી "

કુંડળિયા

૧

શૂરા રણરંગે ચડે, પડે નગારે ઘાવ,
ઝૂઝે રણઝુઝાર જે, ધરે ન પાછો પાવ;
ધરે ન પાછો પાવ, મરદ બંકા મૂછાળા,
વિકટ વાટ રણવટ્ટ, ભટ્ટ ખેલે ભાલાળા;
વદે ગોર 'જીવરામ', છૂટે કાયર પગ પૂરા,
પડે નગારે ઘાવ, ચડે રણરંગે શૂરા.

૨

ગાજી નગારાં જંગનાં, ચડે વદન પર રંગ,
રિપુ-દળ પર તૂટી પડે, જેવા દીપ પતંગ;
જેવા દીપ પતંગ, અગનની આશા રાખે,
માર માર મુખ વદે, મ્યાન તલવાર ન રાખે,

કહે ગોર 'જીવરામ' વીર રણવંકા ન્યારા,
ચડે વદન પર રંગ, જંગનાં સુણી નગારાં.

૩

શંકા કરી મરણ તણી, રણ ન હઠે રજપૂત,
શત્રુ પર સામા ચડી, લડે જેમ જમદૂત;
લડે જેમ જમદૂત, પૂત ક્ષત્રાણી કેરા,
શીશ કરે બક્ષીસ, દિયે સંગ્રામે ડેરા;
કહે ગોર 'જીવરામ', દેશમાં વાગે ડંકા,
રણ ન હઠે રજપૂત, કરી મૃત્યુની શંકા.

૪

ધડ ધડ માથાં-ધડ પડે, વહે રૂધિર તે ઠામ,
ખેલ ખડગના ખેલવા, નહિ કાયરનાં કામ,
નહિ કાયરનાં કામ, વઢે જ્યાં વીર વિચિક્ષણ,
વીર-હાક રણ કરે, ઉડે ભાલા અતિ તીક્ષણ,
કહે ગોર 'જીવરામ', પડે તરવાર જ સડ સડ!
વહે રૂધિરની ધાર, પડે માથાં જ્યાં ધડ ધડ!

૫

ઝણઝણતા ભાલા જહાં, ખણખણતી ખગધાર,
સણસણતી શક્તિ મહા, ઠણઠણ ગુરજ અપાર;
ઠણઠણ ગુરજ અપાર, અશ્વ હીંસે હણહણતા,
ભણભણતી ભટ-હાક, છણછણે વીર હણતા;
કહે ગોર 'જીવરામ,' શૂર શત્રુ સણસણતાં,
ખણખણતી ખગધાર, જુદ્ધ-ભાલા ઝણઝણતા.

૬

કોડીલા કચ્છ દેશમાં, નાગમતી નદી તીર,
ભોજપુરીમાં ભાવથી, કરી બત્રીશી વીર;
કરી બત્રીશી વીર, ધીર દિલ ધીર દ્રઢાવા,
કાયર નર દિલગીર, વીરને નીર ચઢાવા;
કહે ગોર 'જીવરામ,' રંગ વીરા ! રંગીલા !
નાગમતી નદી તીર, કચ્છ દેશે કોડીલા.

૭

ભુજ ભૂપતિ ખેંગારના, પુરોહિત કુળ મધ્ય,
જન્મ્યો કવિ જીવરામ જે, કરી બત્રીશી સદ્ય;
કરી બત્રીશી સદ્ય, સાલ ઓગણીસ પચાસે,
કૃષ્ણપક્ષ છઠ્ઠ શુક્ર, વાર શ્રાવણ શુભ માસે;
કુલીન વીરને કાજ, ધરી ઉત્સાહ ઉર-અંબુજ,
પુરોહિત કુળ મધ્ય, ભૂપ ખેંગાર તણે ભુજ.

## "પ્રેમ–પંચોતરી"

કવિત

પ્રેમ બિન બાની, હૈ ડરાની જગ જંત હુ કો,
સંત હુ કો માની યહ, ઔગુન કી ખાની હૈ;
પ્રેમ બિન બાની, સો પિછાની અકલ્યાની હમ,
હાની–માનીઓં કો અતિ, યશ હુ કી હાની હૈ;
પ્રેમ બિન બાની, સો તો નર્ક કી નિશાની દેખ,
પ્રેમ બિન દાની સબ દુનિયા દિવાની હૈ;
સુનો 'રત્ન' જ્ઞાની, 'જીવ' પ્રેમ હુ કી બાની બિન,
જત–સુખ સૂખે સર, પ્રેમ સુખ પાની હૈ.

સવૈયા

૧

પ્રેમ વિના ઉપજ્યો જગમાં નર, કાં ઉપજ્યો ખર તે ન નિભાડે ?
પ્રેમ વિના ઉપજ્યો અધિકારી, ધિક્કારી જીવ્યો કેમ એક અશાડે ?
પ્રેમ વિના ઉપજ્યો નૃપતિ, ખપતી વિણ તેહ પતીત અખાડે,
પ્રેમ વિના ઉપજ્યો જ કવીશ, ખવીસ ખરેખર ' જીવન ' ખાડે.

૨

કોઇકને થઇ હાથ ચડ્યું, વળી કોઇક ડાળ વિષે ભટકાયો,
કોઇક પત્ર વિષે પ્રસર્યો વળી, કોઇક મંજરિમાં જ મુંઝાયો;
કોઇક ફૂલ કળી ગ્રહી રંજિત, કોઇક માધુરિમાં અટવાયો,
' જીવન !' જીવ જુઓ જગ પ્રેમ-તરૂ, ચઢી કોણ નથી લપટાયો ?.

૩

પ્રેમ ધરી એક પત્થરને કહે, " ઇશ્વર એહ મને ફળશે, "
પ્રેમ કરી એક ઇશ્વરને કહે, " પત્થર એહ મને નડશે, "
પ્રેમ-પ્રમાણ પ્રમાણ ખરૂં, વિણ પ્રેમ પ્રમાણ નહિ જડશે,
' જીવન ' કહે પ્રિય ' રત્ન ' સુણો, જગ પ્રેમ થકી મુક્તિ મળશે.

૪

પ્રેમ પવિત્ર ને પૂરણ છે, અપવિત્ર અપૂર્ણ ઉરે નહિ જાગે,
પ્રેમ પ્રકાશિત પૂરણ છે, અપ્રકાશિતનો કદી સંગ ન માગે;
પ્રેમ ખરેખર પંડિત છે, નર તે ન અપંડિતમાં અનુરાગે,
' જીવન !' આ અમલીન છે પ્રેમ, મલીન હ્રદે કદી એહ ન લાગે.

૫

ભોજપુરી મહીં નાગમતી તીર, સાલ જ ઓગણીસો સુ પચાસે,
પક્ષ છે કૃષ્ણ ને અશ્વિન માસ, નિવાસ વિદ્યાલયમાં સુ હુલાસે,
એકમ વાર શશિ શુભ વાસર, પૂરણ કીધી અતિ અભિલાષે,
'જીવન!' 'પ્રેમ પચોતરી' પ્રેસી, સુપંડિત પૂરણ પ્રેમથી ગાશે.

એક દિવસ એક મૃત્યુ પામેલા મયૂર પર કવિની દૃષ્ટિ પડી અને એક કવિતાનો ઉદ્‌ભવ થયો.

## મૃત મયૂરને!

(રાગ—સીતાજીના મહીનાનો)

ઋતુ પાવસનો શણગાર, શિખિ! તું સોહામણો,
કેમ સૂતો બની નિરાધાર, બનીને દયામણો?
પ્રિય! ઊઠીને એક વાર, કળા કર તાહરી,
કાંઇ નૃત્ય-કળાને બતાવ, કળાધર! તાહરી.
ફિટકાર છે વાર હજાર, જેણે માર્યો તુજને,
પ્રેમ-નેમનો ન કર્યો વિચાર, ધિક્ક તે મનુજ ને.
તારા જેવા રસિક-વર જીવ, મુઆ યે સજીવ છે,
પ્રેમહીન જે ફરતા ફકીર, 'જીવન' નિર્જીવ છે.

## અસ્થિરતા

સદા ન શોક સમાન હે, સદા ન હર્ષ બિશેષ,
સદા ન બાલાપન રહે, સદા ન જોબન વેશ.
સદા ન સાથ સનેહી કો, સદા ન દ્વેષી દ્વેષ,
સદા ન સરદારી રહે સદા ન પર આદેશ.

સદા ન કંથા કંધ પે, સદા ન ઝરીયા ભેશ,
સદા ન સંગત સંત કી, સદા ન કૃપા નરેશ.
સદા ન પ્રીતિ કપટ કી, સદા ન સુલભ સુકાજ,
સદા ન જ્યોતિ દીપ કી, સદા ન સુખ કો સાજ.
સદા ન ઘન આકાશ મેં, સદા ન શિર પર છત્ર,
સદા ન ચઢનો પાલખી, સદા ન સંગ સુમિત્ર.
સદા જવાની જોર નહીં, સદા ન રંગ ગુલાબ,
સદા ન સાહેબી રહે, સદા ન શિર અહેલાબ.
સદા શીત ઋતુ ના ચલે, સદા ન ગ્રીષ્મ તાપ,
સદા ન બરસન મેહ કો, સદા ન પ્રેમ-પ્રતાપ.
સદા ન શાન્તિ ચિત્ત કી, સદા ન વૈભવ પાસ,
સદા રૂપ-યૌવન નહીં, સદા ન પૂરી આશ.
સદા ન સ્વાતિ પ્રસાદ હૈ, સદા ન નૃપ વિશ્વાસ,
સદા ન સેવા રાજ કી, સદા ન 'જીવન' દાસ.

## પાદપૂર્તિ

### સાચે રાચે રામ

માળા છાપા તિલકથી, સરે ન એકે કામ,
કાચે મન નાચે વૃથા, સાચે રાચે રામ.
જટા ધરી શિર કારમી, ભાર સહે નર આમ,
જટા ખટાપટ પેટની, સાચે રાચે રામ.
ગર્ધવ પેઠે રાખને, કશી ચોળવી ચામ,
રાખે આંખ વૃથા ધરે, સાચે રાચે રામ.
ન્હાતા ધોતા નિશદિને, જળચર જીવ તમામ,
અંતરને ધોવે નહિ, સાચે રાચે રામ.

ભટકી તીરથ ભાવ વિણ, મૂરખ ખરચે દામ,
એથી અર્થ સરે નહિ, સાચે રાચે રામ.
ધ્યાન ધરે બગલા પરે, જપે જાપ બે જામ,
કામ દામ આચાર એ, સાચે રાચે રામ.
રામ રામ મુખથી બકે, અંતરમાં આરામ,
એ લક્ષણથી વેગળો સાચે રાચે રામ.
ઘંટ વગાડી થાળ ધરી, ઢોંગ સજે બહુ ઠામ,
એ જગ ઠગવા સાધનો, સાચે રાચે રામ.
તજી જૂઠ જંજાળ ને, પાર વિશ્વનો પામ,
એ વિણ આરો એક નહિ, સાચે રાચે રામ.
કૂડા કૂડ કપટ કરી, લેતા પ્રભુનું નામ,
'જીવન!' જગમાં જાણજો, સાચે રાચે રામ.

ગુજરાતના મહા કવિ દલપતરામ ડાહ્યાભાઇનું અવસાન શ્રી જીવરામભાઈની હયાતીમાં જ થએલું. એ પ્રસંગે એમણે કવિતા દ્વારા નીચે પ્રમાણે પોતાનો શોક વ્યક્ત કરેલ છે.

દોહરો

વકીલ ગુર્જરી વાણીનો, વિચર્યો વિભુ દરબાર,
તે સુણતાં ગુજરાતમાં, પ્રૌઢો પડ્યો પુકાર.

સવૈયા

હે દલપત્ત કવીશ્વર! તું વિણ, કોણ ગિરા ગુજરાત સોહાવે?
શ્રેષ્ઠ કવિત રચી રસપૂરણ, કોણ, હવે અમને બતલાવે?
સંશય શૂર નિવારી હદે થકી, કોણ ગુરુ ગુજરાત કહાવે?
'જીવન!' સૌ ગુજરાતી કવિ તણી, કોણ હિમાયત હાલ ધરાવે?

દોહરો

ગિરા ગુર્જરીની કરી, સેવા સત્ય સ્વભાવ,
એ કારણ દલપત્ત કવિ, પામ્યા પૂર્ણ પ્રભાવ.

સવૈયા

અર્ધ સદી લગી ખંત ધરી કરી, ખૂબ ગિરા ગુજરાતની સેવા,
પામી પૂરૂ સન્માન સહુ સ્થળ, પામી ગયા શુભ કીરત-મેવા;
ફર્જ બજાવી પૂરી ભવમાં, નિજ જ્ઞાનનું દાન જ દેશને દેવા,
'જીવન!' શ્રી દલપત્ત ગયા અબ, મોક્ષ તણું ફળ ઉત્તમ લેવા.

દોહરા

ઈસ્વી સન અઠ્ઠાણુ ને, માસ તૃતીય નિજ ગેહ,
તારીખ પચ્ચીસમી દિને, કવિ દલપત્ત તજી દેહ.
ગુર્જર કવિદલના હતા, દલપતિ દલપત્ત આપ,
આજે સ્વર્ગ સિધાવતાં, ધર્યો જ દલ પરતાપ.



# જાડેજા કવિ દેવાજી

કાળી રાત્રિની ઘનઘોર કાલિમામાંથી જેમ સૂર્યનો ઝળહળતો પ્રકાશ બહાર નીકળે તેવી જ રીતે વહેમ, પાખંડ અને અંધશ્રદ્ધાના જમાનામાં એક અઠંગ સમાજ સુધારક કવિ દેવાજીનો ઉદ્ભવ થયો. નખત્રાણા તાલુકાના મંજલ ગામે, જાડેજા જગમાલજીને ત્યાં સંવત ૧૯૧૬ ની સાલે એક બાલકુમારનો જન્મ થયો. આ બાલકુમાર આગળ જતાં એક દિવસ મહાત્મા દેવાજીના નામે સારાયે કચ્છમાં પ્રખ્યાત થઇ ગયા. એમનાં માતુશ્રી સત્યનિષ્ઠ, પવિત્ર અને ધર્મપ્રેમી હોવાથી તેની અસર બાલ્યકાળમાં જ કુમાર દેવાજી ઉપર થવા લાગી. જેમ જેમ ઉંમર વધતી ગઇ તેમ તેમ સત્ય-સંશોધનની એમની વૃત્તિ પણ વિકસતી ગઇ. અનેક પ્રકારના વહેમોની જાળમાં ઝડપાઇને લોકોને પાયમાલ થતા જોઇને એમના અંતરમાં આગ લાગી જતી. સમાજમાં પેસી ગએલી અંધશ્રદ્ધાની અનેક બદીઓ દૂર કરવા એમણે જિંદગીભર ભારે પ્રયાસ કર્યો. દુનિયાના અનુભવો પ્રાપ્ત કરવા અને સત્યને શોધવા એમણે પ્રથમ તો ખૂબ દેશાટન કર્યું. ભારતભૂમિના જુદા જુદા મતમતાંતરો અને પંથ-સંપ્રદાયોનો ઊંડો અભ્યાસ કર્યો. ગોડવિદ્યા, ઇન્દ્રજાળ, મંત્ર-જંત્ર અને તંત્રાદિનો પણ અનુભવ કરી જોયો. જ્યોતિષને પણ કસી જોયું. છેવટે દેવનો આવેશ લઇને ધૂણનાર ભોપા પણ બન્યા અને ક્યાં કેટલું સત્ય રહેલ છે તેનું ઊંડું નિરીક્ષણ કર્યું. પ્રત્યેક પ્રવૃત્તિનું બારીક અવલોકન કરતાં એમને જણાયું, કે આ બધી પ્રપંચજાળ છે અને ઠગબાજીના પાયા પર આ બધો ધતિંગનો મહેલ ઊભો થયો છે.

આ સમય દરમિયાન ભારતભરમાં મહર્ષિ દયાનંદ સત્યનો ડંકો બજાવતા ઘૂમી રહ્યા હતા 'સત્યાર્થ પ્રકાશ'ના તેજ-કિરણો વહેમ, પાખંડ અને અજ્ઞાનના અંધકારને ભેદીને ભારતીય આકાશમાં ઉજાનું અજવાળું ફેલાવી રહ્યા હતા દેવાજીને પણ મહર્ષિના 'સત્યાર્થ પ્રકાશ'ના દર્શન થયા અને સત્ય સંશોધનની એમની દૃષ્ટિ ખુલી ગઈ પરિણામ એ આવ્યું, કે અનેક અનુભવોને અંતે ઢોંગ અને ધર્તિંગના જાળાને ચૂંટી નાખનાર 'દેવાનુભવ દિવાકર' નામે એક નવીન પુસ્તકની એમણે રચના કરી જગતની જુદી જુદી નાડગીને ઝીણવટથી જોઈને સંવત ૧૯૫૭ ની સાલે ૪૧ વર્ષની પુખ્ત ઉંમરે એમણે આ પુસ્તક રચવાની શરૂઆત કરી લગભગ ૧૧ વર્ષની ઝહેમત પછી આ કાર્ય એમણે પરિપૂર્ણ કર્યું

આ અમૂલ્ય પુસ્તકને પ્રકાશમાં લાવવા માટે કચ્છ-પત્રીના નક્ત કવિ પ્રતાપહરિ નૂણાજીએ તથા સૌરાષ્ટ્રના પ્રખ્યાત સાહિત્યકાર ધીરસિંહ વહેરાભાઈ ગોહિલે ખૂબ શ્રમ લીધો હતા

કવિ દેવાજી કેવા નીડર અને ક્રાન્તિકારી હતા, એ એમના પુસ્તક પરથી જાણી શકાય છે એમની તેજસ્વી બુદ્ધિ અને તર્કશક્તિ હમેશા એમની સહાય માટે હાજર રહેતા અસત્યનુ છેદન અને સત્યનુ સંસ્થાપન કરવાની એમની શક્તિ ખૂબ ખીલેલી હતી સામા માણસની શંકાઓનુ સમાધાન કરવા માટે જિંદગીભરના એમના અનેક અનુભવો એમને ખૂબ ઉપયોગી થતા એમણે પોતાનુ આખુ જીવન પ્રજાને અજ્ઞાનની ગર્તામાંથી બહાર કાઢવા માટે ખરચી નાખ્યુ હતુ વહેમોના યુગમાં કવિ દેવાજી એક મહાન સુધારક તરીકેની પોતાની ફરજ બજાવી ગયા છે

એમની રચનાની વાનગી નિહાળીએ દિવાકર'ના પ્રારંભમાં જ કવિ મંગળાચરણ કરતા કહે છે—

દોહરા—માત્રા ૪૮

અકલ અમલ અશરણુ શરણુ, હરણુ સકળ કળિ–ફંદ,
કલુષ નિકંદન કરણુ પ્રભુ, જય જય! જનસુખ કંદ.
અજરામર અભરણુ ભરણુ, સત મત ગત દાતાર,
સરસ ગ્રંથ ગ્રંથન વિષે, દે દઢ ઉક્તિ ઉદાર.

## દેવ–દેવીઓની વિપુલતા

દોહરા

એક દેવના પાંચ એ, કર્યા જૂજવા રૂપ,
તોય ન પામ્યા તૃપ્તિને, ખોળે છે ભ્રમકૂપ.

સોરઠા

વધતા જાયે દેવ, દિન દિન પ્રતિ અનેક એ,
આર્યો તણી કુટેવ, વહેમ વધારે દુઃખી થવા.
વર્ણો-પંથો એમ, હજુ વધે છે આ સમે,
સંપ જ થાયે કેમ, એક ઘરમા બે મત રહે?

કવિત—૧

ખૂબડી શીતળા અંબા, ખોડિયાર હીંગળાજ,
ઔચરા રવેચી કાળી, પ્રેમથી મનાવે છે;
વાંકલ ગાત્રાડ તારા, મેલડી ચામુંડા ચંડી,
ધુમાવતી વાઘેશ્વરી, આશાપુરા ગાવે છે;
કત્યાયની હરસિદ્ધિ, દેવલ વગેરાં દેવી,
માનતા માનીને, તેના ભોપાને ધુણાવે છે;
'દેવ' કહે આર્ય ભ્રાત, વૃથા રાખી મન ભ્રાંત,
જીવો તણી કરી ઘાત, માતાને ચડાવે છે.

૨

પાણુ ખેત્રપાળ જખ, વાછરો જેસર પઠો,
વેણુપીર અજેપાળ, તેને દોડી પૂજે છે;
પિથોરો એકલમલ્લ, લાલુ જસરાજ અને
લાલા હરપોળ વિષે, વહેમ ધરી મૂઝે છે;
ભૈરવ કંથડ પીર, અલિયો મતિયો હંસો,
રામદેવ થાપી પોતે તેને દેખી પૂજે છે;
'દેવ' કહે ભોળા લોક, વિદ્યાહિન પશુ જેવા,
ગાલાવેલા બની ગયા માટે એજ સૂઝે છે.

૩

સૂરાપુરા સતી ઘોઘો, કુબેર રાવળ પીર,
માલાજાર ચીંથરીઓ, વગેરે વખાણે છે;
નૈવેદ્ય જુહાર નિત્ય, ધૂપ દીપ માનતાઓ,
મહિમા વધારી અને સુખદાઈ માને છે;
પુત્ર પૌત્ર ધન ધાન્ય, દેવતાઓ આપે આજ,
નિભાવી રહ્યા છે એજ, એવું એ પ્રમાણે છે;
'દેવ' કહે તેને કોઈ, હિતમત દિયે કદી,
કુટિલ કુમતિવાન, આપ મત તાણે છે.

૪

કુલ ઇંસમાલ ખ્વાજા, લાંઘો મયો ગેબી છતો,
પંજોર પીરાણુ લૈયો, હાજી પાસે જાય છે;
કલંદર માઇ જંભી, સરાપીન વડોપીર,
શામુરાદ પીર દેખી આનંદિત થાય છે;

ફકન હસન જુમો, ગુલમાલી તાબૂત ને,
અસાબો બુખારી અને, કરોલશા ગાય છે;
આર્યોની પદ્ધતિ રૂડી, મહા માંગલિક તેને,
'દેવ' કહે વ્હેમ થકી, દૂર જ મૂકાય છે;

ઇન્દ્રવિજય

ભૂત પિશાચ ખવીસ ખરા કહી, પ્રેત પલીત અનેક મનાવે,
ડાકણુ શાકણુ મેલડી જોગણી, વીર વિષે ભ્રમણા બહુ લાવે;
પુરસા પે જિનનાં ઉર સંશય, ભારત ભૂમિ તણા જન ગાવે,
'દેવ' વદે દિલગીર મહા થઇ, વેદ તણાં વચનો વિસરાવે.

ભુઆ–ભોપા

ભોપા ભૂખે મરે પોતે, બીજાને શું આપી શકે?
દેવ–દાસ થયો તોય, રાંકડો જ રહે છે;
નાચે–ધૂણે ધૂતે લોકો, અમથો હલાવે ડોકો,
તોફાની તોફાન કરી, ભવિષ્યને કહે છે;
આખો ભવ રઝળીને, સુખી તે ન થયો કદી,
વૃથા વાદ વદી ડાગો, શ્વાન ભાર વહે છે;
'દેવ' કહે રૂડી રીતે, તપાસ કરીને જુઓ,
દુનિયાના દોષ–દુઃખ, આપ શિર સહે છે.

સવૈયા–એકત્રીસા

અમથો ધૂણી કરે ફજેતી, ભોળા જાણે આવ્યો દેવ,
ડમડમ ડાક બજાવે રાવળ, ધૂપ ધુમાડે માને સેવ;
મુખે પવાડા ગાય ધુતારો, હરદમ તેને પડી કટેવ,
'દેવ' કહે દિલ દયા ન તેને, અલ્પ જીવ મારે તતખેવ.

'દેવ વર્મા' કહે એવા લાલચી લપોડ શંખ,
ધિક્કાર ધિક્કાર એને લાખગણી લાગો લાય.

શુકન—અપશુકન: ૧

શુકનને વ્હેમ રાખી, આર્ય ઘણા થાય દુ:ખી,
આઘા જઇ પાછા વળે, આથડે અજ્ઞાનથી;
શીઘ્ર કામ કરવાનું, હોય પણ બીકણ તે,
હૈયું હારી બેસી રહે, અભણ બેભાનથી;
પશુ તુલ્ય મતિ જેની, પાખંડીને અનુયાયી,
વેદ વેત્તા તણા વાકય, સાંભળે ન કાનથી;
'દેવ' કહે પ્રિય-બંધુ મનુષ્યને પામી દેહ,
પામરને સંગ મતિ, ગઇ મધુપાનથી.

૨

ખરેખર ખાય વ્હેમ, ખર તણા ભૂંકવાથી,
ટીટોડી કે તેતરના, બોલે ભરમાય છે;
ભેરવ કાગડા ઘૂવડ, પક્ષી તણા સુણી શબ્દ,
કૂતરાઓ રૂવે રાતે, તેથી કરમાય છે;
બિલાડી હરણ તેમ, સરપ ઊતરે આડો,
ઇત્યાદિક વ્હેમ રાખી, નહિ શરમાય છે;
'દેવ' કહે દોઢ ડાહ્યા, રાત દિન વેઠે દુ:ખ,
વિદ્યાહીન વેવલાઓ, ઘણા મૂંઝવાય છે.

વહેમ-૧

કોઇ મૂઢ દિશા શૂળ, કાળ તણો રાખે વ્હેમ,
કોઇ જોગણીનાં ઘર, પૂછતો જ ફરે છે;

કોઈ ચોખું ચોઘડિયું, જોઇ ચાલે બીજે ગામ,
　　કોઇ તિથિવાર સારા, જોઇ કાર્ય કરે છે;
કોઇ છીંક સાંભળીને, ઘરમાં ભરાઈ બેસે,
　　મિની આડી ફરે એમાં, વ્હેમ રાખી ડરે તે;
'દેવ' કહે પાયમાલી, કેટલીક કહું કથી ?
　　આર્ય બંધુ વિદ્યાહીણ, કદી નહિ ઠરે તે.

૨

કોઈ કહે એક મુખી, પારા વડે મળે રિદ્ધિ,
　　હથા જોડી હોય તેથી, પામે રાજમાન તે;
શ્યાળ શૃંગી રાખવાથી, અસ્ત્ર શસ્ત્ર ભેદે નહિ,
　　ડાયમા તે શંખ થકી, વધે ધન-ધાન તે;
લુકાંજન આંજવાથી, દેખાય ભૂમિનું દ્રવ્ય,
　　અસંભવ ગપો માની, થાય છે હેરાન તે,
'દેવ' કહે તેને કોઇ, સારાસાર સમજાવે,
　　માને નહિ મૂઢ મતિ, એવા છે હેવાન તે.

૩

કોઈ જાણે થયું દુઃખ, ગ્રહ વિપરીત તેથી,
　　કોઇ જાણે થયું હશે, દેવોના ઉતાપથી;
કોઇ જાણે થયું હશે, પૂર્વજોના કોપ વડે;
　　કોઈ જાણે થયું હશે, કોઇકના શ્રાપથી;
કોઇ જાણે થયું હશે, ડાકણુની દષ્ટિ વડે,
　　કોઇ જાણે થયું દુઃખ, ભૂતના સંતાપથી;
કોઇ જાણે થયું દુઃખ, મંત્ર-જંત્ર-મૂઠ થકી,
　　'દેવ' કહે થયું દુઃખ, પૂરવના પાપથી.

## નજર

નજરનો વ્હેમ રાખી, થાળી માંહિ આગ આણી,
રાઈ મીઠું ભભરાવી, માથે રાખે વાટકો;
છાણ પાણી મેળવીને, માથે રેડે તેથી તેમાં,
વરાળનો વાયુ થઈ, ચોંટી રહે ચાટકો;
વેવલા વેમીલા લોકો, ભૂત જેવા ભૂત બની,
આર્યધર્મ લજાવીને, કરે એવાં નાટકો;
ધતૂલો કરે છે એમ, ઘણા લોક બાવરાઓ,
'દેવ' કહે વ્હેમ વિષે, વૃથા કેમ ભાટકો ?

## સ્મશાન જગાવનાર

પાખંડીઓ ઢોંગ કરી, કાળી ચતુર્દશી દિને,
બાકળા ને ઠોઠા લઈ, મસાણ જગાવે છે,
ભેદુ સાથે ભળી કરી, ભૂત વેશ કરાવીને,
મંત્રથી બોલાવે વ્હેમ, બીજાને લગાવે છે;
કૂંડાળામાં બેસાડીને, ભોળાને ભમાવી ખૂબ,
અનેક પ્રકાર કરી, બાઘાને ડરાવે છે;
'દેવ' કહે પ્રપંચીઓ, આપ મતલબ સાધી,
પૈસા પડાવીને પોતે, પેટની ચલાવે છે

## કામણ

કોઈ ભોળા માણસને, રોગની જો વ્યથા થાય,
વ્હેમથી આતુર બની, ઢોંગી પાસે જાય છે,
છાશ મોરથુથું લઈ, વ્હેમીલાને પીવડાવે,
ઉફાળો આવીને અંતે, વમન જ થાય છે;

ચાલાકીથી ચીઠડીઓ, વમનમાં નાખી દીએ,
ચીમટાથી કાઢી બહાર, આપગુણ ગાય છે;
'દેવ' કહે એવા ઠગ, છેતરે છે અભણને;
અરથી અજાણ લોક, અમથા ઠગાય છે.

આભડછેટ–દોહરા

જે જન અંત્યજને અડી, કરે વિધિવત્ સ્નાન,
છાશ અડેલી તેહની, પીવે તે ઇઇ માન.
ક્યાં ગઇ એની ઉચ્ચતા, ક્યાં ગઇ આભડ છેટ?
મૂર્ખ અને વિદ્વાનમાં, થયું પાધરૂં પોત.
સ્વાર્થ સિદ્ધ થયા પછી, પ્રથમ પડે અભડાય,
અટક જુઓને ઉચ્ચની, પલપલમાં પલટાય.
વેદ વિધિથી અધમને, કરે નહિ પાવન,
પતિત પાવન પ્રભુ તણા, માને નહિ વચન.

જખ ડાડા

૧

જખેં જેડા જોરાવર, દેવતા ન ડિઠા કોય,
સંગારેં જી ચડી વાર, પુંઅરે જી કઢયાં પાડ;
ડાડે ડેવેજી સેં ગાલ્યું, કંધા હુવા સુખાસુખ,
વિઠા સે કકડ ભિટ, મથે ચડી ડાઢા હાડ;
જાડેજેં કે અઇ સાય, પાચાડે મેં પધરા સે,
તરે કે ત્રામેં જો ગઢ, લાખાડી કે લોજી વાડ;
ઝાંખેં પટેં મેં જરૂર, કુઢિયેં કે કઢેં કોડ,
સચેં કે ચખાંઇ કૂર, મિઠા ઇ અમીંજા ઝાડ;

કામડીઆના સ્મરણ અર્થે સંવત ૧૯૭૫ માં પ્રકટ કરવામાં આવેલ છે. શેઠ લધુભાઈ સુસંસ્કારી અને ઉદારવૃત્તિના એક ઊગતા યુવાન હતા. એમને આ સાજન જગતનું સાહિત્ય પ્રકાશમાં આણવાની ઘણી હોંસ હતી. પરંતુ તે પૂરી થાય તે પહેલાં માત્ર બાવીસ વર્ષની નાની વયમાં જ ક્રૂર કાળે એમને ખેંચી લીધા. શેઠ લધુભાઈનાં બહેન સકીનાબહેન પણ સુસંસ્કારી અને સાહિત્યપ્રેમી હતાં. ભાઈની બીમારીમાં એમણે લખેલી કવિતાની માત્ર પહેલી બે લીટીઓ એમના હૃદયની ભાવનાશીલતા રજુ કરી જાય છે.

શું આજ સૂતો ખાટલે, પરવશ બનીને બાપડો,
કરતો હજારો પર હુકમ, તે થઈ ગયો હયમ રાંકડો ?

શેઠ લધુભાઈને શ્રી આગાખાન તરફથી કામડીઆનો માનવંતો ઈલ્કાબ આપવામાં આવ્યો હતો.

એમને અંજલિ આપતાં કચ્છના રાષ્ટ્ર કવિ મુરારિ લાલજી વ્યાસ ઉર્ફે શ્રી નિરંજનજી કહે છે કે—

સોરઠા

ઓ વહાલા મહેમાન, મહેમાની દીધી નથી,
રહી અધૂરી હામ, અર્પું આજે અંજલિ.
તુજ આતમની પાંખ, દિવ્ય સુવર્ણે રાજતી,
નિરખી ઠરતી આંખ, તે જ્યોતિર્મય તત્ત્વને.
ઊંચા શુભ અભિલાષ. અમી નીંગળતી આંખડી,
તુજ મુખડાનું હાસ્ય, ભૂલું ના હો દી સખા!
× × ×
તુજ તુરખત બ્રહ્માંડ, સભર 'નિરંજન'થી ભરી,
કાળચક્રની પાંખ, દોળે વાયુ રેન દિન.
—નિરંજન

એવા સાહિત્ય-રસિક સજ્જન શેઠ લઘુભાઈની અંતર-અભિલાપની પૂર્તિ સમી 'સાજન બાવની' નાં થોડાં રસ-મૌક્તિકોની રસલ્હાણ લઈએ.

## સાજન બાવની

તોજ્રે-સુંજ્રે : કવિત

તોજ્રે સુંજ્રે કરે કરે, પાપ-ગડા ભરે ભરે,
કડેં કીં ન વેંતો ઠરે, માનખો તો હારીએં;
કૂડી તાં હી આય કાયા, તેં મેં તો લગાય માયા,
જેડી બપોરેંજી છાયા, વિચારે ન ન્યારીએં;
કાલ જડેં વેંધો ખણી, તડેં તોજ્રો કેર ધણી ?
હીરો છડે કાચ મણી, કુલા તો ઉપાડીએં ?
'સાજન' સમજ શઠ, હેંડો તાં ન કજે હઠ,
ખોટા મિડે ઘર-મઠ, હરિ ન સંભારીએં !

### સંત ચેંતા–

સંત ચેંતા વાર વાર, મૂરખ તું કીં વિચાર,
સંસાર મેં નાંય સાર, હરિ કે તું ભજ રે !
વેને તું જરૂર મરી, કેંલા તો ખણે હી ભરી !
માનખો ન અચે ફરી, કૂડ કે તું તજ રે !
સંસાર જો સુખ કેડો ? કસૂંબે જે રંગ જેડો,
તેં મેં તો મચાયો મેડો, નતી થીએ લજ રે !
ભાંઇયેં તું જે સુખ થીન, સાધેં વટે રો આધીન,
'સાજન' તું મેખ મીન, કડેં કીં-મ કજ રે !

## કરોડ સંકલ્પ

સંકલ્પ કંઇએં કરોડ, મંધેજી તો કંઇએં ધોડ,
  મુછેં કે ડિયેં તો મોડ, મિંજી નતો હલેં રે!
જમડો ઝલીંધે જડેં, કુછી ન સગનેં તડેં,
  ધન માલ મિડે છડે, વેંનેં હથેં ઠલેં રે!
મૂરખા! તું મંઞ હાણુ, કુલા વિઠો કંઇયેં તાણુ?
  સંત તોકે કરી સાન, તેં જે ચે ન હલેં રે!
કર તું સાધેં જો સંગ, કૂડી કાયા થીંધી ભંગ,
  'સાજન' ફિરાય ઢંગ, અલ્લ મેં ન મિલેં રે!

## અફલ જીવન

ઉધમ કંઇએં તો ઘણું, સુખેઓ ન વેંતો ખણું,
  વજેં તો જીં ઠલો ચણું, ઘણું તું તો તાણીએં;
ડિસીને મેડી મોલાત, પિંઢજી ભુલી વેં જાત,
  તનજી તો રખેં તાત, વિષય સુખ માણીએં;
કૂડા મિડે માલ-ધન, કેંજી નતો સુણેં કન,
  મુંજો મુંજો કરે મન, જુતો એંયેં ઘાણીએં;
'સાજન' સમજી હલ, હેડી તાં ન ઇંધી પલ,
  જીવન વિઞે અફલ, વિચાર ન આણીએં.

## સચી ગાલ

સચી ગાલ સુણેં નતો, કૂડો ઝલે વિઠેં મતો,
  માલ મતા મિંજ રતો, ખ્યો અંઇયેં ખડે રે!
મુંજી કાયા મુંજી માયા, મુંજો ઘર મુંજી છાયા,
  મુંજો મુંજો મ કર ડાયા, મિડે વેનેં છડે રે!

ધીરૂં નોરૂં લેણું ભાઈ, બીં ડીયેં જી ઈ સગાઈ,
તેંમેં ગિનેં તો વડાઈ, તું તાં વેને લડે રે !
'સાજન' ન સત કિત્ત, મિથ્યા નારી સુત વિત્ત,
હિકડો આતમ સત, વેદ જ્ઞાન વદે રે !

## જમ જો જોડો

જગત મેં રોણું થોડો, જમ જો લગંધો જોડો,
છડે વેનેં વેલો મોડો, હલેં નતો ડરી રે !
ડિસાજેં તો વડો ઘૂડ, રાત ડીં તો કંઇયેં કૂડ,
તું તાં કૂરી થીનેં ઘૂડ, રખ્ખ થીનેં બરી રે !
જેં જી તું કંઇયેં તો આસ, દીન-દુઃખી થીએં હાસ,
સેં તાં મિડે થીંધા નાશ, ન્યારીએં ન ફિરી રે !
'સાજન' ચેં મુંજા વલા ! એડો દુઃખી થીજે કુલા ?
ઓચંધી અચીંધી ભલા, સંભારિયેં ન હરિ રે !

## ડિસ-વિચાર !

ડિસ ડીં વીચાર હાણુ, જડેં તું છડીને પ્રાણ,
કોય ન હલંધે સાણુ, ધન પુત્ર કાયા રે;
તું તાં ચેંતો મુંજી મુંજી, ભેરી કરે રખે પૂંજી,
પેટી કે લગાઇયેં કુંજી, સે તાં માયા છાયા રે;
મિડે છડે વેનેં વલા, હથ તોજા રેંધા ઠલા,
કુલા તો પિટીએં જલા, સમજેં ન ડાયા રે;
'સાજન' ચેં સુણુ ભેલી ! સંગ કો ન ડીંધો ચેલી,
છડે વેનેં હી હવેલી, જેં જા ઊનાં પાયા રે.

## સંસાર—સોણું

સંસાર તાં આય સોણું, ન્યારીએં ન ફેરે લોણું,
જિતે તોકે નાંય રોણું, તે મેં તું મુંઝાણે રે !
અરે કીં વિચાર ઠગા ! જે કે મંઅ વિઠેં સગા,
સે તાં તોકે ડીંધા ધગા, આખર જે ટાણે રે !
કૂડી તાં હી આય બાજી, તેં કે ડિસી મ થી રાજી,
ત્રસનાજી થઈ ખાજી, દુખી થીને હાણે રે !
કુટમ જી કરે ચિંધા, ઘણાં તો કરીએં ધધા,
સાજન ચે હિંયેં અંધા, સરૂપ ન જાણે રે !

## નિંદ્રા—વડા

નિંદ્રા વડા રાણા રાવ, અમીર ને પાતસાવ,
ફનાં થીંધા જિકીં જાવ, ચરાચર જિતરો;
જિકીં હી માયા વિલાસ, તેંજી છડે ડીજે આસ,
સાધુએ સેં કજે વાસ, જિતે મિટે ખતરો;
કૂડો સમૂરો સંસાર, તેં મિલા તું મન વાર,
આતમા અખંડ પાર, સંત ચોન ઇતરો;
સમજ તું આપો આપ, મિટે દુખ પાપ તાપ,
'સાજન' મિટે સંતાપ, નામરૂપ લિતરો.

## સપનું

સપનું સરીર તેં જો કેડો અભિમાન કંઇયેં ?
છાતી કઢી હલેં લટકારા તું તાં લુડી રે !
કાયા બરી રખ થીંધી, કાં તાં કીડેં ખાજ થીંધી,
મૂરખા અજાણ તું તાં રેઓ એંયેં કુડી રે !

ખાઇ પીને પેટ મથા, હથ ફેરે ખુશી થીએં,
અનરથ ઘણાં કઇયેં, ન તો મરે બુડી રે !
'સાજન' ચે ચિન્જેં નતો, ઘણું તો ગમાર થીએં,
જોરાણું અપાટો ડીધં, તડં વેંને ઉડી રે.

## સાજન ભગત

દેહ એહ ખોજા કહે, સો તો કછુ ખોજા નાંહી,
દેહ એહ ખોજા કહે, સો તો કછુ ખોજા હે;
નામ યહ સાજન કહે, સો તો કછુ સાજન નાંહી,
સાજન સો સજ્જન, સમુદ્ર હુ કા મોજા હે;
નામ અરૂ રૂપ તાકો, સબ ભ્રમ કૂપ જાનો,
અકલ અનુપ મિત્ર, બ્રહ્મ એક સોજા હે;
તાકે સચ્ચે જ્ઞાની સો તો, કાહુ કે ન અભિમાની,
નાંહી એકાદશી અરૂ, નાંહી તાંહી રોજા હે.



૮

## કવિ રાઘવ

કચ્છના સંત કવિ મેકણ દાદાએ કચ્છની જનતાની અને કચ્છી વાણીની અનેરી સેવા કરીને સંવત ૧૭૮૬ ની સાલે ધ્રંગ ગામે જીવંત સમાધિ ધારણ કરી ત્યાર બાદ કચ્છી વાણીની કાવ્ય-કલાએ પણ જાણે ફરી એકવાર અમુક સમયને માટે સમાધિ જ ધારણ કરી લીધી હતી. એ સમય પછી કચ્છમાં કચ્છી ગિરાને બિરદાવનાર કોઈ કવિ ખાસ પ્રસિદ્ધિમાં આવેલ નથી. આ ખામીને પૂરવા માટે જ જાણે વીસમી સદીની પહેલી પચ્ચીસી પૂરી થતાં જ કચ્છમાં એક મહાન કવિનો ઉદય થયો. આ કવિશ્રીનું નામ રાઘવજી પ્રાગજી ઠક્કર.

રાઘવ કવિ એક પ્રખર સમાજ સુધારક હતા. એમના સમયમાં સાધુઓ પ્રત્યેની અંધ શ્રદ્ધા ખૂબ વધી ગઇ હતી. સાધુ-સમાજ પોતાના ધર્મ-કર્મને ચૂકી ગયો હતો. સ્વચ્છંદતા દિવસે દિવસે વધતી જતી હતી. એમનું આ પતન નિહાળીને રાઘવ કવિનું હૃદય એકદમ ઊકળી ઊઠ્યું. એમના અંતરમાં ચાલી રહેલા મનોમન્થનોએ કવિની કલમને વેગ આપ્યો અને કચ્છને કચ્છી જબાનના એક અદ્વિતીય કવિની ભેટ મળી.

ચાંદાજી જેવા વીર પુરુષને ઉત્પન્ન કરીને કીર્તિવંત બનેલી નાગ્રેચાની ભૂમિ પર વિક્રમ સંવત ૧૯૨૬ ના ચૈત્ર સુદિ ૯ એટલે રામનવમીના શુભ દિને કવિ રાઘવનો જન્મ થયો. નાગ્રેચા, કોટડી મહાદેવપુરીની નજદીકમાં આવેલું એક નાનું ગામ છે. પરંતુ આ

કચ્છી વાણીના સિદ્ધહસ્ત શબ્દ–સ્વામી

કવિ રાઘવ



હિન સંસાર સમુદ્ર તા, તારે કરિયે તીર,
જગ–જલધિમેં જહાજવત્, 'રાઘવ' સંત–શરીર.

એ કર્મવીરોના પ્રાકટ્યથી એની ખ્યાતિમાં ખૂબ વધારો થયો છે. નાગ્રેચાનું સુંદર સરોવર અને કુદરતી સૌન્દર્યની નૈસર્ગિક કલા કવિમાં રહેલી કાવ્ય શક્તિને જોબ આપે છે અને કવિ–હૃદયમાં કચ્છી કાવ્યનાં ઝરણાં ઝરવા લાગે છે.

રાઘવ કવિના કાવ્યપ્રવાહને વિવિધ દિશામાં વહન કરવાની તક મળી હોત તો કચ્છી વાણીની કાવ્ય–કલાનો અનેક રીતે વિકાસ થઈ શક્યો હોત. પરંતુ એમની કવિતાનું વહેણ સાધુ સમાજના પાખંડ–ખંડનમાં જ લગભગ સમાપ્ત થયું. કચ્છી સાહિત્યને માટે આ એક મોટામાં મોટી ખોટ ગણી શકાય. એમની કલમ જે જે દિશામાં ગતિ કરે છે તે તે દિશાને એમણે પ્રકાશમાન બનાવી દીધી છે.

કુસાધુઓને ચાબખા ફટકારવામાં અને એમની ઠેકડી ઉડાવવામાં કવિએ કમાલ કરી છે. ઘણી વાર પોતાની કવિતામાં ગ્રામ્ય શબ્દ–પ્રયોગોનો ઉપયોગ કરીને પણ કવિએ પોતાના પ્રહારોને વધુમાં વધુ જલદ બનાવી દીધા છે. એમના કવિતોનો છેડો તો ઘણીવાર વીંછીના કાંટા જેવો તીક્ષ્ણ અને આગઝરતો હોય છે.

રાઘવજી કવિના દાદા અરજણ ઠક્કર કચ્છના પ્રખ્યાત વેદાંતી રામ બાવાના શિષ્ય હતા. અરજણ શેઠ પોતે પણ મોટા વેદાંતી પંડિત હતા. એમના વંશમાં વેદાંત તો વારસામાં જ ઊતરતું રહ્યું હતું. પરંતુ કેટલાક સાધુઓ જ્યારે વેદાંતનો દુરુપયોગ કરવા લાગ્યા ત્યારે કવિ રાઘવ જાગી ઊઠ્યા અને એમને પોતાની તેજસ્વી વાણીના તીખા તમતમતા ફટકાઓથી ફટકારી નાખ્યા.

નાગ્રેચામાં જ કવિ રાઘવનો એક કાવ્યરસિયો મિત્ર હતો. એનું નામ હતું ખેતો ખાંટ. ખેતો ખાંટ સીધો, સરલ અને ભોળો હતો. કવિ રાઘવના સહવાસ અને સાહિત્ય–પ્રેમનો રંગ એને પણ લાગી ગયો હતો. અમુક સાધુઓનો વધતો જતો અનાચાર એના અંતરને પણ ડંખી રહ્યો હતો. એમના દંભ અને પાખંડને પ્રકાશમાં

લાવવા માટે કવિ રાઘવે " દાંભિક માનખંડન–એતા બાવની " નામે એક નાની પુસ્તિકા તૈયાર કરી. આ ' એતા બાવની 'ના રચયિતા કવિ રાઘવ પોતે હોવા છતાં એમણે એના કવિતોને છેડે ' એતા ખાંટ 'નું નામ આપેલું છે.

એતા બાવનીનો ઊપાડ જ કેવો જોરદાર છે ?

કવિત

ગોપીચંદ ઘેરૂ ઘસે, ત્રાણે ટિકો ટિપ્પર મેં,
ભભૂત ભૂંસે સે કર, બારીધલ ચુન જો;
સમજે ન ધૂડ, કુતા પિટીં વિઠા કૂડ તેં મેં,
ચય કો ત હૂડ થીને, માન મોડીં ઉન જો;
જ્ઞાન જી સુણાંઈ ગાલ, ખસીએં પરાયો માલ,
પારખો ન રેઓ અજ, ગુણ અવગુણ જો;
ચય બ્રહ્મજ્ઞાની પણ, હુવે ઠગ–બ્રહ્મદદો,
' એતો ખાંટ ' ચય તેં કે, માર જોડો સુનજો !

" માર જોડો સુનજો ! " એ કવિના તીખા શબ્દો કચ્છની જનતા કદી ભૂલવાની નથી.

' એતા બાવની ' ઉપરાંત કવિ રાઘવે ' સંતાસંત દર્પણ ' નામે કચ્છી સાહિત્યની અનુપમ કાવ્યકળાનું પુસ્તક કચ્છી જનતાને ભેટ આપેલ છે. કચ્છી શબ્દો પરની કવિની હથોટી અને બાવા પરનો એમનો કાશુ સિદ્ધ કરવાને આ એક જ પુસ્તક બસ છે. એમાં પણ અસંતોની લીલાનું અનેરૂં વર્ણન કચ્છની જોરદાર અને છટાદાર તેજસ્વી વાણીમાં આપવામાં આવેલ છે.

કવિ જીવરામ અજરામર ગોર જ્યારે મુંબઈથી પોતાના માસિક-પત્ર ' સરસ્વતી શૃંગાર 'નું પ્રકાશન કરતા હતા ત્યારે તેમાં કવિ રાઘવની કૃતિઓ અને પાદપૂર્તિઓ અવાર–નવાર પ્રકટ થતી રહેતી.

સંવત ૧૯૬૭ ના અષાડ વદિ ૭ ના રોજે માત્ર ચાલીસેક વર્ષની જ અવસ્થા ભોગવીને કવિએ દુનિયાની વિદાય લીધી. સ્થૂલ દૃષ્ટિએ કવિની વિદાય છતાં કવિનું નામ કચ્છી આલમના અંતરમાં સદાને માટે કોતરાયલું રહેશે.

એમના અમર સાહિત્યની થોડી પ્રસાદી આ નીચે આપવામાં આવે છે. પ્રથમ "સંતાસંત-દર્પણ" નો થોડો નમૂનો જોઇએ.

## ભુઝેંતા

ડિબર જયું ઢારે ભુઝેં, ડોસલા વેઆરે ભુઝેં,
મિંજા હથ મારે ભુઝેં, કડેં કીં ન સુંઝેંતા;
વખત વિચારે ભુઝેં, આડી અખ ન્યારે ભુઝેં,
ગિડી ટેક ટારે ભુઝેં, સમો જેં કે સુજેંતા;
વેવલા વિટારે ભુઝેં, ઓટા ગોટા વારે ભુઝેં,
ખૂટા ખેઆ ખારે ભુઝેં, ધરમતું ન ક્રિજેંતા;
'રાઘવ' ચે તોય ચેંતા, ખાવો કીં ન ભુઝેં-અરે!
ખાવો તાં એડિયું ખઇયું, ખ સો ગાલ્યું ભુઝેંતા.

## કલી જા કુસાધુ

ગેરૂ-મિટી મખ્ખે, ગલે મારા જો મૂંચરો વિજી,
વાગડિયેં વોડેં જેડા, ખોય અખીં ઢારે ડીં;
જપીં જાપ ગૌમુખી મેં, સજે હથ ગૂંસલે ને,
ચોરીંધા ન ચપ, વાર કને મથા વારે ડીં;
વ્રતિ તદાકાર જાણે, તપેસરી ત્રેતા તણા,
કારે પાણું જેડો ધિલ, ઘડીક મેં ગારે ડીં;
'રાઘવ' ચે એડી એડી, કપટ-કલા કરેને,
કલી જા કુસાધુ, ભેં જા ડોસલા વેઆરે ડીં,

હવે એમના અપ્રકટ સાહિત્યને નિહાળીએ એક ફૂવડનું વર્ણ્ન કવિ કેવી કળાથી કરે છે ,

## ફૂવડ નાર

ચોપાઇ

ફૂવડ જા સિઉ પુચ્છ થીં નતા, પણ આચાર ન રેં અણુછત્તા,
મિઠી જભાન ન બોલે મૂર, સારે નરસે જો ન સરૂર
આઉંપણુ અતર મેં અતી, મિડે ન મિજ રામરસ રતી,
લિવતી ભધન રે લિખ વાર, ગાલ સઇ પે મોમ્યા ગાર.
વેણુ કુછે સે કર વાઘરોણુ, રંજ મિણી કે ઘર મે રોણુ,
જિધ પિંઢ જો વઇ રો ઝલે, ત પ ગાર્યું ડઇને પય ગલે
ઉથિયે ચાર ઘડયુ ડીં ચડે, તે સૌ ધીય પુતર કે ધડે,
રબોરાડ કરીં છોકરા, પિંઢ ભેરી ભૂકે બે ભરા.
સચી ન ચોવાજે સસ વકા, ચે ત થિયે ગારીં જો ઠકા,
સૅારો પણુ જે સાસું થિયે, જાધ કરે ચ્યો જેસીં જિયે
જેઠ જરા ચપ ચોરે જેની, ગિને તિરગાઇયો તેજો તેની,
જેઠાણી જે નજરે ચડે, તેં ને તા અણુબોલે અડે.
ડેર પર્યાનુ ઈંધો ડિસે, તે ભેગી ભાસે ર્તી ભસે,
ડેરાણી ધિલ મેં પઇ ધ્રિજે, કુઠે ત માગઇ મુન જી વિજે
નણાન ઘર મે મૂર ન ખપે, ભાય ભુક્ષ્ા કરિયાસ જ કપે,
ધાધલ રોજ ધણી સે થિયે, સેર લોઇ નિત તેજો પિગે
બારે પચે ને જોર પઠાડ, ગિડે ત ઘર મેં કરે કુવાડ,
વે તિત પિંઢ જી કરે વડાઇ, ડે મે જાણે આઉં જ ડાઈ
વાગ વતર વેડ્યા કર વીંકે, જણ વગડે જો વાધો રીંકે,
મેણે ઉઠ ફૂવડ ડે ફુણી, જુઈ છાબખન પેં તિત છણી

મેલા કપડા મૂર ન લાય, છેટે નું પણ ઉભી છટાય,
મણુખન હુવે અંગેં તેં મેલ, ચોખી કર નિકરઇ ચૂડેલ. ૧૧
ેઆ પનોતા પગલા જેની, ઉથી વેઓ ઘર જો ડીં તેની,
ક્ષખમી વેઆ લબાચા ખણી, દેવી ડાડુઘર આયા તણી. ૧૨
છત મેં અછત ડેખાડે કરે, બાઇ બે ભરા ભસ પઇ ભરે,
ર જો તાં વાંઢાપણુ વેઓ, ઘર જો ચંધન ચૉકો થેઓ. ૧૩
રમ ભોગવે પિંઢજા કેઆ, પણુ બેંજા બય બાબા વેઆ,
જેંકે પઇ પુઠિયા ઇ નાર, તેંજો એરેં બ્યો અવતાર. ૧૪

× × ×

ભામનિયેં લાય ભનાયું, 'રાઘવજી' ચોડો ચોપાઇયું;
ણી કૂવડું થીન્યું સાઈયું, બઇયું ખુશીથી ખિલન્યું બાઈયું.

## કપૂત

વલ વિણસે ત તેં મેં, વિંઢ ને બ્યા વેડા થિયેં,
કુલ વિણસે કુમૂર, કરમ ભમસડા થીં;
હુડ જા હરામી, કમ કરીં ન કમાંઈ કોડી,
બં કે બોજે રૂપ, કુલ–ઝાડ જા કુવાડા થીં;
જિયેં તેસીં પિયેં રત, ઠગીં કેં કે લૂંટીં કિત ?
નિત વિજેં ધાડા, ડીં ઉગે ને બ્યા ભવાડા થીં;
'રાઘવ' ચે કાં તાં વિંઝીં, વિટરી વેરાગી થિયેં,
ભૂંસે ને ભભૂત તડેં, ઉભિયેં ઉઘાડા થી.

## અફીણુ

પીધેં ગઢપતિયેં ત, ગંજ ને ગરાસ ખોયોં,
ગરાસિયેં પીધેં તડેં, વિંઆયોં જમીન કે;

સાઊકારે પીધો તડેં, સાઊકારી સમેટે ગિડો,
ગરીબેં જે પીધો તડેં, ઘરે ન રેઓ નીણુ કે,
જુવાણે જે પીધો તડેં, જુવાણુ મટી જૈફ થેઆ,
જૈફેં જે પીધો તડેં, વિઠા ટંગા પીણુ કે,
'રાઘવ' ચે બુદ્ધ ભરે, પીએં વિઠા બુદ્ધિ હીણુ,
જાણે રેઆ ઐ સે, ડિયે ઉમાડી અફીણુ કે.

## કુરો ખપે ?

ચરણુ કર કરણુ રસના રસિક દગ,
પૂરી પંજ ઇન્દ્રિયું સુંદર સુઘાટ જી,
માનવ-અવતાર ને આરોગ્ય-સુખ પોય કુરો,
ઔષધ ખપે કો તો કે, અંતર ઊચાટ જી ?
સે તાં તું વિચાર, સાધુ-સુગુરુ કે સુછી ન્યાર,
બુદ્ધિ રૂપી કુજી તોજે કર મેં કપાટ જી,
'રાઘવ' ચે તોય નિઠો "નાય નાય" કરિયે સે,
તડેં તો કે ખપે કુરો ધૂડ આડી વાટ જી ?

## મગફ્ફર કહા ?

મૃગરાજ પ્રચંડ પ્રકાન્ત તહા, મગફ્ફર કહા મરકટ્ટન કી,
પદ કાયર કો ન ટકે સમ જહા, સમશેર ચલત સુભટ્ટન કી,
નટ નાગર નંદ કુમાર કી આગર, નાગરતા જયો નટ્ટન કી,
'કવિ રાઘવ' ત્યો રઘુનાથ રટે ઔંગ, .. ફટે કનફટ્ટન કી।

* કવિનો ઉદ્દેશ કુસાધુઓ માટે છે.

## કિન હિસાબ મેં પાણુ ?

અય કુધરત જે કાયધે, મૂરાતું મંઢાણુ,
જનમે સે નિશ્ચૈ મરે, કિન હિસાબ મેં પાણુ ?
ફૂકેં ફાર્ડીધા હુવા, કઢી ધણું જો ધાણુ,
ઊ પણ વીર વટાય વ્યા, કિન હિસાબ મેં પાણુ ?
હર હંમેશ હલંધા હુવા, વિલાત જેં જા વાણુ,
માલક તેંજા વ્યા મરી, કિન હિસાબ મેં પાણુ ?
વીર શિવાજી જેં રખઈ, હિંદુએં જી હિંદવાણુ,
ઇ પણ અગિયા વ્યા હલ્યા, કિન હિસાબ મેં પાણુ ?
ચુકો ન કેની ચિંધ મેં બાણાવલી જો બાણ,
ઇ અરજણ સે અજ કિતે, કિન હિસાબ મેં પાણુ ?
ભગા વિંઝેંતા ભલભલા, ભર્યો છડે ને ભાણુ,
ભત્તો ન કેંજી ભગલ મેં, કિન હિસાબ મેં પાણુ ?
લાખેણાં લિખ જેડઙા, ગરઢા-જુઢા જુવાણુ,
હથેં મિંજા હલેઆ વિંઝે, કિન હિસાબ મેં પાણુ ?
જુકો જગત મેં જનમેઓ, તેં કે લગી જ લાણુ,
'રાઘવ' હિન સંસાર મેં, કિન હિસાબ મેં પાણુ ?

## સોન જેડા સારા થી

કચ્છડે જી મિઠી, કોયડ-બાજર જી માની વટે,
ખલક જા મેવા મિઠે, લગેં મૂંકે ખારા થી;
જિતે વિંઞાં તિતે મૂંકે, વિસરે ન વલો કચ્છ,
કચ્છી વટે ગોરા મૂંકે, લગેં કિટ કારા થી;
વાણી મિઠી વતન જી, ભૂસી બેસ્ત જેડી લગે,
કચ્છડે મેં જડેં આંઉં, અચાં ફરી બારા થી;

'રાઘવ' ચે' ખારા રણુ, ખીર–સાગર થી લગે',
કારા ડુંગરા તા લગે', સોન જેડા સારા થી.

## ગોરે વિજા' !

ઉચ્ચાં ઘોડા આરબી ને, બેઆ જંગબારી ગજ,
ગોરે ને ફિગાય વિજા', કચ્છડે જે વચ્છ તા;
કુટરા ફરોરા બેઆ, ગોરે ને ફિગાય વિજા',
ગોતે સજે કચ્છડે જે, રબૂધ ને રચ્છ તા;
રિદ્ધિ–સિદ્ધિ તેંકે ગિધી, કચ્છ જી તા ગોરે વિજા',
સ્વર્ગ જી સમૃદ્ધિ, રણ એતરે ઇડછ તા;
'રાઘવ' ચે ભૂમિ મથા, ભુવન ત્રે ગોરે વિજા',
જાન મિઠી ગોરે વિજા', મિઠે મૂંજે કચ્છ તા.

કવિ રાઘવનો મિત્ર ખેતો ખાંટ સજ્જન, સરલ અને સાહિત્ય–રસિક હતો. કાપડની ફેરી કરવાનો એનો ધંધો હતો. એનું પૂરૂ નામ ખેતસીં વાલજી ખાંટ. આ માણુસ એવો સીધો અને ભોળો હતો, કે એની મોટી રકમ ઉઘરાણીમાં સલવાઈ ગઇ. એ સૌ કોઇને માલ ઊધાર આપે અને એને કોઇ પણ ઉઘરાણીના પૈસા ન આપે. કવિ રાઘવને આ વાતની ખબર પડી ત્યારે તેમણે ખેતા ખાંટને ઠપકો આપ્યો અને એના વેપારની ઠેકડી ઉડાવતા થોડા કુંડળિયા તૈયાર કરી એને સંભળાવ્યા. આ કુંડળિયાનો એટલો પ્રચાર થઈ ગયો. કે શેરીએ–ગલીએ નાના–મોટા છોકરા પણ આ કુંડળિયા બોલવા લાગ્યા અને એની અસરથી ખેતા ખાંટને પોતાના વેપારની રીત આખરે ફેરવી નાખવી પડી. આ કુંડળિયા ચોટદાર કચ્છી વાણીમાં હોવાથી તે અત્રે આપવામાં આવે છે.

## કુંડલિયા

૧

વાલે વારે કે થેઓ, ઘાલે વારો ગામ,
પણ સે ઇ સમજે ન તો, હિંયેં મિંજ હજામ;
હિંયેં મિંજ હજામ, ન્યાર તો કરે નકે કે,
ઘાલણિયું થ્યો ગામ, ગમ ન સે .... કે;
ચય 'રાઘવજી' ઘણેં, સચી ખ્યો નિત સારે કે,
પણ સરૂર સુદ્ધ નાંય, વિસધ વાલે વારે કે.

૨

ઢડ ઢડે ભાર કૉ, ખાલી મિડેં ખુવાર ?
ખડિયો રખ ઘરખૂણુ મેં, વીંટિ છડ વેપાર;
વીંટિ છડ વેપાર, બાર જી કઢ ઉઘરાણી,
વિંઆય વીય હજાર, વિધે અચ ઘર કે ઘાણી;
ચય 'રાઘવજી' સજી, પ્રાંત પણ વિધે પખેડે,
સે વારે ગિન વિસધ, ભાર મર હુંઇંમ ઢડે.

૩

કઢ ઉઘરાણી કીં કંધે, જુડે જિકીં સે ગિન,
ખાધેં સે ખડ મેં પેઓ, છિની સગેં સે છિન;
છિની સગેં સે છિન, કઢઈ ઉઘરાણી કમ જી,
કુરો પોય તું કને ? ત્રાણ ઓરેં જિત મમ જી;
ચય 'રાઘવજી' ન કાં, ન જુડંધી કોડી કાણી,
વિઠો મ કર વિચાર, કીં કંધે કઢ ઉઘરાણી.

૪

ઢારે વેંધે ઢિબર જયું, લાલચ ડઇને લોક,
ખેતા ! મૂડી ખોઇને, કોરિયુ ડીંધ઼ે કોક;
કોરિયુ ડીંધ઼ે કોક, સચી ચાતો સતધરમેં,
અઞાં ડને અખબૂંચ, ગિલઢી રોંધી ઘરમેં;
ચય 'રાધવજી' પેખ્યા, લોકટા જેંકે લારે,
ખોખો કરીંસ ખલ, ઢિબર જયુ તેકે ઢારે.

પ

ગાંઢા અસીં ઘણા ડિઠા, પણ તો જેડા તૂંજ,
જુકો જણુજણુ સેં કરે, ડઇને ડાચા ગૂંઞ;
ડઇને ડાચા ગૂંઞ, કરે હુડ઼કુત્તે થીજે,
સે મોરેં મૂરખા ! ડાકડ઼ે વગર ન ડીજે;
ચય 'રાધવજી' પોય, કસેને ઉભિયેં કાંઢા,
તેકે તેનું મોર, ........જી વિજ જે ગાંઢા.

૬

ગિલ્લા ! વેનેં ઘાલજી, રૂને ડરે રખાલ,
ડીંધે કોય ન ડોકડ઼ો, ગોખજ પ્યો ઈ ગાલ;
ગોખજ પ્યો ઇ ગાલ, ઘાલશેં કર ગરસર મેં,
માટે પખ પીધાર, માલ ભર પ્યો અય ઘર મેં;
ચય 'રાધવજી' પોય, કડી વઇ રોંધા બિટલા !
રૂને ડરે રખાલ, ઘાલજી વેનેં ગિલ્લા !

૭

તોકે તાં ઘડ વે નતી, સું ચઈ તિતરી મૂર,
પણ ગાલિયું મૂંજ્યું મિડે, કજ તૂં જાધ જરૂર;
કજ તૂં જાધ જરૂર, કીં ન કર જુડંધે કોરિયું,
ખાતે મંઢેત ઓય, મંગત પોય ડીંધે મોરિયું;
ચય 'રાઘવજી' રૂઈ, રાસ વઈ રોને રોકે,
ડીં ત ડાઓ હથ ડીજ, ત્રાંમિયો હિકડો તોકે.

કવિ રાઘવ કચ્છી ઉપરાંત હિંદી ભાષામાં પણ સારૂં લખી શકતા. એક વખત વિષ્ણુ ભગવાન અને શંકર ભગવાનનો સ્વર્ગમાં ભેટો થઇ ગયો ત્યારે એ બંને પોતપોતાના ગૃહ-સંસારની મુશ્કેલીઓનું વર્ણન કરે છે એવી કલ્પનાના સંસ્કૃત શ્લોકને કવિએ હિંદી ભાષામાં કેવી અનેરી કળાથી રજુ કરેલ છે! વિષ્ણુ ભગવાન મહાદેવને કહે છે કે—

### કવિત્ત

દામિની-સી[1] દધિસુતા[2], ભામિની હૈ ભુવન મેરે,
 ગેહ-ગેહ[3] ઘૂમવે કો, દ્દષન દુલ્હારી મેં;
સુવન[4] હૈ એક, તીન ભુવન કો ભૂપ આપ,
 મન્મથ[5] વો માન તા કો, સકો ના સંભારી મૈં;
ખગપતિ વાહન[6], બિછાવન કો વ્યાલ[7] ખડી-
 તેજ તકરાર હોત, ઉર્ગ-ઉર્ગારિ[8] મેં;
કહત હૈ રમેશ, હે મહેશ! યહી દુઃખ હી તેં,
 ઝારી ઝારી દેહ ભયો, દારી સો મોરારિ મૈં.

૧ વીજળી જેવી ૨ લક્ષ્મી. ૩ ઘેર ઘેર ૪ પુત્ર. ૫ કામદેવ. ૬ ગરૂડનું વાહન. ૭ શેષનાગની શૈયા. ૮ સર્પ અને ગરૂડ.

ઉત્તરમાં ભગવાન શંકર પોતાની આપત્તિઓનું વર્ણન કરતા કહે છે કેઃ—

ગનપતિ-વાહન[1] કો, ભખન ભુજંગ ચહે,
કાર્તિક કો કેકા[2] જાત નાગોં સે નિભાયો ના;
પાર્વતી કો પંચાનન, આનન ગનેશ[4] હુ પે,
જાહ્નવી જટા મેં સો તો, ભવાની કો ભાયો ના;
જહાં ચન્દ્ર ચારૂ તહાં, તીસરો હૈ તીવ્ર દગ,
જુગન[5] કો ઝગડનો, જાત હૈ જનાયો ના;
કહત હૈ મહેશ, હે રમેશ! યહી દુઃખ હી તેં,
હલાહલ પિયો તોઉ, અંત મોકો આયો ના!

૧ ઉંદર. ૨ કાર્તિક સ્વામીનો મોર ૩ સિંહ ૪ ગણેશનું માથું.
૫ ઉભય



## સંત કવિ પ્રતાપસિંહજી જૂણાજી જાડેજા

'પ્યારે રામ' ના ઉપનામથી પ્રસિદ્ધ થએલા ભક્ત કવિ પ્રતાપસિંહજીએ કચ્છની ધરતીમા કવિતાના ઝરણા વહાવ્યા છે પ્રતાપસિંહજી સંત હતા, કવિ હતા, પ્રભુભક્તિમા જ રાચનારા હતા નિરભિમાની અને નમ્ર હતા નવા નવા નવે રસ પીરસનારા કાવ્યો રચવાની એમની પ્રેરણાનો ખજાનો અખૂટ હતો એમના પ્રકટ અને અપ્રકટ કાવ્યોનો મોટો ભંડાર છે એમણે પોતાના રચેલા કાવ્યો, ભજનો, પદો વગેરેની રસલ્હાણ તો કચ્છની જનતાને આપી, પરંતુ તે ઉપરાંત કચ્છના બે મહાન કવિઓના કાવ્યસંગ્રહને પ્રકાશમા આણીને એમણે કચ્છની પ્રજા પર પરમ ઉપકાર કર્યો છે

એક તો મંજલના જાડેજા દેવાજી જે એક પ્રખર સુધારક, અંધશ્રદ્ધાના વિદારક અને પાખંડનું ખંડન કરનાર શક્તિશાળી કવિ હતા, એમનો કાવ્ય સંગ્રહ 'દેવાનુભવ દિવાકર' પ્રસિદ્ધ કરવામા શ્રી પ્રતાપસિંહજીનો મોટો ફાળો હતો

બીજા બાબિયાના ભક્ત કવિ દેવીદાનના ભજનો–પદો વગેરેનો સંગ્રહ–'દેવા વિલાસ' ભાગ ૧–૨ એમના તરફથી જ પ્રકટ કરવામા આવેલ છે એમની આ સાહિત્ય–સેવા અમૂલ્ય છે

શ્રી પ્રતાપસિંહજી અમુક વખત લાઠીમા પણ રહ્યા હતા ત્યા લાઠી નરેશ કલાપીજી અને અન્ય સાહિત્યકાર મિત્રોના સહવાસથી એમની કાવ્યકળા ખીલી ઊઠી એ સમય દરમિયાન એમણે પિંગળનો

ઘોડા ઘોડ કંધે ધુનિયામેં, જનમ જિઆ વઈ વેઆ. જો૦
પંધ ખુટણુ જો પાર ન આયો, કૂડા કામા કેઆ. જો૦
મસ્ત ભની તન ધન જોબન મેં, કેઆ ન કેંજા ચેઆ. જો૦
'પ્યારા' તો વટ; તોબાં તોબાં ! ક્રમ્મ અચે કેર ભેઆ ? જો૦

રાગ ઘ જ

સામીડેં જો સંગ છડે, હિન આફત મેં કીં અચાં ?
આફત મેં કીં અચાં ? મિઠેં જી મિઠી નજર સે ભચાં. સામીડેં૦
ભુગ્યાં ન મૂંકે ભેનરૂં, આંઉં નાથ ચરણુ મેં નચાં. સામીડેં૦
નિરમલ ગંગા નીર તજે ને, ગારે મેં કીં ગચાં ? સામીડેં૦
ખુદમસ્તી જા મઝા છડે, હિન પાખંડ મેં કીં પચાં ? સામીડેં૦
'પ્યારા' પિરિયન પેર ઉપાસે, રામ ભજન મેં રચાં. સામીડેં૦

## કચ્છી કાફી

(રાગ–સચોની નેડલો કજે)

મનડા ! મ કર મિજાજ,
મનડા ! મ કર મિજાજ, ઝુકયો અય જોખમ જિંજ જહાજ,
પવન ઝપાટા જબર લગેંતા, મનડા મ કર મિજાજ. ટેક.
હિસેં ન તો પણુ ખિસેં હિયાણી, સુખાણુ સણુ જા સાજ. મનડા૦
મોજા કેક લગેં તા મુશ્કિલ, કર તું કોક ઈલાજ. મનડા૦
રામભજન કર રખી ભરોસો, બુડે ન પરબત પાજ. મનડા૦
'પ્યારે રામ' સુરત રખ સમરણુ, અંધર થિયે અવાજ. મનડા૦

રાગ–ઈ જ

છડ પર જી પંચાત,
છડ પર જી પંચાત, જાણુ તું જાહેર તોજી જાત,
નિવેડી ગિન તું તોજી ભંધા ! છડ પર જી પંચાત. ટેક૦

મિસ્કીનેં તેં મ્હેર નજર રખ, ખિજમત કર એરિયાત. નિવેડી૦
નેકી કર હિત નફો હંમેશાં, સાહેબ વટે સુગાત. નિવેડી૦
જિક્કર કરે રખ ઝવેરાત કે, જગ જી ટાર જકાત. નિવેડી૦
'પ્યારે રામ' ભજ પ્રભુ ભરોસે, કંધીએં પુગા કિરાત. નિવેડી૦

## કચ્છી કાફી

રાગ—સચોની નેડલો કજે

નિપટ વિસારે વિઠા,
નિપટ વિસારે વિઠા, અસાંમેં કેડો ડો આંઈ ડિઠાં ?
નંદકુંવર કીં થેઆ નમેરા, નિપટ વિસારે વિઠા. ટેક૦
વેઓ સિયારો આયો ઉનારો, સુંધ તેં મીં પણ વઠા. નંદ૦
પ્રેમ બાણ સેં વિંધી વિધાં આંઈ, ચુલેં અસાંકે ચિઠા. નંદ૦
પ્રીત કરે ને પતરી ન વેજે, નાથ ન થીજે નિઠા. નંદ૦
આં જેડા કો અજબ રંગીલા, ડે મેં નાંયેં ડિઠા. નંદ૦
'પ્યારે રામ' શરણ મેં રખજા, મ્હેર કરે ને મિઠા. નંદ૦

રાગ—ઈજ

દરશન ડીજા વરી,
દરશન ડીજા વરી, વલા ! કુરો ચોણું ફરી ફરી ?
પ્રીતમ પ્યારા ભલેં પધાર્યા, દરશન ડીજા વરી. ટેક૦
કૂંજીયેં જેડી સુરતા રખજા, રખે વિંઓ વિસરી. પ્રીતમ૦
અસીંની આંજા આંઇ અસાંજા, નાંય જુધાઇ જરી. પ્રીતમ૦
ભજન સુધારસ ભલા પિયારેઆં, પ્રેમ પિયાલા ભરી. પ્રીતમ૦
પતરીનું આંઇ પતરી મ વેજા, મેરમ મિલજ્ન ફરી. પ્રીતમ૦
'પ્યારે રામ' મનમંદર મૂંજે, નજરેં રોજા તરી. પ્રીતમ૦

## કચ્છી કાફી

રાગ—સંસાર સપનું ખોટી બાજી

સેણ સોહાગી મિલેઆ મૂકે, રૂં રૂં મેં રેઓ રામ રમી,
જેંલા જપ-તપ ક્રિઆ કેઆ તે, મિઠા મિલેં મનસૂબા થેઆ તે,
વરે વિજોગી વિઠે વેઆ તે, કાયમ વસંધા કડેં અમી ? સેણુ૦
પ્રગટ ડિઠો સે પ્રીતમ પ્યારો, નેક નજરનું નાંએં ન્યારો,
કુધરત જો હી ધુનિયા કિયારો, કલા અજાયબ નાંય કમી. સેણુ૦
ભેટ્યા ભવ મેં કેઆં ભલાઇ, જાગ્યો ઉર આનંદ ઇલાઈ,
મનગમધા સુખ ડિના મિલાઇ, ખાવંધ રેઆ સુંવટ ખમી સેણુ૦
ન્યારઇ મૂરત નેણુ ભરે ને, ધિલ અંધર ધિલધાર ધરે ને,
પિરિયન પ્યારા પ્રેમ કરે ને, સૂરત મેં વઇ સૂરત સમી. સેણુ૦

## કાનો મેલે ન મારો કેડલો

રાગ—આવ્યા છે ગોકુલ તારવા

કાનો મેલે ન મારો કેડલો, સોહાગી શ્યામ,
કાનો મેલે ન મારો કેડલો—ટેક૦
જલ જમનાજી ભરવા જાતાં, બંસીવાલો ફોડે બેડલો. સો૦
મહી વેચવા જતાં મથુરા મારગે, લૂટે છોગાળો આલી છેડલો. સો૦
બેસી રહું તો ઘેર બોલાવા આવે, ત્રિકમ મેલે છે મને તેડલો. સો૦
'પ્યારે રામ' રૂડો ને પ્રેમરંગીલો, નંદના કિશોર કેરો નેડલો. સો૦

## જોગી

ભૈરવી

જોગી જંગલ કા વાસી, હૈ એક અલખ કા પ્યાસી,
જોગી જંગલ કા વાસી.

'તું હી તું હી' કા તાર મિલાયા, અજપા જપત ઉદાસી,
આના જાના સબ આલસાના, ઘટમેં ગંગા કાશી. જોગી૦
ખુલ ગઈ ખિડકી નાદ નિરંતર, વીણા બજે વિલાસી,
મોર મલ્હાર ભ્રમર ગુંજારે, ફૂલે ફૂલ સુવાસી. જોગી૦
રંગ બેરંગી અનહદ રચના, ચમકત બીજ પ્રકાશી,
બરસત અમૃત બુંદ અખંડિત, પીવત પ્રેમ સંન્યાસી. જોગી૦
ઉનમુન આસન અડગ જમાયા, કાયમ સુખ કૈલાસી,
'પ્યારે રામ' ને પૂરણ પરખ્યા, ચલ ગઈ સહજ ચોરાશી. જોગી૦

## કિન હિસાબ મેં પાણુ ?

વેધ કરેને જેં વિધો, ભારત મેં ભંગાણુ,
ભીષ્મ પિતા સે કિત ભરચા ? કિન હિસાબ મેં પાણુ ?
નવ-તેરી[1] જે ખેલ મેં, ભીમ કઢેં ગજ-ઘાણુ,
જબર જંગ જોદ્ધો વેઓ, કિન હિસાબ મેં પાણુ ?
સિજ સખાત[2] સોંઢી હલ્યા, પૂરો કરે પરિયાણુ,
લાખે જેડા બ્યા લડે, કિન હિસાબ મેં પાણુ ?
સૂરા સામંત સામટા, પૃથુરાજ ચૌહાણુ,
ડે મેં સે ડિસજેં નતા, કિન હિસાબ મેં પાણુ ?
કચ્છ કે જેં કાયમ કેઓ, સૂરો વીર સુજાણુ,
ફોજ સાણુ[3] ફતમલ્લ વેઓ, કિત હિસાબ મેં પાણુ ?
નોખ રણે જેં નગર મેં, જામ વઢે જબરાણુ,
મેરૂ જેડા બ્યા મરી, કિન હિસાબ મેં પાણુ ?

૧. એક હાથે નવ અને બીજા હાથે તેર હાથી ફેંક્વાની રમત.
૨. લાખો ફુલાણી સૂર્યની સખાતે નએલો મનાય છે. ત્યાંથી સૌથી પ્રથમ બાજરીનો છોડ એ લઇ આવેલો એમ કહેવાય છે. ૩. સહિત

### આખર ફના મકાન !

સવા પોર ચડધે સિજ, ડિને સોન જા દાન,
કિતે કેરણુ દાતાર અજ, આખર ફના મકાન !
શાહ સિકંદર પાતશા, જાહેર જગ જહાન,
હલ્યો વેઓ સે હેકલો, આખર ફના મકાન !
સિજ જેડા સોભી રેઆ, સુહણી સિકલ સુભાન,
ક્યા સે કઇ વિલાત મેં ? આખર ફના મકાન !
પાણુ પાણી થઈ વેઆ, તાનસેન જે તાન,
રમી વેઆ ઇ રમજ મેં, આખર ફના મકાન !
વિજ જીં ચમકેં વેસ મેં, વિઠા ચડી વેમાન,
ફિટી વેઆ સે ફિટક મેં, આખર ફના મકાન !



## કવિ શ્રી નિરંજનજી

"મૂજી માતૃભૂમિ કે નમન," એ એક જ રાષ્ટ્રગીતથી સમસ્ત કચ્છી જનતામાં પ્રખ્યાત બની જનાર કચ્છના બાહનાશીન અને લાડીલા કવિ શ્રી મુરારિ લાલજી નામ ઉર્ફે નિરંજનજીના નામથી ભાગ્યે જ કોઈ કચ્છી અજાણ્યું હશે.

હવે તો એઓશ્રી આખા બિહારમાં અને અન્ય પણ સ્થળ મકાનમાં નિરંજનજીના નામે ઓળખાય છે. કચ્છના નામને બિહાર-બંગાળ અને દૂર દૂર સુધી એમણે પ્રસિદ્ધ કર્યું છે.

જ્ઞાતિની વ્યાવહારિકતા જાણે કરડી ખાતી હોય તેમ એમને વ્યવહારો પ્રત્યે બચપનથી જ અણગમો હતો. અને એક દિવસ એમણે પણ મહાભિનિષ્ક્રમણનો રસ્તો લઈ લીધો હતો.

કવિ નિરંજન જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં કચ્છ તો એમની સાથે જ હોય. "હેમારે તેં પુગો નિરંજન, ધીણોધર સંભરન" એ કંડિકા કચ્છ પ્રત્યેના એમના પ્રેમને સિદ્ધ કરી બતાવે છે.

ચૌદ વર્ષના એમના ગુપ્તવાસ પછી એમના બંધુ શ્રી કલ્યાણજી-ભાઈએ એમની શોધ માટે સારાયે ભારતમાં ભટકી ભટકીને એક દિવસે એમને ગંગાસ્નાન કરતા પકડી પાડ્યા.

ઉભય બંધુઓની આંખો ગંગા–યમુનાથી છલકાઇ ગઇ. ચૌદ ચૌદ વર્ષો પછીના આ બંધુમિલનના આનંદની અવધિનું પૂછવુ જ શું ?

બંને ભાઇઓ કચ્છમા આવ્યા. છએક માસ કચ્છ વતનમાં ગાળી કવિ શ્રી ફરી બિહારની ભૂમિ પર પહોંચી ગયા. હવે તો બિહારની ભૂમિ જ જાણે એમનું વતન બની ગઇ છે. બિહારમા રહીને કવિશ્રીએ હિંદી સાહિત્યની સેવા પણ સારા પ્રમાણમા કરી છે. એમની હિંદી વાણી એવા અસ્ખલિત અને એક ધારા પ્રવાહથી ચાલે છે કે એમની માતૃભાષા હિંદી નહિ હોય એવું કોઈ પણ ધારી શકે નહિ. એમના કચ્છી સાહિત્યની થોડી પ્રસાદી અત્રે રજુ કરવામા આવે છે.

## મૂંજી માતૃભૂમિ કે નમન!

ભૈરવી

કચ્છી અસાંજા કોડ મિંજા, કુલશાન કરીં તનમન,
મૂંજી માતૃભૂમિ કે નમન!
રતન ખણી જિત વિદેશ જા ને, મેરામણ ઉછરન,
મલ્લ જેડા માલમ મછવે સે, સાગર–પાર પુજન. મૂંજી૦
વડયું વિલાતું વિંઝીં માડુહા, કચ્છડે કે ઉકંઢન,
ઘેર ડીંધડે પચ્છમ ધરા તેં, અખડયું નીર વસન. મૂંજી૦
ખાલજોગણી સરસ્વતી પણ, જમાંય જિત આસન,
જગડૂસા, ખેંગાર, પીતાંબર, માડી જા માજન. મૂંજી૦

તેજવત્યું જલજ્યું લિખગ્યું, જગમાલણુ જીંય ગુલન,
જિત કપૂરી હોથલ જેડ્યું, પદમણિયું પ્રગટન. મૂંછી૦
સિંધૂડો સોણાઈ સુણી રત, સુડસેં જા ઉછરન,
જંગ જમેં જિત જૅરાતા, તિત જાડેજા સૂંઝન. મૂંછી૦
ઢોલક તેં નિત થાપ લગે ને, તંબૂર વામઝ પડન,
સુરતા જેંજી લગી સાંઈ સે, કાફ્યું મિઠયું કુછન. મૂંછી૦
હેમારે ઘટ પુગો 'નિરંજન,' ધીણોધર સંભરન,
અસીં આલુડા ણુલણુલ ઈનજા, માડી અસાંજો ચમન. મૂંછી૦

## ટીપે મેં મેરામણુ

ટીપે મેં મેરામણુ માયો, ઇ અચરજ કેં ભાંયો?
ટીપે મેં મેરામણુ માયો.
સંત પુરસ જી સાન સેં, સું મનડો મંઆયો. ટીપેમેં૦
તલપ લગી મહબૂબ જી, જિંધડો જલાયો,
ભટકી ભટકી પેર ગડા, ઘટ ભીતર ગાલાયો. ટીપેમેં૦
પરમ કરમ ને મોક્ષ મરમ જ્યું, ધાંઉં કુલા પાયો?
લેરૂ અલખ મેરાણુ જીયુ, હિત બ્યો કયો અય જાયો? ટીપેમેં૦
ચ ધર–અમૃત જો સોસ છડયો, ન કીં નાંગણુ જગાયો,
ખટ ચક્રે જે ખોપ મિંજા, મન મરકટ કે વાયોં ટીપેમેં૦
સુગ જો વસંધલ સિજ, કરમ જે વડરે લોપાયો,
મતી મુરારી! કીં સુઠી, કેં ભુછડે ભરમાયો? ટીપેમેં૦
અનહદ સુંઅ–વેરાન મેં, મૂંજો હંસલો ઉડાયો,
જમના–સરસતી પાર 'નિરંજન' ગંગજલે નાયો. ટીપેમેં૦



## કચ્છની કવયિત્રી
## રતનબાઇ

કૃષ્ણભક્તિના રંગે રંગાયલી ભારતની કવયિત્રી મીરાંબાઇનાં ભજનોમાં જે ભાવના અને દિલદર્દનાં દર્શન થાય છે તે જ ભાવના અને દર્દ કચ્છની કવયિત્રી રતનબાઇની કાફીઓમાં અનુભવી શકાય છે. એટલે જ એમને કચ્છનાં મીરાંબાઇનું બિરૂદ આપવામાં આવ્યું છે. એમની કાફીઓ માનવ-હૃદયના મર્મસ્થાનને ભેદી જાય છે. ભાવનાશીલ અંતર પર ઊંડી અસર કરી જાય છે. દર્દી દિલ પર તો અજબ જેવી ચોટ આપી જાય છે.

રતનબાઇ મૂળ અબડાસાના ભડલી ગામનાં રહીશ, ખોજા જ્ઞાતિનાં સુસંસ્કારી બાઇેન હતાં. એમના એકના એક યુવાન પુત્રનું અકાળ અવસાન થતાં એમનું હૃદય વૈરાગ્યના રંગે રંગાઇ ગયું. આ દુઃખદાયક પ્રસંગે એમના જીવનનું પરિવર્તન કરી દીધું. એમના અંતરની આર્દ્ર ભાવનાઓ દર્દમય વાણીના રૂપે વહેવા લાગી.

એ જ અરસામાં કચ્છમાં બાકરશાહ નામે એક સૈયદ-પીર થઇ ગયા. બાકરશાહ મૂળ નખત્રાણા તાબે આવેલા નાડાપા ગામના વતની હતા. મસ્ત અને ઓલિયા જેવા હતા. આખા કચ્છમાં એમનું નામ પ્રખ્યાત હતું. ઠેર ઠેર એમના મુરીદો હતા. હિંદુ-મુસ્લીમ સૌ એમને ચાહતા. ઘણા લોકો એમના પ્રત્યે ભક્તિભાવ રાખતા. ભુજની ખારી નદીના તટ પર એક ગુફા બનાવી, તેમાં તેમણે પોતાનું

રહેઠાણ રાખ્યું હતું અહીં એમનો ઘણોખરો વખત એ ઈશ્વરની બંદગીમાં વ્યતીત કરતા

રતનબાઈનું દુનિયાથી દુભાયેલું દિલ કોઈ યોગ્ય ગુરુદેવની પ્રતીક્ષા કરી રહ્યું હતું પીર ભાકરશાહની મુલાકાત થતાં રતનબાઈએ એમને પોતાના ગુરુ તરીકે સ્થાપિત કર્યા રતનબાઈની એમના ઉપર ખૂબ આસ્થા હતી-ભાવ હતો

રતનબાઈનો સ્વર્ગસ્થ પુત્ર પોતાની પાછળ એક વિધવા અને સોનલબાઈ નામે એક પુત્રી છોડી ગએલો એની વિધવાએ આગળ જતાં જ્ઞાતિના રિવાજ પ્રમાણે પુનર્લગ્ન કર્યું, એટલે સોનલબાઈ રતનબાઈ પાસે રહીને ઉછરવા લાગી

સોનલબાઈના દિલમાં બાળપણથી જ વૈરાગ્યના બી રોપાઈ ચૂક્યા હતા આ કારણથી રતનબાઈએ એને પણ ભગવાં પહેરાવી દીધાં હતાં આગળ જતાં એની વૈરાગ્યની ભાવનામાં પલટો આવી ગયો પરિણામે ભગવાં ઉતારવાનો વખત આવી લાગ્યો. એ પ્રસંગે રતનબાઈએ રચેલ ભજન દિલને ડોલાવી દે એવું છે

**ભજન**

ભગવાં પહેરીને કેમ ઉતાર્યાં ? સોનલબાઇ !
આ રે અવસર, પાછો ન આવે જી
સરવણની કાવડ બાઈ, કાંધે ધરીને,
અધવચ કેમ મેલી દીધી ? સોનલ૦
તન ને જોબન બાઈ, ચાર . દી'નો ચટકો,
પતંગીઓ રંગ ઊડી જાશે સોનલ૦
ગુરુને પ્રતાપે, બોલ્યાં રતન બાઈ,
સાચાં મોતીડાં વેરાઇ જાશે સોનલ૦

રતનમાઈનુ જન્મસ્થાન ભડલી હતુ પરતુ તેમણે પોતાના જીવનનો મોટો ભાગ તેરામા વ્યતીત કર્યો હતો તેરામા તે વખતે ઠાકોર ગગુભા ટીનાત હતા રતનબાઈની વૈરાગ્ય-ભાવનાથી ઠાકોરને એમના તરફ સદ્ભાવ જાગ્યો હતો એટલે રતનબાઈની માગણી મુજબ તેરાના તળાવની ઉત્તર તરફની જમીન એમને આશ્રમ માટે અર્પણ કરવામા આવી હતી

તળાવની પાળે આવેલુ રતનબાઈનુ આ આશ્રમ આજે ઉજ્જડ અને નિર્જન છે જાણે ખાવા ધાતુ હોય એવુ લાગે છે જ્યા કોઈ મુસાફર રાતવાસો પણ કરી શકે નહિ એના ભયકર સ્થાનમા રતનબાઈ નિર્ભયતાથી નિવાસ કરતા હતા દુખી અને દર્દીઓની સેવા પણ કરતા હતા

રતનબાઈના ગુરુ ભાકરશાહનુ પણ રતનબાઈની હયાતીમા જ અવસાન થયુ હતુ એથી પણ રતનબાઈના અતર પર મોટો આઘાત લાગ્યો ગુરુ-વિયોગમા પણ એમણે ઘણી કાફીઓ રચેલી છે

ભાકરશાહ પીરના અવસાન પછી રતનબાઈએ પોતાના આશ્રમમા પીરના સ્થાનક તરીકે એક ઓટલો ચણાવ્યો હતો આ ઓટલો આજે પણ કાયમ છે

રતનબાઈનો દેહવિલય સવત ૧૯૭૬ની સાલે વૃદ્ધાવસ્થામા ભડલી ગામમા થયો હતો ત્યાથી તેમના શબને તેમની અતિમ ઇચ્છા મુજબ અહી લાવીને પ્રથમથી જ તૈયાર કરાવી રાખેલી કબરમા દફનાવવામા આવ્યુ હતુ એમની કબરની બાજુમા એમની પૌત્રી સોનલમાઈની કબર પણ જોવામા આવે છે

આ સ્થાનની ભીંતો આજે તરડી ગઈ છે ' પડુ પડુ ! ' થઈ રહી છે એક ભાગ્યુ તૂટ્યુ તબૂર તથા જીર્ણ ચાખડી-પાવડી આદિ યોગના સાધનો આજે કચ્છની કવયિત્રી રતનબાઈ અને ભાકરશાહ

પીરના ભ્મરણ રૂપે પડી રહ્યા છે કચ્છની આ વિભૂતિનું નામો નિશાન ભૂલાઇને ભૂસાઇ ન જાય તે જોવાની કચ્છી જનતાની આજે ફરજ છે

રતનબાઇ પોતે ફૂલ જેવા કોમળ હતા અને એથી પણ વધુ કોમળ એમનુ હૃદય હતુ એમનો કંઠ ઝુનઝુન જેવો સુંદર અને મૃદુ હતો પોતાના ઉરભાવને વ્યક્ત કરતી કાફીઓ ગાનામા એ એવા એકતાન બની જતા, કે પોતે પોતાને પણ ઘડીભર ભૂલી જતા.

રતનબાઇની કાફીઓ અને ભજનો તો અનેક છે, પરંતુ કાળક્રમે લુપ્ત થઇ ગયા છે એમના વૈરાગ્ય રસ અને ભક્તિરસની થોડીક પ્રસાદી અને આપવામા આવે છે

## ભગમાં લેખ

(રાગ-નહિ રે વીસારૂ હરિ)

પેરીઆ ભગમા લેખ,
આઇયિલ મા! આઉ પેરીઆ ભગમા લેખ ટેક૦
વજાએ હલેઆ વાસલડી મા!
લિખેઆ ઍંડા લેખ. આઇયિલ૦
જોવી બધા આઉં બાન તે મા!
જાગાઇધિંસ આલેખ. આઇયલ૦
મેડીઆ માક મહીર જી મા!
કરમ લિખઇ કા રેખ આઇયલ૦
બોલે ' રતનબાઇ ' મુરશીદ સુંહી જા,
મરણ-જિયણુ જી મેખ. આઇયલ૦
પેરીઆ ભગમા લેખ,
ઉજલ મા! આઉં પેરીઆ ભગમા લેખ.

## પખીએં જો મેડો

રાગ–ભ જ

પખીએં જો મેડો રે,
મૂંજી આઇચલ ! પખીએં જો મેડો. ટેક૦
બચલા પરતા રજ્જ કે, લગો–
જોગીએં સેં નેડો રે ! મૂંજી૦
વરી વિઆંતી વતન તેં,
આયો ધણીએં જો તેડો રે ! મૂંજી૦
ભુંગલા પરતા પાડે કે,
ઉત હલંધો ન કો ભેરો રે ! મૂંજી૦
બોલે 'રતનબાઈ' વીનતી,
થીંધો જંગલ મેં ડેરો રે ! મૂંજી૦
પખીએં જો મેડો રે,
મૂંજી જીજલ ! પખીએં જો મેડો.

× × ×

## સામીડેં જો નેહ

રાગ–ઈ જ

સામીડેં જો નેહ,
લગો મૂંકે જોગીડેં જો નેહ. ટેક૦
સુખ ન ડિસાં ત તાં, સુખ ન થિયે,
મા તેંજી કેડી વલે ? લગો૦
ડુંગર ડોરીઆં હેકલડી મા,
માં કે કો મ ગલે. લગો૦

વરે વરે આંઇ જેડિયું રે,
        મું સાણુ કો મ હલે. લગો૦
ભોલે 'રતનબાઇ' વીનતી,
        છાલ મુરશીદ મૂંકે મિલે. લગો૦
સામીડેં જો નેહ,
        લગો મૂંકે જોગીડેં જો નેહ.

× × ×

## જોગીડેં કે જી!

રાગ—કાફી

જોગીડેં કે જી!
        અલા! મૂંજે સામીડેં કે જી! ટેક
કાગ ઉડાઇયાં, વાટું ન્યારિયાં,
        અચો આંઇ મૂંજા પિરીં. અલા૦
મોય પુઆણાં જેડિયું રે,
        સેણુ વસાઇધા મીં. અલા૦
સા વિએતો ચિપરીં મૂંજા,
        કોલ પારીંધા કીં? અલા૦
હિતે છડે વ્યા હેકલી,
        આંઉં ડુખેં તાં ગુઝારીઆં ડીં. અલા૦
ભોલે 'રતનબાઇ' વીનતી,
        મૂંજા જનમ-સંગાતી થીં. અલા૦
જોગીડેં કે જી!
        અલા! મૂંજે સામીડેં કે જી!

## મનડા વેને મરી !

રાગ–ઈજ

મન ! તું વેને મરી,
સુસાફર મનડા ! વેને મરી. ટેક૦
કીંય તાં અચીને ફરી ?
સુસાફર મનડા ! વેને મરી.
ભેડી વારા નાખવા તું,
કીંય તાં ઉકરને તરી ? સુસાફર૦
ધોલત ધુનિયાં કમ ન ઈંધે,
કીં ન બધને ભરી. સુસાફર૦
બધી સગો સે બધજા આઇ,
હિત ન અચીંધા વરી. સુસાફર૦
બોલે 'રતનબાઈ' વીનતી,
આંઇ દરસન ડીજા હરી. સુસાફર૦
મન ! તું વેને મરી,
સુસાફર મનડા ! વેને મરી.

× × ×

## કેં કે સુણાંઇયાં ચઈ ?

રાગ– ઈજ

કેં કે સુણાઇયાં ચઈ ?
આઈયલ મા ! હી પર મૂં સે થઇ. ટેક૦
જોગીડા વ્યા નિકરી,
માડી ! કેડી કમાણી કઇ ? આઈયલ૦

ડુંગર ડિનાં મૂંકે ડેજ મેં,
    મા ! સગર ડિનાં બ્યા સઇ. આઇયલ૦
સૂર ડિનાં મૂકે સુખડી આઇયલ !
    ગાલિયું કરીઆં કિતે વઇ ? આઇયલ૦
ધુઇયુ ધુખાય બ્યા ધિલ તેં,
    મૂંજી કધર ન કેં કે પઇ. આઇયલ૦
બોલે 'રતનબાઈ' મુરશીદ સુંહી જા,
    આં કારણુ જોગણુ થઈ. આઇયલ૦
કેં કે સુણાઇયાં ચઇ ?
    જીજલ મા ! હી પર મૂંમે થઇ. આઇયલ૦

× × ×

## મન મેં મચ તો બરે !

રાગ—ઈજ

મન મેં મચ તો બરે,
    સામીડા ! મૂંજે મન મેં મચ તો બરે. ટેક૦
ગોલી–બાંની અવાં જી આંઇયાં,
    લિખેઓ કીં ન ટરે. સામીડા૦ !
હિન ધુનિયાં જાં ધોર ડિસીને,
    મનડો સુંહીં જો ડરે. સામીડા૦ !
કાઢા ડુંગર ડોરીયાં આંઉં,
    નેણે નીર તો ઝરે. સામીડા૦ !
બોલે 'રતનબાઈ' મુરશીદ સુંહી જા,
    ઉમેધું પૂરીયુ કરે. સામીડા૦ !
મન મેં મચ તો બરે,
    જોગીડા ! મૂજે મન મેં મચ તો બરે.

## જોગ વિધો !

મૂં જોગ વિધો, મૂંજા જાનીડા યાર !
તોજે ફિરાક મે મૂં જોગ વિધો,

રાવલ સુંહીં જા રંગ સેં રતા વે જાની !
તોકે ડિસણુ લા ડાઢા સું વાજ વિધા,
સે અંતર મેં ઓતારા કરેને વિઠા,
મૂંજા સેણુ સજણુ ! તોજી બાની અઇયાં. તોજે૦

ભલેંની આયા સાંઇ સુંહી જે ઘર વે,
હાણે માં સેં જિઆ જાની માણ્યા મ કર,
આંઉ કો ન મટીંધીસ તુહીં જે ની ધર વે,
તો જે પધંન મેં આંઉં, પીવાની અઇયાં. તોજે૦

અખડિયેં સાર્મી અખડયુ અડાય મિઠા !
ઘિલડો ખસે હાણે તું મોં મ લિકાય,
હિન સિક ધલ ઘિલ કે હાણે મ સિકાય,
તો જે દરશન લા આંઉં, ભેગાની અઇયાં. તોજે૦

બોલે 'રતનબાઇ' ઇશ્ક મૂંજા વે મૂંજા,
મહેભ સજણ મૂં તેં મેરૂં કજા,
મૂંજ્યું સભ તકસીરૂં આંઇ માફ કજા,
આંજી મૂર્ત મથે આંઉં, મસ્તાની અઇયાં. તોજે૦

× × ×

## મિલંધા કડેં ?

મુંજા મહેલ સજણ મિલંધા કડેં ?
અંધર જયું ગાલિયું સુણાઈંધા કડેં ? મુંજા૦
આણાની અચીંધા ઓચંધા,
આંઉં પણ વેંધી ઉતે તાં લડે. મુંજા૦
સા ની કઢી વ્યા સિપરીં,
લુત તાં હિતે ખાલી હલેઆ છડે. મુંજા૦
માગ રખજા ની મલીર મેં,
ભુંગા ભનાઈજા ઉતે તાં અડે. મુંજા૦
બોલે 'રતનબાઇ' વીનતી,
ધિલજા ધિલાસા ડઇને વેઆ તાં લડે. મુંજા૦

× × ×

## ઘડનારાને !

મારી કાયાના ઘડનારા !
કાચી રે કેમ ઘડી મોરી કાયા ? ટેક.
કાયા માયાના બંદા ! કૂડા ભરોસા,
કૂડા કૂડા ઠાઠ રચાયા. કાચી૦
ઘટડે મેં ચંદા ને ઘટડે મેં સૂરજ,
ઘટડામાં નવ લખ તારા. કાચી૦
ઘટડેમેં મેડિયું ને, ઘટડેમેં બંગલા,
ઘટડેમેં બાગ બનાયા. કાચી૦
ઘટડેમેં એરણ, ઘટડેમેં લુહાર,
ઘટડેમેં ઘાટ ઘડાયા. કાચી૦
ગુરુને પ્રતાપે બોલ્યા 'રતનબાઈ',
પતંગિયા રંગ લગાયા. કાચી૦

# માસ્તર લાલજી નાનજી કવિ

માસ્તર અને વળીના નામથી પંકાયલા શ્રી લાલજીભાઇ ખરી રીતે તો કવિ હતા કચ્છી સાહિત્યના ઉત્કર્ષની જેના અંતરમા રાત દિન લગની લાગી હતી, એવા શ્રી લાનજીભાઇ કચ્છી વાણીની મહાન સેવા બજાવી ગયા છે જિંદગીભર એ લખતા જ રહ્યા હતા એમણે કેટલુયે સાહિત્ય લખી નાખ્યુ છે ! કેટલુયે અપ્રકટ સાહિત્ય એમને ત્યા આજ પણ દગનાબધ ખડકાયેલુ પડ્યુ છે એમનુ એ તમામ સાહિત્ય લુપ્ત થઇ જાય ત્યાર પહેલા તેને પુસ્તકાકારે પ્રકટ કરી દેવાની ખાસ આવશ્યકતા છે

શ્રી લાલજીભાઇનો જન્મ વિક્રમ સવત ૧૯૩૮ મા કરાચીમા થએલો સ ૧૯૫૪ મા કચ્છ આવીને એમણે તેરામા નિવાસ કર્યો

નાટકો લખવાનો એમને ઘણો શોખ હતો સ ૧૯૬૩ થી ૬૮ સુધીમા એમણે ૭૨ નાટકો લખી નાખેલા આ નાટકો ઉપરાત વ્યાખ્યાન દ્રાક્ષમ, કચ્છી ભાષાનુ વ્યાકરણ, કચ્છી શબ્દકોષ વગેરે એમનુ પુષ્કળ અપ્રકટ સાહિત્ય પ્રકાશમા આવનાની રાહ જોઇ રહેલ છે

સવત ૧૯૭૯ ની સાલે એમને કચ્છની અદાલતોમા વકીલાત કરવાની સનદ મળી હતી

સવત ૨૦૦૭ ના માહ સુદિ ૧૧ ના દિવસે એમનુ અવસાન થતા કચ્છની પ્રજાએ કચ્છી કાવ્ય-કળામા નિષ્ણાત એવા એક મહાન કવિને ગુમાવ્યો

કચ્છી ભાષાના ઉત્કર્ષ અને વિકાસને માટે લાલજીભાઇના હૃદયમાં ખૂબ તમના હતી. કચ્છી લિપિ તૈયાર કરવા માટે પણ એમણે ઘણી ઝહેમત ઉઠાવેલી. એમના તરફથી 'વિશ્વશાન્તિનો સંદેશ' 'અમર ગીતાંજલિ' અને બીજાં પણ કેટલાંક પુસ્તકો બહાર પાડવામાં આવેલ છે. છેલ્લે પાકટ અવસ્થામાં એક ઊગતા યુવાનના ઉત્સાહથી એમણે "કચ્છ જો કુરક્ષેત્ર" અર્થાત કચ્છના મહાભારત જેવા ઝારાના જંગની કચ્છી વાણીમાં પદબદ્ધ રચના કરીને પોતાની જીવનભરની સાહિત્ય સેવા પર કળશ ચઢાવેલ છે. એમની કાવ્યકળાની થોડી રસ-સામગ્રી અહીં આપવામાં આવે છે.

કચ્છની ધરતીને બિરદાવતાં કવિ કહે છે કે—

તુંહી વેદ પુરાણ, તુંહી ગાયત્રિ ગીતા,
તુંહી બુદ્ધ-ઇસ્લામ, તુંહી જિનશાસ્ત્ર કવિતા;
તુંહી વીર શૃંગાર, તુંહી વાત્સલ્ય અસાંજો,
તુંહી પીર તું દેવ, તુંહી આરાધ્ય અસાંજો
તુંહી ધર્મ તું ધ્યાન, તુંહી તીર્થ તારણ તરણ,
જય જય હો, જય જય હો, જય જય હો, પચ્છમ ધરણ!

કારા કાલ કરાલ, વિકટ ડુંગર ને ડંધા,
માડુ જિન જા મિડે, પંજ હથ્થા પડછંદા;
સાગર જે બચ પાર, ઘુમેં બલવાન બતેલા,
વિધ વિધ જા વેપાર, વીર કચ્છીએંજા વહેલા;
અનંત જિહ્‌વા ગુણ કથે, રત્નાકર ચાંપે ચરણ
જય જય હો, જય જય હો, જય જય હો, પચ્છમ ધરણ!

મિઠડા મોર મલાર, કરીં, જિત સંજ સવારા,
ભટારિયું ભાંભરે, ભાંભરે મિઠા લવારા;

નીલ સમંધર હલે, લંભ એડા લહેરે તો,
નીલાંબર મેં મિલી, નીલ ચોપાસ ભરે તો;
વિશુદ્ધ રસ વારિ વિમલ, વિશુદ્ધ જિત વાતાવરણ,
જય જય હો, જય જય હો, જય જય હો, પરછમ ધરણ !

એકણ મામે દેવ, સંત સરજ્યા જિત જ્ઞાની,
અભંગ અબડો વીર, ધર્મ જેડા જિત ધ્યાની;
પ્રગટયા પારબ્રહ્મ, અને જગડૂશા દાની,
ફત્તા દેવકરણ, વીર લખ્ખા સત્તાણી;
ખંડ ખંડ તોજી પ્રજા, ખંડ ખંડ તોજા ચરણ,
જય જય હો, જય જય હો, જય જય હો, પરછમ ધરણ !

જેસલ–તોરલ સુતા, ગિનીને સહજ સમાધિ,
ઉદો હોથલ ઉતે, એલડી જેંજી બધ્ધી;
સૂમરીએં જિન ઠામ, શીલજી રક્ષા લધ્ધી,
પ્રચેત સેં જિન ધામ, મોક્ષજી બારી બધ્ધી;
જિત જોગી જિત તાપસી, ધર્મનાથ ધરણી ધરણ,
જય જય હો, જય જય હો, જય જય હો, પરછમ ધરણ !

તોજે પગજી ધૂળ, ખણીને મથે ચડાઇયાં,
સર્વસ કરીઆં ફૂલ, હૃદય જે પ્રેમ વધાઇયાં;
તોજો મૂર્ત સ્વરૂપ, ઠયો અય મૂંજે મન મેં,
ઘુમી ઘુમીને જગત, ઝુકાંતો અચી ચરણ મેં;
અન્ન–ધન્ન કાયા કલા, તું જિયણ ધારણ મરણ,
જય જય હો, જય જય હો, જય જય હો, પરછમ ધરણ !

કચ્છનો ઈતિહાસ ક્યાં ક્યાં દટાયેલો પડ્યો છે. તે તરફ અંગુલિનિર્દેશ કરતાં કવિ કહે છે—

ધંગ, માક, પાવર, બની, વાગડમેં વરી ખાસ,
ડટ્યો પેઓ આહે ઉતે, કાછે જો ઈતિહાસ.
ખોજ્યો ગઢજા કુંગરા, ખોજ્યો બચા ખંઢેર,
ખોજ્યો ભિટ મોરીઅ કે, ગિનો ભુંગલેં ભેર.
ખોજ્યો પાણા પારીઆ, જુના વડા વડ ઘેર,
પુછો વિઝીને ફેર, ગુજ ખુલંધો ઇતિહાસ જો.
ખોદ્યો પડદા કાલ જા, સુણો ડઈને કન,
લોક-કથા વાણી-વચન, કવિએં સંધા કવન.

ઝારાના જંગની એ કાવ્ય-કથા કચ્છના રણવીર અમર આત્માઓને અર્પણ કરતાં કવિ શું કહે છે!

અચો મૂંજા ભાવર મિઠા, ઘોડેં જા અસવાર,
નેંજે હિકડે હથ ધજા, બે હથમેં તરવાર.
અચો મિઠા મૂંજા સજણ, સબર અબરજા સેણ,
કેસર ક્રિડિયા પેચ ને, કેસર વરણા નેણ.
પોઢણ ડુંગર પાણ, બેરીં છત્ર કરે સુતા,
રણ જોગીડા જાણ, ઓઢણ કયેં આકાશ જા.

ગજે મીંધ લોરા ગજે, હરપલ જરે છહંગ,
ટરી ન ટે મારે-મરે, એડા ખેલગોં જંગ.
ખંડ દેહ ખંડિત થેઆ, ઈ તાં રેઆ અખંડ,
અમરેં કે અરપણ કેઓ, હી ઝારે જો જંગ.

### રૂદ્ર રાસ

ચડી કરાલ કાલીઉં, ગજે સુરાંગ ગઢીએ,
ધુખાં ધુખાં રતા તતા, ગલોલ ઘોર છઢીએં;
ધ્રિયાં ધ્રિયાં દદામ ઢોલ, જુદ્ધ લાય સઢીએં,
ચઇ જયો શિવં શિવં, મહેશ રાસ મંઢીએં,
મહેશ રાસ મંઢીએં.

સંયુત ભૂત–ભૂતણી, પિશાચ ને પિશાચણી,
ઊ ખિલખિલાટ ખ્યા ખિલે, દૈત્ય પ્રેત ડાકણી;
ઊ તત્ત રત્ત ચખીએં, ઊ માંસ ભકખ ભકખીએં,
ચઇ જયો શિવં શિવં, મહેશ રાસ મંઢીએં,
મહેશ રાસ મંઢીએં.

ઇતે ઉતે નમેં રમેં, તુટે ખણી તરારિયેં,
ઊ ધાવ લગ દાવ ધાવ, મત્થ હત્થ મારિયેં;
ચડાંઇ ભકખ ચંઢીએં, કપાલી હાર ગંઢીએં,
ચઇ જયો શિવં શિવં, મહેશ રાસ મંઢીએ;
મહેશ રાસ મંઢીએં.

ધ્રુબે ધરા ધમંક મેં, તરાર જે ચમંક મેં,
નગાર તાલ ડંક મેં, સુઝાલરી ઝમંક મેં;
ઊ હત્થ, મત્થ, પગ, રગ, ખંઢ ખંઢ ખંઢીએં,
ચઇ જયો શિવં શિવં, મહેશ રાસ મંઢીએં,
મહેશ રાસ મંઢીએં.

ચોફેર ઘેર ગંજીએં, ઊ રત્ત હત્થ મંજીએં,
ધ્રુખાં ધ્રુખાં ધ્રુબે ધરા, નરાં સુપાય મંઢીએં;

રૂક્ક ટોપ બંઢીએં, તરાર તાલ ડંડીએં,
ચઇ જયો શિવં શિવં, મહેશ રાસ મંઢીએં,
મહેશ રાસ મંઢીએં.

સમંધ્ર જંગ જંગીએં, હલેસ હત્થ નંગીએં,
ચડી સુધીર ધંગીએં, સમંધ્ર કે ઉટલંઘીએં;
ધુકાન ઘેર ગંજીએં, પુજે સુપાર કંધીએં,
ચઇ જયો શિવં શિવં, ઊ મત્થ પટ્ટ મંઢીએં,
મહેશ રાસ મંઢીએં.

× × ×

હણી હાક ઉભા મહા કાલ સામા,
છડીં ભોગ ને જોગ સાધીં અકામા,
છડીં સર્વં વેવાર કેડા વિલાસ,
શિવોહં શિવોહં પુજે રૂદ્રવાસ.

## વીરરસ

મથ્થો પે પટ તેં છણી, છતાં લડે શરીર,
જેંજી રગ-રગમેં ભર્યો, ચેતન વારો વીર.
દેવેં જો રસ સોમ ને, ગભરૂ જો રસ ખીર,
ગ્રેની રસ શણુગાર ને, સૂરેં જો રસ વીર.
દેવેં મેં મહાદેવ જીં, જીં વાયુ મેં પ્રાણ,
ઘોડે મેં કચ્છી ભલા, રસ મેં વીર પ્રમાણ.
કોમલ કરૂણા રસ ખરો, મિડો રસ શણુગાર,
જો બંજન રસ વીર અય, લજ જો રખપણ હાર.

**કહેત**

વિફલ કરૂણા ક્રોધ ને વિફલ પ્રેમ શણગાર,
વિફલ વિંઝે ખુલ્લી ઝલઇ, વિણુ વારઇ તલવાર,
વિફલ વિંઝે વાત્સલ્ય પણ, કરે ન સગે કાર,
વીર ન થીએ સવાર, જ્યાં સુધી અંતર મથે.

પ્રાણ સઉં પુતર મરે, મથો કુટે પઇ મા,
રખે ન ઉનકે પા ઘડી, ભીડ ભંજણું ભા;
તડેં ચડીને ચી મથે, બરી મરેતી કા,
વીર વિજેતો સા, જડેં સતી જે સત મેં.

કચ્છી

યૂરપ આંગ્લસ્થાન, પૂરવ મેં જાપાન જી,
તેડો કચ્છ જો સ્થાન, ભારત જે ધરિયા મથે.

છપ્પય

સિંધુ તટ વટ નિકટ, સદાકૃત મચ્છપ જેડો,
ત્રે ડિસ જિનજે ભરે, મહા રત્નાકર પેરો;
ડુંગર જી ત્રે ધાર, ધાર પટ જા પ્રતિહારી,
નીલક નેણાં ઠાર, માક કંઠી અંજારી;
જંગબાર મસ્કત મથે, મડઇ-મુનરા લખ ધના,
એડે પટ સિંધુ નિકટ, વટ કચ્છીએં ડેરા ડિના.

સોરઠો

વિંગા તન તેં વાર, વિંગા કંઢા ખેર જા,
વિંગા કચ્છ જા બાર, મુડી ન માગ ડિયેં કડેં.

## રા દેસર ને દીવાન દેવકરણ

કેસર દેસર રાવ, પજ હુથ્થો રણુબંકો,
સિંધ પાર હાલાર, વગોતે જે જો ડંકો,
ગૌ–બ્રાહ્મણ પ્રતિપાલ, પ્રજા પૂજ્યો પરમેસર,
પ્રાતઃ સ્મરણીય રામ, જામ લાખો ડા દેસર,
પારખ હો નરરત્ન જો, પારખ રથ, ગજ, પદ, તુરિ,
ધુરી રખેં દીવાન તેં, પારખ જેંજી થઇ પુરી.

પૂંજો શેઠ જ્યારે કચ્છ પર ચડાઇ કરવા સિંધના મીર ગુલામ શાહ કલ્હોરાને સમજાવે છે ત્યારે ગુલામશાહ કહે છે કે કચ્છ તો ઉજ્જડ પ્રદેશ છે ચડાઇ કરવા જેવું તેમાં છે પણ શું?

છપ્પય

કારો રણુ અય અવલ, જભલ જુગજુગ જા કારા,
રણુ–કંધીઅ ઉલથલ, કરડ કઢી ને જારા,
ડાએં પજ ડુકાર, અન ભર પેટ ન પચ્ચે,
પખી નાય શિકાર, કાંગ કારા ચ્યા નચ્ચે,
ખેર, ખખર, અક, ખસ શુવર, ભેર, બિબર, પિપરી, પવી,
ડાલેઅલ ઇન ડેઅ મે, છા કરીઆ પૂંજા! હલી?

આ સાંભળી સિંધના શાહને કચ્છ તરફ આકર્ષવા માટે પૂંજો શેઠ તેની પ્રશંસા કરતાં કહે છે—

ડુંગરડેં જો ડેસ, પાણી પાતારી મિઠા,
રિદ્ધ–સિદ્ધ જો પેઓ, કાછો અજ એડો કયો
નીલક નેબું ઠાર, માક અને અબ્બર ઇ,
બંદર એઆ અપાર, મડઇ લખેં મેં હિકડી.

કાછે રણુકંધી મથે, ડુંગર એં ઠારા,
સંત્રી થીંધા સિંધ જા, ઝારા-ઝુમારા.
મઠઇ અચીંધે મેડ મેં, કાઠી ને ગુજરાત,
કચ્છ જો ઈ અખાત, રખે અખિયું અરબ તેં.
ઇન અખાતી પેટ મેં, જંગી રખી જહાજ,
જંગબાર મસ્કત મથે, શાહ કરીને રાજ.

એક સુંદર પ્રભાતનું વર્ણન કવિ કેવી અનેરી છટાથી કચ્છી વાણીમાં જ કરે છે!

જડેં થિયેતી ભોર, ભૌંર વાજિંત્ર વજાંઇ,
મેના, પોપટ, મોર, 'અનલ હક' ગાન મિલાંઇ;
ગિરિ ઓથ તમ ઘોર, વ્યર્થ શ્રમ કરે છિપણુ જો,
હરણુ મરણનું મોર, આસરો ગિને તરણુ જો;
"સાંઇ! તેરી કુદરત!" ચઇ, પંખી પૂરભ ડાં ડિસન,
ચક ચક ચક! ચકલા કરીં, વેણુ-વદન જેંજા પ્રસન્ન.
ખિલી ખિલીને આસમાં, ફિગાય ધર તેં ફુલ્લ,
ચકવા જાગ્યા જોગ લા, ચિતવન કે ચંડૂલ;
વઇને બાવર ડાર તેં, હોલેં કયોં તે હુલ,
વાડી ફોર્યો ફુલ્લ, પુલેઅલ ઉથઇ ફાતમા.
વાડે મેં કુક્કડ કુછયો, બાબી બાવર ડાર,
મંધી માટીઅ મેં પઇ, છાય કેઓ છમકાર.
કાદવ મેં મોતી પચેં, પત્થર મિંજા રતન,
મર્દ પચે તો મોત ભર, ખાતર પચ્ચેં અન્ન.
હલ થઇ હકલ જિત દેશ જી, ભાવર હલી ભેરા થેઆ,
ગડજી અચો ઝારે મથે, રણુજોગીએં મેડા કેઆ.

કચ્છના કારાઇડા રાગની મીઠાશ વર્ણવતાં કવિ કહે છે—

કારાઇડો કચ્છ જો, પાવે ભરે પવન,
સાઇ ધરતી તેં સુણી, થિર–જંગમ ડોલન.
ચંભે વોંધલ નીર, ખીર પીંધલ ફર ચંભે,
થંભે પીર–ફકીર, કીર–કોકિલ સુર થંભે;
ચંભે જંત્રી–જંત્ર, મંત્ર પડંધલ પણ ચંભે,
ચંભે અંતર તંત્ર, પત્ર તરુવર જા થંભે;
વિજ થંભે વાયુ વરે, આભલિયા અભમેં અડે,
નીલી કચ્છ જી ભોમ તેં, કારાયલ જો સુર સુણે.

કારાઇડો

સચા રણુ જોગીડેં જા જોગ, જોગીડેં જા જોગ,
ખરા રણુ જોગીડેં જા જોગ.
સેણુ ન સંભર્યો જોગીએ, ડઇ વ્યા વલેંજા વિજોગ. સચા૦
ખફણુ ખભે તેં ખણી હલ્યા, કેડા ભય ને સોગ ? સચા૦
મરણુ જિની જી મુઠ મેં, એડા અમર પ્રયોગ. સચા૦

એક સુંદર સખ્યાનું વર્ણન કરતાં કવિ કહે છે—

ખિલંધી ઉથઇ સમુંદ્ર તા, ઉભી ક્ષિતિજ જે પાર,
વઈ વડરેં જી વેલ મેં, નમી કરેતી ન્યાર.
કુણકે કોકિલ કંઠ મેં, ભિરે ભમર મોન્જાર,
સિરે ફુલેં જી ફોર મેં, સુરભિ મચે સવાર.
ઝબકઇ જ્યોતિ ગણુ ગિંજા, પ્રેમ–અખ પલકાર,
ડગ ડગ મેં પગ પગ નચે, જગ જગ કેં ઝબકાર.
મલક મલક મલકાંઇધી, ઝલક ઝલક ઝલકાય,
પલક ન છિન પારી અચે, હિંયડા વિંઝે હલાય.

શૃંગાર અને વીર રસના સંમિશ્રણને કવિ કચ્છી શબ્દોમાં કેવા શણગારી શકે છે તે જોઈએ. સૂંહણી અને હમ્મીરના પ્રેમ–શૌર્યની એ ગાથા છે.

હરખ ખુટો રજની ખુટી, ખુટા જ નેણેં નીર,
હાણે તાં કર હેતરો, ખુટે ન હિયું હમીર !
હિત ખટ ન્યારે વાટ, હુત ઘોડો ખ્યો હણહણે,
હમ્મીર કેડે ઘાટ, કેડેં ઘાટેં સૂંહણી !
સૂંહણી હથ મેં હાર, તરાર ઉત હમ્મીર હથ,
સૂંહણી પટ શણગાર, હમ્મીર બખ્તર મેં બન્યો.
કાં ફુલ મેં બૂ ખોટ કાં ભમરે મેં ભાવ જી,
ચિત લગી વે ચોટ, ત પેલી રાત પ્રભાત વે.
સૂંહણી રંગ કારણ રતી, કારણ જંગ હમ્મીર,
આસ ભરઇ હિત સૂંહણી, હુત ભાએં જી ભીડ.
રંગ–રાગ જી ગાલ હિત, હુત ડણકેં રણ ડંક,
હમ્મીર મોજું કીં સુજેં ? લગી ડેખ મેં લંક.
મિઠ મિઠડયું અખિયું અને, મિઠા વલપ જા વેણ,
ગરે ન પ્રેમલ આંસુએં, સે કર પાણ્યા સેણ.
કિત મોડ કિત મોલિયો, કિતે ગલે જો હાર ?
કેડા હી બખ્તર ડિસાં, કેડી ભેઠ કટાર ?
ભાવર અજ ભેરા થેઆ, ડુંગર ઝારે ગડ્ડ,
આંઉં ઉકોંઢયો ઉત વિંઆં, જિતે થિયેતો સદ્દ.
આગ લગે ને ઘર બરે, મિંજ ભાવર ને બાર,
સદ્દ સુણીને રે સુમી, ઉન મથ્થે ફિટકાર.

ધન મિઠો ધરણી મિઠી, બાર, ભાર ને નાર,
મિચણાં મુહસેં કે મિઠા, લજ, ધજ, કોલ-કરાર,
તેંતું મિઠી તરાર, રખંધલ અન્ન, ધન આબરૂ.
મેરામણ મેં બુંદ સેં, કેડા વધ-ઘટ નીર ?
હિકડે વિંઅણુ ન વિંઅણુ સેં, કેડી ખોટ હમ્મીર ?
હિકડે મેરામણુ ભર્યો, હિકડે લખખ હજાર,
હિકડે હિકડે જગ ભર્યો, હિકડે સભ આધાર,
હિકડે વેણા ન્યાર, સભ સુંઆં એ સૂંહણી.

છપ્પય

ચડચો અખ મેં ભખખ, ભખખ કે છડે ન નખખી,
સાંખ ડિસી વણપક્ક, સાંખ કે છડે ન પખખી;
ચડઈ અખ ફુલ મધ, મધ કે છડે ન મખખી,
હથ ચડેલી લખખ, ચોર પણ છડે ન લખખી;
ભખ, પક, મધુ, લખખ કે, નખખી, પખખી, ચોર, મખ,
હક્કી કો યૌવન પકી, છડે ન ચખખણુ વગર લિખ.
સૂંહણી જે શુભ ભાલ મેં, ડિઠેં ચાંદલી ચીર,

હવે આરા ડુંગરને કવિ કેવી દૃષ્ટિથી નિહાળે છે તે જોઈએ.

અગ પગ તેં મથ્થો રખી, જેડો વિઠલ વાઘ,
કેલાસી જે કંઠ મેં, ફણુા પસાયો નાગ,
વાંઈયાં ખીણુ-ઝરૂં વહે, જેડો રણુ જો બાગ,
જોગી ધૂણી તેં તપે, તેડો તપે સુજાગ,
સુડી ન ડિને માગ, આરો એડો આકરો.

આરાની લડાઈ વખતે પહેલે ભડાકે ફાટની કચ્છી તોપનું વર્ણન કરતાં કવિ કહે છે—

ચંધર ઉલામી વેઓ, ઉતરી ર્યો અંધાર,
ધીરે ધીરે ધર મથે, ઢયો માક જો ઢાર.
વડી નાર જો તોપચી, જાગી ર્યો તિન વાર,
ધગો ચઈ ધાગે છડેં, વડે મોરચે નાર.
ફાટી નાર ફુડાક ને, ભડાક કેં લેંકાર,
કડાક સાં ટુકરા ઉડયા, થેઓ વડો ચમકાર.
ફાટી મોવડ નાર, ગજબ જો થેઓ ધડાકો,
જાણે ફાટો અભ, કટક મેં પેઓ કડાકો.

× × ×

તડ તડ તાસીરા ડિનોં, ઘોર થેઓ ગરરાટ,
પોય પેઓ શત્રુન મેં, મરણુ-ભજણુ ગભરાટ,
આરે જી મથરાટ, ગજબ થેઓ ઉન રાત જો.

માકેં વઠા વડર ને, રતડેં વઠા મીં,
આરે જે મેધાન મેં, જેસીં ઉગો ડીં,
ત્રી હજાર નર-સીં, લોગ ભન્યા ઉન રાત જા,

ભડ વીસો ભડ ભીમજી, ભારેં ભાર મિલ્યા,
ભેટીંધે બીં ભાંય જા, રત સેં રત્ત ગડયા,
રત રતુડે રંગ મેં, મુખડા મુરકી વ્યા,
પ્રાણે પ્રાણ મિલ્યા, પ્રેમ તાર ઝણુણી હલ્યા.

× × ×

ડાઓ તાં દુશ્મન ભલો, ભોરો ભલો ન ભા,
ભોરેં કયાં ભારેં મથે, ગૂડેં સંધા ઘા.
મોયલ વચ્છ કે મા ચટે, તેંકે સાફ બનાય,
મા જે મનજે હેત જો, કારણ કેર વતાય ?
ન્યાર સિકંદર હી સુતો, કુછે પઇ કબર,
હુત ઘોરી હુત ગજનવી, જહાંગીર જફર,
હુત તઘલખ તૈમૂર ને, નાદિર જેડા નર,
કરે ઘોર મેં ઘર, મિટ્ટી મેં મિટ્ટી થેઆ.

## હર-તાંડવ

જબ જવાલ જલે હર લોચન મેં, ધણુણું ધણુણુંબ ધુબે ધરણું,
ધુખી જ્વાલમુખી વિકસલ ભને, ગણુણું ગણુણુંબ ગજે ગગનં;
દદ્રદં દદ્રદંબ નગાર બજે, ઢમ ઢોલ બજેં ઢમમં ઢમમં,
અથ્રબં અથ્રબંબ બજે ડમરૂ, હર તાંડવ રાસ રચે ભુવનં.
જમ જોગણીએં જા જૂથ જમેં, ખપરાં ખુડકે ખનનં ખનનં,
મિલી ભૂતણી ભૂત પિશાચણીઉં, તડ તાડ ડઇ ખિલન્યુ ખિણુણું;
ઝન ઝાલર ઝંકે ઝના ઝનનં, ઘનનં ઘન ઘંટ ઘના ઘનનં,
અથ્રબં અથ્રબંબ બજે ડમરૂ, હર તાંડવ રાસ રચે ભુવનં.

*

# ઠક્કુર નારાયણ વિસનજી

સમગ્ત ગુજરાતી આલમમા એક વખત ખ્યાતનામ લેખક તરીકે પંકાયેલ ઠક્કુર નારાયણ વિસનજીનો જન્મ કચ્છ–નખત્રાણામા સન ૧૮૮૪ મા થયો હતો. વિક્રમની વીસમી સદીની ત્રીજી પચ્ચીસીનો ગુજરાતી સાહિત્યનો વાચકવૃંદ શ્રી ઠક્કુરના નામ પર આફ્રીન હતો. એ વખતની સાહિત્યની દુનિયા શ્રી ઠક્કુરે સર કરી લીધી હતી, એમ કહીએ તો ચાલે ગુજરાતી ભાષાની શ્રી ઠક્કુરની શૈલી જ આખી અનોખી હતી એમની શૈલીનું અનુકરણ પણ ભાગ્યે જ કોઈ કરી શકે. સંસ્કૃતના ધીંગા શબ્દો ધરાવતી ઉર્દૂ મિશ્રિત એમની વાકયરચના વજનદાર થઈ જવા છતા રસપૂર્ણ બની રહેતી. કેટલાક વાચકો તો એમની લેખન–શૈલીના એટલા ચાહક હતા, કે "ગુજરાતી" સાપ્તાહિકનુ માત્ર ભેટપુસ્તક પ્રાપ્ત કરવા માટે તેના ગ્રાહક બની રહેતા. એ વખતે ગુજરાત અને બૃહદ્ ગુજરાતમા 'ગુજરાતી' પત્રનો ખૂબ ફેલાવો હતો. દર વરસે એના ભેટપુસ્તકો ઠક્કુર નારાયણની કલમથી જ બહુધા તૈયાર થતા આ ભેટપુસ્તકો ગુજરાતી જનતા માટે એક આકર્ષણરૂપ બની ગયા હતા. 'ગુજરાતી' પત્રે શ્રી ઠક્કુરને પ્રખ્યાત કર્યા અને ઠક્કરે 'ગુજરાતી' પત્રને

શ્રી ઠક્કુરને ઐતિહાસિક નવલકથાઓ લખવાનો ઘણો શોખ હતો 'ગુજરાતી'ના ઘણા ભેટપુસ્તકો એમણે ઐતિહાસિક ભૂમિકા પર જ તૈયાર કરેલા છે. 'કચ્છનો કાર્તિકેય,' 'ઘોઘો અને ચનેસર,'

'પુંઅરો અને રાજી' એ કચ્છી ઐતિહાસિક નવલકથાઓનો પણ એમાં સમાવેશ થાય છે. એમણે સો ઉપરાંત પુસ્તકો લખેલાં છે.

પાછળથી શ્રી ઠક્કુર કોમવાદી રંગે રંગાઈ જતાં એમનાં પુસ્તકો કોમવાદની તીખાશથી ભરપૂર બની ગયાં હતાં. આર્યત્વના ઉદ્ધાર માટે ઝંખતું એમનું આર્યત્વપ્રેમી હૃદય આર્યધર્મનું પતન નિહાળીને કમકમી ઊઠતું. 'ધર્મભ્રષ્ટોનું શુદ્ધિકરણ' 'મુરીદે શયતાન' આદિ પુસ્તકો એમના માનસનું પ્રતિબિંબ રજુ કરી જાય છે.

શ્રી ઠક્કુર એક સિદ્ધહસ્ત લેખક હતા. અનેક ભાષાઓનું એમનું જ્ઞાન અને વિધવિધ અનુભવો એમને એમના લેખનકાર્યમાં ખૂબ ઉપયોગી થતાં. એ કલમ લઈને લખવા બેસતા ત્યારે એમની કલમમાંથી એકસરખો અખંડ રસપ્રવાહ ચાલવા લાગતો. લેખનકાર્ય એ એમનો નિત્ય–નિયમ હતો. 'ગુજરાતી' અઠવાડિક અને બીજાં અનેક સામયિકોમાં એમની સાહિત્ય–પ્રસાદી ચાલુ જ રહેતી. શ્રી ઠક્કુરે એમનું જીવન સરસ્વતીને ખોળે ધરી દીધું હતું. આ કારણથી જીવનમાં એમને અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો. એમણે ઘણો વખત સિંધમાં ગુજાર્યો હતો. પોરબંદરમાં પણ અમુક વખત એમણે વસવાટ રાખ્યો હતો. પાછળથી એમનો નિવાસ મુંબઈમાં હતો.

શ્રી ઠક્કુરને એમના જીવનમાં અનેક આઘાતો સહન કરવા પડ્યા હતા. આફ્રિકામાં એમના એકના એક આશાસ્પદ પુત્રનું અવસાન એમને માટે મહા દુઃખદાયક બન્યું હતું. માનસિક દર્દથી પીડાતી પત્ની, તંગ આર્થિક સ્થિતિ એવી અનેક વિપત્તિઓનો એમણે મર્દાઈથી સામનો કર્યો હતો. એમની નિડરતા પણ ઓછી ન હતી. એમના કોમવાદી લખાણોથી ઉશ્કેરાઈને કેટલાક લોકો એમનું ખૂન કરવા સુધીની ધમકીઓ પણ આપતા. પણ આવી ધમકીઓથી શ્રી ઠક્કુરનું એક રૂંવાડુંયે કદી ફરક્યું ન હતું.

ગુજરાતી સાહિત્યને એક સમયે નના જ રગથી રગી દેનાર તે સમગ્ર ગુજરાતી વર્ગમા ખૂબ લોકપ્રિયતા પ્રાપ્ત કરનાર શ્રી ફુરના અવસાન પછી ગુજરાતી સાહિત્યનો નવો વર્ગ એમને વ વીસરી ગયો છે. એમનુ યોગ્ય સ્મારક તો દૂર રહ્યુ, પરંતુ મને યા' પણ ભાગ્યે જ કોઇ કરે છે ગુજરાતી સાહિત્યની સતત ાથી ગુજરાત શ્રી ઠક્કુરનુ ઋણી છે એ વાત અક્ષરશ સત્ય છે.

શ્રી ઠક્કુર પુસ્તકો વસાવવાના ખૂબ શોખીન હતા એમની ાયબ્રેરીમા અનેક અલભ્ય પુસ્તકોનો સગ્રહ હતો સન ૧૯૩૮ મા ૪ વર્ષની વયે મુબઈ મધ્યે એમનુ અવસાન થયુ શ્રી ઠક્કુરના ાવસાનથી માત્ર કચ્છે જ નહિ, પરંતુ ગુજરાત અને મહાગુજરાતે ાહિત્યના એક સાચા લેખધારી સેવકને ગુમાવ્યો છે

શ્રી ઠક્કુર માત્ર લેખક જ ન હતા. લેખક ઉપરાત એક અચ્છા વિ પણ હતા "કાવ્ય કુસુમાકર" નામે કવિતાનુ એક પુસ્તક પુ એમણે પ્રકટ કર્યું છે હવે એમની કવિતાનો થોડો રસાસ્વાદ ાઈ જોઈએ

## ભગવત્ સત્કાર

ગઝલ

કરી સત્કાર શો ભગવન્ ! કહો તમને રીઝાવુ હું ?
કઈ વસ્તુ કહો સ્વામિન્ ! તમારી પાસ લાવુ હું ?
કરૂ આહ્વાન હુ કોનુ, તમો સર્વત્ર વ્યાપક છો,
નિરાદર થાય જો બોલાવવા ઘટી બજાવું હુ
તમો પાષાણ–પ્રતિમામા, તથા છો વ્યાપ્ત પુષ્પોમા,
પ્રભુના શિર પરે પ્રભુને, કહો કેમ જ ચઢાવુ હું ?
ધરાવુ ભોગ કઇ તમને, તમારો તે અનાદર છે,
જગતના અન્નદાતાને, કયા ભોગો ધરાવું હું ?

તમો શાશ્વત નિવાસી છો, પ્રભો ! આ વિશ્વમંદિરના,
તમારા વાસ માટે ભિન્ન, મંદિર ક્યાં ચણાવું હું ?
તમારી જયપતાકા ચન્દ્ર ને રવિ બે ગગનગામી,
નવીના જયપતાકા લાવીને કયાંથી ઉડાવું હું ?
તમો આઠો પ્રહર જાગૃત, રહો છો વિશ્વહિત માટે,
નથી નિદ્રા તમોને જ્યાં, કહો કોને જગાવું હું ?
તમારાં ગૌરવોનાં ગાન, વેદોમાં ગવાયાં છે,
રહ્યું ગૌરવ કયું અવશિષ્ઠ, જે ગાઇ સુણાવું હું ?
નિરાકાર પ્રભો ! નિર્ગુણ નિરંજન વિશ્વકર્તા છો,
છતાં સાકાર ધારી, ભક્તિને હૃદયે વસાવું હું.
તમો સ્વામી અને હું એક સેવક દીન પામર છું,
તમારા પાદ પંકજમાં, સદા મસ્તક નમાવું હું.

## ‘ ટર ’ માહાત્મ્ય

હરિગીત

પીવા મહીં વોટર, સવારે નાસ્તા માંહી બટર,
મોઢું ચીરૂટનું કાપવાને, જોઇએ ઇગ્લીશ કટર,
મજૂર જે પૂર્વે હતા, તે થયા આજે પોર્ટર,
ને નોંધ લેનારા થયા છે, રાજમાન્ય રિપોર્ટર.
જે જનો બીબાં ગોઠવે, કહેવાય તે કમ્પોઝિટર,
જે હતા પંડયા-પંતુજી, તે થઇ ગયા છે માસ્ટર,
માલીક હતા તે આ જમાનામાં થયા પ્રોપ્રાયટર,
જે દિશાદર્શક હોય તેને જન કહે ડાયરેકટર.

વૈદો-હકીમોને ઠેકાણે, હોસ્પિટલમાં ડૉકટર,
ને ચિત્રકારોને મળ્યું, અભિધાન સુંદર પેઈન્ટર.
થઈ નાટ્યશાલા થિયેટર, નટ થઈ ગયા છે એકટર,
લેખક કહે છે ગર્વથી, કે 'અમો છીએ રાઈટર.'
હોટલ મહીં જે ગ્રાહકોના, બોલને ઝીલે નફર[1],
તે સેવકોને માનથી, વેટર કહે છે સર્વ સર[2].
બાબત કહે છે, "હું ય છું મેટર હવે મારા ડિયર,
જ્યાં સર્વ ટર પંથે ભળ્યાં, ત્યાં હું ન થાઉં કેમ ટર ?"
ભગિનિ કહે છે ભ્રાતને, "સિસ્ટર મને કહેજો બ્રધર !"
દુહિતા કહે, "ડૉટર મને કહેજો ડિયર ફાધર-મધર !"
બોલે સહોદર કે બ્રધરમાં, ક્યાંય ના દેખાય ટર,
ફ્રૅટર[3] કહો તેથી મને, હું નહિ રહું એ ટર વગર.
ખળભળી ખાબો બોલતી, નાખો જરા આંહીં નજર,
છે યાદ અમને પણ બરાબર, ટર થવાનો આ હુન્નર.
ખતરો[4] નથી મનમાં અમારા, મન અમારૂં બેખતર[5],
આ કાળનું છે નામ નૂતન, અમારૂં જાણો ગટર.
ધંધો ધરી વકીલાતનો, જે ભેદથી ભરતા ઉદર,
સોલીસિટર ને થયા બેરિસ્ટર હવે તે નામવર.
વ્યાધો[6] થયા હન્ટર, બન્યા વનવાસીઓ ફૉરેસ્ટર,
જે હતા ચટ્ટોપાધ્યાયો, તે થએલા છે ચટર.

૧ નોકર. ૨ સાહેબ. ૩ ભાઈ. ૪ ભય. ૫ નિર્ભય.
૬ શિકારીઓ.

સદ્ભાગ્ય છે મેરાઈના તે પણ થયા આઉટફિટર,
સુથારશ્રીથી છે હજામોની થયા હેઅર કટર.
કુંભાર પોટર થઈ ગયા, એ જોઈને હરખે જિગર,
ને ભાંડ પણ ચાલુ જમાનામાં થયા છે જેસ્ટર.
એરંડિયાનું નામ છે વિખ્યાત આજે કેસ્ટર,
છે યંત્ર રથનું નામ મોટર, પંથ કાપે થઈ નિડર,
છે પત્રનું અભિધાન લેટર, ભીંત છાપાં પોસ્ટર,
માહાત્મ્ય છે લોંગેસ્ટ[1] ટરનું, કર્યું તેને શોર્ટર[2].
દુર્ભાગ્યથી નહિ હોય જેના નામમાં એ શબ્દ ટર,
તેનું ય એ સદ્ભાગ્ય કે કહેવાય મિસ્ટર માન્યવર.
માયા સમો ટરનો થયો વિસ્તાર આ સંસારમાં,
જે ટર નથી તેનો અફળ અવતાર આ સંસારમાં.
જ્યાં હોય ઇશ્વરની કૃપાથી સામટા બે ચાર ટર,
તે નિલયમાં[3] નારાયણી[4] વસતી રહે આઠે પ્રહર.
માહાત્મ્ય ટરનું દેવ દુર્લભ જે વદનથી ગાય છે,
તે વિશ્વજેતા એટલે કે 'વર્લ્ડ વિક્ટર' થાય છે.

૧ અતિ લાંબુ. ૨ ટૂંકું. ૩ ઘર. ૪ લક્ષ્મી.



## શાયર ચમન

બાગે ઈરમ હૈ યા કોઇ, ગુલઝાર કચ્છ હૈ,
યૂસુફ બિકે હજાર વોહ બાઝાર કચ્છ હૈ.

—ચમન

કચ્છના એક વખતના મહા પ્રતાપી રાજવી લાખા ફૂલાણીની રાજધાની કેરાકોટે વીસમી સદીમાં સાહિત્યના શહીદ હાજી મહમ્મદ અલારખ્યા શિવજીને અને શાયર ચમનને જન્મ આપીને પુરાતન કાળના પોતાના કીર્તિમંદિર પર સુવર્ણકળશ ચડાવ્યો છે.

શાયર ચમન ઉર્દૂ ભાષાના એક મહાન કવિ હતા. એમનું પૂરૂં નામ મહમ્મદ હાશમ. 'ચમન' એમનું તખલ્લુસ હતું. એમનો અભ્યાસ માત્ર ગુજરાતી બે ચોપડીનો. આટલો ઓછો અભ્યાસ છતાં એમનો સાહિત્યનો શોખ અદમ્ય હતો. આ શોખને લીધે એમણે જાત-મહેનતથી ઉર્દૂ જબાન પર અજબ જેવો કાબુ મેળવી લીધો. એમણે જે કૌશલ્ય અને છટાથી ઉર્દૂ ગઝલો લખી છે તે જોતાં કોઇનો પણ આત્મા પ્રસન્ન થઇ જાય. અતિ અલ્પ અભ્યાસમાં પણ એમની અંદર ખીલી નીકળેલો કવિનો આત્મા એ સરસ્વતી દેવીની કૃપાપ્રસાદી જ કહી શકાય.

'દીવાને ચમન' અને 'બહારે ચમન' નામક ઉર્દૂ ગઝલોનાં અમૂલ્ય પુસ્તકો તૈયાર કરીને એમણે ઉર્દૂ સાહિત્યની મહાન સેવા બજાવી છે.

'બહારે ચમન'ના શરૂઆતના બે બોલમાં કવિ પોતે કહે છે કે–

"હું અભણ કયાં અને ઉર્દૂ ગઝલો કયાં? જેને વાત કરવાને ઠીક ઠીક ઉર્દૂ નથી આવડતું તે ગઝલો શી રીતે લખી શકે? એ તો કોઈ કુદરતે મારો હાથ પકડીને લખાવેલ છે.

આ હકીકતને ગઝલમાં ગોઠવીને કવિ આમ રજુ કરે છે—

**કહાં હમારી અયસી કિસ્મત,**
**જો શએર લિખતે ઉઠા કે ખામા?**
**દસ્તે કુદરતને હાથ મેરા,**
**'ચમન' પકડ કે લિખા દિયા હૈ**

ઉપર્યુક્ત બંને પુસ્તકોની પ્રસ્તાવના ગુજરાતી સાહિત્યકારોના ગુરૂદેવ અને માર્ગદર્શક સ્વ. શ્રી કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખી આપેલ છે.

'બહારે ચમન'ની પ્રસ્તાવનામાં શ્રી ઝવેરી મહાશય લખે છે કે–

"આ જ ગઝલો જો ઉર્દૂ લિપિમાં છપાઈ બહાર પડે તો ઉત્તર હિંદુસ્તાનના શાયરો પણ જાણી શકે, કે ગુજરાતમાં આજે નવાબી ગયાનો અંત આવ્યો છતાં ઉર્દૂ કવિતાના ભક્તો પાકે છે, પણ ચમનનો દઢ આગ્રહ છે, કે મારે ગુજરાત અને ગુજરાતીમાં જ બંદીખાનું ભોગવવું, એટલે નિરૂપાય."

શ્રી કૃષ્ણલાલ ઝવેરીના આ શબ્દો શાયર 'ચમન'નું સ્થાન કયાં છે તે બતાવી જાય છે.

શ્રી 'ચમન' ધંધા અર્થે ઈટાલિયન સોમાલી લેન્ડ ઈસ્ટ આફ્રિકામાં મગાડીશુ તરફ વસતા હતા. આફ્રિકા જેવા પ્રદેશના વસવાટમાં પણ એમના અંતરમાં ઉર્દૂ ગઝલો ઉભરાવા લાગી, એથી એમની સાહિત્ય પ્રત્યેની તમન્ના અને ભક્તિ જેને જણાઈ આવે છે.

ભારતમા મહાત્મા ગાધીએ જ્યારે રાષ્ટ્રીય ચળવળની શરૂઆત કરી ત્યારે કચ્છ પણ પાછળ નહોતુ રહ્યુ એ વખતના કચ્છના ગણ્યા ગાઠ્યા કાર્યકરોમા ભાઇ ચમનનુ પણ સ્થાન હતુ

'દીવાને ચમન' છપાવવાનુ કામ 'સાજવર્તમાન' પ્રેસમા મુબઈમા ચાલતુ હતુ ત્યારે શ્રી 'ચમન' આફ્રિકામા હતા આ તરફ પ્રૂફ તપાસનાર એક કાબેલ માણસની જરૂર હતી આ કામ ખુરશેદજી બમનજી ફરામરોઝ જે 'બીરબલ' ના ઉપનામથી 'ગુજરાતી' પત્રમા 'ભર કટોરા રગ' ની અતિ લોકપ્રિય બનેલી હાસ્યની કટારો લખીને પ્રખ્યાત બન્યા હતા, તેમણે માથે લીધુ હતુ એનુ કારણ એ હતુ, કે શ્રી 'બીરબલ' શાયર 'ચમન'ની ઉર્દૂ ગઝલો પર આફ્રીન હતા, એમના ચાહક અને પ્રશસક હતા

કચ્છની ઉન્નતિ માટે શ્રી 'ચમન'ને કેટલી ઝખના હતી તે આ ગઝલ પરથી સમજી શકાશે

## કચ્છ મેરા આબાદ હો !

યે દુઆ મેરી હય મા રબ, કચ્છ મેરા આબાદ હો,
બાગબા[1] હી હો યહા, કોઇ નહીં સૈયાદ[2] હો
ખાર[3] કા નામો નિશા, કુછ ભી ન હો ઈસ બાગ મે,
ગુલ ખીલે હો જાબજા[4], ઔર મિલ્લતે સમશાદ હો.
દૂધ કી નદિયા બહે, ફિર યા ઇલાહી ! કચ્છ મે,
વહ શુજાઅત[5] આયે જિસ પર, હર તરહ કી દાદ[6] હો
બુલબુલો કા શોર વહ હો, ઝુલ્મ પર સૈયાદ કે,
બાદ મુર્દન ભી યહી, ફરિયાદ ઉસ કો યાદ હો

૧ માલી ૨ શિકારી ૩ કાટા ૪ ઠેર ઠેર ૫ વીરતા.
૬ ન્યાય

કહત[1] કી તકલીફ સે, હમ કો બચાલે યા ખુદા !
સિંધુ કા પાની હો જારી, બાગ યે આબાદ હો.
મસ્ત રહતે હંય 'ચમન', હમ ઈસ રિયાજે-કચ્છ મેં,[2]
કયા હમેં પરવા અગર, ફંદા લિયે સૈયાદ હો.

હવે શાયર 'ચમન'ની ઉર્દૂ શાયરીનું થોડું નિરીક્ષણ કરી લઇએ. 'દીવાને ચમન' ના આરંભમા કવિ પરમાત્માની સર્વવ્યાપકતા અને અકળ કળા વ્યક્ત કરતા કહે છે—

## તૂ હી તૂ

શજર મેં તૂ હય, ગુલોં મેં તૂ હય,
ચમન મેં તૂ હી સમા રહા હૈ,
હરમ મેં તૂ હય, સનમ મેં તૂ હય,
કમર મેં જલવા દિખા રહા હૈ.
લબોં પે બુલબુલ કે નામ તેરા,
જહાં મેં જો હય તમામ તેરા,
સુરાહી સાકીઓ જામ તેરા,
તૂ હમ કો ભર ભર પીલા રહા હૈ.
તેરી હી કુદરત કી ખૂબિયાં હૈ,
જો એક સોયા તો એક જાગા,
કોઈ અદમ સે જો આ રહા હૈ,
કોઇ જમાને સે જા રહા હૈ.
કોઇ હૈ નાલાં કોઇ હય હયરાં,
કિસી કે ઘર મેં હૈ બાદશાહી,

---

૧ દુકાળ. ૨ કચ્છની તપોમય ભૂમિમાં.

કોઈ હૈ મુફ્લીસ કોઈ તવંગર,
કિસી કો દર દર ફિરા રહા હૈ.

× × ×

'ચમન' કા ઉસ્તાદ તૂ હી તૂ હૈ,
સભોં સે આઝાદ તૂ હી તૂ હૈ,
તેરી હી કુદરત સે અય ખુદા યા,
ચમન યે ગઝલેં બના રહા હૈ.

નહીં બુતખાને સે મતલબ, ન કાબે સે ગર્ઝ હમ કો,
હમારા સર વહીં ઝુકતા હૈ, જિસ જા તેરા અયવાં હૈ.

અમને મંદિરથી પણ મતલબ નથી અને કાબાની પણ જરૂર નથી. પરંતુ જ્યાં તું છે ત્યાં અમારૂં મસ્તક નમી પડે છે.

'ચમન' દુનિયા પે જબ હમને, નજર કી યે હુવા માલુમ,
કે ઇસકા રહને વાલા ચાર દિન કા, ઇસ કા મહેમાં હય.

× × ×

ફરિશ્તો પૂછતે હો કયા, હિસાબે માલો ઝર હમ કો,
કફન દો ગજ કે માલીક, બન કે હંમ ઘરબાર સે નિકલે.

ઓ ફિરસ્તાઓ ! અમને ધન-માલનો હિસાબ શું પૂછો છો ? અમે તો બે ગજ કફનના માલીક બનીને ઘરથી નીકળ્યા છીએ.

કસોટી કી 'ચમન' હમને, જો ઇન અહબાબ યારોં કી,
જિન્હેં હમ ફૂલ સમઝે થે, વોહી તો ખાર સે નિકલે.

અમે મિત્રોની મહોબ્બતની પરીક્ષા કરી તો જણાયું, કે જેને અમે ફૂલ સમજ્યા હતા એ તો કાંટા નીકળ્યા.

× × ×

બખ્ત હો બેદાર તો હું'ય, સેંકડો ગમખ્વાર યાર,
વક્ત બદ આયા તો ફિર, અપના બેગાના હો ગયા.

નસીબ જ્યારે બુલંદ હોય છે ત્યારે સેંકડો સહાનુભૂતિ ધરાવનાર મિત્રો મળી જાય છે. પરંતુ બુરા વખતમાં તો પોતાના પણ પરાયા બની જાય છે.

અય 'ચમન' અબ કૂચ કરના, ચાહીએ ઇસ દહર સે,
તુરબતો મે તેરે યારો કા, ઠિકાના હો ગયા.

ઓ ચમન ! હવે આ જમાનામાંથી વિદાય લઇ લેવી જોઇએ. કેમકે તારા દોસ્તોના સ્થાન કબરોમાં થઇ ગયા છે

× × ×

ચડા કર ફૂલ જબ રોને લગે, વહ કબ્રે આશિક પર,
સદા કબ્રો સે યહ આઇ, મોહોબ્બત હો તો અયસી હો

પોતાના પ્રેમીની કબર પર પુષ્પ ચડાવીને જ્યારે તે રોવા લાગ્યા ત્યારે કબરોમાથી અવાજ આવ્યો, કે મહોબ્બત હો તો આવી જ હજો !

પસારે પાઉં સોતે હેં, લહદ મેં બેખબર હોકર,
નહીં કુછ રંજ દુનિયા કા, જો રાહત હો તો અયસી હો.

કબરમાં પગ પસારી બેહોશ બનીને સૂતા છે. દુનિયાનું કોઈ જાતનું દુ:ખ નથી. જો આરામ હો તો આવો જ હજો !

જરા જો હાથ છૂતે હેં, તો વહ મુરજાય જાતે હેં,
તબિયત હો તો અયસી હો, નજાકત હો તો અયસી હો.

જરા હાથ અડકીએ છીએ તો તે કરમાઇ જાય છે તબિયત હો તો એવી હજો ! કોમળતા હો તો એવી હજો !

× × ×

હસ્તીએ ફાની સે, દો દિન મેં સફર હો જાયગા,
છોડ કર મહલો મકાં, જંગલ મેં ઘર હો જાયગા.

આ ફાની જિંદગાનીમાથી બે દિવસમા જ કૂચ કરવી પડશે. મહેલો મકાન છોડી કરીને જંગલમા ઘર બની જશે

કયું ભવે તનતી હૈં, કયું આંખેં તુમ્હારી લાલ હૈ,
યે નિગાહે દેખ કર, જખ્મી જિગર હો જાયગા.

તમારી ભમરો તણાઈ કેમ રહી છે? તમારી આંખો લાલ કેમ બની રહી છે? આવી આખો જોતા જ દિલ જખ્મી બની જશે

અય ચમન કયું ફિક્ર કરતે હો વતન મેં જાને કી,
જબ ખુદા ચાહેગા ઉસ દિન કો સફર હો જાયગા.

× × ×

ભલા કયુ રોશની ફેલી હુઈ હૈ મેરી તુરબત મેં,
સરે મરકદ કિસીને આજ કયા શમ્અ જલાઇ હૈ?

આજે મારી કબરમા રોશની કેમ ફેલાઇ ગઈ છે? કબરને સર હાને કોઇએ દીપક સળગાવ્યો છે કે શુ?

'ચમન' જબ મર્ગને ઘેરા, તો રિશ્તે તૂટ જાતે હૈં,
અઝીઝો અકરબા કી, જીતે જી તક આશનાઈ હૈ.

ઓ ચમન! મૃત્યુ આવતા બધો સબધ તૂટી જાય છે સ્નેહી–સબધીઓનો પ્રેમ માત્ર જીવતા સુધી જ હોય છે

× × ×

કિસી કી જાન જાતી હૈ, કિસી કો ચાહમાની હૈ,
કહીં હૈ અયશ કા સામા, કહીં ગમ કી કહાની હૈ.

કોઇનો જાન જાય છે અને કોઇને આનંદ થાય છે. ક્યાક આનંદનાં સાધનો છે, કયાક દુખની કહાણી છે.

**પિલા દે સાકીયા જિતની શરાબે અરગવાની હૈ,**
**કિ હય બરસાત કા મૌસમ, હમેં જોશે જવાની હૈ.**

ઓ સાકી ! જેટલો શરાબ છે તેટલો તમામનુ પીવડાવી દે! કારણ કે વરસાદની મોસમ છે. અને અમને જવાનીનો જોશ છે.

**રવાના હસ્તીએ ફાની સે, કલ યે કારવાં હોગા,**
**ન હમ હોંગે ન તુમ હોંગે, ન શાહી કા નિશાં હોગા.**

આ ફાની દુનિયામાથી આવતી કાલે જ કાફલો ચાલ્યો જશે. ન તો અમે હોઇશું ન તમે હશો ન તો કોઇ બાદશાહીનું નિશાન પણ હશે.

**ચહકતી હૈં ચમન મેં બુલબુલેં, કયા ગુલ મહકતે હૈં,**
**ન ગુલ હોગા ન ગુલશન, ઔર ન કોઇ બાગબાં હોગા.**

બાગમા બુલબુલો ગાય છે. અને ગુલ ખીલી રહ્યાં છે. એ ગુલ પણ નહિ રહે, ગુલશન પણ નહિ રહે અને બાગમા—માળી પણ નહિ રહે.

**'ચમન' હમ જિંદગી કાટેંગે, અયશો અશરત સેં,**
**નહિ કુચ્છ રંજ હોગા, જબ તલક વોહ મહરબા હોગા.**

ઓ ચમન ! અમે તો અયશ આરામમા જીવન પસાર કરીશું. તેની કૃપા હશે ત્યા સુધી કોઇ દુ.ખ આવવાનું નથી.

**પડા હૈ ઇશ્કતોં મેં, વહ બલા આઝાર કયા જાને ?**
**તબીબો કે સિવા કુછ મર્ઝ કો, બીમાર કયા જાયે ?**

જે મોજમઝામાં પડેલો છે તેને પીડાની શી ખબર હોય? દર્દની હકીકત હકીમ જાણે, દર્દી શું જાણે?

**કિયા દાવા અનલહક્ક કા, ગયા વોહ જાન સે મારા,**
**ચડા મનસૂર સૂલી પર, ભલા વોહ દાર કયા જાને?**

જેણે અનલ હક્કનો દાવો કર્યો તે જાનથી માર્યો ગયો. મનસૂર ફાંસી પર ચડયો તેની ફાસીને શી ખબર?

**ફકત ઉસ કી કુદરત સેં, હું શેઅર કહતા,**
**'ચમન' મેરા ઉસ્તાદ કોઇ નહીં હૈ.**

**ઝમાને ને સલોં કો ખાક મેં, આખિર મિલાયા હૈ,**
**ભલા કયા ફાયદા દો દિન કોઇ સુલતાન હો જાએ.**

× × ×

**તુમને છોડા હય અકેલા, ઈસ 'ચમન' કો દોસ્તો,**
**કોઈ દિન તો ફાતેહા કો, કબ્ર પર આયા કરો.**

ઓ મિત્રો! તમે આ ચમનને એકલો છોડી દીધો છે. તો હવે તેની કબર પર ફાતેહા પઢવા માટે કોઇક દિવસ આવ્યા કરજો!

× × ×

**શમઅ જલી પરવાના જલા, દિલ મેરા જલા,**
**જો આયા તેરી બઝમ મેં, જલ જલ કે રહ ગયા.**

દીપક બળ્યો, પતંગ બળ્યું અને મારૂં દિલ પણ બળ્યું. જે તારી મેહેફિલમા આવ્યું તે બળતું જ રહ્યું.

**કિસકા પત્તા 'ચમન' ન મિલા રાહે ઇશ્ક મેં,**
**મૈં ભી તલાશે યાર મેં, ચલચલ કે રહ ગયા.**

મહોબ્બતના માર્ગમા કોઇનો પત્તો મળતો નથી કે પણ મારા દોસ્તની તલાસમા ચાલતો ચાલતો જ રહી ગયો

× × ×

કત્લ કરતે તો અબ દેર લગાઇ કયુ હૈ,
હસ્તે નાઝુક સે જરા, તેગ ચલાઓ તો સહી

અમને કત્લ કરવા માગો છો તો હવે વખત શા માટે લગાડો છો ? તમારા નાજુક હાથ વડે જરા તલવાર ચલાવો તો ખરા !

વક્તે આખિર હૈ મુઝે, હીચકિયા આને કો લગી,
દમ નિકલ જાય જરા, સામને આઓ તો સહી

અંત સમયે મને આચકી આવવા લાગી તમે જરા સામે તો આવો કે મારા પ્રાણ નીકળી જાય

ખાનએ દિલ મે જરા આ કે હમારે બયઠો,
ટુટે ફૂટે દિલે વયરા કો બસાઓ તો સહી

અમારા હૃદય-મંદિરમા જરા આવીને બેસો ! વેરાન જેવા તૂટા ફૂટા દિલને વસાવો તો ખરા !

જિંદગી ભર ન હમે, હાથ લગાયા અફસોસ !
અબ ઝનાઝે કો મેરે, હાથ લગાઓ તો સહી

જીવનભર તો મને મ્હી હાથ પણ લગાવ્યો નહિ હવે મારા ઝનાજાને તો હાથ લગાવો !

કુછ નહીં હોયગા કમ, ઇસકા 'ચમન' હય આમીન,
દોલતો માલ રાહે હક મે, લુટાઓ તો સહી

માલ-મિલ્કત ઇશ્વરના રાહમા લૂટાવી દો ! એથી કશુ પણ ઓછુ થશે નહિ ચમન એનો જામીન છે

તુર્બત મેં નીંદ ભી, નહીં આતી કભી મુઝે,
ભૂલા નહીં મઝા અભી, પહલુએ યાર કા.

મને કબરમા પણ કદી ઊંઘ આવતી નથી કારણ કે મારા દોસ્તના પડખાની મઝા ભૂલી શકતો નથી.

× × ×

નહીં સીરીં જબાં જબતક, સુખન વર હો નહીં સકતા,
મિલા જિસકો ન કુદરત સે, વહ શાયર હો નહીં સકતા.

જેની વાણીમા મીઠાશ નથી તે કવિ બની શકતો નથી. જેને કુદરતની ભેટ નથી મળી તે શાયર થઈ શકતો નથી.

મુસલમાં સંગે અસ્વદ કો, અબસ દેતા હૈ તૂ બોસે,
કભી ઇન્સાન સે બેહતર, યે પત્થર હો નહીં સકતા.

ઓ મુસલમાન ! તુ કાબાના પત્થરને ચૂમે તો છે પણ તે ઇન્સાનથી બેહતર કદી બની શકતો નથી.

બરહમન બુત પરસ્તી મેં, તુઝે કુછ ભી નહીં હાસિલ,
બનાયા તેરે હાથો કા, યે દાવર હો નહીં સકતા.

ઓ બ્રાહ્મણ ! મૂર્તિપૂજામા તને પણ કઇ પ્રાપ્ત થવાનુ નથી. તારા હાથે બનેલ કદી પરમાત્મા થઇ શકતો નથી.

ફરીશ્તો લાએ હો ક્યુ કર, હમારે વાસ્તે છોટા,
ગુનાહોં કે લિયે કાફી, યે દફતર હો નહીં સકતા.

ઓ ફિરસ્તાઓ ! તમે અમારા ગુનાની નોંધ કરવા માટે આ નાનુ દફતર કેમ લાવ્યા છો? એ તો પૂરૂ નહિ પડે !

× × ×

**જબ જવાં થે, ચાહ થી હર એક કો,**
**પીરી મેં ઓલે, 'ચમન' કો ક્યા કરે ?**

જ્યારે યુવાન હતા ત્યારે સહુ કોઇને ચાહ હતી. વૃદ્ધત્વ આવ્યું તો કહે છે કે 'ચમન' ને શું કરીએ ?

× × ×

**નઝરભર જિસ તરફ દેખા, તેરી કુદરત કી ખૂબી થી,**
**બુતોં કે હુસ્ન જેખા મેં, તેરી હીકમત કી ખૂબી થી.**

જ્યાં નજર કરીને જોયું ત્યાં તારી કુદરતની ખૂબી હતી. સુંદરીઓના સૌન્દર્યમાં તારી જ હીકમતની ખૂબી હતી.

**હુવે મુફલીસ જો જર વાલે, નહીં હય પૂછતા કોઈ,**
**ઝુકાતે થે જો સર પહલે, સો દૌલત કી ખૂબી થી.**

શ્રીમંત જ્યારે મુફલીસ બની જાય છે ત્યારે કોઇ ભાવ પણ પૂછતું નથી. પહેલાં જે સર ઝુકાવતા હતા એ તો દૌલતની ખૂબી હતી.

**કહાં શેઅરો સુખન યારો, કહાં અદના 'ચમન' યારો,**
**લિખી હૈ ગઝલ જો ઐસી, મેરી કિસ્મત કી ખૂબી થી.**

ઓ દોસ્તો ક્યાં શેરો-શાયરી અને ક્યાં આ અદના ચમન ? મેં જે ગઝલો લખી છે એ તો મારી કિસ્મતની ખૂબી હતી.

× × ×

**નહીં વહ ઝૂમતી શાખેં, નહીં બુલબુલ કી વહ બાતેં,**
**ખીઝાં ને ક્યા ગુઝારા વહ, કિસી ગુલઝાર સે પૂછો.**

એ ડાળીઓ ઝૂલતી નથી અને બુલબુલો ગાતી નથી. પાનખર ઋતુએ શું શું ગુજાર્યું છે તે કોઈ બાગને જઇને પૂછો !

શરાબે અરગવાં પી, દિલ-જિગર દોનો જલાયે હુંય,
નિશે ને કયા તુમ્હારી કી, કિસી મયખ્વાર સે પૂછો.

શરાબ પીને દિલ અને જિગર બંને બાળી નાખ્યાં છે. આ નિશાએ શી હાલત કરી છે તે કોઈ શરાબીને પૂછો!

કભી દરબાં સે જા પૂછા તો વહ ઝુંજલા કે યું બોલા,
રકીબાં આતે જાતે હુંય, વો ઈસ દીવાર સે પૂછો.

કોઇ વાર દરવાનને જઇને પૂછયું તો તે ગુસ્સે થઇને બોલ્યો, કે તમારા હરીફોની આવજાનું આ દીવાલને પૂછો!

× × ×

કિસ અદાઓ નાઝ સે, મુંહ મોડ કર જાતે રહે,
હમ અકેલે રહ ગયે, વહ છોડ કર જાતે રહે.
આરઝુ નિકલી ન દિલ કી, ઈસ સરા મેં દોસ્તો,
હઝરતે ફરહાદ પત્થર ફોડ કર જાતે રહે.
જબ પયામે યાર આયા, કુછ નહીં કહ રે 'ચમન',
હો ગયે તૈયાર હમ મેં, દૌડતે જાતે રહે.

× × ×

નઝર જબ ગૌર સે કી, અય સનમ આખિર નહીં કોઈ,
ખુદા કા શુક્ર મિલ બયઠે હુય હમ, આખિર નહીં કોઇ.
અમીરો લે ચલે કયા સાથ ખાલી હાથ જાતે હો,
તુમ્હારે હાથ હૈં જુલ્મો સીતમ, આખિર નહીં કોઇ.

× × ×

સચ બાત કહને સે 'ચમન', હમકો યહ ફલ મિલા,
દુશ્મન હમારા સારા જમાના બના દિયા.

દમે આખિર નહીં અરમાન સીને સે નિકલતે હૈં,
ઠહેર જા અય કઝા, કુછ ઔર જીને સે નિકલતે હૈં.

× × ×

યે બહારે હુસ્ન પર, કયસી ખીઝાં આને લગી ?
શકલે પીરી કયું નજર, અય નવજવાં આને લગી ?

રૂપની વસંત પર આ પાનખર કેમ આવવા લાગી ? ઓ નવજ-જવાન ! આ વૃદ્ધત્વની શિકલ કેમ દેખાવા લાગી ?

જબ કિસીને જાકે ઠુકરાયા મઝારે કયસ કો,
હાય લયલા હાય લયલા, કી ફુગાં આને લગી.

જ્યારે કોઇએ મજનૂની કબરને ઠોકર લગાવી તો તેમાંથી " હાય લયલા! હાય લયલા ! " ની પોકાર આવવા લાગી.

છોડ કર સબ કામ જબ પીછે લગે ઈસકે 'ચમન'
ઉમ્ર આધી જબ ગઇ, ઉર્દૂ ઝબાં આને લગી.

બધાં કામો છોડીને જ્યારે ચમન એની પાછળ પડ્યા ત્યારે અર્ધી જિંદગી વીતી જ્વા પછી ઉર્દૂ જબાન આવવા લાગી.

× × ×

હાથ મેં ઉસ ગુલબદન કે, જબ ગુલેતર આ ગયા,
બોજ વો ઉસકો લગા, બોલા કિ પત્થર આ ગયા.

તે ગુલબદનના હાથમાં જ્યારે તરબતર ગુલાબ આવી ગયું ત્યારે તેને બોજ થઇ પડ્યો, કહ્યું કે આ તો પથ્થર આવી પડ્યો.

દેખકર મુજ કો જો ઈસને, ડાલ દી મુંહ પર નિકાબ,
મૈં લગા કહને ગહન મેં માહે અનવર આ ગયા.

મને જોઇને જ્યારે તેણે મુખ પર બુરખો નાખી દીધો ત્યારે હું લાગ્યો કે પૂર્ણિમાનો ચંદ્ર ગ્રહણમાં આવી ગયો.

× × ×

યારો ખુદા હાફિઝ ચમન જાતા હૈ વતન મેં.
પૂરી વહાં હોગી, જો ઉમ્મીદ હય મન મેં.

અય દોસ્તો ! હવે અલ્લા બેલી ! ચમન એના વતનમાં જાય એના મનની ઉમેદ ત્યાં પૂરી થશે.

× × ×

મેરા રોના દેખ મોરોંને કહા,
હો ગઈ બરસાત આધી હો ગઇ.

મારું રૂદન જોઇને મોરોએ કહ્યું કે અર્ધી વરસાદ તો થઇ ગઇ.

× × ×

જો છોડા હિંદ કો હમને; 'ચમન' યે લબસે નિકલા થા,
વતન મેરે અય હિંદુસ્તાં, ખુદા હાફિઝ ખુદા હફિઝ !

જ્યારે હું હિંદથી વિદાય થયો ત્યારે હોઠમાંથી શબ્દો નીકળ્યા, —"ઓ મારા વતન હિંદુસ્તાન! હવે સલામ! ઈશ્વર તારૂં રક્ષણ કરે!

ઈશ્ક જિસકા ન નાખુદા થા,
કોઇ ન ઉનમેં સે પાર ઉતરા,
ન બેદ વાલે પુરાન વાલે,
ન કોઇ અહલે કિતાબ દેખા.

જેનો નાખુદો પ્રેમ થયો નહિ તેમનામાંથી કોઇ પાર થયા નહિ. ન વેદ વાળા, ન પુરાણ વાળા અને ન તો કોઈ પંડિત !

'ચમન' હમારી હય કયસી કિસ્મત,
કે ઉમ્ર અપની અબસ ગંવાઇ,
વિસાલ અપના હુવા નહીં ઔર,
ન વસ્લે દિલબર કા ખ્વાબ દેખા.

એ ચમન ! અમારી કિસ્મત એવી હતી, કે આખી ઉંમર વ્યર્થ વહી ગઈ. ન તો કદી મિલન થયું અને ન કદી દિલબરનાં મિલનનું સ્વપ્નું પણ જોયું.

× × ×

હો ન તૂ મગરૂર જો સારા જહાં હો હાથ મેં,
ખાક મેં ઇસ્કંદરો, દારા કી શાહી મિલ ગઇ.

સમસ્ત વિશ્વ તારા હાથમાં આવી જાય તો પણ તેથી ગર્વ કરીશ નહિ. સિકંદર અને દારાની શહેનશાહી પણ ખાકમાં મળી ગઈ.

× × ×

હરગીઝ ચમન સે બૂ ન ઉડેગી કિમ્રી તરહ,
બુલ બુલ કા ખૂને દિલ ન હો, જબ તક ગુલાબ મેં.
જો સર ઉઠાયગા તો વહીં ફૂટ જાએગા,
અચ્છા સબક મિલા હે યે હમ કો હુબાબ મેં.

× × ×

બુત કહેંગે વોહ બજા લાએંગે આંખોં સે મુદામ,
હુકમ ચલતા હય ખુદા કા, કબ 'ચમન' આઝાદ પર ?

× × ×

ગુસ્સે મેં આકે કયું હમેં, દેતે હો ગાલિયાં ?
ટપકે ન ખૂન કી કહીં, ગાલોં પે લાલિયાં !

બુલબુલ કે આહો નાલે મેં, કુછ ભી અસર નહીં,
ગુલ હંસતે હૈં પત્તે વો બજાતે હૈં તાલિયાં.

× × ×

૯૨૮

જિધર દેખા જિધર જાંચા, ઉધર આતા નજર તૂ થા,
કભી જુલ્માત મેં તૂ થા, કભી શમ્સો કમર તૂ થા.
કભી બિજલી મેં તૂ ચમકા, કભી બાદલ મેં તૂ ગરજા,
કભી કાંટા હો તૂ કુસકા, કભી ગુલ ઔર શજર તૂ થા.
ચમન મેં કોહસારોં મેં, તુજહી કો દેખ લેતે હંય,
ગુલોં મેં બૂ જો તેરી થી, તો પત્થર મેં શરર તૂ થા.
કભી થા નફસ કે તાબેઅ, કભી આઝાદ થા બિલકુલ,
કભી શયતાં 'ચમન' તૂ થા, કભી અચ્છા બશર તૂ થા.



## શ્રી ગૌરીશંકર જયશંકર વોરા

કવિ શ્રી ગૌરીશંકર એક મૂગા સાહિત્ય–સેવક હતા. લોકો એમની સેવાની કદર કરે કે નહિ, તેની દરકાર કર્યા વગર તે પોતાનું કાર્ય મૂંગે મોઢે કરી રહ્યા હતા. અંજારના એ રહીશ હતા અને અંજારે જ એમને પ્રથમ પ્રેરણા આપી હતી. ગદ્ય અને પદ્ય બંનેમાં તે સુંદર રીતે લખી શકતા. એમની કેટલીક કૃતિઓ કાવ્યદોહનમાં પણ ચડી ચૂકી છે. એમણે જીવનભર સાહિત્યની સેવા કરી હતી. એમની બહાર પડેલી કૃતિઓ આ પ્રમાણે છે. ૧–કાવ્ય મુદ્રિકા ૨–ચાર દરવેશ–ચાર ભાગમાં અનુવાદ ૩–લાખો ફૂલાણી ૪–ચંદ્ર કિશોર ૫–રતિ વસંત ૬–જ્ઞાન ચંદ્રિકા ૭–ચંદ્ર ચરિત ૮–કચ્છ દેશની જૂની વાર્તાઓ.

શ્રી ગૌરીશંકરની કાવ્ય–રચના ઉત્તમ પ્રકારની હતી. એમની કાવ્ય–કળાનો એક નમુનો અંહે આપવામાં આવે છે.

### એ પણ એક તમાસો !

રચનારે આ રચ્યો વિશ્વનો, ખેલ ખરેખર ખાસો,  
કળી શકે નહિ કોય પ્રવીણો, એ પણ એક તમાસો !  
અંધારાને અળગું કરીને, આપે વળી ઉજાસો,  
તરત ફરી ત્યાં તિમિર પ્રસરતું, એ પણ એક તમાસો !

ડોલર, મોગર, જાય, ગુલાબો, ચંપક પુષ્પ પલાશો,
હરેક કેરી જૂજવી વાસો, એ પણ એક તમાશો !
કોને મળતી મોજ ઘણેરી, કોને કંઠે ફાંસો,
અંતે તો ગતિ એક સર્વની, એ પણ એક તમાસો !
કોને પ્રતિદિન વરતે મંગલ, કોને નિપટ નિસાસો,
કો રાજી કો દુખિયા દિલથી, એ પણ એક તમાસો !
કો પંડિત કો મૂઢ મહામતિ, કો હાકમ કો દાસો,
એક વિભુની છાયા હેઠળ, એ પણ એક તમાસો !
જયમ જયમ મેઘ પડે પૃથ્વી પર, ત્યમ ત્યમ બળે જવાસો,
ઇર્ષાળુની એવી રીતિ, એ પણ એક તમાસો !
રામ પાત્રના કોને સાસા, કોને 'ગોલ્ડન ગ્લાસો'
કો પાતલ પડિયામાં રંજિત, એ પણ એક તમાસો !
પાથરણાં ઉત્તમ પાથરવા, ફરતા કયાંક ફરાસો,
કયાંઇક મળે ન ટૂટી કંથા, એ પણ એક તમાસો !
'મારૂં મારૂં' કરીને મૂરખ, ભરતા શ્વાસ–ઉસાસો,
તંત વમળમાં તણાઇ જાતા, એ પણ એક તમાસો !
કો જીવે દશ વીશ વર્ષ ને કોક પચીસ પચાસો,
કો શત કરી પણ જશે નિ:સંશય, એ પણ એક તમાસો !
કોઇક કાર્યો થાય સુપુરણ, કોમાં રહે કચાશો,
પૂર્ણ સર્વ નવ થાય કદાપિ, એ પણ એક તમાસો !
કાળા કાળ મૃતકની વાસે, બ્રાહ્મણ ભરવા ગ્રાસો,
રસિયા મધુરા મોદક કેરા, એ પણ એક તમાસો !

દીવાળી હોળી ઉત્તરાયણ, દેખો તેમ દિવાસો,
તહેવારે મોટા મેળાનો, એ પણ એક તમાસો!
અજોગ જન જુગતે જોગવતા, વિધ વિધ રંગ વિલાસો,
બુદ્ધ જન વિસ્મિત થાય વિલોકી, એ પણ એક તમાસો!
કો પચરંગી પાઘ બનાવે, કો શિર પટકા તાસો,
કો ટોપી કો મૂંડ ઉઘાડી, એ પણ એક તમાસો!
કવિ પંડિતથી દૂર દેખીએ, કમળા કેરો વાસો,
મૂરખ ભવને સદા ભરાએ, એ પણ એક તમાસો!
ચતુરાઈના જેના ચિત્તમાં, ચિતરાયા બહુ ચાસો,
ગણના તેની ગણે ન કોઈ, એ પણ એક તમાસો!
કર્મ થકી કલ્પ્યા વર્ણાશ્રમ, જાણે કરિયા 'કલાસો',
બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્ય શૂદ્ર જો, એ પણ એક તમાસો!
વિશ્વયંત્રની વિચિત્ર રચના, સઘળો પૂળ ધમાસો,
'ગૌરીશ'ના ગુણ ગાઈયે પ્રીતે, એ પણ એક તમાસો!



# કવિ કેશવ વિજય ધોળકિયા



કવિનુ પૂરૂં નામ કેશવલાલ વિજયરામ ધોળકિયા. એમનો જન્મ કચ્છ—અંજારમા નાગર મહેતા વિજયરામ ભવાનીદાસને ત્યાં વિક્રમ સંવત ૧૯૪૪ મા થએલો. બાલ્યકાળમાં કવિ બહુ તોફાની હતા. પરંતુ ઘણા તોફાની વિદ્યાર્થીઓ આગળ જતા ખૂબ શક્તિ-શાળી બને છે, એવુ એમને વિષે પણ થયુ. મોટા થતા સાહિત્ય અને સંગીતની એમની શક્તિ ખૂબ ખીલી ઉઠી.

કવિના માતુશ્રી ઘણા સંસ્કારી અને સુશીલ હતાં. માતાના સંસ્કાર પુત્રમા ઊતર્યા અને નાનપણમા જ એમનું મન ઉચ્ચ વિચારોમાં રમવા લાગ્યું. કવિતાના બીજ પણ જીવનના આરંભમાં જ એમના હૃદયમા વવાઇ ગયા.

કવિના અભ્યાસની શરુઆત અંજારની ગામઠી શાળાથી થયેલી. ગુજરાતી અભ્યાસ પૂરો કરી અંગ્રેજી ભણવા માટે એ પોતાના મામાને ત્યા ભુજ આવ્યા અને ભુજની આલ્ફ્રેડ હાઇસ્કૂલમા દાખલ થયા.

જરૂર પડી. માંડવીની ખલફાન કન્યાશાળામાં એક શિક્ષકની જગા ખાલી થતાં કવિ તેમાં શિક્ષક તરીકે જોડાઈ ગયા.

માંડવીમાં એ વખતે જકાત–અધિકારી તરીકે દોલતરામ નામે એક નાગર ગૃહસ્થ હતા. કવિના એ મિત્ર હતા. એમને સંગીતનો સારો શોખ હોવાથી એમને ત્યાં વારંવાર સંગીતના જલસા જામતા. માંડવી આવનાર કોઇપણ નવા ગવૈયાને એમની મુલાકાત લેવી પડતી. એનો લાભ કવિને પણ મળ્યો. અહીંથી એમને સાહિત્ય સાથે સંગીતનો પણ રંગ લાગ્યો. કવિતા અને સંગીતનો સુમેળ જામી ગયો.

પછી તો કવિને સંગીતનો એટલો શોખ લાગી ગયો, કે સંગીત પાછળ એ ઘેલાતૂર બની ગયા. રાત–દિવસ એ જ ધૂન માથામાં રમતી હોય. સંગીતની રંગતમા રોજ રોજ ઉજાગરા પર ઉજાગરા થવા લાગ્યા. પરિણામે તબિયત પર એની અસર થઈ. કવિની તબિયત લથડી પડી.

તબિયત સુધારવા અર્થે નોકરીનુ રાજીનામુ આપી, કવિ પોતાના જન્મસ્થાન અંજારમા આવ્યા. થોડા વખતમા તબિયત સારી થઇ જતાં વાગડના એક જાગીરદારને ત્યા તેમના કુંવરના ટ્યૂટર તરીકે ગોઠવાઈ ગયા. ગોઠવાઇ તો ગયા, પરંતુ જાગીરોમાં તો સૌથી પહેલી ખુશામદની જરૂર પડે. આ ખુશામદને અને કવિને ઘણું લાંબું છેટું હોવાથી છેવટે એ નોકરી પણ છોડી દેવાનો વખત આવ્યો.

થોડા વખત પછી તબિયતે પાછો ઊથલો માર્યો. કેટલોક વખત કવિ જામનગરમાં ઝંડુ ભટ્ટની સારવાર નીચે પણ રહ્યા. અનેક દવાઓ કરી, છતાં તબિયત જેવી જોઇએ તેવી સુધરી નહિ. આખરે દવાઓથી કંટાળી કવિએ કુદરત પર રહેવાનો નિશ્ચય કર્યો. ત્યારથી દવાઓને સદંતર તિલાંજલિ આપી.

અંજારમાં એ અરસામાં વહીવટદાર કચેરીમાં ૪૦ કોરીના

એક કારકૂનની જગા ખાલી પડી કવિએ આ જગા માટે અરજી કરી પરંતુ લાગવગશાહીના એ જમાનામાં કવિનો થાક લાગ્યો નહિ અધિકારીઓ એમને માટે ટીકા કરતા, કે "એ તો કવિતા કરશે, કામ નહિ કરે."

એ જ અરસામાં મહેસૂલ ખાતાના એ વખતના વડા અધિકારી હીરાભાઈ તપાસ માટે અંજાર આવ્યા આ તકનો લાભ લઈ "ચાલીસ માટે જણ ચાલીસ તૈયાર છે" એ કાવ્ય તૈયાર કરી કવિએ હીરાભાઈને આપ્યું હીરાભાઈ સાહિત્ય-પ્રેમી હતા, એટલે કવિનું તીર લાગી ગયું કવિને નોકરી તો મળી ગઈ, પરંતુ સ્વતંત્ર મિજાજના કવિ આ નોકરીને પણ લાંબો વખત ટકાવી શક્યા નહિ

ત્યાર પછી અંજારમાં કવિએ એક નાનકડી પ્રાથમિક શાળા ખોલી તેની સાથે સંગીત-પ્રેમીઓને સંગીતનું શિક્ષણ પણ આપવા લાગ્યા નિબંધો-કાવ્યો લખતા રહી સાહિત્યસેવા પણ કરવા લાગ્યા.

કવિનો સ્વભાવ આનંદી અને વિનોદી હતો આ ગુણને લઈને નબળી તબિયત અને આર્થિક સંકડામણ વચ્ચે પણ એ મોજથી રહી શકતા હતા.

થોડા વખત પછી કવિના પિતાનું મૃત્યુ થયું એમના અંતર પર એથી સખ્ત આઘાત લાગ્યો આ પ્રસંગે 'પિતૃવિરહ' નામે કાવ્ય લખી એમણે પોતાનું અંતર ઠાલવ્યું છે પિતાના અવસાનથી કવિના દિલ પર એવો કારમો ઘા આવી પડ્યો, કે પાંચ માસ પછી એમણે પોતે પણ આ ફાની દુનિયાની વિદાય લીધી.

"સરકાર મુક્તાવલિ" નામે એક કાવ્ય-સંગ્રહ કવિએ પોતાની હયાતીમાં જ પ્રકટ કરેલો

ગીતાજીના અઢારે અધ્યાયનો એમણે સરળ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે ઉપરાંત બીજું પણ એમનું પુષ્કળ અપ્રકટ સાહિત્ય પ્રકાશનની રાહ જોતું પડ્યું છે એ ગુમ થઈ જાય ત્યાર પહેલાં

ાને પ્રકાશમાં લાવવાની કચ્છની જનતાની ફરજ છે. એમનું સ્વલ્પ
ાહિત્ય અત્રે આપવામાં આવે છે.

## સંગતિ

રાગ ધનાશ્રી–ત્રિતાલ

તજ મન અધમ કુટિલ નર સંગ, તજ૦
જે સંગત મતિ દુરમતિ ઉપજે, પડે ભક્તિમાં ભંગ. તજ૦
ગર્ધવને કસ્તૂરી લેપન, મર્કટ ભૂષણ અંગ,
કાગ કપૂર ખવડાવો તો પણ, તજે ન જાતિ ઢંગ. તજ૦
પ્રેમ થકી પયપાન કરાવો, વિષ તજશે ન ભુજંગ,
શ્યામ વસ્ત્ર પર યત્ન થકી પણ, ચડે ન બીજો રંગ. તજ૦
કંચન સમ સત્ સંગ, કથિર સમ જાણ દુષ્ટ નર સંગ,
જાત સમી જગ ભાત પડે છે, સેવ સદા સત્ સંગ. તજ૦

## અંક પ્રમાણ

રાગ–માલકોશ : ધ્રુપદ

એક નામ બે પ્રમાણ............ એક૦
ત્રણ માંહી ચાર જાણ, ચારથી વધારી જ્ઞાન,
ચાર પામતા સુમાન ........... એક૦
પાંચમાં પૂજાય સાર, ષટ્નો કરે સંહાર,
સપ્ત રક્ષી અષ્ટ પ્રાપ્તિ, કરતા જગે સુજાણ. એક૦
નવમાં વધારે નામ, દશ વશ રાખે નામ,
એક તે અનેક છોડી, એકમાં ધરે વિરામ. એક૦

અહીં આપેલ અંક પ્રમાણ સમજતા ઉપર્યુક્ત કાવ્ય સ્પષ્ટ થઈ જશે.

૧ નારાયણ ૨ નર ને નારી ૩ સ્થિતિ (જન્મ, જીવન ને લય) ૪ આશ્રમ (બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સન્યાસાશ્રમ) ૪ વેદ ૫ પંચ ૬ ષડ્ રિપુ ૭ સપ્ત ધાતુ ૮ અષ્ટ સિદ્ધિ ૯ ખંડ ૧૦ ઇન્દ્રિય

## મનને !

સોરઠ–મલ્હાર

ત્રિતાલ

ઓ મન ! મારા લાડકવાયા મન !
                    તારૂં કેમ કરૂં હું જતન ? ઓ મન !૦
લક્ષ્ય વિના ભટકે નિશદિન તું, ચંચળ તારૂં વતન,
રમતિયાળ ને છટકેલ તું, સ્થિર નહિ આસન ઓ મન !૦
તર્ક તરંગી ભેદ ભરેલ, સ્વચ્છંદ તુજ વર્તન,
અદ્ભુત વેગી અટકચાળુ, તુજ મર્કટ સમ છે તન ઓ મન !૦
છોડ મસ્ત છોકરવાદી તું, સાંભળ શ્રેષ્ઠ વચન,
યોગ સમાધિમાં સ્થિત થઈ જા, રહેશે પૂર્ણ પ્રસન્ન ઓ મન !૦
વિષય ચક્ર પર ચડતાં તારૂં, થાશે અધ પતન,
પ્રભુ સ્મરણમાં લીન બની જા, મન ! તું થા પાવન ઓ મન !૦
મનુષ જન્મની તક અનુપમ આ, કરી લે આત્મ જતન,
સોનેરી સંકલ્પ કરી દૃઢ, અમર થઈ જા મન ઓ મન !૦

## ખરા મર્દને ખોટ

ખરા મર્દને ખોટ, વ્યર્થ વાણી બકવાની,
ખરા મર્દને ખોટ, કાર્ય ના કરી શકવાની,
ખરા મર્દને ખોટ, ધર્મ નીતિ તજવાની,
ખરા મર્દને ખોટ, ખાટલે રહી મરવાની,

ઊંઘ, બીક, આળસ અને વ્હેમ વ્યસન ધરવા તણી,
ટેક, નેક, વટ જાય એ, ખોટ ખરી છે મર્દની.

## ખરા મર્દને ખંત

ખરા મર્દને ખંત, દીનનાં દુઃખ હરવાની,
ખરા મર્દને ખંત, અન્યનું શુભ કરવાની;
ખરા મર્દને ખંત, ધર્મ માટે મરવાની,
ખરા મર્દને ખંત, તારી કુળને તરવાની;
શાસ્ત્ર ભક્તિમાં રત રહી, સેવાના સન્માર્ગમાં,
વીર થઇ રણ ઝૂંઝવા, ખંત ખરી છે મર્દમાં.

---

## ચાલીશને માટે જણ ચાલીશ તૈયાર છે.

મનહર

૧

દોડો રે, ઉમેદવારો! લાખેણો આ આવ્યો લાગ,
 'લેન'માં જોડાવા માટે, નોકરી તૈયાર છે;
બેઠાથી બેગાર ભલી, ગાઠનું શું જાશે વળી,
 ગાજરની પીપોડીને, વગાડયાની વાર છે;
ઘેર બેઠે ગંગા આવી, જીવન કમાઇ લાઇ,
 રાજ તણા રોટલાને, તાણવાની વાર છે;
ગુમાવો ના તક ચારો, કમર કસીને દોડો,
 ચાલીશને માટે જણ, ચાલીશ તૈયાર છે.

૨

દેશ પરદેશ માંહી, તાર ને ટપાલ દ્વારા,
વધામણાં પ્હોંચી વળ્યાં, પીટાણી પોકાર છે;
ઘોડા વાળા પાઠના, અભ્યાસી અને આળસુઓ,
અપોચિયા અંધા-લુલા, થયા હોશિયાર છે;
કાકા મામા ફુઆ કેરા, વગ ને વસીલા વાળા,
મરડતાં મૂછ કહે, કોની માનો બાર છે ?
લાયકાતની ન વાત, કદરની કુશકાત,
ચાલીશને માટે જણ, ચાલીશ તૈયાર છે.

૩

કોઇ કહે પેન્શન, ઘેર બેઠે મળશું જાણે,
કોઇ કહે 'બાવા' એ તો, જન્મનો આધાર છે;
કોઇ કહે પગાર તો, નામનો પરંતુ બાપા,
બીજી ત્રીજી બાબતોમાં, રાજદરબાર છે;
કોઇ સોંઢયા સત્તા માટે, બાપની કમાઇ વાળા,
કોઇ કહે પોલ માંહી, પેસવાની વાર છે;
અનેક ઉમેદવારો, અનેક ઉમેદ રાખી,
ચાલીશને માટે જણ, ચાલીશ તૈયાર છે.

૪

ઘાંચી, મોચી, ખકાલી, સુતાર, મલ્લ, સોનારા છે,
બ્રાહ્મણને બાવા, મોઢ, પોકેલા લુહાર છે;
બાટિયા, લોહાણા, મીર, મેમણ ને મુસ્લાંજીઓ,
ખત્રી, ખોજા, સોના, મોચી અને મણિયાર છે;

કણબી, કુંભાર, ભાંડ, ભવૈયાઓ વેશધારી,
વાંજા, ગાંછા, આયરને કાઠી કડિયાર છે;
કોળી નાળી કસાઇને, કાછી માછી કઠિયારા,
તેલી ને તંબોલી એવા ચાલીસ તૈયાર છે.

૫

અમો છીએ રંક દીન, નોધારા કુટુંબ વાળા,
દાસ તણી અરજી કો, અંતર ઊતારશે ?
નેકનામદાર, સરકાર છે કદરદાન,
દાતા કો દયાળુ, સ્થિતિ અમારી વિચારશે ?
જીવન આધાર અન્નદાતા અમ મહેરબાન,
ચાલીશની આશા અમ, પાર કોઈ પાડશે ?
બિલાડાં તાણીને સોંઢયા, વીસમી સદીના વીરો,
ચાલીશને માટે જણ, ચાલીશ તૈયાર છે.

---

## ચાનો મહિમા

સવૈયા–એકત્રીસા

સતી પતિને મિત્ર મિત્રને બાળકને માતા ચા પાય,
નર નારી સહુ તુજને ચૂમે, થઈ ચાગલી તું તો ચાય.
તપ વ્રતધારી ઉપવાસી પણ, તપ વ્રત ઉપવાસે લે ચાય,
માંદાના મોઢામાં પડતી, ચમચે ચમચે પણ તું ચાય.
સંન્યાસી સાધુને પણ બસ, ભિક્ષા સાથે જોઈએ ચાય,
યજ્ઞ હોમ પૂજનથી પહેલાં, પવિત્ર બ્રાહ્મણ પીતા ચાય.



# કવિ "આદર્શ"

કવિ "આદર્શ" ઉર્ફે શ્રી લક્ષ્મીશંકર વોરાને જન્મ વિક્રમ સંવત ૧૯૪૮ ના માહ સુદિ ૫ એટલે વસંત પંચમીના દિવસે થએલો. એમના પિતા દુર્ગેરાય ત્રિકમદાસ વોરા "તર્ક-તરંગ," "આર્યોત્કર્ષ," "લોકપ્રિય હુગવિદ્યા" વગેરે પુસ્તકોના લેખક હોવાથી સાહિત્યપ્રેમ કવિશ્રીને વારસામાં જ મળી ગયો હતો. એટલે કિશોર અવસ્થામાં જ એમને કવિતાની લગની લાગી ગઇ.

કવિ 'આદર્શ' ના આદર્શ કવિ કલાપી હતા. 'કલાપીનો-કેકારવ' માંનાં ઘણાંખરાં કાવ્યો એમને કંઠે ચઢી ગયાં હતાં. એમની ધૂનમાં કલાપીનાં કાવ્યો જ રમતાં રહેતાં. એ ઉપરાંત કવિ નર્મદ, દલપતરામ, ખબરદાર, મણિકાન્ત વગેરેની કાવ્ય-કળાનો પણ એમને સારો અભ્યાસ હતો. ગોવર્ધનરામ ભાઇનું 'સરસ્વતી ચંદ્ર' અને ઇચ્છારામ સૂર્યરામ દેસાઇનું 'ચન્દ્રકાંત' એમના મનનીય ગ્રંથ હતા.

કવિ 'આદર્શ' નો સાહિત્ય-પ્રેમ એટલો ઉત્કટ હતો, કે રાત્રે બે-ત્રણ વાગ્યા લગી એ વાચન-લેખનમાં જ રચ્યા-પચ્યા રહેતા. કાવ્યો પણ ખાસ કરીને મોડી રાતની નીરવ શાન્તિમાં લખવાની એમની ટેવ હતી.

*અભ્યાસ છોડી દીધા પછી "કુદરતની ચાલીસ" નામક એક* કાવ્ય લખ્યું. આ કાવ્યે એમની કવિત્વ શક્તિને પ્રકાશમાં આણી દીધી.

નોકરી અંગે સીલોન-કોલંબો સુધીનો લાંબો પ્રવાસ એમણે ખેડ્યો હતો ત્યાં ચારેક વર્ષ ગાળી પાછા ભુજ આવ્યા અને કચ્છ રાજ્યની નોકરીમાં દાખલ થયા.

ભુજમાં હોળીના દિવસોમાં બીભત્સ વાતાવરણને જામતું અટકાવવા માટે નાગર યુવકોએ વસંતોત્સવ ઉજવવાનું નક્કી કર્યું. આ પ્રસંગે નાટ્યોત્સવ યોજવામાં અને એને માટે યોગ્ય નાટિકાઓ લખી આપવામાં કવિએ સારો ફાળો આપ્યો હતો.

કવિની તબિયતમાં ઘણા સમયથી અશક્તિની તકલીફ તો હતી જ વધારામાં એમના નાના યુવાન આશાસ્પદ પુત્ર જેણે બી. એ. સુધીનો અભ્યાસ કર્યો હતો, તેનું ટૂંક વખતની ક્ષયની બીમારીથી અકાળે અવસાન થતાં કવિના કોમળ હૃદય પર કારમો આઘાત લાગ્યો અને ત્યાર પછી થોડા જ સમયમાં સંવત ૨૦૦૩ના આષાઢ સુદિ ૧૧ ના રોજે એમણે પણ પોતાના નશ્વર દેહને તજી દીધો.

કવિ 'આદર્શ' નો કાવ્ય સંગ્રહ વિશાળ છે એમની કાવ્ય-કળા સુંદર અને આકર્ષક છે એમની કવિતાઓ પિંગળ શાસ્ત્રના નિયમ અનુસાર અને છંદોબદ્ધ છે એમનો આ કાવ્ય-સંગ્રહ કાળના બગે નષ્ટ થઈ જાય ત્યાર પહેલાં તેને પ્રકાશમાં લાવવાની ખાસ જરૂર છે અત્રે એમની કાવ્યસરિતાના થોડા રસ-બિંદુ રજુ કરવામાં આવે છે

## કોણ છે?

ગઝલ

વિશ્વલીલા ખેલનારો, ગુપ્ત નટવર કોણ છે?
ના નજર કંઈ આવતું, પડદાની અંદર કોણ છે?
મૂર્તિ પત્થરની ધરી, પોતે સ્વધામે જઈ વસે,
એ સમજ પડતી નથી, મંદિરની અંદર કોણ છે?

સુખકર લીલા અકળ, તેની પ્રશંસા શી કરૂં ?
ઓ દયાસિંધુ ! તું વિશ્વંભર પરાત્પર કોણ છે ?
જે જવાહર ગાંધી સમ, પ્રકટાવતો નિજ અંશને,
હાથનો એવો સખી, દિલનો દિલાવર કોણ છે ?
શુદ્ધ હેતુ સિદ્ધ જેનો પૂર્ણ આદિ અંતમાં,
સ્વર્ગમાં દેવેશ ! ઓ ! તારા બરાબર કોણ છે ?
યોગી જનની દૃષ્ટિયે, તારૂં સ્વરૂપ સમજાય છે,
એ જાણવા તું કોણ છે, 'આદર્શ' જગધર કોણ છે ?

## વિરહવ્યથા

કવિત

ગાજે ઘનઘોર તનમન તણાં હરે જોર,
દામિનિનો દોર, અસિ કોર ચમકાવતો;
ભેક-ઝીલ્લિના ઝીંગોર, કેકા કરી રહે મોર,
લાગતાં બધાં કઠોર, ઊપજે અભાવ જો;
ગ્રીષ્મ તણો તાપ શમે, સૃષ્ટિ આજ શીત બને,
પાવક સમાન મને, પાવસ-પ્રભાવ જો;
સંહારવા ઉર-તાપ, વિદેશથી હવે આપ,
સલૂણા સુજાણ ઘર, ઉમંગથી આવજો !

## અન્યોક્તિ-મક્ષિકાને !

ક્યાંહી જરા માલ કે, ચીકાશ તણી ભાળ મળે,
ટોળે મળી બણબણાટ, કરે આઠે પ્હોર છે;
જુએ નહિ હોય ભલે, નક્કર પ્રવાહી કંઈ,
ઝંપલાવી પડે દૂધ-પાણી ખાંડ-ગોળ છે;

હાથે ચીમળાતી કોઇ, પગે કચડાતી છતાં,
કેડો નવ મૂકે એ જ શોર ને બકોર છે;
તોબા! તમે મક્ષિકાઓ!–ભૂલ્યો અરે યાર! એ તો,
મક્ષિકાઓ શાની? જન ખુશામદ ખોર છે.

## મારો હીંચકો

ગઝલ

અહો! આનંદપ્રદ મોંઘા, મધુરા હીંચકા મારા,
વધાવું પ્રેમથી પ્યારા! તને ઓ હીંચકા મારા!
અનેરાં ગાન ઝણકારે, ઝુલાવે લ્હેરભર ક્યારે,
કદી મૂગા કદી ઘેરા, સ્વરે ઓ હીંચકા મારા!
ઉછાળે તું હૃદય મારે, કંઇ આનંદ ઊછાળા,
અનુભવ સ્વર્ગનો આપે, અલૌકિક હીંચકા મારા!
ખરે, વીસરાવતો વહાલા! જગત–સંતાપ સૌ ખારા,
નવી વરસાવતો વૃષ્ટિ, હૃદય પર હીંચકા મારા!
તું મુજ એકાંતનો સાથી, સદાનો એકલો પ્યારા!
અને સૌ સાથનો સાક્ષી, સુખાવહ હીંચકા મારા!
પ્રણયના મીઠડા મોંઘા, રસીલા મંદ સંવાદો,
અને કંઇ પ્રેમના કલહો, સુણ્યા તેં હીંચકા મારા!
સુખે આનંદનો ઉભરો, હૃદયમાં તું જ ઉભરાવે,
દુઃખે અશ્રુ શ્રવે ત્યારે, દિલાસો હીંચકા મારા!
પ્રભુની કંઇ ગહન ઘટના, પ્રબોધે હીંચકા મારા.
જીવનનો સાર સમજાવી, ઝુલે તું હીંચકા મારા!
ન એ આભાર તુજ ભૂલું, સકળ 'આદર્શ' ડોલનના,
વિરલ સુખ–લ્હાવ દે નિત્યે, ઝુલાવી હીંચકા મારા!

## ઉપાલંભ

મનહર

૧

ત્રિભુવનપતિ હરિ! બુદ્ધિ કેમ ફરી તારી?
નારીવશ બની સારી, પ્રતિષ્ઠા વિસારી છે,
રંકને રીબાવી રખડાવીને ફસાવી મારે,
ચચગા છકેલ મનમોજી રમા તારી છે,
આટલો શો મોહ? ગૃહ-જામાતૃ બનીને રહ્યો,
ઝેરી શેષનાગની જ્યા, સૂવાને પથારી છે,
અરે શખધારી! તને સગ તેવો લાગ્યો રગ,
ભક્તને ભિખારી કરે, શુ એ ટેવ સારી છે?

૨

સપત્તિ અખૂટ હૈની, વૈકુઠે ભરેલ છતા,
રહ્યો મોહતાજ, પ્રભુતાથી પરવારીને,
લજ્જા તે ગુમાવી અસુરારિ! અવિચારી થઇ,
જાચ્યો ઘનશ્યામ! મુખે શ્યામતા વધારીને,
રત્નાકર કહાવતો શ્વસુર તો લોભી તારો,
દેવાનુ ના કશુ લેવાનો જ વ્રતધારી છે,
પરિચયે તુયે વાન નહિ પણ સાન પામ્યો,
ભક્તને ભિખારી કરે, તારી બલિહારી છે!

અતમા મરછર–સ્તોત્ર નામે કવિને હાથેન એક સુદર રસ-કાવ્ય આપવામા આવે છે.

## મચ્છર–સ્તોત્ર

શાર્દૂલ

નાનાં કોટિ પ્રકારનાં વિહરતાં, વિશ્વે કંઇ જંતુડાં,
જ્યાં ત્યાં ઊડી સુખે ઝીણું ગણગણી, ગાતાં ફરંતાં રૂડાં;
મોટેરા ગજરાજને મુંઝવતાં, જે સૂક્ષ્મ જાતે છતાં,
એવા મચ્છર વૃદ ડંખધર, હો ! મારી સદા વંદના!

ઉપજાતિ

નિવાસ જે જે ઘરમાં તમારો,
વિનાશ તે તે ઘરમાં અમારો;
યથેચ્છ બેસો અથવા ફરો છો,
ઊડો અને ગાન કર્યાં કરો છો.

અનુષ્ટુપ

દૂરથી વાગતી જેવી, આરતી સમ ગાન જે,
પોક વા પડતી છેટે, મંદ તીક્ષ્ણ સુણાય છે.

વિસંતતિલકા

ભાવે રૂધિર બહુ માનવીનું તમોને,
માટે જ આમ દઇ ડંખ દમો અમોને;
જ્યાં દીધ ડંખ મધુરૂં કંઇ સળવળે છે,
ને ઢેફ્લી ઉપડતી નજરે પડે છે.

તોટક

જરીવાર તમે જનના શરીરે
હજુ તો જઇ બેસી અડો લગી રે;

બસ થપ્પડ એક પડે જ શિરે,
ગત ત્યાં જ થતા નહિ ઓખું રહે.

હરિણિ

તમ સહચરો જોતા એવા, બહુ મરતા તદા,
જન દમનના છોડે કોઇ, પ્રયોગ નહીં કદા;
અરર! રુધિરે એવો તે શો, મધુતર સ્વાદ છે ?
મરણ શરણે જાતાં એ તો, છતાં દિલ શાદ છે.

શિખરિણી

મનુષ્યોનાં શાન્તિ-સુખ હર તથા વ્યાધિકર છો,
મળી ટોળેટોળાં, ઉપદ્રવ કરી ખૂબ પજવો;
તમે એ માટે, તો સરવ અવતારી જગતમાં,
પ્રમાદી એદીને, ચટકી ભરી નક્કી જગવતાં.

અનુષ્ટુપ

મચેલાં નિજ કર્તવ્યે, રહો છો રજની-દિને,
ઊડતાં ગુંજતાં તોયે, થાકતાં કદી ના જરી.

શાર્દૂલ

બેઠા બે ત્રણ વા અધિક જન જ્યાં, ગપ્પાં કંઇ હાંકતાં,
નાસિકા મુખ કર્ણદ્વાર નિકટે, છાનું કહો ઘૂમતાં;
ને ગુંજી ઉતરી જવા શરીરમાં, યત્નો કરો તે સગે,
મૂંઝાવી અકળાવી ભંગ કરતા, આનંદની વાત ને.
કો વેળા મુખમાં પ્રવેશ કરતાં, થૂંકાઇ ભૂ ભેટતા,
તો ક્યારે અટકી ગળે ઉતરતા, પાછા ફરો ના કદા;

નાકે ને શ્રવણે બહુ ગણગણી, પેસી કરો ગાભરા,
તે ક્યારે બહુ યત્નથી નીકળતાં, સ્વર્ગે જતા પાધરા.

મંદાક્રાન્તા

જ્યાં ત્યાં મૃત્યુ સમીપ તમને, હોય ધાસ્તી ન લેશે,
પીડા ઊઠી જન શરીરને, સામટા સૌ વિશેષે;
ઊંચા નીચા ઘડીક અવળા, હાથ આડા અફાળી,
થાકે લોકો પણ ન તમને, કો શકે લેશ ખાળી.

લલિત

તમ વિષે ભર્યાં બહુ પરાક્રમો,
સમજવા બધાં શક્ત ના અમો;
જન વૃથા ભલે શત્રુતા ધરે,
તમ વિનાશના યત્ન આદરે.
સજડ ઢાંકીને બારી-બારણાં,
ઘર મહીં કરે ધૂમ્રગોટડાં;
અગરબત્તીઓથી ન્હસાડવા,
અગર ઈચ્છતા માનવી વૃથા.

અનુષ્ટુપ

ભલે કોટિ કરે યત્નો, ઓછા એકેય ના થશે,
ઉલટાં ઉલટી વૃંદો, પીડવા અધિકા ધસે.

મંદાક્રાન્તા

થાકી હારી તમ ઉપદ્રવે, માનવી મૌન રહેતાં,
ઓહોહોહો ! દુઃખ બહુ જ આ, એમ ક્યારેક કહેતાં,

ઊડી જતાં શરીર ખણતાં, કોઈ તો ક્રોધ લાવી,
જ્યાં બેસો ત્યાં કર વતી ધબો, ધબ્બ ! દેતા લગાવી.

ઇન્દ્રવજ્રા

પીછી વળી કોઇક પાસ રાખે,
આવો કને કે ઝટ ઢાળી નાખે;
અરે, ગમે તે કરતાં છતાં યે,
કેડો ન મૂકો જનનો જરાયે.

વસંતતિલકા

રે તીવ્રનાદ ! તમ શ્યામ શરીર નિત્યે,
આત્મારહિત ઢગ ના ઢગ જઈ પડે છે;
ના ત્રાસ ભીતિ કંઇ શોક ઉરે વસે છે,
શી હામ ધૈર્ય દૃઢતા તમ ધન્ય છે તે !

તોટક

તમ એક મહાન પરાક્રમની,
સ્મૃતિ જે સમયે મનડે ચડતી;
અહ ! મુગ્ધ ચકિત થવાય ઘડી,
રિપુતા તમ સાથ ભૂલાઇ જતી.

શાર્દૂલ

માતેલો મદમત્ત સાંઢ ફરતો, ગર્વે ફુલાઇ જતાં,
એનો ગર્વ ઉતારવા ઝટ તમે, પેસી ગયા નાકમાં;
દીધા ત્યાં ચટકા અને ઉછળતો, મસ્તાન જ્યાં ત્યાં કૂદી,
હાર્યો આખર નમ્ર તે થઇ ગયો, તોબા પોકારી ઘણી.

અનુષ્ટુપ

દયાથી જીવતો મૂકયો, સાંઢ તે સમયે તમે,
ગર્વગંજન મનાયા છો, તેહના ત્યારથી તમે.

શાલિનિ

એવાં એવાં કાર્ય કોટિ કરો છો,
ન્હાનાં કિન્તુ બાથ મોટી ભરો છો;
લાંબાં સાથે ટૂંકડાં સંચરો છો,
તો કયારે કૂટાઇ વચ્ચે મરો છો.

ઉપજાતિ

સમીરની લ્હેર વહી રહી જ્યાં,
તમો તણું ના બળ ચાલતું ત્યાં;
ધસો અને દૂર તણાઇ જાતાં,
કદાચ ત્હોયે પણ ફાવતાં ત્યાં.

શાર્દૂલ

એકે માર્ગ ન છૂટવા તમ થકી, પૂંઠે પડો કાં ભલા ?
હોવા માગું તમારી તો અવકૃપા, રે મચ્છરો શામળા !
જંતુવર્ય ! રુધિરભક્ષક ! સદા છેટા અમોથી રહો !
આઘેથી જ સમૂહ સાથ તમને, મારા નમસ્કાર હો !

અનુષ્ટુપ

ભણે વા સાંભળે કોઇ, મચ્છર સ્તોત્ર ધૈર્યથી,
ડંખોપદ્રવની વ્યાધિ તેમની ઘટશે જરી.



# શ્રી ન્હાનાલાલ વૈદ્ય

શ્રી ન્હાનાલાલભાઇ એટલે સૌજન્ય-મૂર્તિ. પુરુષાર્થની પ્રતિમા. એમનો જન્મ વડનગરા નાગર જ્ઞાતિમાં સંવત ૧૯૪૨ ના ભાદ્રપદ માસમાં થયેલો. દોઢેક વર્ષની બાલવયમાં જ એમણે માતાનું સુખ ગુમાવ્યું હતું. એમના પિતા દેવશંકરભાઇ જૂના સમયની કચ્છી મુત્સદ્દીગીરીના પ્રતીક સમાન હતા. કચ્છ-રાજ્યના રેવન્યુ વિભાગમાં એ કામ કરતા હતા.

ન્હાનાલાલભાઇના જીવનની શરૂઆત શિક્ષકની કામગીરીથી થએલી. ઇ. સ. ૧૯૦૮ માં મુન્દ્રામાં 'ગેક રણશી દેવરાજ આર્યજી શાળા'ની સ્થાપના થતાં તેઓ સંસ્કૃત-શિક્ષક તરીકે તેમાં જોડાયા. અભ્યાસ-કાળ દરમિયાન એમની બીજી ભાષા ફારસી હતી. પરંતુ સંસ્કૃત ભાષાના વિદ્વાન અચરજી શાસ્ત્રીના માર્ગદર્શન અને પોતાના પુરુષાર્થથી એમણે સંસ્કૃત ભાષાનું પણ સારું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. આ ભાષાના અભ્યાસે એમનામાં વેદાંતના શોખને જાગૃત કર્યો. આગળ જતાં ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્રનો પણ એમણે અભ્યાસ કરવા માંડ્યો.

કવિતા પ્રત્યે એમને બાલકાળથી જ ખૂબ અભિરૂચી હતી. ભાષાજ્ઞાન દૃઢ કરવા માટે એમણે વ્યાકરણ, કાવ્યશાસ્ત્ર, તર્ક, સાહિત્ય વગેરેનો અભ્યાસ કર્યો. એમના સમયમાં પ્રકટ થતા સામાયિકો— 'આર્યપ્રકાશ', 'સાહિત્ય', 'ગદ્યકાવ્ય', 'ઉત્થાન' વગેરેમાં અવાર નવાર કાવ્યો અને લેખો લખતા રહેવાનું નિયમે ચાલુ રાખ્યું હતું.

કમળાશંકર ત્રિવેદી, આનંદશંકર ધ્રુવ, રમણભાઈ નીલકંઠ આદિ આગળ પડતા સાક્ષરો અને સાહિત્યકારો સાથે પત્ર-વ્યવહાર કરી એમણે ઘણું માર્ગદર્શન મેળવ્યું હતું.

કચ્છના પ્રસિદ્ધ કવિ સાજન ભગતની 'સાજન બાવની' વિવેચન સહિત એમણે જ લખીને તૈયાર કરી આપી હતી

આર્થિક સંજોગો અને જવાબદારીઓને આધીન થઈને એમને શિક્ષક તરીકેની કામગીરી આખરે છોડવી પડી અને વેપારી પેઢીમાં જોડાવું પડ્યું. પેઢીના વહીવટી તંત્ર અંગે કાયદાના જ્ઞાનની જરૂર પડી આ તક પણ એમણે ઝડપી લીધી વેદાંત જેવા દુર્ગમ વિષયના અભ્યાસે તેજસ્વી બનેલી એમની બુદ્ધિ કાયદાના ક્ષેત્રમાં પણ એમને ખૂબ સહાયક નીવડી પરિણામે કચ્છ-રાજ્યની કાયદાની પરીક્ષામાં પણ તે ઉત્તીર્ણ થયા અને સંવત ૧૯૯૦ ની સાલે એમને કચ્છની કોર્ટોમાં કામ કરવાની પરવાનગી મળી આ વકીલાતના ક્ષેત્રમાં પણ એમણે થોડા વખતમાં સારી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી

સન ૧૯૫૩ ના જુનની ૧૮ મીનો દિવસ હતો સવારે વહેલા ઊઠી, ધ્યાન-સ્નાન, પૂજા-પાઠ આદિ નિત્યકર્મથી પરવારી પોતે ન્યાયકોર્ટમાં ગયા અને ત્યાં જ કામ કરતા કરતા અચાનક હૃદય બંધ પડી ગયું. જીવનની કિતાબનું પુરુષાર્થનું પાનું લખતા લખતા એ પાનું અધૂરૂં રહી ગયું અને જીવનની કિતાબ જ ઓચીંતી બંધ થઈ ગઈ.

શ્રી ન્હાનાલાલભાઈ પોતાની નોંધપોથી રાખતા એ નોંધપોથીનું એક જ અવતરણ એમના જીવન-આદર્શને આપણી સામે સ્પષ્ટ કરી દે છે સંવત ૧૯૬૮ ની સાલની નોંધપોથીના એક પૃષ્ઠમાં એમની નોંધ છે કે —

"મનુષ્ય-પ્રાણીનો મોટો ભાગ પશુજીવન ગાળે છે તે પ્રાકૃત વ્યવહારમાં રાચી રહ્યા છે પ્રકૃત્તિ-પરવશતા એ આ જીવનનું મુખ્ય લક્ષણ છે કાર્ય માત્ર પ્રકૃત્તિના ગુણોથી થાય છે કેવળ અહંકારથી

મોહ પામી માણસ પોતાને જ કાર્યવાહક માને છે. આ સિદ્ધાંત એટલો નિગૂઢ છે, તેનું સત્ય રહસ્ય એટલું તો ઊંડું છે, કે એનું યથાર્થ જ્ઞાન વિરલને જ થાય છે. અન્ય જનો વિપરીત જ્ઞાનથી એ જ સિદ્ધાંતનો દુરુપયોગ કરે છે. જ્ઞાની કહેવડાવતા કેટલાક મંદમતિ જનો છતે જ્ઞાને પણ તે યથાર્થ નહિ–પ્રાકૃત જીવન ગાળે છે, તો કશું જ નહિ જાણનાર વર્ગ–અને તે વર્ગ મોટો છે, તેનું જીવન પામર–પ્રાકૃત હોય એમાં શું કહેવું ? પ્રકૃતિવશ જીવન એ જીવત્વ છે. પ્રકૃતિપર જીવન એ દૈવત્વ છે. ઈશ્વરત્વ છે. મનુષ્યનું એ મુખ્ય કર્તવ્ય છે. શાસ્ત્ર માત્રનો એ ઉદ્દેશ છે."

જીવનની વિધવિધ ઘટનાઓ એક સામાન્ય માનવી પર જે અસર કરે છે તે કરતાં કવિ–હૃદય પર કંઈ જુદી જ અસર કરે છે. આ ઘટનાઓ અને દશ્યોમાથી કવિ પ્રેરણા મેળવે છે અને એ પ્રેરણા કાવ્યરૂપે આવિર્ભાવ પામે છે. શ્રી ન્હાનાલાલભાઈના જીવનમાં જ્યારે એવા કોઈ વિષમ પ્રસંગો ઉપસ્થિત થતા ત્યારે એમના કવિ-હૃદયમાંથી કાવ્ય–ઝરણાં ઝરવા લાગતાં. અત્રે આપેલી એમની કેટલીક પંક્તિઓ પરથી એમનું જીવનસ્તર કેટલી ઉચ્ચ કક્ષા પર હતું તે સમજી શકાશે.

સત્પુરુષને તાવે પ્રભુ, પણ ના તજે કે હીં' જરા,
દુઃખ આવવાં સંસારમાં, એ જીવને નિર્માણ છે.

× × ×

તૃણ પણ વજ્ર બને છે, ઈશ્વર ઇચ્છા થકી ખરે !

× × ×

ઇશ્વરને આગળ કરી, નિજ કર્તવ્યે ધા !

× × ×

ક્ષણિક નારાયણ વિસ્મરાય,
મહા વિપત્તિ ખરી એ ગણાય.

× × ×

ઈશ્વરેચ્છા હશે એવી, માની સંતોષ રાખવો,
શોક ચિંતા વિષાદોથી, ખાલી જીવ ન બાળવો.

× × ×

સુમન-સુવાસિત પથ પરિત્યાગી, કંટકમાં વિચરે છે,
જીવન વન વસમી વાટો લઇ, દુઃખમય ઘોર કરે છે.

× × ×

વૃથા કરે છે મન આ બળાપો,
વિચિત્ર આ છે ભવનો ભવાડો.

× × ×

અજબ ગતિ છે ઇશની, અમથી કળી ન જાય,
પળમાં પલટી જાય તે, વર્ષોમાં નવ થાય.

× × ×

સ્નેહીની સ્નેહ-સૃષ્ટિમાં, કાળનો અંતરો નથી.

× × ×

અવલંબન આ દુનિયા, તે નિર્બળ ને નિઃસાર.

× × ×

અંતરના પરદાની પાછળ, જલતી જ્યોત મહાન,
પરદે પ્રાકૃત જન રાચે, ને અમ એ જ્યોત નિશાન.

× × ×

શ્રી જ્ઞાનાનંદભાઈનું જીવન એક સાધકનું જીવન હતું. સાધકની સાદાઈથી આગળ વધનારી એમની અંગ ઈચ્છા સામા માણસ પર ઊંડી છાપ પાડ્યા વિના રહેતી નહિ

હવે એમની કાવ્ય-કણિકાનો થોડો અનુભવ કરીએ એમની કવિતામાં પણ વેદાંતનાં સહજ દર્શન થાય છ

## કાં તું ભટકી મરે?

કાં તું ભટકી મરે? બાવરા! કાં તું ભટકી મરે?
ઉદર નિમિત્તે બહુ બહુ રખડે, પણ પ્રારબ્ધ જ નડે,
પ્રભુની ઈચ્છા ભાગ્યની રેખા, બલવતી કાં વીસરે?
પામર જનમાં આશા રાખી, પામરતા દાખવે,
પ્રભુ ફલ-દાતા ખરેખરો છે, એ તું કાં વીસરે?
નીતિ-ધર્મ ભૂલીશ ના ભાઇ, સત્ય પથ વિચરે,
પ્રભુ સહાયક થશે સર્વદા, સચ્ચિન્મય થઈ ફરે.

### મન-માન્યતા

સુખ-લોભથી વિષયો મહીં, ચોંટેલ ચિત્ત રહે સદા,
અતિ રાગ-દ્વેષે ઉદ્‌ભવે, સુખ દુઃખ કેરી કલ્પના,
અપ્રિય કે પ્રિય ભાસવી, વસ્તુ ન વસ્તુ ધર્મ એ,
ગ્રાહક તણા મનની દશા, એ ધર્મ સૌ માની લહે
વિવિધ મનની દૃષ્ટિ તેવી, સૃષ્ટિ સૌની વિસ્તરે,
સુખ દુઃખ તણા બહુ ભોગ, માનસ સૃષ્ટિને એ અનુસરે,
મનનો વધે વિસ્તાર તો સંસાર વધતો જાય છે,
મન અમન થાતા શમન ક્ષણમાં, સર્વનું થઈ જાય છે

## તું હી તું !

હે વિશ્વંભર, હે સર્વેશ્વર, હે સર્વાત્મન્ તું હી તું !
જગ પીલાએ, દુઃખી થાએ, ક્યાં એ જાએ તું હી તું !
તું સંહારે, તું ઊગારે, દુઃખથી તારે તું હી તું !
તું જ હસાવે, તું જ રડાવે, તું ખેલાવે તું હી તું !
મૃત્યુ તું છે, અમૃત તું છે, તું જ સર્વ છે તું હી તું !
તુજ આજ્ઞાએ, સૌ કંઈ થાએ, નિયમે ચાલે તું હી તું !

## અન્યોક્તિ

શાને આત્મવિકાસથી કમલ તું, ફુલાય છે આવડું ?
પેલું મ્લાન કુમુદ જોઈ નિજ કાં, સામર્થ્ય માને ઘણું ?
એ મિથ્યા અભિમાન છે સ્થિર થઇ, જો પૂર્વમાં નિરખી,
રે સંકોચ-વિકાસ અસ્ત-ઉદયે, સ્વાતંત્ર્ય કો'નું નથી.

## મૃત્યુને

રોળાવૃત્ત

રે મૃત્યુ ! કંઇ થોભ, જરા સુણ વિનતિ મારી,
થા મા આમ નઠોર, નમેરો તું અવિચારી.
દુઃખ અપાર સુખ સ્વલ્પ, સ્વપ્ન સમ આ દુનિયામાં,
તે સુખમાં પણ ત્રાસ, આપતો તું ઊભો કાં ?
ક્રીડા તારી ક્રૂર, ભયાનક રીતિ તારી,
પલપલ પલટે રંગ, વિશ્વપટના વિસ્તારી.
સુખદ રમ્ય શુભ ચિત્ર, ભૂસી ત્યાં કરતો કાળું,
કાળાં તારાં કામ, કાળ તુજ સર્વે કાળું.
કહે છે શાસ્ત્રો "મૃત્યુ વિભૂતિ પરમાત્માની,
ઉન્નતિ વૃદ્ધિ અર્થ યોજના મનુજાત્માની."

# અરજણ હરિ ઠક્કર

પ્રભુભક્તિ અને કાવ્યશક્તિથી સમસ્ત વાગડ વિભાગમાં વિખ્યાત થએલા કવિશ્રી અરજણ હરિ ઠક્કર એટલે પ્રમાણિકતા અને નમ્રતાની પ્રતિમા. વાગડની ઘણી શાળાઓમાં શિક્ષક તરીકેનું કામ કરીને એ દરેક સ્થળે લોકપ્રિય બન્યા હતા. ભક્તિ તો એમની રગેરગમા ભરેલી હતી. રસ્તે ચાલતાં એમને કોઇ 'મહેરબાન !' કહે તો એ 'મહેરબાન' નો જવાબ તે 'રામરામ'' થી આપતા. આખી વાગડમાં એ અરજણ ભગતના નામથી ઓળખાતા.

અરજણ ભગત જન્મથી જ કવિ હતા. એમને કવિત્વ–શક્તિ સ્વયં વરી હતી. એક સાદામાં સાદી વાતને પણ કવિતામાં ગોઠવી દેતાં એમને વાર લાગતી નહિ.

એક વખત એવું બન્યું, કે અરજણ ભગત ઘરમાં એકલા જ હતા. એમનાં પત્ની અને એમનો પુત્ર નારાયણ કંઇ કાર્ય પ્રસંગે બહારગામ ગયાં હતાં. એ વખતે સવારમાં એક બ્રહ્મદેવતા એમને સાં હમેશની રીત મુજબ ભિક્ષાનદેહિ કરવા માટે આવ્યા. 'નારાયણ હરિ !' કરતા એ અરજણ ભગતના આંગણામાં ઊભા રહ્યા.

અરજણ ભગત એ વખતે પોતાની કામગીરી પર શાળામાં જવા તૈયાર થતા હતા. લોટ માગવા આવેલા બ્રાહ્મણનો 'નારાયણ હરિ !' નો પોકાર સાંભળતાં તરત જ ભગત બોલી ઊઠ્યા—

નારાયણ ગિયો ગામ, ને હરિ ગિયો મરી,
જીવતા હો તો કાલ આવજો ફરી.

નારાયણ એમના પુત્રનું નામ અને હરિ એમના પિતાનું નામ. પુત્ર અને પિતાના નામને ભિક્ષા માગવા આવેલા મહારાજના ઉદ્‌ગાર 'નારાયણ હરિ!' સાથે જોડી દઈને એમણે શીઘ્રતાથી એક ચાતુરીપૂર્ણ શબ્દપ્રયોગ ઘડી કાઢ્યો હતો. આ હતી અરજણ માસ્તરની કાવ્ય શક્તિ! એમની શીઘ્ર કાવ્યકળાના આવા અનેક ટૂચકા આજે પણ પ્રચલિત છે.

'અર્જુન વિલાસ' નામે એમનો કાવ્ય-સંગ્રહ સંવત ૧૯૧૪ ની સાલમાં એમણે છપાવીને પ્રસિદ્ધ કરેલ છે. એમની કાવ્યકળાની થોડી પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

## બોધ બત્રીશી

કુંડળિયા

સમરૂં કેશવ શારદા, સર્વ જગત આધાર,
જળ-થળમાં વ્યાપી રહ્યો, પૂરણ સુખ દાતાર;
પૂરણ સુખ દાતાર, વીઠલા! વાર જ કરજે,
મારા ગુના હજાર, નાથજી ઉર નવ ધરજે;
બાલ 'અજા'ની અરજ, ટાંભલું ટાળો જમરૂં,
સર્વ જગત આધાર, સર્વદા કેશવ સમરૂં.

પાણી પેલી પાળ તું, બાંધ મૂર્ખ નર મૂઢ,
જગ કર્તા જગદીશને, સેવ ગતિ છે ગૂઢ;
સેવ ગતિ છે ગૂઢ, સમર મન કારજ સરશે,
દેશે પદ નિરધાર, કરમ સૌ તારાં બળશે;
માન 'અજા'ની વાત, કહું છું તુજને તાણી,
બાંધ મૂર્ખ નર મૂઢ, પાળ તું પે'લી પાણી.

ગાદી તકિયા સેવતાં, ખોયો મનખો સાર,
ગોવિંદ ગુણ ગાયા નહિ, જે છે જગદાધાર;
જે છે જગદાધાર, સર્વનો અંતર જામી,
ભજ્યા નહિ પલવાર, મુરખ નર આ હૈ પામી;
માન 'અજા'ની શીખ, ભજી લે અંધ ! અનાદિ,
ખોયો મનખો સાર, સેવતાં તકિયા ગાદી.

મહેલ ઝરૂખા માળીઆ, મૂકી જવું જરૂર,
સેવ દેવના દેવને, ગાજે કાલ કરૂર;
ગાજે કાલ કરૂર, કાન તું કરને વા'લો,
વણસે ભ્રમણા મૂલ, સત્યને મારગ ચાલો;
'અરજણ' ઉતમ શીખ, માન તું મૂરખ લૂખા !
મૂકી જવું જરૂર, માળીઆ મહેલ ઝરૂખા.

આયુષ ધન યૌવન અરે, જાશે પલની માંય;
ગરવી તેમાં શું રહ્યો, મોહી મૂરખ ત્યાંય ?
મોહી મૂરખ ત્યાંય, નામ ગોવિંદનું ભૂલી,
ખોટો આ સંસાર, જાણજે પૂરણ શૂલી;
માન 'અજા' ની શીખ, ભટકિયો વાટે વનવન,
જાશે પલની માંય, અરે આયુષ ધન-યૌવન.

સર્વેમાં સત એક છે, તેને ઓળખ ભૂર,
ટળશે દુઃખડાં તાહરાં, ઉરમાં જાણ જરૂર;
ઉરમાં જાણ જરૂર, જનમનો ઝોખો ટળશે,
મળશે પૂરણ સુખ, આવી અવિનાશી મળશે;

'અરજણ' ઉત્તમ શીખ, માન નહિ રહી અરવમાં,
તેને ઓળખ ભૂર, એક છે સત સરવમાં.

× × ×

બત્રીશી પૂરણ બની, ચંદ[૧] ખંડ[૯] શર[૫] ભૂત[૫],
સાલ ભલી વૈશાખમાં, કૃષ્ણ પક્ષ મજબૂત;
કૃષ્ણ પક્ષ મજબૂત, તિથિ નવમી સુખકારી,
વાર ભલો ભૃગુવાર, દિયે ભ્રમ મૂલ વિદારી;
કરી 'અરજણ' ઉત્સર્ગ, ખરૂં જે સુખનું ચૂરણ,
ચંદ, ખંડ, શર, ભૂત, બની બત્રીશી પૂરણ.

છપ્પનિયા દુષ્કાળે કચ્છમાં કેવો કાળો કેર મચાવ્યો હતો તેનું આબેહૂબ વર્ણન કરતાં કવિ કહે છે—

કુંડળિયા

છપને જગને છેતર્યો, કીધો કાળો કેર,
પ્રાણી સરવે ઉપરે, લેશ ન આણી મહેર;
લેશ ન આણી મહેર, પીડ બહુ આપી પૂરી,
સિંધ દેશની વાટ, બતાવી બહુ છે દૂરી;
કહે 'મંદ વૈરાગ્ય' અવાજે કદી ન સપને,
કીધો કાળો કેર, છેતર્યો જગને છપને.

ધમધોકારે ચાલિયા, માણસ મૂકી આશ,
પરદેશે જઈ પરવર્યા, બનિયા બહુ નિરાશ;
બનિયા બહુ નિરાશ, મેઘની આશા મૂકી,
મૂકયાં ઘર ને બાર, નયન રયાં આંસુ ઝૂકી;

'અરજણ' કરિયાં ચૂર, પ્રાણીનાં પૂર પુકારે,
માણસ મૂકી આશ, ચાલિયા ધમપોકારે.

સગપણ પણ છોડાવિયાં, છપના ! છેક જરૂર,
ભાઈ ભાઈ નવ ઓળખે, દષ્ટિ કીધી ક્રૂર;
દષ્ટિ કીધી ક્રૂર, છોકરાં મૂકયાં છાંડી,
તૂટયા નેહ તમામ, કહું શું વાત જ માંડી ?
'અરજણ' સાચી વાત, કહે કે કરિયાં ભગ મન,
છપના છેક જરૂર, ભંગાવ્યાં સૌનાં સગપણ.

માલોવાળા મૂકતા, પોકો ઠામે ઠામ,
લાખો જન રઝળાવિયા, થયો સર્વથી વામ;
થયો સર્વથી વામ, સોસમાં સૌ રયા થંભી,
તો ન કર્યો વરસાદ, અરે મંડાણ આરંભી;
'અરજણ' રાખી ઓછ નથી તેં કીધા પાળા,
પોકો ઠામો ઠામ, મૂકતા માલોવાળા.

થથરાવી થરાદરી, થળને કીધો રાંક,
વાગડ વહાલું નવ કર્યું, છપના ! વાળ્યો આંક;
છપના ! વાળ્યો આંક, ચોરાડે રાડ પડાવી,
ખૂરા કર્યા હવાલ, ક્રોધથી ભમર ચડાવી;
'અરજાણ' ભારત ભોમ, શોકમાં તેં પથરાવી,
થળને કીધો રાંક, થરાદરી તેં થથરાવી.

ગણી નહિ ગુજરાતને, અરે કાઠિયાવાડ,
ત્યાં પણ મેઘ જ વેગળો, ખૂબ પડાવી રાડ;

ખૂબ પડાવી રાડ, સિધમા કરી ન સિદ્ધિ,
દેશો કરીઆ દીન, વિમાસણ પૂરી દીધી,
'અરજણ' કહે વિશેષ, રાખિયુ શુ મદમાતે ?
નહિ કાઠિયાવાડ, વરસિયો નવ ગુજરાતે.

ચાકે દેશ ચડાવિયો, કયા જઇ નાખે માથ,
' ભૂખ ! ભૂખ ! ' કરતા મરે, કહુ શુ તારી ગાથ ?
કહું શું તારી ગાથ ? ગજબ છપના તેં કીધો,
માર્યો મૂગો માર, જનોનો જીવ જ લીધો,
' અરજણ ' કે' અબધૂત, ફરે મદ મમતા છાકે,
કયા જઇ નાખે માથ, ચડાવ્યો દેશ જ ચાકે.

ધીના તરુ સૂકાવિયા, દયા ન લીધી લેશ,
બેપદ વાકે મારીયા, ચોપદ કરતા એશ,
ચોપદ કરતા એશ, વાસળે માણસ પડતા,
ધારી એવુ ચિત્ત, સર્વને કર્યા રખડતા,
' અરજણ ' કહે અબધૂત, દુ ખ તે આપ્યા ઝીના,
દયા ન લીધી લેશ, સુકાવ્યા ઝાડો ધીના.

પસ્તાલો પાછો થયો, ચોત્રીસો થ્યો ચૂપ,
ઓગણોતેરો આગળે, આખુ પામ્યો રૂપ,
આખુ પામ્યો રૂપ, અરે તે ખૂબ જ કીધી,
સર્વ જનોની શાન, ભલી ભૂલાવી દીધી,
' અરજણ ' કહે અબધૂત, ધરમને સેવો આછો,
ચોત્રીસો થયો ચૂપ, થયો પસ્તાલો પાછો.

ઝાડો બનિયાં ઝાંખરાં, વેલ ગઇ સૂકાઇ,
વંશ ગયો પુષ્પો તણો, બેઠી સૌને બાઈ;
બેઠી સૌને બાઇ, બેસીયો ધંધો હેઠો,
ઝાંખાં કરિયાં મુખ, સરવનો લીધો નેઠો;
'બ્રહ્મ સુવન' કહે સત્ય, તેજહત કીધી દુનિયા,
વેલ ગઇ સૂકાઇ, ઝાંખરાં ઝાડો બનિયાં.

બાટું ઢસું ગોવાંતરી, મણુની બેસે પાંચ,
કપાસિયા પણ પાંચના, લેતાં આવે આંચ;
લેતાં આવે આંચ, ડાંખરાં ગોત્યાં લાધે,
ઢોબા ગયા ચવાઇ, બચે કંઈ દર્ભ જ ખાધે?
જન-પશુઓના હાલ, કર્યા તેં મારી પાઢુ,
મણુની બેસે પાંચ, ઢસું ગોવાંતરી બાટું.

છપનો કહે હું શું કરૂં ? માઠાં સૌનાં કામ,
કરમેથી દુઃખડાં પડ્યાં, જન ક્યાં નયથી વામ;
જન ક્યાં નયથી વામ, વેદ અનુશાસન મૂકી,
તેથી પામ્યાં પીડ, સરસ સુખ સૌ ગ્યાં સૂકી;
'બ્રહ્મ સુવન' કે બ્રાહ્મણ, વાદ નહિ મારો ગપનો,
માઠાં સૌનાં કામ, કરૂં શું કહે છે છપનો ?

સાધુ કોવિદ કવિજનો, કાવ્ય તણું નહિ જ્ઞાન,
ક્ષમા ભૂલ માટે ચહું, પિંગલ ભેદ ન ભાન;
પિંગલ ભેદ ન ભાન, ભાવ રસ સુભગ વિભાવો,
અલંકાર નહિ જ્ઞાન, કવિ હું ન કરૂં દાવો;

'કવિ સુવન' નો વિનય, ધરો ઉર ગુણ અગાધુ,
કાવ્ય તણું નહિ જ્ઞાન, કવિજન કોવિદ સાધુ.

## કોરીની હોરી

આશાગોડી

કોરીએ મચાવી છે હોરી,
જગતમાં કોરીએ મચાવી છે હોરી
કજિયા કરાવે, વાધા પડાવે,
જન તો રહ્યા છે કરજોડી. જગતમાં૦
એના વિના આ જગમા ન ચાલે,
એને હાથ છે દોરી. જગતમાં૦
સગા સ્નેહીમા, ઝેર પડાવે,
માથા નખાવે ફોરી. જગતમા૦
'અરજણ' એને પાય નમે છે,
ઉરમા ન રાખી ચોરી. જગતમાં૦



# શ્રી પુરુષોત્તમ મૂળજી શેઠ

કોઈ અપૂર્વ સુવાસ વડે મહેકતું અને નવજીવનને મહેકાવતું ગુલાબનું ફૂલ અકાળે કરમાઈ જાય એવું મુન્દ્રા-કચ્છમાં મહેકતું અને મહેકાવતું એ મનોહર આશાસ્પદ પુષ્પ ક્રૂર કાળના કુહાડા વડે અકાળે કપાઈ ગયું-કરમાઈ ગયું

શ્રી પુરુષોત્તમ શેઠ એટલે થનથનતું યૌવન, ચૈતન્યની પ્રતિમા' ભારતની ગુલામીના યુગમાં જન્મેલી એક આઝાદ અને વીરત્વપૂર્ણ વ્યક્તિ' હાસ્ય-વિનોદ અને મનમસ્તીની મૂર્તિ એમનો સાહિત્ય-શોખ અપાર હતો એમની કલમને વિસામો મળ્યો હોય એવો એક પણ દિવસ ભાગ્યે જ ગયા હશે' ગુજરાતના મહાકવિ ન્હાનાલાલના એ પરમ ઉપાસક અને આશક હતા વિશાળ મિત્ર-મંડળના એ લાડીલા 'પસુભાઈ'

માત્ર ૨૭ વર્ષની ખીલતી યુવાનીમાં સંવત ૧૯૮૯ ના માહ સુદિ ૧૦ ના દિવસે કચ્છનો એ ચમકતો સિતારો એકાએક ખરી પડ્યો એના ખરી પડવાથી મુન્દ્રાના હૃદયને એવો આચકો આવી ગયો કે કેટલાય સમય લગી એ સાવ ચૈતન્યવિહીન રહ્યું

પ્રેમ અને સેવાના પ્રતીક સમા એમના પિતા ડૉક્ટર મૂળજીભાઈ ગોવિંદજી શેઠ જેમની 'પ્રેક્ટીસ' મુન્દ્રામાં ધમધોકાર ચાલતી હતી એમને એમના પ્યારા પુત્ર પુરુષોત્તમથી વંચિત બનેલું કચ્છનું પેરિસ કહેવાતું મુન્દ્રા શહેર ફિક્કું ઝેર થઈ પડ્યું પરિણામે એમણે

મુન્દ્રા સાથેનો પોતાનો જૂનો ગાઢ સંબંધ સમેટી લઇને વડીલોની ભૂમિ–ભુજની પાંખમાં વસવાનું નક્કી કરી લીધું.

ભાઈ પુરુષોત્તમની કલમ તેજસ્વી અને ઓજસવંતી હતી. જેવા લેખક હતા તેવા જ વક્તા પણ હતા. આખી સભાને સ્તંભિત બનાવી મૂકે એવી એમની વાણીની તાકાત હતી.

કવિ ન્હાનાલાલના સાહિત્યની એમની કલમ પર મોટી અસર હતી. ન્હાનાલાલને એ પોતાના માનસગુરૂ માનતા. ન્હાનાલાલની ડોલનશૈલી પર એ મુગ્ધ હતા. પોતે પણ ડોલનશૈલીની–અપદ્યાગદ્ય રચનામાં સફળ થતા જતા હતા.

જેવો સાહિત્યપ્રેમ તેવો જ રાષ્ટ્રપ્રેમ. પોતે અહિંસામાં ઓછું માનનાર છતાં ગાંધીજીના પરમ ભક્ત ! સંવત ૧૯૮૨ ના કાર્તિક માસમાં જ્યારે ગાંધીજી કચ્છની મુલાકાત વખતે મુન્દ્રા પધારેલા ત્યારે સરવસને મોખરે ગાંધીજીના પ્રેમમા ઘેલોતૂર બનીને ઘૂમતો, સરઘસની સુવ્યવસ્થા જાળવતો એ નવજવાન ઘોડેસવાર જેની દૃષ્ટિએ ચડ્યો હશે તે એને કદી ભૂલી શકવાના નથી.

એમણે લખેલ 'વીર–પૂજા' ભાગ ૧–૨ છપાઇને પ્રકટ થઈ ગએલ છે. હસ્તલિખિત અપ્રકટ સાહિત્ય પણ હજુ ઠીક પ્રમાણમાં છે.

ભારતની આઝાદીની લડત પ્રસંગે એમણે લખેલી યુદ્ધ–ગીતાંજલિના એક જ ગીતનો નમુનો એમની કલમનું ઓજસ દર્શાવવા બસ થશે. वाक्य रसात्मक काव्यम् એ સૂત્ર અનુસાર એમનું પ્રત્યેક વાકય કાવ્ય બની રહે છે.

## યૌવનનાં ધૂપ

આઝાદ ભારતના સ્વપ્ન સેવતા અને એ સ્વપ્નને સાકાર કરવા માતાની મુક્તિના યજ્ઞમાં પોતાની મહામૂલી ચમકતી યુવાનીને હોમવા

તૈયાર થનાર એ નવજવાનની વસમી વિદાય વેળા ઓ માતા! તમારી આંખોમાંથી આંસુ નિતારો ના!

સ્વતંત્ર હિંદના અમર ત્રિરંગી ધ્વજને માટે નિજ જાનના દાન દેનાર એ શહીદની અંતિમ સ્મૃતિશી એની સ્મશાનયાત્રાના પુનિત પ્રસંગે ઓ બહેની! તમારે હૈયે હીબકાં ભરો ના!

દુઃખપીડિત દુનિયાના દરવેશ સમા, નવયુગના મહર્ષિશા, મહાત્મા ગાંધીના એ આઝાદ અહિંસક અને અમર સૈનિકના આખરી વળામણાની વેળાએ ઓ પ્રિયતમા! તમારે કાળજે નિશ્વાસ વર્ષો ના!

ઓ માડી! તમારા એ સ્નેહ અને સમ્બન્ધ,
ઓ બહેની! તમારાં એ ભાવ અને વહાલ,
ઓ પ્રેમદા! તમારાં યૌવન અને જીવન,
ભૂલી જાવ! ઓ આત્મ જનો! ભૂલી જાવ!
તમારી માયા અને મમતા,
તમારી આશા અને અભિલાષા!
આજે તો યૌવનનાં ધૂપ પ્રગટ્યાં છે!

× × ×

એમની એક સુંદર કૃતિ 'હૃદયાંજલિ,' જેનું આમુખ ભારતની વિખ્યાત ક્રાન્તિકાર વિદૂષી શ્રીમતિ લીલાવતી મુનશીએ લખેલ છે તેમાંથી થોડાક રસ-છાંટણાનું રસપાન કરીએ.

## હૃદયાંજલિ

ચારે દિશાના અમાપ અંતર વચ્ચે, આભ-અવનિના અગાધ ઊંડાણ વચ્ચે માત્ર તારો જ ધ્વનિ રણકે છે!

ઝરમરતાં ઝરણાં અને ટમટમતા તારલાને હું તારા સમાચાર પૂછી લઉં છું !



મારાં ભજનને ભાવ, રાસ ને તાલ, સંગીત ને અભિનય, એ બધાં તારા માટે જ છે.



મારા ફેફસાના શ્વાસ-ઉચ્છ્વાસે, મારી આંખોના પલકારે પલકારે, મારા હૃદયને ધબકારે ધબકારે તારો જ જાપ જપાય છે.



તારા પગની ખાક ચૂમવા તો શું પણ તારી ઠોકરે ઊડવા હુ તૈયાર છું.



બુલબુલને બોલડે જે અમૃત વરસે છે, કોકિલાને ગીતડે જે માધુર્ય છલકે છે, વીજળીને ચમકારે જે ચેતન ચમકે છે, વાદળીને રંગે જે સૌન્દર્ય સોહાય છે, એવું જ કંઇ મારૂં જીવન થાય છે તારી સ્મૃતિથી.



તુ કયા વસે છે? નિર્જન અરણ્યમા, કે ભરચક નગરમાં? ઊંચે આકાશમા કે નીચે પાતાળમા? અંતરિક્ષની ઓ દેવી! તારૂં સ્થાન તો મારા હૃદયમા છે.



તારા અને મારા વચ્ચે એટલું જ અંતર છે. તું દિવ્ય ગાનની ગાનારી છે અને હુ એ ગાનના તાનમા ભાનને ભૂલનાર છું.



તારૂં મોહક વદન, અને તારી કાતિલ આંખો હજુ મારી દૃષ્ટિએ નથી અડયાં. ભક્તિના ભારે લચેલા મારા હૃદયથી જાણી શકયો છું, માત્ર તારૂં નૂપુર–ઝંકાર સમું અસ્તિત્વ !



હું ભિખારી છું. હા, હું ભિખારી છું. તારા પ્રેમની મને ભૂખ છે. જીવનના આદર્શની મને ભૂખ છે. તારા પ્રણયની મને ભૂખ છે. તારાં દર્શનની મને ભૂખ છે.



ધ્રુવ આકર્ષે છે પૃથ્વીને, ચન્દ્ર આકર્ષે છે વારિને, તેમ તેં આકર્ષ્યો છે મને !



હવે તને દરકાર લાગી છે મારી દેવી ? શાની અને કોની ? મારી કે મારા ગીતની ?



સ્વપ્નમાં તું કહી ગઇ, કે "પ્રભાતમા તને દર્શન આપીશ." આ વાત મેં જગતને સંભળાવી તો તેણે મને હસી કહાડયો.



તારા આગમનની આશાએ મારૂં બારણું થનગને છે, આંગણું નાચે છે, અને મારૂં હૃદય ગીત ગાય છે.



અને મંદિર કે મસ્જિદમાં પણ મારા માટે કયાં સ્થાન છે ? સ્વર્ગની આશા શે રાખું ? કારણ હું તો ત્યજાયલો છું.

અને આ જગત !

એ તો પ્રાણી માત્રને પ્રેમનો સંદેશો સુણાવનાર ઈસુને વધસ્તંભે વીંધે છે પામર જીવોને 'અનલહક્ક'નો મંત્ર આપનાર મન્સૂરને શૂળીએ ચડાવે છે સર્વેશ્વર શ્રી કૃષ્ણને વિલાસી ચીતરે છે એ મારા પર કાં ન હસે?



પણ જગત! તને હસતાં જ ક્યાં આવડે છે? તું હસવા જ સર્જાએલ હોય તો રડે છે શા માટે? -



જગતમાં જો ક્યાં હાસ્ય હોય તો માની લેજો, કે તે સુફીઓને માટે જ છે



દૂરથી જ તારી સૌન્દર્ય-ગંગા પર દૃષ્ટિપાત કરી મારાં નયનોએ અમૃતપાન કીધું અને હું મસ્ત બન્યો પછી શું થયું, તેની મને ખબર નથી



વેદો અને ઉપનિષદો, પુરાણો અને ઇતિહાસો મેં તારી આંખમાં જોયાં છે હવે મારે ધર્મગ્રંથમાં વાંચવામાં શો સાર છે?



નાજુક તારાં નયનમાં તે એવા તે શા અદ્ભુત રંગો ભર્યા છે, કે આખું વિશ્વ ઘાયલ બન્યું છે!



વામન ભગવાને ભરી લીધી હતી આ આખી પૃથ્વી એક જ કદમમાં, પણ મેં તો મારા એક જ ચુમ્બનથી ચૌદે બ્રહ્માંડ ભરી મૂક્યાં છે મારા દાંતની બત્રીસીમાં!



મેં જોયું અને જાણ્યું કે પ્રેમદાનાં આંસુમાં સર્વ ખાક થયું.



શા માટે આ માયાનાં બંધનો ? અને જે ખાક જ થવાનું છે એના શોક પણ શા માટે ?



માયાવી જગત ! તારો પડદો હવે સંકેલી લે ! તારાં પાપ પૂરાં થાય છે.



એની મીઠાશે મરનારા અનંતને વર્યાં છે એની મીઠાશે રાચનારા નર્કમાં પડ્યા છે.



આ વિશ્વના ચોકમાં આજે કોનું લીલામ થાય છે ? કોની ખરીદી થાય છે ?



હું જાણું છું કે તમને મારી જરૂર છે; માટે જ તમે મને રોકો છો. પણ હું લાચાર છું કે મને દિલદાર બોલાવે છે.



દોસ્તો ! સલામ ! હવે મારે મારાં કદમ અહીંથી ઉઠાવવાં જ જોઇએ. દોસ્તોના પણ એ દોસ્તના દોસ્ત થવા હવે મારે જવું જ જોઇએ.



## કચ્છના ચારણ કવિઓ

### ચારણ ચોથો વેદ, વણપઢિયો વાતું કરે.

ચારણપુત્ર એ સરસ્વતી–પુત્ર ગણાય છે. કવિતા તો તેને જન્મથી જ વરેલી હોય છે. સુંદર મીઠો કંઠ અને સાગરની ગર્જના જેવો તેનો અવિરત વાક્પ્રવાહ સેંકડો લોકોમાંથી તેની સ્વયં ઓળખાણ આપી દે છે. તેની ભાવનાશીલતા, તીવ્ર તર્કશક્તિ જોરદાર કલ્પના અને ઊંડી અવલોકન–શક્તિ એને કવિ બનાવી દેવાને બસ છે. એનામાં રહેલી આ કુદરતી કાવ્ય–કળા રાજવી–યુગમાં રાજાઓના આશ્રય વડે ઠીક ઠીક ખીલી ઊઠતી હતી

કચ્છમાં તો કાવ્યશાસ્ત્રના શિક્ષણની કવિઓ ઘડવાની શાળા ચાલતી હોવાથી કચ્છ, સૌરાષ્ટ્ર, મારવાડ, રાજસ્થાન આદિ અનેક સ્થળેથી ચારણ વિદ્યાર્થીઓ કવિતાનું જ્ઞાન મેળવવા અહીં આવતા. આ વ્રજ ભાષા પાઠશાળાએ કચ્છનું નામ ચારે તરફ મશહૂર કર્યું હતું.

સ્પષ્ટવક્તાપણું એ ચારણ કવિઓનું એક ખાસ લક્ષણ હતું. ગમે તેવા મોટા માણસના મોઢા પર સાચી વાત ફટકારતા તે કદી અચકાતા નહિ એક ચારણ કવિએ મહારાઓશ્રી ખેંગારજી ત્રીજાને એક સાચી વાત સંભળાવી દીધી હતી એમના રાજ્ય અમલ દરમિયાન દીવાન ચૂનીલાલ સારાભાઈની વધુ પડતી કરકસરથી આ કાવ્યકળા–પાઠશાળાની પરિસ્થિતિમાં ઘણું પરિવર્તન થઈ ગયું હતું. એટલે

અહીં અભ્યાસ માટે આવનાર ચારણ કવિઓની સ્થિતિ અતિ મુશ્કેલ બની ગઈ હતી. ખેંગારજી બાવાને પોતાને સાહિત્ય અને કાવ્યકળા પર પ્રેમ હોવા છતાં દીવાનની લોભવૃત્તિ પર તે અંકુશ મૂકી શક્યા ન હતા. આથી પાઠશાળાની સ્થિતિ કથળતી જતી હતી.

એક વખત આ પાઠશાળામાં અભ્યાસ કરી, કવિની છેલ્લી પરીક્ષા પસાર કરીને એક રાજસ્થાની કવિ પોતાને વતન જતો હતો. જતાં પહેલાં તે ખેંગારજી બાવાની સલામ માટે આવ્યો.

બાવાશ્રી એ વખતે ખુશ મિજાજમાં બેઠા હતા. સલામે આવેલા કવિને એમણે કહ્યું, "કવિરાજ, તમે પિંગળશાસ્ત્રમાં પાસ થઈને તમારા વતનમાં જઈ રહ્યા છો તો હવે કંઈક કવિતા તો સંભળાવો!"

કવિ તો મનમાં ધૂંધવાતો જ રહ્યો હતો. એણે વિચાર્યું, આ ઠીક દાવ આવ્યો છે. તરત જ તે બોલી ઊઠ્યો.

**એક શેર આટા મિલે, નગદ દોકડા એક,**
**તામેં કયા કવિતા કહું, સુન ખેંગાર નરેશ!**

કવિના નિડર શબ્દો સાંભળી ખેંગારજી બાવા સ્તબ્ધ બની ગયા. તે દિવસથી તેમણે કવિઓની જરૂરિયાતો માટે થોડો સુધારો કરી આપ્યો.

કચ્છમાં ઘણા ઉત્તમ કોટિના ચારણ કવિઓ પાકી ગયા છે. કાળના પ્રવાહે અને કચ્છી જનતાની ઉદાસીનતાએ એમની કવિતા-સામગ્રીને બહુધા લુપ્ત બનાવી દીધી છે. આજે એમનાં પૂરાં નામો મળવાં પણ મુશ્કેલ બની ગયાં છે.

## લાધાજી અને લખધીરજી

મહારાઓશ્રી પ્રાગમલજી બીજાના વખતમાં રાજ-કવિ તરીકે બારોટ લાધાજી હતા. એમણે કાવ્યોનો મોટો સંગ્રહ તૈયાર કરેલ છે. 'સુજશ શણગાર' નામે ગ્રંથ પણ રચેલ છે.

લાધાજીના પુત્ર લખધીરજી પણ ઉત્તમ કોટિના કવિ અને વાર્તાકાર હતા. ગુજરાતના પ્રખ્યાત સાક્ષર રણછોડભાઇ ઉદયરામ જે ખેંગારજી બાવાના બાલ્યકાળમાં એમના શિક્ષક તરીકે કચ્છમાં આવ્યા હતા તે કવિ શ્રી લખધીરજીની વાર્તા કહેવાની કળા પર આફ્રીન હતા. એમણે એક વખત કહ્યું હતું, કે "કવિરાજ, આપની વાર્તાપદ્ધતિ અને કાવ્યછટા માટે આપને જે ઉપમા આપીએ તે અધૂરી જ ગણાય." આ કવિએ પણ કાવ્યોનો સુંદર સંગ્રહ તૈયાર કર્યો હતો.

રાયધણપુરવાળા કવિરાજ હમ્મીરજી અજાચીએ દેવદેવીઓના છંદો, જખનાં ગીત વગેરે તૈયાર કરેલ છે. પરંતુ એ તમામ કવિઓનું સાહિત્ય આજે તો અદશ્ય થઇ ગયેલું જણાય છે.

## રાજકવિ હમ્મીરજી

કવિ શ્રી હમ્મીરજી પચાણજી મહારાઓશ્રી ખેંગારજી ત્રીજાના વખતમાં અને મહારાઓશ્રી વિજયરાજજીના વખતમાં રાજકવિ તરીકે હતા. એમનો જન્મ ગઢસીસામાં થયો હતો. અહીં સાધારણ ગુજરાતી ભાષાનો અભ્યાસ કરીને તે ભુજમાં વ્રજભાષા પાઠશાળામાં તે વખતના શિક્ષક પ્રાણજીવન મોરારજી પાસે કાવ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા લાગ્યા. પોતે બુદ્ધિમાન, સાહિત્યપ્રેમી અને મહેનતુ હોવાથી થોડા સમયમાં પિંગળશાસ્ત્રનું સારું જ્ઞાન પ્રાપ્ત કરી લીધું. આગળ જતાં પ્રાણજીવનભાઇના સ્વર્ગવાસ પછી વ્રજભાષા પાઠશાળાના મુખ્ય અધ્યાપક તરીકેનું કામ પણ એમના હાથમાં આવ્યું. એમની પાસે કાવ્યકળાનું શિક્ષણ લઇને ઘણા કવિઓએ સૌરાષ્ટ્ર અને રાજસ્થાનમાં સારી નામના મેળવી છે.

કવિ શ્રી હમ્મીરજીનો કાવ્ય-સંગ્રહ વિશાળ છે. એ લગભગ દરરોજ મહારાઓશ્રીની સલામે જતા અને દરરોજ નવી કવિતા બનાવી જતા. એમની કવિતાના એક બે નમુના અત્રે રજુ કરવામાં આવે છે.

કવિત–૧

કોમલ કમલ, શ્યામ કલિકા કમંડલ હૈ,
મધુકર માલ, રૂદ્રમાલ ગલ ડાયો હૈ;
જાત જાત ફૂલોં કી, બનાય મૃગછાલા બેઠ,
પાવન પલાશ પુષ્પ, અંગપટ છાયો હૈ,
સુકવિ હમ્મીર, શિષ્ય કીર ઔ કપોત સંગ,
જટા જાટ અંબ–મોર, સંયુત સુહાયો હૈ;
મદન મહારાજ આજ રાવરે અશીશ કાજ,
સંત કો સ્વરૂપ લે બસંતરાજ આયો હૈ

૨

ચંપક ગુલાબ ગાત, રંગ સરસાત રમ્ય,
ઉત્તમ અનાર દંત, આભા દરસાઈ હૈ;
ચાતક ચકોર મોર, ભૌંરન કી ભીર બીચ,
કિંકરી અનેક સાથ કોકિલા સુહાઈ હૈ;
બેહદ લતાઓં બચ્છ સ્થલ બિરાજ આજ,
કુસુમ અમિત અંગ ભૂષણ લગાઈ હૈ;
મદન મહારાજ આપ રૂપ દેખ કામવામ,
ખેલન બંસત કો બસંત બન આઈ હૈ.

## ભક્ત કવિ દેવીદાનજી

કચ્છની જનતાને સુંદર ચારણી છંદો અને કાવ્યોની ભેટ ધરનાર કવિ દેવીદાનજીનો જન્મ વિક્રમ સંવત ૧૯૧૫ ના ચૈત્ર સુદિ ૯ એટલે રામનવમીના મંગલ દિને, મુન્દ્રા તાલુકાના બાલિયા ગામના દેથા નુખના ચારણ ચારણ કાંઈઆભાઈને ત્યાં થયો હતો. એમનાં માતુ-

શ્રીનું નામ ગંગાબાઈ હતું. ગંગાબાઈ સુસંસ્કારી અને ધર્મપ્રેમી હતાં. કચ્છના પ્રખ્યાત સંત મોરાર સાહેબનાં એ શિષ્યા હતાં. આથી શ્રી દેવીદાનજીના અંતરની ધરતીમાં બાલ્યકાળથી જ ધર્મપ્રેમ અને સાહિત્યપ્રેમનાં બીજ રોપાઇ ગયાં. એમનું મન પ્રભુભક્તિમાં જ રાચતું હતું. નાનપણમાં જ એમને દ્વારિકાની યાત્રા અને દ્વારિકેશનાં દર્શન કરવાનાં સ્વપ્નાં આવતાં હતાં. એમનો આ ભક્તિભાવ જોઇને માતુશ્રી ગંગાબાઇએ એવી માન્યતા માની, કે એમને શ્રી દ્વારિકાધીશનાં દર્શન કરાવ્યા પછી જ એમનાં લગન કરવાં.

બાબિયા એક નાનકડું ગામડું હોવાથી ત્યાં ભણવા માટે કોઇ સગવડ નહોતી. આથી તે અભ્યાસ માટે એરાજી ગામે જવા લાગ્યા અને ત્યાં ગામઠી શાળાના શિક્ષક મોરારજી મહારાજ પાસે શિક્ષણ લેવા લાગ્યા. એમના અપૂર્વ વિદ્યાપ્રેમથી સરસ્વતી દેવીની એમના પર કૃપા ઊતરી અને એમના અંતરમાં કવિતા કરવાની વૃત્તિ જાગૃત થઈ. એમનું કવિહૃદય તો પહેલેથી જ કવિતા માટે થનગની રહ્યું હતું. ત્યાં પત્રીના સંત અને ભક્તાત્મા જાડેજા કવિરાજ પ્રતાપ-સિંહજી જૂણાજીનો સમાગમ થયો. એમના ઉત્તેજનથી કવિ દેવી-દાનજીની કાવ્યકળા દિન પર દિન વિકાસની દિશામાં ગતિ કરવા લાગી.

કવિતા ઉપરાત કવિને સંગીતનો પણ એટલો જ શોખ હતો. આથી એ જુદી જુદી રાગ–રાગણીઓમાં કવિતા કરતા. કાવ્ય અને સંગીતનું સંમિશ્રણ થતા સોનામા સુગંધ ભળવા જેવું થયું.

કવિ દેવીદાનજીની ઘણીખરી કવિતાઓ ઈશ્વર–ભક્તિની જ છે. પોતાની સ્થિતિ સાધારણ હોવા છતા તે કદી કોઇ પાસે હાથ લાંબો કરતા નહિ. દ્રવ્યના લોભે તે કદી કોઈની પ્રશંસાની કવિતા કરતા નહિ. ક્યારેક કોઇ વ્યક્તિની કવિતા કરવાનો વખત આવતો ત્યારે પણ તેમાં ઇશ્વરી ગુણગાનનો આવિર્ભાવ થાય તેમ શ્લેષાત્મક વર્ણ-

નથી કવિતા કરતા. કવિ દેવીદાનજીની કવિતા કમનીય, કર્ણપ્રિય અને ભાવવાહી છે.

સંવત ૧૯૫૫ ની સાલે કારતક સુદિ ૧૩ ને શનિવારે ૪૧ વર્ષની જ માત્ર જિંદગી ભોગવી એમણે સંસારની વિદાય લીધી. પરંતુ એમના દેહનું અવસાન એમની ભાવના-સૃષ્ટિની સ્મૃતિનો નાશ કરી શકશે નહિ. એમની સુંદર અને ભાવનામય કાવ્યકળા એમને કચ્છની પ્રજા વચ્ચે સદૈવ જીવંત રાખશે. એમની કવિતાની થોડી પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

## જગદંબા રાસ વિલાસ

દોહા

આદ્ય શક્તિ પદ પરમ અતિ, વંદહું વારંવાર,
કહીં જુગલ કર જોરિ કે, રાસ ચરિત નિરધાર.
એક સમે જગ-માત જયો, ઉર અતિ ધરી ઉમંગ,
નૃત્ય કરત તટ માનસર, રાજત પટ નવરંગ.

છંદ રેણકી

રાજત પટ સધર નીલંબર અંબર, ધર નવસત શણગાર ધરે,
ફરરર પર થંભ ધજા વર ફરકત, ઝરર ઝરર પ્રતિબિંબ ઝરે;
લરલર ઉર હાર ગુલાબ કે લરકત, સિર પર ગજરા કુસુમ સજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે.
જિય સકત સકલ મિલ રાસ સજે.

ઝંઝર ધુન ઝણણ ઝણણ ગત ઝણકત, ગણણણ ઘૂઘર પાય ઘુરે,
તણણણ ભણ તંત બાજત તબુર, સણણણ ગાંવત મધુર સુરે;
ધણણણ ધંકાર ભયો જબ ધેતત, ગણણ ગણણ જબ ધરણ ગજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ રજે.

કટ કટ ગયે વિકટ દુઃખ સંકટ, ધિનકટ બાજત તબલ ધુની,
ઝટપટ જગમાત ફિરત ફરગટ જિત, સરતટ સુરથટ આય સુની;
ધિધિકટ ધ્રુકટ ધ્રુકટ કટ ધોકટ, બિકટ ઉલટ મરદંગ બજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત*સકલ મિલ રાસ સજે.

ઝમઝમ કર ઝાંઝ બાજત ઝમઝમ, કમકમ કોરં પીઠ કમં,
સમસમ સમ ભેદ વેદ વત્ સંગીત, ઠમઠમ ઠમકત મેઘ ઠમં;
ગમગમ ગમ ઘોર ઘુમડ ઘન ગરજત, ધમમ ધમમ ધમ ભોન ધ્રુજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે.

સરસત રંગ રચત સપત સુર સાધત, ગમ ન પરત ગત અગમ અતિ,
પરસત પદ કમલ વિમલ રજ પરસત, તરત નમત તબ અમરપતિ;
ચિતવત નિત જગત ભગત ચરનન ચિત,
રમત જમત અતિ લલિત રજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે.

બનઠત સુરનાર કરત તવ વંદન, થનગન થનગન હોત થનં,
ધનધન ધન રમન રચ્યો સોઇ દિનધન, ભનભન જ્યોં નરનાર ભનં;
મનમન તન મગન ભુવન ત્રય નિજમન, ગાનતાન સુન ગગન ગજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે.

ખળખળ ભુજચૂડ ઉજળ અતિ ખળકત, કુંડલ પ્રબલ પ્રકાસ કરં,
ઝળઝળ મુખ નૂર સૂર સમ ઝળહળ, ભળહળ ભળહળ તેજ ભરં;
લળલળ નંગ જ્યોત વિમળ મણિ લળકત,
ભ્રકુટિ મંગળમય ભીડ ભજે,
પરગટ ઘર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે.

હસરસ નવ દરસ પરસ પર હસબસ, સરસ, સંપૂરણ રાસ ભયો,
બરસત સુર સુમન વદન જય બોલત, સબ દિસ હુલસ હુલાસ છયો,
સેવત વિધિ ઇશ શક હરિ સેવત, દેવીદાસ પુનિ દરસ દિજે,
પરગટ ધર સધર માનસર ઉપર, સકત સકલ મિલ રાસ સજે
જિય સકત સકલ મિલ રાસ સજે.

છપ્પય

રમત રાસ સુર રાય, સરસ શૃંગાર હી સજ્જે,
ગાત ગીત સંગીત, બીન મરદંગ સુ બજ્જે,
ઘૂઘર બાજત ધમક, ધમક પાયન ધર ધ્રુજ્જે,
ઝાઝર અતિ ઝમકત, ભનક સુન સંકટ ભજ્જે,
જયકાર સંત સુરનર, જપત, ગગન બીચ નૌબત ગજ્જે,
કર જુગલ જોર 'દેવો' કહે, શક્તિ રાસ ઇન બિધ સજ્જે.

## બિરહ વ્યથા

દોહા

ઓધવ આયે એક દિન, મથુરા સે બ્રજ માય,
કુશલ પત્રિકા શ્યામ કી, સબ કો બાચ સુનાય.
પ્રીતમ કી પાતી લખી, દિલ ભીતર ભઈ દીન,
કહત ત્રિભંગી છંદ કર, બ્રજ કી બાલ પ્રવીન

છંદ ત્રિભંગી

બ્રજ કી સબ બાલા, રૂપ રસાલા, જોહોત બેહાલા બન બાલા,
જાગી તન જ્વાલા, બિપત બિસાલા, દીન દયાલા નંદલાલા,
આયે નહીં આલા, કૃષ્ન કૃપાલા, બંસીવાલા બનવારી,
કાનડ સુખકારી, મિત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી,
જી ગયે બિસારી ગિરધારી

આયે અકરૂરં, ગ્યાન ગરુરં, નિરમલ નૂરં, તન સૂરં,
પ્રેમી જન પૂરં, નિપટ નિઠુરં, બાત મધુરં, કર બૂરં;
મોહન સુખ મૂરં, હરિ હજૂરં, લે ગયે દૂરં, બલકારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી, ગિરધારી.

લાયક નંદલાલં, ગોપ ગોવાલં, કરી બેહાલં, કિરપાલં,
ગયે કાન છુગાલં, મથુરા માલં, સાલ દુસાલં, સજ હાલં;
મોતી મનિમાલં, હેમ હમાલં, રાજ રસાલં, કર ભારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી, ગિરધારી.

રંજન મન રાસં, બ્રજ કે બાસં સકલ હુલાસં, તજ તાસં,
કીની કુબજાસં, પ્રીત પ્રકાસં, નવિન વિલાસં, મનવાસં;
પ્રીતમ નહીં પાસં, અંગ ઉદાસં, આવન આસં, ઉર ધારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી.

બંસી કી બાની, શ્રવણુ સુહાની, મંગલ દાની, મન જાની,
ગાજત ગહરાની, સુનત સયાની, ભાન ભુલાની, ભય ભાની;
લોપી કુલ કાની, મેરમ માની, અબ પસ્તાની, કરી યારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી.

સાજત શણુગારં, કેંક પ્રકારં, કુબજા નારં, કર પ્યારં,
ઝાંઝર ઝનકારં, હિય બિચ હારં, કાજલ સારં, દગ કારં;
સુમન લે સારં, સેજ સુધારં, કરત બિહારં, તન કારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી.

ગોપી ગોવાસી, રસિક રમાસી, મન અકુલાસી, સુરજાસી,
ઓધવ કબ આસી, બ્રજ કે બાસી, સ્યામ વિલાસી, સુખ રાસી;

પ્રીતમ કી પ્યાસી, અતિ ઉદાસી, પ્રેમ પ્રકાસી, બિન પ્યારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી.

કરુના નિધિ કાનં, સુગર સુજાનં, જીવન પ્રાનં, તજી માનં,
દીજે દિલ જાનં, દરસન દાનં, પ્રીત પુરાનં, પહિચાનં;
જોરી જુગ પાનં, દેવીદાનં, બોલત બાનં, બ્રજનારી,
કાનડ સુખકારી, મિંત્ર મુરારી, ગયે બિસારી ગિરધારી.
જી ગયે બિસારી ગિરધારી.

છપ્પય

ગિરધારી ગોપાલ, લાલ સબહી ગુન લાયક,
કૈસે ભયે કઠોર, દીન જન કે સુખદાયક;
હમ કો તજી બેહાલ, કીન કુબજા કો પ્યારી,
ઉનકો ભયે આધીન, નાથ કી હૈ ગત ન્યારી;
કાનડ કૃપાલ મંગલ કરન, કરુના હમ પર કીજિયે,
નિજ દાસી જાન બ્રજ નારકો, 'દેવા' દરસન દિજિયે.

કવિ દેવીદાનજીના જીવનમાં એમના યુવાન પુત્રનું અવસાન એ એમને માટે એક અતિ ગમખ્વાર બનાવ હતો. એ સમયે એમના ભગ્ન હૃદયમાંથી બહાર આવેલા બે કાવ્ય એમની ભાવનાશીલતા રજુ કરી જાય છે.

રાગ ધનાશ્રી—તાલ પંજાબી ઠેકો.

બોલત કયોં નહિ બેન ? મુસાફર ! બોલત કયોં નહિ બેન !
જગ કી રચના અજબ બની હૈ, દેખ ઉઘારી નૈન. મુસાફર૦
માત-તાત બંધુજન દેખત, ના કછુ પાયે ચૈન મુસાફર૦
જાત ચલે કહાં બાટ બટાઉ, આજ રહો ઇત રેન. મુસાફર૦
'દેવીદાસ' કે પ્રાણ પિયારે, આયે યે કયા લેન ? મુસાફર૦

## હોનહાર

રાગ—જલ જમના કે તીર કૃષ્ણને બંસી લલકારી.

શોચ મત કરના નરનારી (૨)
હોનહાર સો હોત જગત મેં, ટરત નહીં ટારી.
સગર નૃપ મખ આરંભ કીનો, (૨)
સુરનાયક મતિમંદ સમજી યહ કારન મન લીનો,
જગન કો અશ્વ હરિ લીનો, (૨)
સાઠ સહસ્ર સુત મરે ભૂપ કે શ્રાપ કપીલ દીનો,
બાત બિપરીત ભઇ ભારી. (૨) હોનહાર૦

અવધપતિ યહ મતિ ઉપજાઇ, (૨)
રાજ રામ કો દેન ચીજ મંગલ કી સજવાઈ;
બાત સુન કેકૈ અકુલાઈ, (૨)
બચન કાજ બન માંહી સિધારે લછમન રઘુરાઇ,
સંગ ચલી જનકસુતા પ્યારી. (૨) હોનહાર૦

પાંડુ સુત જુગટ રમે જબહી, (૨)
હય કુંજર ધન સદન સંપદા, હાર ગયે સબહી;
ચલત નહી બિનુ બાહન કબહી, (૨)
સો પ્યાદે બન ચલે, વિધાતા વામ ભઈ જબહી;
ગુપ્ત રહે માસ અષ્ટ ચારી. (૨) હોનહાર૦

ભૂપ હરિશ્ચન્દ્ર તારા રાણી, (૨)
એક દિના સત કાજ તજે, સુખ સાજ રાજધાની;
અચાનક ઐસી ભઈ ગ્લાનિ, (૨)

ચન્દ્રમુખી સુકુમાર નીચ કે દ્વાર ભરે પાની.
વિધિ કી રચના હૈ ન્યારી (૨) હોનહાર૦

ચરિત હોની કા યહ બરના, (૨)
લિખા ભાલ મેં અંક વિધાતા, સો કછુ નહીં ટરના;
તાહી તેં ધીરજ મન ધરના, (૨)
'દેવીદાસ' તજ કૂડ કપટ, ભજ રઘુવર ગુરુ શરણા.
સકલ સોં નેકી રખ સારી. (૨) હોનહાર૦

### ભાવિપ્રાબલ્ય

સગર કો તુખાર ઇન્દ્ર લે ગયો કપીલ ધામ,
સાઠ હી સહસ ભૂપ નંદ શ્રાપ જરે હૈં;
રાજ કો સમાજ તજી, રામ ગયે કાનન કો,
તાહી સમે પૂત કે વિજોગ ભૂપ મરે હૈં;
સંપત ગંવાઇ પંચ પાંડુ બન બાસ કીનો,
હરિશ્ચન્દ્ર રાય જાય નીચ નીર ભરે હૈં;
ભાવિ કો બનાવ ઐસો જાહિર જહાંન બીચ,
હોનહાર હોવે સો તો ટારી હૂ ન ટરે હૈ.

### બારમાસી

રાગ–સખી પડવે તે પશે ચાલ્યા ર.

ઓધા! વ્રજ રાજ મેલી ચાલ્યા અમને રે.
તેની વાત શું કહીએ તમને ? ઓધા૦
કારતકે આનંદકારી રે, રથ બેસી સિધાવ્યા મોરારી રે,
વ્રજ નારીને મેલી વીસારી. ઓધા૦

માગસરે ઉતારી માયા રે,, નંદ નંદન ગોકુલ નાવ્યા રે,
કંપે શ્યામ વિજોગે કાયા. ઓધા૦

પોષે અમથી પ્રીત ન પાળી રે, મન કઠણ કર્યાં વનમાળી રે,
કાન લાગી છે કુબજા કાળી. ઓધા૦

માહે વ્યાકૂળ કીધાં છે માવે રે, આવ્યાનું કહીને નવ આવે રે,
કાન જૂઠા સંદેશા કહાવે. ઓધા૦

માધુ રમવા ફાગણ માસે રે, અલબેલો નાવ્યા અમ પાસે રે,
હોળી રમીએ કેમ હુલાસે ? ઓધા૦

ચૈતર માસ ગયા ચિત્ત ચોરી રે, બેભાન થઇ ગોપી ભોળી રે,
ગિરધારી વિના ઝુરે ગોરી. ઓધા૦

વૈશાખે ફૂલ ફૂલ્યાં વનમાં રે, જોવા જઇએ સાથે સખિજનમાં રે,
તેને દેખી દાઝું મારા તનમાં. ઓધા૦

જેઠે વાટ હરિની જોતા રે, પ્રાણ પ્રીતમ ચરણે પ્રોતા રે,
રાતાં નેત્ર થયાં છે રોતાં. ઓધા૦

આષાઢે છે ઉદાસી અંગે રે, મોર દાદુર બોલે ઉમંગે રે,
નાથ લોભાણા કુબડીને સંગે ઓધા૦

શ્રાવણ માસે ઝાઝું શું કહીએ રે, સમજી મનમાં સંકટ સહીએ રે,
રંગ ભીના વિના કેમ રહીએ ? ઓધા૦

ભાદરવે ભોજનિયાં નવ ભાવે રે, નેણે વેરણ નિદ્રા ન આવે રે,
મારા મેરમને કોણ મનાવે ? ઓધા૦

આસો માસે આવ્યા બહુ નામી રે, મનરંજન અંતર જામી રે,
સહુને ભેટયા 'દેવા' ના સ્વામી. ઓધા૦

## પ્રશ્નોત્તર

સવૈયા

શીલ બઢે પરનારીન તેં ?
કબહૂન. બઢે સત સંગ કિયે તેં,
કીરતિ લોભ કિયે તેં બઢે ?
કબહૂન. બઢે નિત દાન દિયે તેં;
સુંદર નીર પિયે તેં મરે ?
કબહૂન. મરે મૃગવારિ પિયે તેં,
પાપ અનંત કરે સો તરે ?
કબહૂન તરે પ્રભુ નામ લિયે તેં.*

પત્ર

પ્રેમ બઢાવન પત્ર, સજ્જન તુમ મો પે લિખ્યો,
સો કીનો સિર છત્ર, બાંચત તન પુલકિત ભયો.

સવૈયા

પતિયાં મમ સજ્જન આપ લિખી,
તિન મેં મનરંજન હૈં બતિયાં,
બતિયાં યહ બાંચત ચિત્ત ખુલે,
જિય હોત હુલાસ ઠરે છતિયાં;
છતિયાં મન પ્રીતમ કો મિલબો,
નિત ચાહત હૈં દિન હી રતિયાં,
રતિયાં દિન મો પર મ્હેર કરી,
તુમ મિત્ર હંમેશ લિખો પતિયાં,

* પ્રશ્ન અને પૂર્ણ વિરામ સમજીને વાંચવાથી અર્થ સ્વયં પ્રકટ થઈ જશે.

## વીરજનની વાક્ય

કવિત

સાજત હૈ વીર શસ્ત્ર, સમર મેં જાયબે કો,
તાહી સમે માત ઐસો, બોલત ઉમંગ મેં;
રાખ લીજે પાની પૂત! મેરે સ્તનપાન હૂ કો,
જાન કો બચાવ કછુ, કીજે નહીં જંગમેં;
તેરી રન જીત હોય, એતી હૈ અશીશ મોરી,
સૂઝન આનંદ પૂત, રહો તેરે અંગ મેં;
બીરન કે ધામ બાસ કીજિયે, સુજશ લીજે,
પીજિયે પિયૂષ પ્યાલા, અપ્સરાં કે સંગ મેં.

માત હુ પે હાથ જોર, બોલત હૈ બીર ઐસો,
આપ કી અશીશ હૂ તેં, પીછે પાંવ ભરૌં ના;
સમર કે બીચ શીશ–છાતી હૂ કે ઘાવ લહીં,
શત્રુન કે પુંજ દેખ, કાયર જ્યોં ડરૌં ના;
તીખી તલવાર હૂ સે, ઉડાય દહૂં અરિ શીશ,
કુલ કો લજાયબે કો, કાજ હી મૈં કરૌ ના;
બીરન સે જાઇ લરૌં, ટુક ટુક હોઇ પરૌં,
મારૌં અરૂ મરૌ, ઔર બાત ચિત ધરૌં ના.

## કાયર–માતા

સવૈયા

કાયર પૂત ગયો લડને તબ, શોચત હૈ મન કાયર માતા,
રાહ નિહારત હૈ છિન હી છિન, રોવત નૈન ભયે દુહુ રાતા;
શ્વાન અવાજ સુની મમ પૂતન, મૂતન કો ઘર બાર ન જાતા,
સો રન ઝૂઝન કાજ ગયો, વિપરિત ભઇ યહ બાત વિધાતા.

## પુત્ર–વધુ વાક્ય

સાસ હુલ્લાસ ધરો મન મેં, રન મેં ન મરે કબી નંદ તુમારો,
સૂરન કી સમસેરત કે ડર, આવહીગો ઇત સાંજ સવેરો;
આતન મેં કછુ બેર લગી, સુત માન લખ્યો ઘર આવત નેરો,
સાસ કહે બહુ બાત યથારથ, તેં જુ કહ્યો બર તેસો હી તેરો.

કવિત

કાયર કી માત પુત્ર વધુ સંગ બાત કહે,
આજ મેરો પ્યારો નંદ, રન મેં સિધાયો હે;
કોમલ શરીર ભૂખ પ્યાસ હી સહેગો કેસે ?
ધૂપ તેં જરેગો હાથ છત્ર ના ઉઠાયો હે;
દ્વાર હી તેં બાર કબી જાત નહીં મૂતન કો,
ઐસો મેરે પૂતન કો લાડ મેં લડાયો હે;
કેસે હી લરેગો, રિપુ દેખ કે ડરેગો, અરિ-
હાથ સે મરેગો, યા તેં નૈન નીર છાયો હે.

પુત્ર–વધુ કહે માત, રહો કયોં ઉદાસ આજ ?
સૂરન કે સંગ લરે, ઐસો નહીં બાવરો;
જંગ હી જુરેગો વહાં, ધીર ના ધરેગો મન,
પીછે હી ફિરેગો, ના મરેગો પૂત રાવરો;
શીશ અરૂ કમ્મર કો અમર ગંવાઈ લાજ,
સમર તેં ધાયો આયો ઘર કો ઉતાવરો;
સાસ કહે પ્યારી બહુ આગમ સુનાઈ બાત,
સચ્ચી બાઇ જેસો કહ્યો, તેંગો તેરો નાવરો.

## ઢોલ ના બજાતી હૈ

અંગ ઉચકાતી આંખ આંખ સોં મિલાતી, આછે-
અંબર કો ન્હાતી, જોર જોબન જનાતી હૈ;
પાન હી તંબોલ ખાતી, ગાતી હૈ મધુર ગીત,
બોલત સુહાતી બાતી, મંદ મુસકાતી હૈ;
કામ બિના ધામ ધામ, જાતી ના લજાતી કછુ,
દેહ દરસાતી છાતી, નેત્ર કો નચાતી હૈ;
નેન બેન સેનન મેં, ભાવ હી જનાઈ દેત,
નારી વ્યભિચારી કછુ ઢોલ ના બજાતી હૈ.

રાગ ધનાશ્રી—તાલ પંજાબી ઠેકા

તુંહી નિરંજન નામ, પ્યારા ! તુંહી નિરંજન નામ. ટેક૦
અહંકાર અજ્ઞાન ગયો જબ, તું પુરણ સુખધામ. પ્યારા૦
તુંહી તુંહી તબ લગ કહીએ, જબ લગ મૈં મૈં નામ. પ્યારા૦
મૈં મૈં મૈં મૈં શબ્દ વિલાયા, તબ સોહં અભિરામ પ્યારા૦
સોહં સોહં તબ લગ કહીએ, જબ દૂજા ગુન ગ્રામ. પ્યારા૦
એક ન દો કછુ જયોં કા ત્યોં હૈ, 'દેવીદાસ' વિરામ. પ્યારા૦



## કવિ કેશવ અજાચી

કચ્છના અજાચી કવિ કેશવ કચ્છની વ્રજભાષા પાઠશાળામાં અભ્યાસ કરીને એક ઉત્તમ કોટીના કવિ તરીકે મહારાઓ શ્રી ખેંગારજી ત્રીજાના વખતમાં પ્રખ્યાત થયા હતા. આ કવિએ "શબ્દ-વિભૂષણ" નામે એક સુંદર ગ્રંથની રચના કરી છે તેમાંથી થોડી કાવ્ય–પ્રસાદી અત્રે આપવામાં આવે છે.

### મંગલાચરણ : સરસ્વતી–સ્તુતિ

સવૈયા

શુભ્ર પ્રભાવ સદા વિશદાંબર, ચંદ્રમની અવતંશ બિરાજે,
સૌરભ સાર લલાટ મનોહર, મુક્તનહાર સુકંઠ હિ સાજે;
વાહન હંસ અમંદ ગતિ અતિ, પાનિ વિપંચિક[1] પુસ્તક છાજે,
માતુ ગિરા વરદાની નિરંતર, 'કેશવ' કે સબ સંકટ ભાંજે.

દોહા

મૈં સાદર સમરૌં સદા, શારદ કૃપા નિધાન,
જયતિ માતુ વરદાયિની, દીજે વર વરદાન.
અપનો સેવક જાનિ કે, કરો અનુગ્રહ એહ,
શબ્દ વિભૂષણ ગ્રંથ યહ, ગિરા[2] ! મોહિ રચિ દેહ.

---

૧ વીણા. ૨ સરસ્વતી.

## ગનપતિ–સ્તુતિ

સવૈયા

વંદન ભાલ બિરાજત ચંદન, વિઘ્ન નિકંદન નામ યથા,
દાયક સિદ્ધિ સતોગુન લાયક, મૂષક વાહન મંજુ મુદા;
તેજ વિશાલ કૃપાલ મહા વર, વ્યાલ હિ માલ હિયે પ્રમુદા,
જય ગનનાથ! અનાથન નાથહ,'કેશવ' મોહિ સદા સુખદા.

દોહા

જય કૃપાલ શિવનંદ વર, સમરૌં તવ પદ કંજુ,
મોહિ નિરંતર વિવિધ વિધિ, દેહુ સુમતિ અતિ મંજુ.

## ગુરૂ–સ્તુતિ

સવૈયા

ભ્રમનાદિ તિમિસ્ર નિવારિ સબે, કિય જ્ઞાન પતંગ પ્રભાવ હિયે,
અવરેવ પદાર્થ રસાદિક હી, બહુ ભાંતિ અલંકૃત દેશ દિયે;
કરિ કાવ્ય વિભૂષણુ ભૂષન હી, જડતાદિક દૂષણુ દૂર કિયે,
ગુરૂ 'પ્રાણુ' સદા ચરણાંબુજ હી, કવિ 'કેશવ' ભૃંગ નિવાસ લિયે.

દોહા

મૈં શુચિ સેવક રાવરો, શિવ સ્વરૂપ ગુરૂ 'પ્રાણુ,'
સદા અનુગ્રહ કીજિયે, હોઇ સુ મમ કલ્યાણુ.

## જગદીશ્વર–સ્તુતિ

છપ્પય

જયતિ અલખ અવિકાર, વિશ્વ રખવાર ચરાચર,
શક્તિમાન સરવસ, પ્રકટ ઘટ ઘટ પ્રતિ અંતર;

પાપ-પ્રકર[1] વન ગહન, દહન તવ નામ દવાનલ,
દલન દુષ્ટ દુરનાદ, સુકવિ કેશવ તવ ભુજબલ;
સંસાર સાર કિરતાર તુંહી, પ્રણત પાલ સંકટ હરન,
કમલા-નિવાસ અવિનાશ પ્રભુ, વિઘન હરન અશરન શરન.

દોહા

પ્રતિપાલક નિજ પ્રણિત જન, પૂરણ પરમાનંદ,
કૃપાસિંધુ સુખમા-સદન[2], જયતિ જયતિ નજનંદ.
દુરિત[3] દુષ્ટ દાનવ દલન, કરૂણા સિંધુ અશેષ,
મૈં કવિ 'કેશવ' રાવરો[4], સુમિરન કરહુ હમેશ.
દેહુ સુમતિ સંપતિ સદા, વિપત વિદારહુ મોરિ,
મોહિ શીઘ્ર રચિ દીજિયે, હરિ યહ ગ્રંથ બહોરિ.

## બસંત-બર્નન

છપ્પય

કુંજ કુંજ અલિપુંજ, મંજુ ગુંજત ખગ કુંજ હિ,
વિવિધ લસંત બસંત, દરસિ ઉપવન મન રંજ હિ;
પરમ રમ્ય મધુ ઝરહિ, લલિત કુસુમાવલિ પ્રફુલ્લિત,
કોકિલ ગલ-રવ છડિ, કરહિ કલરવ અતિ વિપુલિત;
સર નિકર[5] વિશદ [6]સુખમા સહિત, કમલ કમલ સરસિન વિમલ,
મનમથ ચઢાઈ બાનન રચ્યો, સજિ કબાન કાનન પ્રબલ.

---

૧ પાપનો સમૂહ. ૨ સૌન્દર્યધામ. ૩ પાપી. ૪ આપનો.
૫ સમૂહ. ૬ સરસ.

## એક નામ

કવિત

જગત પ્રકાશક, પ્રસિદ્ધ રવિ ચક્ર એક,
શુક્ર કી સુદૃષ્ટિ એક, સુકવિ જતાવે હૈ[1];
ગવરીકુમાર[2] કો, જુ દંત એક દેખિયત,
એક હી કલાધર, મયંક[3] દરસાવે હૈ;
વિશ્વ કો આધાર, નિરધાર પારાવાર યહ,
એક રમણિક ભૂમિ–મંડલ લખાવે હૈ;
સર્વ ઘટવાસી, અવિનાશી આત્મ બ્રહ્મ એક,
અલખ અખંડ, જગદીશ્વર સુહાવે હૈ.

## દોય બર્નન

રામચંદ્ર જુ કે સુત, સુતટ તરંગિની કે,
પક્ષ વર દોય, દોય રાજે ખગધાર હૈ;
જન્મ દ્વિજ દોય, પદ લોચન શ્રવન ભુજ,
મૂરતિ સુગલ મંજુ, અશ્વનિ કુમાર હૈ;
લેખિની કે ડંક દોય, રસના ભુજંગ હી કી,
ઉત્તર દક્ષ્છન દોય, અયન[4] અપાર હૈ;
દોય ગજદંત, સુખ દોય ચૂકરેઈ કે જુ,
કક્ષા કી શિખા સુ દોય, નીકી નિરધાર હૈ.

## તીન બર્નન

ગંગા–મગ તીન, વર શંકર નયન તીન,
ગ્રીવા રેખ તીન, ગુન તીન રેખિયત હૈ;

૧ જણાવે છે. ૨ ગણેશ. ૩ ચન્દ્ર. ૪ સૂર્યની ગતિ.

અનલ ત્રિશૂલ કાલ, ત્રિબલી ઉદર સંખ્યા,
પુષ્કર પરાક્રમ, સુતીન દેખિયત હૈ;
રામ વિધિ ત્રિપૂર, ત્રિવેની લોક તીન ગતિ,
તાપ પરિતાપ પુનિ, તીન પેખિયત હૈ;
મારન વિહીન વેદ, ‘ કેશવ ’ પ્રમાન તીન,
જ્વર પદ તીન હી, વિચાર લેખિયત હૈ.

## ચાર બર્નન

વેદ વર ચાગ, ચાર વદન વિધાતા કે જી,
હરિ ભુજ ચારિ, પુનિ વારિ નિધિ ચારિ હૈ,
પ્રતના[1] કે અંગ ઔ, ઉપાય[2] રિપુ જીતિબે કો,
આશ્રમ સે વરન, પ્રમાણુ જુગ ચારિ હૈ,
ઈન્દ્ર કે ગજેન્દ્ર હી કે, રદન[3] વિચારિ ચારિ,
સમર સમાજ વ્યૂહ, રચના સુચારિ હૈ;
ચારિ વિધિ મોક્ષ મજુ. કાવ્ય કે ચરન ચારિ,
પાવન પદારથ[4] હી, ચારિ નિરધારી હૈ.

## પંચ બર્નન

પાંડુ સુત કંજ પ્રાસ, વદન મહેશ ગનિ,
મૈનસર પંચ, પચ લક્ષણુ પુરાન હૈ;
અંગ પ્રાન પંચ, અરુ વર્ગ તરુ શબ્દ પંચ,
નીચે પાંચ પંચ, પંચ સધિ કે પ્રમાન હૈ;

૧ મેના. ૨ સામ, દામ, ભેદ ને દંડ ૩ દાત. ૪ ધર્મ, અર્થ, કામ, મોક્ષ.

કન્યા કોશ પંચ, પંચ ભૂત પ્રાન પંચ યજ્ઞ,
પાતકી હૈ પંચ, પંચ ગવ્ય સુનિદાન હૈ;
માતા ગનિ પંચ, પિતા પંચ ઉપ પ્રાન અગ્નિ,
પંચામૃત પાંચ વસ્તુ, પૂરન પ્રમાન હૈ.

## ખટ બર્નન

તર્ક ખટ દર્શન, બિરાજત કુલિશ કૌન,
રસ ઋતુ અંગ ખટ, ચક્ર દરસંત હૈ;
શિવ સુવન વદન નૃપાલ ચક્ર વૃત્તિ ખટ,
રાગિનિ સમેત, ખટ રાગ સરસંત હૈ;
સુગુન પ્રમાન ઔ, ષડાનન કી માતુ ખટ,
કૃતિકા નક્ષત્ર કે, સુતારે બિલસંત હૈ;
છપ્પય સો પદ ઔ, મનુષ્ય આતતાઇ ખટ,
ચરન દ્વિરેફ ખટ, મંજુલ લસંત હૈ.

## સપ્ત બર્નન

સપ્ત મુનિ દ્વીપ સપ્ત, સમુદ્ર રસાતલ હૈ,
દિનકર અશ્વમુખ, સપ્ત નિરધારિયે;
સાગર પહાડ તરૂ વાર, સુર તાલ લોક,
અન્ત વર તાલ સપ્ત, ઈતિ સુ વિચારિયે;
ત્વચા અંગ સપ્ત, સપ્ત સોહત જહાન મધ્ય,
ઇન્દ્રગજ સુંડ પુરિ, પાવન નિહારિયે;
સપ્ત ચિર જીવ નર, સપ્ત લખી લીજે પુનિ,
વિશ્વ કુલદેવી સપ્ત, નિશ્ચે કર ધારિયે.

## અષ્ટ બર્નન

યોગ અંગ અષ્ટ વસુ, અષ્ટ હૈ પ્રસિદ્ધ જગ,
અષ્ટ હુ દિશાન કે જુ, અષ્ટ દિગપાલ હૈ;
અષ્ટ હુ અચલ કુલ, અષ્ટ થલ ભૂમિ પર,
અણિમાદિ અષ્ટ વર, સિદ્ધિન કે જાલ હૈ;
અષ્ટ કુલ નાગ અષ્ટ, વ્યાકરણ પ્રમાનિયત,
દિગ્ગજ સુ અષ્ટ, અષ્ટ તરૂની રસાલ હૈ;
પ્રથમ પ્રબંધ રચિવે મેં, કાવ્ય પંથ હિ કે,
સુપ્પય અતિ શ્રેષ્ટ અષ્ટ, સુ કવિ વિશાલ હૈ.

## નવ બર્નન

દોહા

ભૂમિ ખંડ સુ નિધિ મહત, બાધિ કુચ નવ જાનિ,
સુધા કુંડ ગ્રહ ભકિતવર, નાડી નવ પહિચાનિ.

## દશ બર્નન

કવિત

રાવન કે શીશ દશ, વીસ ભુજ તાકી કે જુ,
નીકે અંગ દ્વાર દશ, કહત સુજ્જન હૈ;
કચ્છ મચ્છ આદિક, પ્રત્યક્ષ જહાન બીચ,
હરિ અવતાર દશ, રાજત મહાન હૈ;
સુતિય વિયોગિની કી, દુસહ દશા હૈ દશ,
માનુજ કે દોષ દશ, કહત નિદાન હૈ;
વિશ્વદેવ આદિ કહી, દશહુ પિતર જાતિ.
ઈન્દ્રિ દશમાન, દશ દિશિ હુ પ્રમાન હૈ.

## આશીર્વાદ

છપ્પય

એક મહંત પરિગ્રહ, દોય અશ્વનિ કુમાર હિ,
તીન રામ ગુન તીન, ચારિ હરિભુજ નિરધાર હિ;
પંચતત્ત્વ તરૂ પંચ, શાસ્ત્ર ખટ ઋતુ સુખદાયક,
સપ્ત સિંધુ મુનિ સપ્ત, અષ્ટવર સિદ્ધિ સુલાયક;
દિગપાલ આઠ નવ નિધિ સહિત, જગદીશ્વર અવતાર દશ,
ઈતને હમેશ ખેંગાર નૃપ, તુવ રક્ષા નિત પ્રતિ સુબસ.

## એક ટેક

કવિત

જેઠ કી જલા મેં, ભયો, ચાતક, પિયાસો અતિ,
પીવત ન નીર તઉ, દીપ વતી ધાર મેં;
'કેશવ' સુ કવિ કહું, કેસરી ન ખાત તૃન,
ચાહે હોઉ લાંઘન, અનેક કિહી વાર મેં;
દુસહ દશામેં પરયો, માનસ મરાલ તો પેં,
કાંકુરી ન ચુને સો, પ્રમાન શ્રુતિ સાર મેં;
સંકટ પરેહુ કહો, કૈસે કરિ જાચૌં અન્ય,
રાવરો અજાચી, કચ્છ નૃપતિ ખેંગાર મેં.

## અજાચી વ્રત

પેખી એક નાવ કી, પતાક દંડ પંછી એક,
બૈઠો વિધિ યોગ, ગયો મધ્ય પારાવાર મેં;
ઊડિઓ વિચારી જ્યોં, ચહુંધા જલ ખાર લખી,
શોચત વિહંગ પરયો, સંકટ અપાર મેં;

ત્યાં તેવું કહી દે છે "રણમલ્લ દેખે તેવું ભાખે, રણમલ્લ છદો કણ ન રાખે" એ કડિકા એમના પ્રત્યેક દોહરા પાછળ હાજર હોય છે. નાગ્રેચાને માટે ગઢવી કહે છે—

નાગરેચે નર-નાયક મલિયા, ચાદોભાઈ વડ ચેતા,
કેસર તણો પોતરો કરમી, રાખે રૂડી રીતા,
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ છદો કણ ન રાખે

સાયરા ગામમા કવિની ઘોડીને ઉપવાસ આવી પડતા ગઢવી કહે છે —

સારો ગામ સાયરો, પણ પીવા ખારો પાણી,
ખડ-જોગાણુનો પત્તો ન મળે, કિયાડી કચવાણી.

નળિયાને માટે કવિ કહે છે કે —

નળિયામા તો નેવુ પાતી, ઠકરાતુ કેમ ચાલે ?
એક-એક ને અનેક કુંવારા, વરસે વધતા હાલે.

આમ ગામેગામની ખબર લેતા અને કસોટી કરતા કવિ છેક વાગડમા આડેસર સુધી પહોચે છે. આડેસર-દરબાર કલાજીના સત્કારથી ખુશી થઈને ગઢવી તેને બિરદાવતા કહે છે કે —

કલા સરીખો દૂજો કોઈ, દીઠો નહિ દાતારા,
આડેસર રા ધણી ઊપરે, વાગડ આખી વારા,
ભૂપત દેખે તેડા ભાખે, રણમલ છદો કણ ન રાખે

રણમલ્લ ગઢવીની વાણીમા સચ્ચોટતા પણ છે, વેધકતા પણ છે કારણ કે તો એમણે ખૂબ જ તીખા-તમતમતા વેણ સુણાવી દીધા છે કચ્છના ગામેગામના આગીઆઓ રણમલ્લ બારોટના નામથી ચમકી ઊઠતા ભાગ્યે જ કોઈ ગામ એમની ઝપટમાથી બચી ગયુ હશે !

રણમલ્લ ગઢવીને ઝપાટે જે કોઈ ચડી જાય તેને તે ચાબખા ફટકારવામાં કદી પાછું વાળી જોતા નહિ. એમના તીવ્ર અને અસલ પ્રહારોથી અકળાઇને એકવાર આખા કચ્છના ગ્રાસીઆઓ ખળભળી ઊઠ્યા હતા. આ કવિને કચ્છમાંથી દેશપાર કરવા માટે દેશળજી બાવા પાસે ફરિયાદ કરવામાં આવી. ભાયાતો, અને અન્ય ગ્રાસદાર વર્ગની મોટી સભા ભરવામાં આવી. કવિને પણ ત્યાં હાજર રાખવામાં આવ્યા.

કવિ–વિરુદ્ધની ફરિયાદમાં પળાંસવાના ઠાકોર પૂંજાજી મુખ્ય હતા. કવિ સામેના પૂરાવા રજુ કરવા બાવાએ ફરમાન કર્યું. સૌ કોઈ એક–બીજાના મોઢા સામે જોવા લાગ્યા. એ વખતે કવિએ રા' દેશળ સન્મુખ તમામ કચેરી વચ્ચે એ જ પૂંજાજી ઠાકોરને રૂંવાડાં ઊભાં થઈ જાય એવાં વેણુ સંભળાવ્યાં. પછી તો આગળ વધવામાં માલ નથી એમ સમજી સૌએ બીનું સંકેલી લીધું. કવિને દેશવટાને બદલે સિરપાવ આપીને વિદાય કરવામાં આવ્યા. આ હતી રણમલ્લ ગઢવીની વાણીની તાકાત !

આ સ્પષ્ટવક્તા કવિ સંવત ૧૯૨૦ મા સ્વર્ગવાસી થયા. કચ્છની જનતા આજ પણ એમને યાદ કરતાં કહે છે કે —

**રણમલ્લ દેખે તેવું ભાખે, રણમલ્લ છંદો કણું ન રાખે.**



ભોગ બનેલા વારૂ કવિના વંશમાં કવિ હરદાસ થઇ ગયા. કવિ કાકડાના રહીશ હતા. એમના પિતાનું નામ રાગ હતું. સંવત ૧૯૫૬ લગભગ એમનું અવસાન થયું. એમનું સાહિત્ય ઘણુંખરૂં લુપ્ત પ્રાયઃ થઈ ગયું છે. કવિએ કચ્છી બ્હેતોની સુંદર રચના કરી છે.

સંત સેવ્યા ને સુખ મલ્યા, અવિદ્યા રોગ વેઆ,
મટયું ભ્રાંતું મન જિયું, શાન્તિ સુખ થેઆ,
તેં જા કિતરા ગુણ ગેઆં, હિકડી રસના હરદાસ ચે.

પેલો પાપ પિનણુ મેં, વડો ઈજ વિટાર,
સમજો હિન સંસાર મેં, આહાર તેડો ઉદ્ગાર,
ઇ વેઆ આચાર, હિત ડિઠા હરદાસ ચેં.

કાયા કસે કમાયાં, જર ચોવાજે જે,
ખાધાં ને ખારાયાં, ત ઉગી સરંધો એ,
સાથ હલનાં સે, જુકો હથેં ડીંધા હરદાસ ચે.

જાંકયાં માયા જીવ જીં, કિતરી સેરી કઇ ?
મથે કરે ને મોટલી, બધી કે ન ખઇ,
જડેં હકલ થઈ, તડેં છડે હલ્યા હરદાસ ચે.

કઇ થીએ કિરતારજી, જોડઇ હુંધી જીં,
ધીરપ રખજ ધિલમેં, હકઈ ન હુંધો હીં,
રાતો સરખા ડીં, હલ્યા ન કેં સે હરદાસ ચે.

*

## કવિ શ્રી હલુ બારોટ

મહારાઓશ્રી દેશળજી બીજાનો સ્વર્ગવાસ થતાં હલુ બારોટે એક સુંદર વિરહગીત રચ્યું છે.

દોહા

સરસતી ગણપતિ શુભ સદા, અર્પો ઉક્ત અતિ સાર,
ચંદ્રવંશી દેશલ ચતુર, આખાં ગુણાં અપાર.
તિલક યદુકુલ ભુજ તખત, ભારા સુત વર ભૂપ,
સો સુરપુર વાસો કિયો, દાખાં છંદ અનૂપ.
બાર માસ ખટ ઋતુ બિધિ, ભણાં અનોખા ભેદ,
રાગ રંગ આખાં રચે, વરણ ચલે ગતિ વેદ.
ચૈત્ર માસ તરવર સચલ, કેતકી અંબર ફુલ,
શોભા બાગ અનેક છબિ, ફૂલેં સુંદર ફૂલ.

છંત વૈતાલ

તો ફૂલિયા અંબ કદંબ ફોરે, રંગ ચંગ સુરંગ રા,
ગુલજાર બાગ સોહાગ ઘાટા, ગાત અંગ ઉમંગ રા;
કામની કંત સોહંત સારસ, હાવ ભાવ સોહામણા,
રેણુવા પાલગ રાવ રાજા, ઇણ ઋતુ ઘર આવણા.
જી ઇણ ઋતુ ઘર આવણા.

ભોગ બનેલા વારૂ કવિના વંશમાં કવિ હરદાસ થઇ ગયા. કવિ કાકડાના રહીશ હતા. એમના પિતાનું નામ રામ હતું. સંવત ૧૯૫૬ લગભગ એમનું અવસાન થયું. એમનું સાહિત્ય ઘણુંખરૂં લુપ્ત પ્રાયઃ થઈ ગયું છે. કવિએ કચ્છી બ્હેતોની સુંદર રચના કરી છે.

સંત ભેટ્યા ને સુખ મલ્યા, અવિદ્યા રોગ વેઆ,
મટ્યું ભ્રાંતું મન જિત્યું, શાન્તિ સુખ થેઆ,
તેંજા કિતરા ગુણ ગેઆં, હિકડી રસના હરદાસ ચેં.

પેલો પાપ પિનણુ મેં, વડો ઈજ વિટાર,
સમજે હિન સંસાર મેં, આહાર તેડો ઉદ્દગાર,
ઇ વેઆ આચાર, હિત ડિઠા હરદાસ ચેં.

કાયા કસે કમાયાં, જર ચોવાજે જે,
ખાધાં ને ખારાયાં, ત ઉગી સરંધો એ,
સાથ હલનાં સે, જુકો હથેં ડીંધા હરદાસ ચેં.

જાંકયાં માયા જીવ જીં, કિતરી સેરી કઇ ?
મથે કરે ને મોટલી, બધી કેં ન ખઇ,
જડેં હકલ થઈ, તડેં છડે હલ્યા હરદાસ ચેં.

કઇ થીએ કિરતારજી, જોડઇ હૂંધી જીં,
ધીરપ રખજ ધિલમેં, હડઇ ન હૂંધો હીં,
રાતો સરખા ડીં, હલ્યા ન કેં સેં હરદાસ ચેં.

✱

કુલવંત કામણી દમક દામણી, રાગરંગ રીઝાવણા,
રેણુઆ પાલગ રાવ રાજા, ઈણુ ઋતુ ઘર આવણા.
જી ઈણુ ઋતુ ઘર આવણા.

આસુ સુહાવે શરદ આવે, શુભ્ર ચાંદની સરવરે,
ભૂપતિ તાલા ખણી ઢાલા, પવંગ ભાલા પરવરે;
કર સાર તન શૃંગાર કામન, ધાર દેવ વધામણા,
રેણુઆ પાલગ રાવ રાજા, ઈણુ ઋતુ ઘર આવણા.
જી ઈણુ ઋતુ ઘર આવણા.

કારતકે ઠામોઠામ કામની, ધામ ચીતર ધારીઆં,
મોલાં જલોમલ ખૂબ ખિલમલ, શુભ સુકોમલ ગારીઆ;
ઈણુ રીત શશિયર ધરે શોભા, પરે શોભા પાવણા,
રેણુઆ પાલગ રાવ રાજા, ઈણુ ઋતુ ઘર આવણા.
જી ઈણુ ઋતુ ઘર આવણા.

માગસરે ઠંડ સમૂહ મંડલ, ખંડ શીતલતા વસે,
રંગ ધામ સામો સામ રાજત, શામ–કામન ઘર વસે;
ઈણુ ધરા ઉત્તર પવન આતુર, ચતુર રંગ રચાવણા,
રેણુઆ પાલગ રાવ રાજા, ઈણુ ઋતુ ઘર આવણા.
જી ઈણુ ઋતુ ઘર આવણા.

પોષ તરવર હેમ પરવર, શીત ફેલે સરવરા,
મખતૂલ અંબર રંગ ડંબર, અંગ સાજે અંબરા;
મદપાન ગાન સુજાન ગાવત, દાન–માન દીપાવણા,
રેણુઆ પાલગ રાવ રાજા, ઈણુ ઋતુ ઘર આવણા.
જી ઈણુ ઋતુ ઘર આવણા.

આવણુ માહ અથાહ અંબુજ, ફૂલ કુંજે ફૂલિયા,
કલ કંઠ મોર ચકોર કોમલ, ભ્રમર ગુંજન ભૂલિયા;
બન ચાટ પાટ વસંત બેઠી, વાટ રંગ બિછાવણુ,
રેણુઆ પાલગ રાવ રાજા, ઇણુ ઋતુ ઘર આવણુ.
જી ઇણુ ઋતુ ઘર આવણુ.

ફાગણે તાલ ગુલાલ ફેલે, રંગ બાલ રખાવણુ,
પિચકાર કેસર ધાર પરગટ, સાર રંગ સુભાવણુ;
ઇણુ વાર રાગ ઉચાર આછા, ગારી-ફાગ સુહાવણુ,
રેણુઆ પાલગ રાવ રાજા, ઇણુ ઋતુ ઘર આવણુ.
જી ઇણુ ઋતુ ઘર આવણુ.

છપ્પય

રાઓ પશ્ચિમ ધર રૂપ, અડગ યદુવંશ ઉજાગણુ,
ભડાં છત્રપતિ ભૂપ, પ્રગટ યશ-ધરમ ઉપાવણુ;
રીઝ-વડપ મહેરાણુ, ભાખ ખટ ધર્મ નિભાવણુ,
યથા નવે રસ જાણુ, રાગ નિત નવા રચાવણુ;
અવતાર ઇન્દ્ર રજવટ અવર, અવિચલ નામ રહાવિયો,
કુલ ભાણુ દેશળ કચ્છપતિ, વૈકુંઠ જાય વસાવિયો.



## ભક્ત-કવિ થાર્યા માણશી

કચ્છ—મુન્દ્રાથી ચારેક માઇલ પર આવેલા ઝરપરા ગામના ચારણ કવિ થાર્યાએ ભજન–કીર્તનની રચનામાં સારી સફળતા પ્રાપ્ત કરી છે. કવિનો જન્મ વિક્રમ સંવત ૧૯૬૩ ના આસો વદિ અમાવાસ્યા એટલે દીપાવલિના દિવસે થએલો. એમણે નવાં નવાં સુંદર ભજનોની દીપાવલિ પ્રકટાવી દીધી છે. અને હજુ પ્રકટાવ્યે જાય છે. એમના પિતાનું નામ માણશી અને માતાનું નામ માલશ્રી છે. પોતે નિરક્ષર છતાં સરસ્વતીની કૃપાથી એમના અંતરમાંથી વાણીનો પ્રવાહ વહેતો રહ્યો છે. પોતે સાદું ભગવત્પરાયણ જીવન જીવી રહ્યા છે. અને કૃષિ–વ્યવસાય કરી રહ્યા છે. એમનાં રચેલાં ભજનોની થોડી પ્રસાદી અત્રે આપવામા આવે છે.

રાગ—કલ્યાણ

પ્રીતમ તેરા ઠામ બતલાદે, લિખું મૈં પ્રેમ–પાતી હૈ,
દુર્ગમ દેશ હૈ તેરા, પત્ર પહુંચે ન મેરા હૈ,
સંદેશા જો મિલે તેરા, જોડાવું નૈન છાતી હૈ.
હકીકત કયા લિખું મેરી, સૂજે ના એક સેરી હૈ,
ગજબ ગોવિંદ નગરી તેરી, ટપાલ ન તાર પાતી હૈ.
સ્વામી તુજે કૌન સમજાવે, નજર નારદ ના આવે,
અતિશય દિલ અકળાયે, રહું મૈં દિન રાતી હૈ.
ફિરત હૈ રવિ શશિ તારે, પત્ર લે જાત ના મારે,
'થાર્યો' કહે દરસન્ બિના પ્યારે, ધીરજ દિલ કો ન આતી હૈ.

રાગ—આસા

ઓધા હમકું ન ભાવે, શ્યામ બિના વ્રજ સૂનું લાગે,
નિશદિન તલખે જીવ હમારો, મોહન કોન મિલાવે ?
ચિત્ત હમારો ગયો ચુરાકે, મોહન મીઠી બેન બજાકે,
પહેલી હમસું પ્રીત લગાકે, રંગ્રતી નેહી માવે
હાલ હમારા કૃષ્ન કો કહીજે, જાદવરાય કો સંદેશ દીજે,
રંક જનો પર રીસ ન કીજે, કરૂણા સિંધુ કહાવે
રોવન લાગી બ્રિજકી નારી, સકલ ઘર કે કાજ બિસારી,
'થાર્યો' કહે ચરણ બલિહારી, દિલ બીચ ધ્યાન લગાવે

રાગ—નાદ

કિસને છિપાયા પિયુ હમારા ? પ્રીતમ પ્રાણ આધાર
બિજલી તુજ મે બાત કર્યો કહા, જાહેર દેખુ ઝમકાર,
બાદલ તુજમે, બસી રહ્યો કયા, શામ રૂપ શણગાર ?
તરુવર તુજમે, ગુન ગોવિંદ કા, પ્રગટ પર ઉપકાર,
અસગતા આકાશ તુજ મે, ઇશ્વરકા આચાર
પરબત તુજ કો પુન પુન પુછુ, કોન અચલ કરનાર,
સાગર તુજમે સાહેબ સમાયા, સબ જલ સમાવન હાર
'થાર્યો' કહે કહા પતિયા પાઉંતુ, સંગમે સરજન હાર,
નૈનો મે મેરે નાવ બને હો, છોડું ના છિન નાર.

રાગ—એ ?

પ્રેમે પધારો પ્રીતમ પ્યારા, સુખ કે સાગર શ્યામ
તુજ બિન તુજકો, ઘડી ન સોહે સુના લગે ઘર—ગામ,
જહા જાઉં તહા સુખ ન ઉપજે, સૂની સે સબ ઠામ
બરોબર લાયક બૂધર માગ, અતર ના આરામ,
જનમ કે જગપતિ મે, અવર ન લિયો નામ.

વહાલા તેરે વિયોગ સેં, વ્યાકુલ આઠે જામ,
લાખો વૈભવ ભલ મળે, પણ મન ન લહે વિશ્રામ.
હજારો વાર હું વંદું હઠીલા, તેરે ઘરકા ગુલામ,
'થાયી' કહે મંજુર કરો, અરજી મેરી રામ.



## વજાંગ ભક્ત

કાહડા ગામની લીલી વનરાજિ જેવું શીતળ અને લીલુ કુંજાર જેનુ હૃદય છે એવા 'વજ્જા ભગત' ના નામે ઓળખાતા વજાગ ભક્ત પ્રેમ અને સેવાની મૂર્તિ સમા છે. સંવત ૧૯૭૨ ના વૈશાખ સુદિ દ્વિતીયાને દિવસે માડવી તાલુકાના કાહડા ગામમા એમનો જન્મ થએલો. એમના પિતાનુ નામ ગોપાલભાઈ. એમની બાલસુલભ સરલતા અને ઊંડી સમજ કોઈ પણ માણસને આકર્ષી લે તેવા છે. એમનુ હૃદય ભક્તિમાન છે ભારતના મહાપુરુષોના એ પૂજક છે સ્વામી રામકૃષ્ણ પરમહંસ પ્રત્યે એમને અનન્ય ભક્તિભાવ છે. હાલે એ કાહડાની એક વાડીમા પર્ણકુટી બનાવી ત્યા નિવાસ કરી રહ્યા છે. કવિતાનુ જ્ઞાન પણ સારૂ છે એમના એક હિંદી કાવ્યનો નમૂનો અત્રે આપવામા આવે છે

રાગ–કેદાર

નભમેં મચી હૈ ઘમઘોર,
મેરા મન ન રહે ઈક ઠૌર. નભમેં૦
ચહુ દિશ ચપલા ચમક રહી હૈ, દાદુર કરત હૈ શોર. નભમેં૦
'પિયુ પિયુ' શબ્દ પપૈયા બોલે, મલ્હાર અલાપત મોર. નભમેં૦
સંગમ કારણ ચલી સરિતા, સપદી સાગર ઓર નભમેં૦
'ચારત' ચિત્ત ચકોર કે ચંદા, નટવર નવલ કિશોર નભમેં૦

મૂં ખાધા જન-જાનવર, અજ ભુખ તી મૂંકે ખાય,
ડર મે પેઓ દયા ગુરાં, માલક મોત હલાય.
અજ ઓસિયારો થેઓ, નકોં સીં જેડો ન કોય,
બારોટ 'નારાણુ' ચેં બેલિયા, ઇ પલ મિણી સેં હોય.



## પાત્રો ચારણ

કચ્છમા પાત્રો નામે એક ચારણ કવિ થઇ ગયો. એની બધી રચના મેળ વગરની જ હોય કહેવાય છે કે એને એક શ્રાપ હતો. શ્રાપ એવો હતો, કે એનો દુહો બરાબર મેળસરનો થતા જ એનુ મૃત્યુ થાય. આ કારણથી પાત્રો કવિ મેળ-માપ વગરના જ દુહા કહેતો.

આજે કોઇ મેળ-માપ વગરની રચના સાભળવામા આવે તો લોકો તેને "પાત્રે વારા દુહા" કહે છે.

બીજી ભાષાઓમા પણ આવુ સાહિત્ય અસ્તિત્વ ધરાવે છે. ગુજરાતી ભાષામા પણ તે જોવામા આવે છે. દાખલા તરીકે—

પાડો ચડયો પીપળે, લબ લબ ! લીંબુ ખાય,
આવી પડયો ઉકરડે, જાણે કળાયેલ મોર.

હિંદી ભાષામા પણ આવુ સાહિત્ય નથી, એમ નથી હિંદીમા આના દોહા 'ઢકસોલા' કહેવાય છે. ખુસરો નામના એક હિંદી કવિએ આવા 'ઢકસોલા' રચ્યા છે.

બાડો પક્ષી પીપલી, ચૂ ચૂ પડે કપાસ,
બી મહતરાની દાલ પકાઓગી, યા નંગા હી
સો રહું !

કચ્છીમાં આવા પ્રકારનું સાહિત્ય રચનાર પાત્રો ચારણ છે. અહીં એના કચ્છી સાહિત્યનો થોડો નમૂનો આપવામાં આવે છે.

**ઉપર વઠે જી નય આવઇ, ઢેફેં ને ઢડીએં,**
**પાવૈયેં જા છોરા પ્યા, સે સાંઠો સાઠો કરે.**
**ખણી વ્યા.**

ભાવાર્થ—ઉપરના વરસાદથી નદી આવી. ઢેફાં અને ઢળિયાંથી ભરેલી. પાવૈયાના છોકરા પડ્યા તે સાઠો સાંઠો કરીને લઇ ગયા.

ઉપરનો દોહો કેવો વિચિત્ર અને અણમેળનો છે ! આમ છતાં તેમાં અણમેળની પણ એક કળા ચમકી જાય છે, એમ કહેવા વિના નહિ ચાલે. હવે એવો જ એક બીજો દોહો જોઇએ.

**સજણ હલાઈ સુખડી, સે ગડો ભરે છાય,**
**કુંભારેં જા ગડોડા, મુંડ-ચોખા ચરી વ્યા.**

ભાવાર્થ—સ્નેહીએ સૂખડી મોકલી. ગાડું ભરીને છાશ. કુંભારોનાં ગધેડાં મગ-ચોખા ચરી ગયાં.

આખા દોહામાં પ્રાસ, અર્થ કે સંકલના કોઇ વાતનો મેળ બેસે છે ? હવે ત્રીજો નમૂનો લઇએ.

**ઉઠ મથે અંબાડી ને હાથી મથે કાંઠો,**
**કમુ કુંભાર હકલ્યો અચે, વિજી લેઠમેં બાંઠો.**

ભાવાર્થ—ઊંટ ઉપર અંબાડી અને હાથી માથે કાઠું ! જે કદી શકય જ નથી. કમુ કુંભાર બેહમાં લાકડી નાખીને હાકલતો આવે છે.

**ભુથ મથે બકરી, ને ભુત મથે ઇનાં,**
**નીચું નમી ન્યારિયાં, ત ડિયારી આડા ત્રે ડીં.**

× × ×

. મિની વટે ઊઘેડી, કુર કુર મીંઠા ખાય,
પુચ્છ ખણી ન્યારિયાં, ત જખ ,તા છેણાં ચુંઢિયે'.

આવી મોં–માથા વગરની રચના, તેને પાત્રાવાળા દોહા કહે- વાય છે. આ પાત્રા ચારણના અવસાન વિષે એક દંતકથા ચાલે છે.

એક વખત પાત્રો ચારણ ડુંગરાળ રસ્તા વચ્ચે થઈને ચાલ્યો જતો હતો. સવારનો સમય હતો. રસ્તામાં એક ખેતરને શેઢે બે ખેડૂતો છાશ અને ડર્યા* ની શીરામણી કરી રહ્યા હતા. પાત્રો ત્યાંથી પસાર થયો. ખેડૂતોએ પાત્રાને બોલાવીને શીરામણી કરવા બેસાડ્યો. પાત્રાએ પેટ ભરીને છાશ અને ડર્યાને ઢેકાળીને પીધાં. ધરાઇને તૈયાર થતાં પાત્રો કવિ બોલી ઊઠ્યો—

છપ્પર મિંજા છાય આવઈ, ડુંગર મિંજા ડર્યો,
પી પીને કિત્રો પીંધો ? પાત્રો હયો પર્યો.

ભાવાર્થ—પથરાળી ભૂમિમાંથી છાશ આવી અને ડુંગરમાંથી ડર્યો આવ્યો. પી પીને કેટલું પીશે ? પાત્રો તો હવે દૂર પડ્યો.

પાત્રા કવિનો આ દોહો અનાયાસે બરાબર સાચો અને સુમેળનો બની ગયો. ખેડૂતો માટે ડર્યો અને છાશ એના કહેવા પ્રમાણે જ આવ્યા હતાં. આવી બંધબેસતી રચના એની જિંદગીમાં એણે કદી કરી ન હતી. આ દોહો બોલતાં જ પાત્રા ચારણના પ્રાણ પરવારી ગયા.

પાત્રા કવિનું તમામ સાહિત્ય આવું મેળ વગરનું છે. કોઇનું માથું, કોઇનું શીંગડું, કોઇનું પૂંછડું એમ ભેળાં કરીને એ પોતાની રચના કરતો. આમ છતાં કચ્છી આલમમાં એનું નામ આજે અમર છે.

* જુદી જુદી જાતનાં અનાજ ભરડીને રાબ જેવું બનાવવામાં આવે છે. આ ડર્યો ખાસ કરી ખેડૂતો અને ગરીબોનો ખોરાક છે

## કવિ કૃષ્ણદાસ

કવિ કૃષ્ણદાસ કોણ હતા, કયાંના હતા, કયાં થઈ ગયા, તે જાણવા કંઇ સાધન નથી, પરંતુ તેની કાવ્ય-રચના અને ઝડઝમક જોતાં તેની સાચી સમજદારીની સમજ પડી જાય છે. એની અસલી વાણીમાં કંઇક ઓસવાળી બોલી અને અબડાસાની અસર જોવામાં આવે છે. સંવત ૧૯૪૮ માં શાહ ખેતશી છવરાજે એનાં કવિતોની એક નાની પુસ્તિકા–અર્ધી બાવની છપાવી છે. કવિ જૈન હોય એમ જણાતું નથી. અહીં એમનું થોડું સાહિત્ય આપવામાં આવે છે.

### કૂડો નાતો

કવિત

જડ જીવ તેંકે સંત, સીરેં સીરેં સમજાઈ,
એડા સંત તેંકે જુકો, સેવીંધો સે છુટંધો;
સતગુરુ રામ તેંજો સચો નાતો નિભધો ને,
અવિદ્યા જો ઠામડો સે ઇની વટે કુટધો;
તન ધન પુત્ર કુરો, સુખ ડીંધા ઇન કે રે,
નારી સુખ ડીંધી તેં સેં, કુરો ડુખ ખુટંધો ?
ઘર મિંજ કુરીંધલ, ચોર એડા અચે મિડ્યા,
કૂડો નાતો 'કૃષ્ણદાસ,' જડેં તડેં ત્રુટંધો.

## વે'ધા ધૂડ પાંઇધા!

અસીં તાં સાધેં જો સંગ, કંધાસીં ન છડીંધાસીં,
જીઅરા હૂંધાસીં ત તાં, ઈની સેં નિભાઈધા;
તેં મેં જિકો વારીંધો સે, અસાંજો ન હેતુ આય,
સચા સચી ચોંતા અસીં, તાડિયું વજાઈધા;
આગ્યુ-પાછયું ગાલ્યું કેંજ્યું, ચોંધાસું ન સુણધાસું,
સાધરામ તેંજ્યું ગાલ્યું, સુણધાસું ગાઈધા;
ખિલંધા કુડંધા એડા, છુટે વેઆ 'કૃષ્ણદાસ,'
નિંધા વારા નિંધા કંધા, વે ધા ધૂડ પાઈધા.

## સંસાર-સાગર

પ્રપંચ મેં પોંધા સે તાં, ઘણા દુખ સોંધા રોંધા,
જાણે કેંકે ચોંધા, પચે પચે મોઆ મરંધા;
ભગવાન વિસારીંધા, સંસાર કે સારીંધા જે,
માનખો હારીંધા સે તાં, ચેન કીંય ઠરંધા ?
સંસાર મેં સુખી રેઓ, મેં ન ડિઠો કેં ન ચેઓ,
છડેઓ સે સુખી થેઓ, બેઆ રેઆ બરંધા;
સાધુએં જે સંગ રોંધા, ઉની જા વચન સોંધા,
સંસાર સાગર મિંજા 'કૃષ્ણદાસ' તરંધા.

## પૂરા પાપ

ગોંયું મેયું વગ ઢગા, ગડા ઘોડા બામ સગા,
મિત્ર ગાત્ર ઘિલ લગા, ઝિઝા એં જિની જા;
બાયડી ને ધીયું પુત્ર, વવરૂં ને પોત્રા પુત્ર,
વાડી બાગ ખેત્ર સિત્ર, ઘણા જિની કિની જા;

લેણીયું ને ધન માલ, વેપાર ને વડી ચાલ,
ડીઅણુ ગિનણુ મિજ, સદા મન તિની જા;
ડિસે ને તપાસ કર, ચેતો 'કૃષ્ણદાસ' જાણો,
ઝિઝા વડા પૂરા પાપ, પધ્રા એં ઇની જા.

## કાલ જી ધાડ

હિકડા તાં મૉર મોઆ, રોંધા સે મરંધા પોઆ,
થીંધા સે પણુ થીંધા સોઆ, ખેંધા કોઆ મિના રે;
કાલ જી તી ફિરે ધાડ, સાધ ઉભા કરીં રાડ,
તોજે કને આવૈ તાડ, ડુખેં મિજ ડિના રે;
જે કે તું ભાઇયેં તો સગા, મિત્ર તોજા અંગ લગા,
સે જ તોકે ડીંધા ધગા, ઢગા સુણુ કિના રે;
સરીર જી છડ આસ, પાણી પોટો જીંઅ નાસ,
ગરી વેંધા 'કૃષ્ણદાસ,' મિટીઅ જા પિના રે.

## ચેતન

અરે ડિસૉ કુરો થેઓ ? કેર અચી કિત પેઓ ?
એડો જાણુ ભુલે વેઓ, મનમેં ન માય તો;
ચેતન ચેં દેહ આંઉં, જયો દુઃખી થીંધો પાંઉં,
કુરો કરિયાં મુંડો એંયાં, 'આંઉં' ધાંઉં પાય તો;
તેં કે ચેંતા સંત વડા, તું તાં એયેં બ્રહ્મ સદા,
ઇ ચે આંઉં ચમ હડા, પોત કે વિંમાય તો;
ભિજંધા ન પાણુ ભિજેં, તિની કે સે કુરો કિજે ?
કેડી ગોરી ફકી ડિજે, 'કૃષ્ણદાસ' ગાય તો.

ધીંગાણે જી ધમાલ જી,
સુડસેં કયાં તે પુછપુછ. પચ્છમજી૦
કડેંક કાછો સોન ભનેલો,
સોંય ટકે જો ટચ્ચ,
પરખાણું તે પટેં પટેં મેં,
પકેં માડુએં વિચ્ચ. પચ્છમજી૦
સોણું જેડચું ગાલડિયું અજ,
જિત ન્યાયોં તિત અચ્છ,
કુરો કસું ભઈ પાંજે કિસ્મત,
છેટો પઇ વ્યો ગચ્ચ. પચ્છમજી૦

પરજ—તાલ ત્રિતાલ

હે હરિ ! અબ ન વિલંબ કરો,
ભારત નૌકા ભંવર પડી હૈ,
ઉસકા ધ્યાન ધરો ! હે૦

ક્રૂર કુટિલ કેવટ મતવારે,
લેગને દેતે નહિ કિનારે,
કર્ણધાર બન શીઘ્ર હમારે,
સારે દુઃખ હરો ! હે૦

× × ×

એ અવસર કયારેક આવે,
મૃત્યુ સામે બોલાવે,
માડી જાયો રણુ મેદાને,
ત્યારે મરી બતાવે.

× × ×

રણુ ઘેલો રણુ રંગ જમાવે,
રણુ ચંડીને તે રીઝાવે,
બની આઝાદ ઝિન્દાબાદ,
હિન્દાબાદ એ જ બનાવે.

### આવાહન

*ભૈરવી–તાલ ગઝલ*

કરુણા નિધાન કહો ને, અવતાર ક્યારે ધરશો ?
નિજ કોલ લક્ષમાં લઇ, ભૂભાર ક્યારે હરશો ?
વિપરીત વાયુ વાયો, જડમૂળથી ખવાયો,
ડગમગતો ધર્મ–પાયો, સ્થિર નાથ ક્યારે કરશો ?
કલિકાલ ખૂબ રૂઠ્યો, શો ન્યાય–બંધ તૂટ્યો,
રે જ્ઞાન–સિંધુ ખૂટ્યો, ભગવાન ક્યારે ભરશો ?
સંકષ્ટ સંત સહે છે, ખલજન ખુશાલ રહે છે,
જગ ત્રાહિ ! ત્રાહિ ! કહે છે, જગદીશ ક્યારે ફરશો ?

### દર્શન કી પ્યાસ

દીદાર કૃષ્ણ તેરા, એક બાર તો દિખા જા !
દર્શન કી પ્યાસ પ્યારે, આકે જરા મિટા જા !
ફિર જન્મ લે કે તેરી, લીલા હમેં બતા જા !
અવતાર ભૂમિ તેરી, સ્વર્ગેજનાં[1] બના જા !
ગૌરવભરી વહ ગીતા, ફિર ભી હમેં સુના જા !
ગારત[2] બના યે ભારત, અબ ચેતના જગા જા !

૧ સ્વર્ગને શરમાવનાર. ૨ નિષ્પ્રાણ.

## ફરી ભારત બનાવી દે!

ગઝલ

પ્રભો! જેવું હતું તેવું, ફરી ભારત બનાવી દે!
જૂનું તો છો રહ્યું જૂનું, નવા જગને બતાવી દે!

રજત રત્નો સ્ફટિક કાંચન, ખનિજ–ધન રક્ષનારાઓ,
પહાડો ના સદા સાવધ ખડા પહેરા ભરાવી દે!

અહોનિશ અસ્ખલિત વહેતી, સરિતજલથી સ્થળે સ્થળનાં,
કૃષિક્ષેત્રો વિપુલ ધાન્યે, ચતુર્દિશથી છવાવી દે!

વનૌષધથી ભર્યાં ભારે, હરિત ઘન વૃક્ષ રાજિનાં,
વનો વનરાજ વ્યાઘ્રોની, ભીષણ ઘોરે ગજાવી દે!

તૃણાગારે જઈ ચરતાં, અહીં તહીં ધેનુ વૃંદોમાં,
સુરીલી ગોપ જનની વાંસળી વહાલી બજાવી દે!

ગિરિ ગહ્વર પતિત પાવન, પ્રદાતા પુણ્ય તીર્થોને,
તપસ્વી સાધુ સંતોની, અલખ ધુનથી જગાવી દે!

શતાબ્દિનાં શિખર સૂનાં, અમર સત્ કીર્તિનાં સ્મારક,
હતાં તેવાં ગગન સ્પર્શી, અડગ ઊંચાં ચણાવી દે!

પઠન–પાઠન પ્રવૃત્તિની, પ્રકર્ષક પર્ણકુટીઓ,
ગુરુવર શિષ્ય ગભરૂ બ્રહ્મચારીથી સુહાવી દે!

વણજ વ્યાપાર વા વિદ્યા કળામાં નિત્ય રસ લેતા,
કવિ કોવિદ વણિક વરને, અખૂટ લક્ષ્મી વરાવી દે!

કુમારી કુલવધુ કે કામિની, વા સ્વામિની શાણી,
ગૃહિણી રત્ન ગર્ભોથી, ગૃહાંગણિયાં દીપાવી દે!

*

## પંડિત પરાશર શર્મા

ગઢસીસાના પંડિત પરાશર શર્મા વિનોદી અને વિદ્વાન હતા. ખાસ કરીને હિંદીમાં કવિતા કરવાનો એમને ઘણો શોખ હતો. હિંદીના ઉચ્ચ કોટીના કવિઓની કાવ્યકૃતિઓનો અભ્યાસ કરી એમણે હિંદી ભાષા પર સારો કાબુ મેળવી લીધો હતો. એમણે ઘણી કવિતાઓ રચેલી છે. અત્રે એકાદ નમૂનો જ માત્ર રજુ કરવામા આવે છે.

છપ્પય

ઔગુન ભરે અપાર પ્રભો ! દેહ ભવન મેં,
કરતે હૈં ઉત્પાત, રાત દિન મેરે મન મેં;
લિયે હુવે હૈં સાથ, વિષય પરિવાર ઘનેરે,
કરવાતે હૈં કાર્ય, વહી અનુચિત બહુતેરે;
હમ દોષ યુક્ત યદપિ રહે, દયા દીન પર કીજિયે,
હરિ ! આપ દયા કે સિંધુ હૈં, શરણ દાસ કો દીજિયે.

૨

હૈ અનર્થ કા મૂલ, સ્વાર્થ સાધન ઇસ જગ મેં,
ખાતે હૈં જિસ હેતુ, સદા ઠોકર પગ પગ મેં;
હોતા નહીં પ્રકાશ, તદપિ પરમાર્થ ભાવકા,
વિપ્ર પરાશર તિમિર, છા રહા દુષ્પ્રભાવ કા;
હમ હાથ જોડ બિનતિ કરેં, ચૂક ક્ષમા અબ કીજિયેં,
ફિર બુરા કામ હમ સે ન હો, પ્રભુ ! ઐસી મતિ દીજિયેં.



## કવિ લાધારામ

વિપ્ર સારસ્વત વંશમાં, ગોત્ર વશિષ્ઠ ગણાય,
નિવાસી કચ્છ અંજારનો, લાધારામ લખાય.

આ રીતે કવિ પોતે પોતાનો પરિચય આપે છે. કવિ લાધારામ લોહાણાના દશોંદી અયાચી બારોટ હતા. એમણે ઘણી કવિતાઓ રચેલી છે. 'કાવ્ય વિનોદ' નામે એક પુસ્તક પણ એમણે સંવત ૧૯૫૧ માં છપાવી પ્રસિદ્ધ કરેલ છે. એમાં એક વૃદ્ધ માનવી જરાબાઈ સાથે ઝગડો કરતાં કહે છે—

જરાબાઈને વૃદ્ધ કહે છે રીસાઈ,
ગુજારી અમો ઊપરે તેં તવાઈ;
અને તો તને હું જઉં ખાઈ ફાડી,
કર્યાં કેશ ધોળા દીધા દાંત પાડી.

અરે કાનનું માન તેં કાપી નાખ્યું,
નથી નેત્રનું તેજ પણ બાકી રાખ્યું;
કરી નાસિકા વ્હેતી તેં જેમ વાડી,
કર્યાં કેશ ધોળા દીધા દાંત પાડી.

અજાણે અમારે કર્યો અંગ વાસો,
ઠગાઈ તણો ઠીક કીધો તમાશો;

અરે તેં અમારી જવાની બગાડી,
કર્યા કેશ ધોળા દીધા દાંત પાડી.

છબીલા અને છેલ માંહી ગણાતા,
હવે ડોકરા ડોસલા થઇ ભણાતા;
અમોને દીધા દુઃખમાંહી ડુબાડી,
કર્યા કેશ ધોળા દીધા દાંત પાડી.

અમારૂં ધરાયું હવે નામ કાકા,
કહે લોક એ તો અરે ખૂબ થાકા;
વિલોકી રહે યુવતિ પૂંઠ વાળી,
કર્યા કેશ ધોળા દીધા દાંત પાડી.

અમે બાપ કહેતા થયા આપ બાપા,
જરાએ કર્યા કાયમાં હાય કાપા;
બુઢાપે જવાની તણી ભેલી વાડી,
કર્યા કેશ ધોળા દીધા દાંત પાડી.

લધારામ આપે કવિમાં ગણાયા,
સલાહ આપજો પૂછીએ આજ ડાહ્યા;
ભજો રામ જે કામ આવે અગાડી,
કર્યા કેશ ધોળા દીધા દાંત પાડી.

## હુક્કો

કુંડળિયા

હુક્કો ને હરિ નામની રાશી કર્ક જ એક,
સ્વાદે શું સરખા હશે, તજે ન લોકો ટેક;

તજે ન લોકો ટેક, હુક્કો હુક્કાઇ ન ત્યાગે,
તેમ હરિના ભક્ત, નામ તજીને નહિ ભાગે;
કહે કવિ લાધારામ, ધર્મનો એ છે ધુક્કો,
પીએ પ્રેમથી પૂર્ણ, હંમેશાં બહુ જન હુક્કો.

તાજી મળે તમાકુ તો, રાજી થાય હુકાઇ,
દેખે સારો દેવતા, તો પણ નવી નવાઇ;
તો પણ નવી નવાઇ, લાભ તે અગણિત લેખે,
અવર લાભ એ પાસ, તુચ્છ જેવા તે દેખે;
કહે કવિ લાધારામ, વખાણે વ્હાજી ! વ્હાજી !
ઉઘડયા નક્કો નસીબ, તમાકુ પામે તાજી.

પડિયો દેહ પતિ તણો, રંકણિ બેઠી રોય,
સ્નેહી-સંબંધી આવીઆ, ધીરજ દેતા સોય;
ધીરજ દેતા સોય, કોઇ કહે બાજરી ખૂટી,
વનિતા તેની વદે, મને તો દૈવે લૂટી;
કહે કવિ લાધારામ, બાખો ઘટ બાજરી ભરિયો,
તાજી નોતી તમાકુ, દેહ તે કારણ પડિયો.

હુક્કો પીનારા તણા, હરખે સુણજો હાલ,
ઊઠે પ્હોર પ્રભાતમાં, ગ્રહે હુક્કો તત્કાલ;
ગ્રહે હુક્કો તત્કાલ, ઘરોઘર ભટકે ભાઇ,
દેજો રે દેવતા, એમ કહે ચિત્તમાં ચાઇ;
કહે કવિ લાધારામ તોળી લેજો આ તુક્કો,
પણ અંતે હરનામ, ભલો ન ભલો તો હુક્કો.

કવિત

ઉંમર અકાજ સબ, જાત હૈ અજાન અંધ,
ચેત રે અચેત હેત, કર હરિ નામ મેં;
મન કે મનોરથ સો, આજ કલ કરબે કે,
મેરે જાને આવે નાંહિ, કછુ એક કામ મેં;
હુકમ હજૂર કો, મજૂર નાંહિ મેટયો જાત,
મરેગો મેદાન મેં, કિ ધામ મેં કિ ગામ મેં;
કર તદબીર તાતેં, બીર ધીર પીર મટે,
લાધા રટે કટે દુઃખ, ખૂબ ખાસ–આમ મેં.

કવિ લાધારામના પુત્ર બ્રહસ્પતિ લાધારામ અને પ્રાગજી લાધારામને પણ પિતાનો કવિતાનો વારસો મળ્યો હતો. એમણે પણ ઘણી કવિતાઓ રચેલી છે.



## માસ્તર રતનસિંહ રામદાસ પાન્ડે

માસ્તર રતનસિંહભાઈ ભોજક ગુજરાતી છ ચોપડીનો અભ્યાસ કરી ભુજમાં વ્રજભાષા પાઠશાળામાં દાખલ થયા. ત્યાં આચાર્ય પ્રાણજીવનભાઈ પાસે એમણે સુંદર શૃંગાર, અનેકાર્થ નામમાળા, રાજનીતિ, રૂપદીપ પિંગળ, શેષનાગ પિંગળ વગેરેનો અભ્યાસ કરી પોતાની કવિત્વ શક્તિનો વિકાસ કર્યો.

નાનપણથી જ એમને કવિતા કરવાનો શોખ હતો. માત્ર પોતાના જ મનોરંજન માટે તે છૂટક દોહરા, ચોપાઈ, સલૂકા વગેરે રચતા.

સંવત ૧૯૫૩ માં અમદાવાદ ટ્રેનિંગ કૉલેજમાં અભ્યાસ કરી એ કચ્છ પાછા ફર્યા. એમનો નિવાસ પ્રથમ માંડવી, પછી અંજાર અને છેલ્લે ભુજમાં હતો. છેલ્લે એમની આંખોની શક્તિ ઘણી ક્ષીણ થઈ ગઈ હતી. કવિ સ્પષ્ટવક્તા હતા. ગમે તેને ગમે તેમ કહી દેતાં કદી અચકાતા નહિ. પંચોતેર વર્ષથી વધુ અવસ્થા ભોગવી બેહજારની સાલ પછી એમણે ભુજમાં સ્વર્ગવાસ કર્યો.

'આધ્યાત્મ કીર્તનમાળા' નામે એક કાવ્યસંગ્રહ એમણે બહાર પાડેલ છે. એમની કૃતિઓનો થોડો જ અંશ અત્રે વાચકવર્ગ માટે આપવામાં આવે છે.

## સરસ્વતી–સ્તવન

નમું શુદ્ધ ભાવે સદા શારદાજી,
જપું જાપ જારી તમારા જ માજી,
રહે રેડજો બોધ-બીજો સવાયા,
જગે જાગતી જોત તું જોગમાયા!
શિરે કિરીટ કાને કનક કુંડલો છે,
ગળે હાર મુક્તા તણા મંડલો છે;
ચૂડા હાથમાં હેમથી તે જડાયા,
જગે જાગતી જોત તું જોગમાયા!

× × ×

કરુણાનિધિ પાપ મારાં જ કાપો,
મને આપનો માનીને પીઠ થાપો;
રતનસિંહ કહે સેવ શ્રદ્ધા ન પાયા,
જગે જાગતી જોત તું જોગમાયા!

## વિધાતાની વિચિત્રતા

કવિત

સાચા ખાય ખાસડા ને જૂઠા જગમાં પૂજાય,
મસ્તાના ઉડાવે માલ, ભક્તો તે ભિખારી છે;
સતિને સંકટ ભારી, લોંડી લાડ કરે જારી,
પાખંડી પ્રપંચી પૂરા ધર્મ અધિકારી છે;
મોટા શ્રીમંતોને નહિ, સંતતિનું સુખ કંઈ,
ભૂ વિષે ભિખારીઓની સંતતિ વધારી છે;
જોડાં ને કજોડાં કેવાં, કજોડાં ઘોડા રે ઘોડા!
વાહ રે વિધાતા! ગતિ વિચિત્ર તમારી છે!

## કર્મરેખ

ચંદ્ર ને કલંકવાળો, કેશ કાળા-ધોળા કીધા,
પદ્મ ને ગુલાબે કાંટા-જડ વળગાડી છે;
સમુદ્રનું નીર ખારૂં, કોકિલાનું રૂપ કાળું,
તૃષાતુર ચાતકની પ્યાસ પીડાકારી છે;
ભણેલા ગણેલા ફરે ભટકતા ભૂમિ પરે,
ખુશીથી ખુશામદીઆ મહા માનકારી છે;
લખ્યા જે લલાટ લેખ, તેમાં નહિં મીન-મેખ,
રત્ન કહે કર્મ રેખ, તણી બલિહારી છે.

## દરકાર શી ?

યોગી દિગમ્બરને કહો, અંબર તણી દરકાર શી ?
રસપાનના પીનાર તેને કેફની દરકાર શી ?
એક રાજી રત્નથી ને અન્ય રાજી રાખથી,
સમશાનીઆને વિશ્વના વૈભવતણી દરકાર શી ?

મસ્તક અલગ કીધા પછી મંડીલની દરકાર શી ?
આત્મદીપક દિલ વિષે કંડીલની દરકાર શી ?
ત્રિલોક જેથી ઝળહળે ત્યાં ઓપની દરકાર શી ?
પ્રેમી હૃદય પ્રભુ પ્રેમમાં જન કોપની દરકાર શી ?



## શ્રી મૂળજી જેઠુ જોષી

ડૉક્ટર, ગણિતશાસ્ત્રી અને કવિ આ ત્રણ તત્ત્વોનો અશક્ય એવો સમન્વય શ્રી મૂળજીભાઈએ પોતાની મહાન સાધના વડે સાધ્યો હતો એ ખંતીના, નમ્ર અને સેવાભાવી ડૉક્ટર હતા પ્રખર ગણિત શાસ્ત્રી હતા અને મૂગા કવિ હતા ગણિત જેવા શુષ્ક વિષયને એમણે પોતાની રસવૃત્તિ વડે રસિક બનાવ્યો હતો ગણિતનો કોઈ ચમત્કાર હાથ આવતા એમનુ હૈયુ આનંદથી નાચી ઊઠતુ મુન્દ્રાના સરકારી દવાખાનામા એમની નીમણુક થયા પછી સંવત ૧૯૭૧ મા અજબ ગણિત છપાવી પ્રકટ કર્યું અને ત્યારપછી સંવત ૧૯૮૪ મા એમણે મનોરંજક ગણિત બહાર પાડ્યુ હતું એ વખતે શ્રી મૂળજીભાઈ કોટડી–મહાદેવપુરીમા "શેઠ પ્રેમજીભાઈ ચંદ્રા અને શેઠ પુરુષોત્તમ ભાઈ જેઠમલ સાર્વજનિક ફ્રી દવાખાનામા ડૉક્ટર તરીકે કામ કરતા હતા

શ્રી મૂળજીભાઈ એટલે પ્રવૃત્તિ અને પુરુષાર્થ ડૉક્ટર તરીકેની પોતાની ફરજને બજાવવા ઉપરાત જ્યારે જ્યારે સમય મળતો ત્યારે ત્યારે તે ગણિતનો લાભ જાહેર જનતાને આપવાના કામમા લાગી જતા એમની ગણિત–અભ્યાસના લેખ ગુજરાતના પ્રસિદ્ધ પત્રોમા પ્રકટ થતા અને એમાથી પણ વખત બચાવીને એ કવિતા પણ લખી નાખતા કચ્છી ભાષા તરફ એમને પણ પ્રેમ હતો એમની એક કવિતા અત્રે નમૂના દાખલ આપવામા આવે છે

## છઠ્ઠી જો લેખ

(રાગ–ભૈરવી)

છઠ્ઠી જો લેખ ન મિથ્યા થેઓ! ટેક૦
હુન્નર હજારૂં હલયા ન કેંજા, થે વારો સે થેઓ,
મથે મ ઢેલો લેખ છઠ્ઠી જો, અવિચલ આખર રેઓ. છઠ્ઠી૦
ઇન્દ્ર દેવ દેવન જો રાજા, પલ મેં લિપસી પેઓ,
ઉન્ન–ચંધર કે અજ ડીં સુધી, ડુખ તાં ડિસણું રેઓ. છઠ્ઠી૦
વશિષ્ઠ જોષીરાજ વડે જો, જોષ જ ખોટો પેઓ,
ઉન્ન જ ડીં ને ઉન્ન ઘડીમેં, રામ જ વન મેં વેઓ. છઠ્ઠી૦
રામ અને લખમણ સેં લિખેઓ, સીતા–હરણ જ થેઓ,
નિરબલ વન–વાનર સેના સેં, રાવણ રણમેં રેઓ. છઠ્ઠી૦
અંતરમેં અરમાન અનેરા, રાવણ ખણંધો વેઓ,
કઇક કમાણયું–કામા કે જો, ઇનકે લિખેઓ ન હો છઠ્ઠી૦
ચંધર મિંજા અમરત એંચે જો, ઇન જે મન મેં હુવો,
ખારો સાયર મિઠડો કેન્ને, વિચાર પાર ન પેઓ. છઠ્ઠી૦
ધીંગે ધણીજી હકલ થઇને, અકલી ઉડ ધો વેઓ,
ધિલ જા ધોંખા ધિલમેં ધાબે, રાવણ હલંધો થેઓ. છઠ્ઠી૦
ઇંદ્રાસન લાય તપ તપણુ જો, કુંભકરણ કમ કેઓ,
ઇંદ્રાસન કિત ? નિદ્રાસન કે, ભુલમેં મંગ ધો વેઓ છઠ્ઠી૦
ભાવર પંજ બરૂકા પાંડવ, સાથ કૃષ્ન જો કેઓ,
લગી ન કેંજી મેખ લેખમેં, ડુખ ભોગવણું પેઓ. છઠ્ઠી૦
શાહ સિકંદર જગત મિંજાનું, હથ ધસીંધો વેઓ,
ટાઇટેનિક જલ–બોટ રચીંધલ, પેલે ફટકે પેઓ. છઠ્ઠી૦
ફૂંકે ફાડીંધા વા તેંજો, વખત વણુસી વેઓ,
લગી લેખજી લકડી જેં કે, ખેલ ખલાસ જ થેઓ. છઠ્ઠી૦

**ઉથો મૂંજા સીં ! ભુલી વિઠા અગલી કીર્તિ કીં ?**
**ડાડો વારે ડીં, ત પોન્ પારખા સપૂતે જા**

સવત ૧૯૭૦ ના માહ વદિ ૭ ના રોજે કવિનું અવસાન થયું એમના વસિયતનામા અનુસાર એમનુ પુસ્તક " ભાઈ પમાણી છેૈ કેશવકાકા " નામે બહાર પાડનામા આવેલ છે



## શ્રી મોરારજી કામદાર

આજથી ત્રીસેક વર્ષ પહેલા મુબઈમા સ્થપાયેલી ' કચ્છી સાહિત્યસભા 'ના પ્રમુખ શ્રી મોરારજી મથુરાદાસ કામદારની સાહિત્ય સેવાને સાહિત્યરસિક કચ્છીઓ ભૂલ્યા નહિ હોય શ્રી કામદાર ભાવનાશીલ, સાહિત્યપ્રેમી અને કચ્છી સાહિત્યના ખાસ ચાહક હતા ના મહારાઓશ્રી ખેગારજી બાવાનો એમના પ્રત્યે સારો ભાવ હતો શ્રી ખેગારજી બાવા એમના કચ્છી કાવ્યો રોસથી સાભળતા

" તબૂરાનો તાર " નામે એક કાવ્યસગ્રહ શ્રી કામદાર તરફથી બહાર પાડવામા આવેલ છે એમા પ્રસ્તાવનાના ને લખતા ગુજરાતના સર્વમાન્ય સાક્ષર શ્રી આનશકર બાપુભાઈ ધ્રુવ લખે છે કે-

" ગુજરાતની કવિતાના ઉપવનમા વિહરનાર રસિક જનોને આ મોરનો ટહુકો પહેલો જ સ ભળાય છે પણ એ મોર ટહુકાની કલા શીખતુ બાતપછી નથી, એ તો તે કાવ્ય નીચે સ્થાસાત નોંધી છે એ જેવાથી જણાઈ આવશે એ આપણી વાડી, જે નૂતનતા અને અનુકૃતિના અનેકવિધ સૂરોથી ગાજી રહી છે, તમા આ કેકારવ એક નવી સુરાવટ ઉત્પન્ન કરે છે, એમ સહૃદય વિવેચકને જણાયા વિના રહેશે નહિ

" તે નવુ વિચિત્રતાઓ ખાસ ધ્યાન ખચે એવી છે એક તો કેટલાક કાવ્યોમા સ્વીકારેલી કચ્છી ભાષા એ ભાષાને કેટલાક ગો

જાડી, કવિતા એમાં બની જ ન શકે એવી, અતિ પ્રાકૃત માનતા હોય તો ભાઇ કામદારનાં કાવ્યો વાંચવાં. જે એમની આંખ ઉઘાડશે અને ભૂલ મનાવશે. એ ભાષાનાં કાવ્યો આ સંગ્રહમાં ઘણાં છે. પણ તે સર્વે એની મેળે સહેલાઇથી અથવા તો કવિએ છેવટે આપેલા ટિપ્પણની મદદથી, સમજી શકાય એવાં છે. ભાષાશાસ્ત્રીને પણ એ બોલીમાં રસ ઉપજશે એમ મને લાગે છે.”

હવે શ્રી કામદારના ‘તંબૂરાના તાર’ નો થોડો રણકાર સાંભળી લઇએ.

રહે જેમ તાર તંબૂરે, અલગ હું તારના જેવો,
મળે કો છેડવા વાળો, હૃદય રણકાર પણ તેવો.
દયાળુ થઈ હવે દિલબર, હલાવતથી હલાવી જો,
રગેરગ જે ભર્યું ત્હારે, હૃદય મારે મિલાવી જો!

**મા જી માની**

મિણિયાં મિઠો મેહુલો, જે કેં ઝંખીં મોર,
મિઠુડો મેરામણ મિઠો, જેંજી જુડે ન જોડ.
પણ માની મા જી મિઠી, અમિયું જેં મેં કોડ.
હંજે મેં હુલ્યાસીં જેંજે, સંભરે તેંજી સોડ.

**કુચ્છડો**

કારા ડુંગર કચ્છ જા, ધોરા ધણ ચરે,
સિજ ઉલથે સામાં મિલેં, મન જા ડુખ વિસરેં.
સર સરોવર સાંવરા, છત્તર જેડી છાંઈ,
નર નિમરા નવાણુમેં, નિત નિત ઉત્તે નાંઇ.
તરૂવર ટહુકે મોરલો, ડે ઢુંકારા ઢેલ,
પદ્મણિયું પાણી ભરીં, સોન રૂપે જી હેલ.



એમનો જન્મ સં. ૧૯૬૨ ના માગસર વદિ અમાસના રોજે થયો હતો. મેટ્રિક સુધીનો અભ્યાસ કરી એ ભાટિયા-બાળાશ્રમમાં શિક્ષક તરીકે જોડાયા હતા. ત્યારબાદ થોડો વખત મહાજનના મહેતા તરીકે પણ કામ કર્યું હતું.

જીવનના પાછલા સમયમાં એ કેટલીક માનસિક ચિંતાઓથી ઘેરાયલા રહેતા. આ ચિંતાના બોજાની અસર એમના માનસિક સ્વાસ્થ્ય પર આવી પડી. માનસિક અસ્થિરતાએ એમના જીવનને કંટાળામય બનાવી દીધું. તા. ૧૮-૪-૫૮ ની વહેલી સવારે જ્યારે ઘરનાં બધાં ઊંઘતાં હતાં ત્યારે એ ચૂપચૂપ ઘરમાંથી બહાર નીકળી ગયા અને તળાવ પરના કૂવામાં ઝંપલાવી દીધું. આ સમાચારથી આખા શહેરમાં અરેરાટી ફેલાઇ ગઇ. એમના જેવા સેવાભાવી અને સત્યભાષી માણસ આજે શોધ્યા પણ ભાગ્યે જ સાંપડશે. માંડવીની જનતા એમને કદી ભૂલી શકશે નહિ.

એમનાં લગ્ન પછી થોડા જ વખતમાં એમનાં ધર્મપત્નીનું અવસાન થયું હતું. ત્યારબાદ એ વિરક્ત જેવું જીવન જીવી રહ્યા હતા. એમનો વિનોદી સ્વભાવ એમની કવિતામાં પણ ઝબકી જાય છે. અહીં એનો થોડો નમૂનો આપવામાં આવે છે.

## ઇ પણ હિકડો નંગ

પૈસે જો પાણી કરે, વિંઞાય કે તી અંગ,
તય ચોંટી રે ચાય કે, ઇ પણ હિકડો નંગ.
ફૂલણજી થઇને ફરે, કરે નયાં ભોજન,
પોય ગુડો કે ગામ કે, ઈ પણ હિકડો નંગ.
વડે-નિંઢે જાડે-સને, કઢ મિણી ત્યાં વંગ,
અવગુણ ડિસે, ન ગુણ ડિસે, ઇ પણ હિકડો નંગ.

સુમે સજે ડીં સૂમ થઇ, કરે સૂમ જો સંગ,
ધંધે જો ધુમસણુ થીએ, ઇ પણુ હિકડો નંગ.
જરા જડેં જકડી ગિને, અને થિયે ઘરભંગ,
છતેં બચેં પેણે જુકો, ઇ પણુ હિકડો નંગ.
બોલે ચાલે જો જરા, પિંઢ મેં મિડે ન ઢંગ,
વડયું વડયું ગાલ્યું કરે, ઇ પણુ હિકડો નંગ.
ઘરમેં કુની ઠકા કરે, ખીસો ખાલી ખમ,
મનસૂબા ઑરા કરે, ઇ પણુ હિકડો નંગ.
હિન ધુનિયા મેં અવતરી, કેં જો કરે ન કમ,
બેફિકરો થઈને ફિરે, ઈ પણુ હિકડો નંગ.
જેડી કરીએં ગાલ તું, તેડો રખ વરતન,
'સંપટ' ચોવાને નકાં, તું પણુ હિકડો નંગ.



## ઠક્કુર નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા

શ્રી નારાયણજી તુલસીદાસ જોબનપોત્રા એક નમ્ર, સેવાભાવી અને મૂક સાહિત્યકાર હતા. કચ્છી ભાષાની ઉન્નતિ અર્થે એમણે એકલે હાથે ખૂબ પ્રયાસ કર્યો છે. ભુજની દરબારી ઘોડાહારમાં એ નોકરી કરતા હતા. ભાઈ જોબનપોત્રા એકમાર્ગી શાન્ત, અને સજ્જન પુરૂષ હતા. એમણે મોટા પ્રમાણમાં સાહિત્ય તૈયાર કરેલું, પરંતુ ઉત્તેજનના અભાવે એમાંનું ઘણું પડી રહેવા પામ્યું છે. એમનાં પ્રકાશનોની યાદી આ પ્રમાણે છે.

૧ શ્રી દરિયાલાલ પ્રાર્થના તરંગિણી. ૨ શ્રી રઘુવંશી લોહાણા જ્ઞાતિ વિવાહદર્પણ. ૩ શ્રી તુલસી વિવાહ. ૪ જ્ઞાનબાજી. ૫ કચ્છી ,

## કવિ માણેકલાલ હરજીવન વ્યાસ

કવિ માણેકલાલ કચ્છ—જખૌના નિવાસી હતા. એમને કવિતાની લગન લાગતાં એ શાન્ત રીતે પોતાનું કાર્ય બજાવ્યે જતા હતા.

કચ્છના કવિ જીવરામ અજરામર ગોર પ્રત્યે એમના અંતરમાં ખૂબ સદ્દભાવ હતો. જીવરામ કવિનો સ્વર્ગવાસ થતાં કવિ માણેકલાલે એમને કવિતારૂપે સ્મરણાંજલિ આપેલ છે. આ સ્મરણાંજલિ "વિરહોદ્દગાર યાને કવિ જીવન વિરહ" નામે બહાર પાડવામાં આવેલ છે. એ ઉપરાંત કવિએ લખેલી "મુંબઈ ઇલાકાની ભૂગોળ પાઠમાળા" કચ્છના કેળવણી ખાતા તરફથી કચ્છની શાળાઓમાં પાઠ્ય પુસ્તક તરીકે મંજુર કરવામાં આવી હતી.

કવિ જીવરામ તરફથી "સરસ્વતી શૃંગાર" નામે માસિક પ્રકટ થતું હતું તેમાં પણ કવિ માણેકલાલની કૃતિઓ અવારનવાર પ્રકટ થતી હતી. એમની કૃતિઓમાંથી એક નમૂનો અત્રે આપવામાં આવે છે.

### પૈસાની છે પ્રબળતા

સોરઠા

માત તાત સુત ભ્રાત, છે ધનવશ સૌ જગતમાં,
વિચારી જોતાં વાત, પૈસાની છે પ્રબળતા.
વનિતા નિજની જેહ, પ્રેમ કરે નહિ પૂર્ણ મન,
નિર્ધનનો નિરધાર, પૈસાની છે પ્રબળતા.
સગપણ ને શુભ સ્નેહ, પૈસાથી પૂરણ રહે,
એમાં નહિ સંદેહ, પૈસાની છે પ્રબળતા.

ઘટે ન જેને માન, તે પામે સન્માન સહુ,
હોય યદા ધનવાન, પૈસાની છે પ્રબળતા.
કવિજન કરે વખાણ, વિપ્રો વદતા વદનથી,
આશીશની શુભ વાણ, પૈસાની છે પ્રબળતા.
ધનથી વધશે લાજ, સુખ પણ એથી સાંપડે,
સરશે સર્વે કાજ, પૈસાની છે પ્રબળતા.
જગમાં જર વિણ જેહ, દારુણ દુઃખ તે પામતા,
એમાં નહિ સંદેહ, પૈસાની છે પ્રબળતા.



## કવિ કાશીગરજી

સંત-હૃદયના કવિ કાશીગરજી કચ્છ-મોરજરમાં થઇ ગયા. શિવ-મંદિરમાં સેવા કરતા અને રામ-ભજનમાં મસ્ત રહેતા. ઉપરાંત એક ભાવનાશીલ કથાકાર હતા. કથા કરતાં પોતે પણ રડી પડે અને સાંભળનારને પણ રડાવી દે. રામાયણ પણ સરસ રીતે વાંચી શકતા. કચ્છી વાણીની કાફીઓ સુંદર રીતે રચી શકતા. એમણે પોતાનું ઉપનામ ' ચરેલ ' અર્થાત પાગલ રાખેલું. એમની એક કાફી અત્રે આપવામાં આવે છે.

### ચિત્ત મ કર ચારા !

રાગ-ભૈરવી

ચરેઆ ચિત્ત ! મ કર ચારા, તો મથે ઘણા મારા,
મંભિયેં કેંજી નતો મૂરખા, કમ કરિયેં કારા.
સદ્ કરે ને સુરી વિઍં તું, ચરેં વિષય ચારા,
આશા-તૃષ્ણા વેલડિયું, મિંજ ભોગ નાંગ કારા.

# લખપતી પીર ગોશમહમ્મદ

કચ્છની કલાના એક અનુપમ નમૂનારૂપ જેની આરામગાહ લખપત બંદરને શોભાવી રહી છે, એવા પીર ગોશમહમ્મદ કચ્છી કાફીઓના રચનાર એક ઉત્તમ કોટિના કવિ હતા બાલ્યકાળથી જ એમને સંસાર પ્રત્યે અભાવ આવી ગયો હતો ફકીરી જીવનમાં જંગલોમાં ભટકવું એમને ખૂબ ગમતું હતું એમના અવસાન પછી એમની કબર પર સંવત ૧૯૧૧ની સાલે એક બેનમૂન મકબરો બાંધવાની શરૂઆત થઈ દશ બાર વર્ષની કામગીરી પછી કલાના ધામરૂપ આ આરામગાહ તૈયાર થઈ ગઈ સાત ફૂટ ઊંચા અને ચોપન ફૂટ સમચોરસ કાળા પથ્થરના પત્થાર પર લગભગ ચોસઠ ફૂટની ઊંચાઈવાળા આ અષ્ટકોણ ઘુમ્મટની અદ્ભુત કલા–કારીગરી જોઈને આત્મા પ્રસન્ન થઈ જાય છે સ્થાપત્યની દીવાલો પરનું પુષ્પો–પત્રો અને ફૂલ–વેલીઓનું બારીક કોતરકામ માણસને ઘડીભર મુગ્ધ બનાવી દે છે સફેદ અને કાળા સંગેમરમરની ફરસબંધી વચ્ચે શ્વેતવર્ણી આરસની છત્રી નીચે, પીર શ્રી ગોશમહમ્મદની કબર આવેલી છે ઘુમ્મટના ચાર સ્તંભ પરનું કોતરકામ પણ કંઈ અનોખું દશ્ય રજૂ કરી જાય છે

પીર ગોશની જેવી કલામય આરામગાહ છે એવી જ કલાત્મક એમની કાફીઓ છે આજે પણ એમની કાફીઓ કચ્છના ઘેર ઘેર ગવાય છે એમની અતિ ભાવવાહી અને સુમધુર કાફીઓનું કચ્છી સાહિત્ય ગગનના પ્રસાદમાં સ્થાન બની જાય તે પહેલાં તેને અક્ષરબદ્ધ

કરી લેવાની પરમ આવશ્યકતા છે. એમની કાફીઓના એક બે નમૂના અને રજુ કરવામા આવે છે.

રાગ—કાગઘડો

મુખ તાં વતાઇધો વો,
વલા ! અસાંકે મુખ તા વતાઇધો વો
નમાણેં નેણુલેં સે મારેઓ તોં વલા૦
હથેં પેરે આઇ પ્યાશ લગો તા, આજા ગુલાબીડા નો. વલા૦
ઉરેઆ અચો આઈ પરેઆ મ વેન્ન, શ્રીનાથજીજા સો વલા૦
ધિલ કે વારિયા કી ન વરેતો, જે કે લગી આજી લોં વલા૦
'પીર ગોશ' બાલે પ્રીતમ મૂંજા, મિઠડા અવાજો મો વલા૦

રાગ—એજ

અંડણ આયો થી વલા ! અસાજે અંડણ આયો થી
બિઝો આકે સારે જિયડો હી અસાજે૦
વાર વિછાઈયા નેણુ નિસારીઆ, પ્રીતમ મૂંજા પિરીં. અસાજે૦
પ્રેમ રસીલા પાસે મ થિયો, લેડી હિયારી ડઇ. અસાજે૦
ધિલ ધૂતારા ધુતે ગિડે તોં, મૂસે કેડી કઇ ? અસાંજે૦
જલ ધારા જીં મછલી તલખે, તલખે તનમન તીં અસાજે૦
'પીરગોશ' બાલે ઘડીએ ન વિસરે, પ્રીતલડી પિરિયન જી. અસાજે૦



## શાયર મિયાંસાહેબ

મિયાંસાહેબ કચ્છ-અબડાસાના આરીખાણા ગામના રહીશ હતા. એમણે ઘણી કાફીઓની રચના કરી છે. એક વખત એવો હતો જ્યારે આખા કચ્છમાં મિયાંસાહેબની કાફીઓ ખૂબ ગવાતી. મિયાંસાહેબની કાફીઓ હળવી અને ઝટ કંઠે ચડી જાય એવી છે. એમની બે કાફીઓ અત્રે આપવામાં આવે છે.

### ઉડ કાંગા !

ઉડ કાંગા ! લગો મન બંધાણુ,
સારે સનેહો, ઉની વટે આણુ. ઉડ કાંગા !
અચી પેઆ તે ઓચંધા, પિરિયન જા પરિયાણુ. ઉડ૦
હણી વેઆ તે હિય મેં, બારોચાણું બાણુ. ઉડ૦
મુસલમાન મંઝી મૌલા કે, હિંદુઅન જો નારાણુ. ઉડ૦
માન મિલાં 'મિયાંસાબ' ચે, મૌલા ! સજણેં સાણુ. ઉડ૦

### અજ. કાસધ

અજ કાસધ અચી ડિનાં નિયાંપાં,
ખુશિયું થઈયું, થેઆ રાજીપા. આજ કાસધ૦
પતંગ જો રંગ પંજ ડીં, રંગ ન ઝલે રે પા. અજ૦
પોસ્તી કરે થીંય દુસમન, ચાઈન તા ચોપા. અજ૦
ખીર વિજી ને સજણેં, ઘર મેં કયેં ઝાંપા. અજ૦
મૂર ન કજે 'મિયાં સાબ' ચેં, પોસ્તન સેં પોખા. અજ૦

★

## શાયર ઉમ્મર

કચ્છ–માંડવી તાલુકાના બાયઠ ગામમાં શાયર ઉમ્મર નામે કચ્છી સાહિત્યના એક પ્રેમી કવિનો જન્મ થયો હતો. કચ્છી રચનામાં એમણે ઘણી કાફીઓ બાંધી છે. એમની કાફીઓ આજે પણ બાયઠમાં અને કચ્છમાં અનેક સ્થળે ગવાય છે.

કાફીઓ ઉપરાંત આ શાયરે કેટલીક પિરોલીઓ પણ રચેલી છે. માંડવીથી બાયઠ જતાં ગામમાં પ્રવેશ કરતાં જ એક મંદિર આવે છે. આ મંદિરની અગાસી ઉપર બે યોગી મહાત્માનાં પૂતળાં બેસાડવામાં આવ્યાં છે. આ પૂતળાને જોઇને શાયર ઉમ્મરના અંતરમાં ઉદ્દભવેલી એ પિરોલીનું સ્વરૂપ સમજવા જેવું છે.

ઉચેં આસન અલબેલા, સે ધાના ડિઠા ધરવેસ,[1]
વિઠા વિચ્યાઠા વિલ[2] મેં, છુટા છડે કેસ,
તમા ન તેંકે તામ[3] જી, ન પાણી જો પરવેસ,
બંધણુ ઘણું બાયઠ સેં, નાંય માયર સેં મેઠ,[4]
વિઠા પેરે વેસ, સે ઉથેઆ ન ઉમ્મર ચે'.

શાયર ઉમ્મરનું આવું કેટલુંયે સાહિત્ય આજે તો લુપ્ત થઈ ગયું છે, છતાં જે કંઈ છે તેને બચાવી લેવાની ઘણી જ જરૂર છે.



૧ ફકીર. ૨ ઝાડ. ૩ રોટી. ૪ પ્રેમ.

## કવિ ઇબ્રાહીમ અલારખ્યા પટેલ

કવિ ઇબ્રાહીમ કચ્છ–માંડવીના અનાજના વેપારી હતા. કચ્છી વાણીના સૌન્દર્યના એ ખૂબ ચાહક હતા. કચ્છી કવિતાનો તેમને ઘણો શોખ હતો. અનાજની દુકાન ચલાવવા સાથે કવિતાની પણ એમણે જાણે ટંકશાળ ખોલી હતી. પાટલી– પલ્લામાં દાણા ભરતાં ભરતાં એમના મસ્તકમાં પણ અનાયાસે કવિતા ભરાઈ જતી. દરરોજ એકાદ બે કવિતા તો એમણે તૈયાર કરેલી જ હોય.

બોધા શબ્દોવાળી કચ્છી જબાનમાં કાવ્યની રચના કરવી કેટલી મુશ્કેલ છે, તેનો અનુભવ કરતાં કવિ કહે છે કે—

બોલેં જી અછત, પ્રાસ લજણુ, ભચો ત વરી માપ રખી,
કચ્છી મેં કરણુ શાયરી, હી ધાઇ જો વેપાર ન વે

કવિએ સૌથી પહેલાં કચ્છના રાજકીય પ્રશ્નો ચર્ચતી "કચ્છની સમસ્યાઓ" નામે પુસ્તિકા તા. ૨૦–૧૨–૧૯૪૭ ના રોજ પ્રકટ કરી. ત્યાર પછી 'કચ્છ–કીર્તન,' 'કચ્છી કોરન' વગેરે કચ્છી કવિતાની પુસ્તિકાઓ પણ કવિએ પ્રકટ કરેલ છે. ભારતના ભાગલા પડતાં કવિ પાકિસ્તાનવાસી બની ગયા છે. એમની કવિતાનો એક નમૂનો અહીં આપવામાં આવે છે.

### વેંધો રચો

ગઝલ

છડેને હેકલો મૂકે, કરે લાચાર વેંધો રચો,
ફિદા ઇનને પનો મૂકે, મિલે પિલપાર વેંધો રચો.

જિગર મેં ઘર કરે મૂંજે, નિપટ લાચાર કેં મૂંકે,
મહોબ્બત પ્યાર જો મૂંસેં, રખી વેવાર વેંધો રયો.
મિનથ ઓરી કરેને ચ્યો, ખમો મૂં વટ અજૂણું ડીં,
ફકત ઇન ગાલ થોડી તા, કરે તકરાર વેંધો રયો.
ઘણું કે વાયધા ધિલભર, ન હિકડો તૂં કડેં પારે,
મંઞાજે ગાલ કીં તોજી, મિડે ઇતબાર વેંધો રયો.
વિછોડો છાલ વેરી કે, અલા કેંની ન એડો ડે,
રુવારે રાત–ડીં મૂંકે, ગલે જો હાર વેંધો રયો.
પુઞાણું મોત પિરિયન જે, ભિરાધર ધોસ્ત પણ ચોંધા,
જ ‘ ઇબરાહીમ ’ ધુનિયા મેં, વસી ડીંચાર વેંધો રયો.



કચ્છના વર્તમાન રાજ્ય-કવિ

## અયાચી શંભુદાનજી ઇશ્વરદાનજી

રાજ્ય–કવિ શ્રી શંભુદાનજી સરસ્વતી–સેવા અને આત્મ–પુરુષાર્થથી આગળ વધ્યા છે. એમની અંદર રહેલા કવિને અને એમની કવિત્વ–શક્તિને નામદાર મહારાઓ શ્રી મદનસિંહજી સાહેબની પરીક્ષક દૃષ્ટિએ પિછાની લીધા અને એમને ઉંચકી લીધા. અપનાવી લીધા. રાજ્યકુટુંબ પ્રત્યે કવિની અસીમ ભક્તિ છે. એમની નમ્રતા અને માનવતા દરેકના હૃદયમાં એમને માટે માન ઉત્પન્ન કરે તેવાં છે.

તા. ૧૦–૧–૧૯૫૨ ના રોજ ભારતના વડા પ્રધાન શ્રી જવાહરલાલ નેહરૂ જ્યારે કચ્છની મુલાકાતે પધાર્યા હતા ત્યારે કવિએ એમના માનમાં ‘ રાષ્ટ્રધ્વજ વંદના ’ નું એક કાવ્ય ચક્રપ્રબંધમાં રચીને પંડિતજીને અર્પણ કર્યું હતું. એ કાવ્ય અત્રે આપવામાં આવે છે.

## રાષ્ટ્રધ્વજ વંદના

દોહરા.

જયતિ જયતિ જય હિંદ જય, જય જય પ્રભા પ્રતચ્છ,
ભાગ્યભાનુ અવિચલ ભવતુ, સદા હમારે સ્વચ્છ.

### ચક્રપ્રબંધ

સરસે ધ્વજ આજ સુભં દરસે, દરસે દસ હૌં દિસ અંબર સેં,
બરસે જયનાદ નિજંતર સે, તરસે દિખલાત દિનંકર સેં;
કરસે દુઃખ દૂર દયા ધરસે, ધરસે છિતિ છત્ર વિજે વરસે,
વરસે વિસવાસ વિસંભર સે, ભરસે ગત પંચ સુધા સરસે.

★

## અયાચી કવિ રવાજી મલૂજી

કચ્છ—અંજાર તાલુકાના મોડવદર જેવા નાના ગામને પોતાની કાવ્યકળાથી વિખ્યાત કરનાર કવિશ્રી રવદાનજી નૈસર્ગિક કવિત્વ શક્તિ ધરાવે છે. એમનો જન્મ સંવત ૧૯૫૯ ના જેઠ સુદિ ૧૪ના દિવસે પેઢી દર પેઢીના નિર્વ્યસની અને સદાચારી એવા કુટુંબમાં થયેલો. સંસ્કાર અને સાહિત્ય એમને વારસામાં મળેલાં. સં. ૧૯૬૮ ના જેઠ સુદિ ૧૧ ના દિવસે પૂંઅરાના પદ્ધરગઢના શિવાલયમાં હાથ–પગના વીસ નખો જીવતા ઉતારી હવનમાં હોમી, સમશેરથી સ્વહસ્તે પોતાના મસ્તકને ધડ પરથી દૂર કરીને, વીરતાની પરાકાષ્ઠારૂપ કમળપૂજા વડે શંકરને સમર્પણ કરનાર શરવીર ભક્ત શંકરજી બાપાની, કવિશ્રીના સગા કાકા થતા હતા.

કવિ રવાજીની કવિતા જુસ્સાદાર અને બાધરાટી છે. સુપ્ત રાજપૂત સમાજને ઢંઢોળીને જાગૃત કરવા એમણે પોતાની કાવ્યકળાનો સારો ઉપયોગ કર્યો છે. કવિશ્રીના આ કાર્ય માટે " કચ્છ—ક્ષત્રિયસમ

ગુજરાત ગરાસિયા એસોસિયેશન ' તેમજ ' મોરબી રાજપૂત સમાજ' તરફથી એમને પ્રમાણપત્રો આપવામા આવેલ છે એટલુ જ નહિ, પરંતુ ' કચ્છ રાજપૂત સમાજ ' તરફથી રૂપિયા પાચ હજાર પુરસ્કાર તરીકે આપીને એમની કવિત્વ-શક્તિની યોગ્ય કદર કરવામા આવી છે પ્રતાપ પચ્ચીસી, માડવડા વગેરે અનેક ગ્રંથોથી સુશોભિત એવો એમનો વિશાળ કાવ્યસંગ્રહ પ્રકાશમા લાવવાની આવશ્યક્તા છે એમની કવિતાનો થોડો પરિચય અત્રે આપવામા આવે છે

## નો'તા મારવા !

રાગ–ડુંગરે ડુંગરે દાદૂના દાવરા

મહાત્મા ગાધીને નો'તા મારવા !
જગમા એની જડવી નથી જોડ રે ! ગોઝારા ગુડા !
મોહન ગાધીને નો'તા મારવા !
માગતો મા-ભોમ કારણ માથડા,
જાગતો તોડવા જીવનભરની જેલ રે ! ગોઝારા૦
હાકના માળખાની સુણી હાકલુ,
ભલભલા કાઇ ભૂપત ભૂલે ભાન રે ! ગોઝારા૦
સતની તરવારે ધીંગાણુ આદર્યા,
ગાધીને જોતા ગોરા ગોથા ખાય રે ! ગોઝારા૦
હાકના માળખાની સુણતા હાકલુ,
ભલભલા કાઇ ભૂપત ભૂલે ભાન રે ! ગોઝારા૦
દીવો હોલાતા ભારત દેશનો,
ખળભળ્યા કઈ ખલકના ખડ ખડ રે ! ગોઝારા૦
મૂરછાવશ થઈ પોકારે માવડી,
આથમ્યો મારો અહિંસાનો અવતાર રે ! ગોઝારા૦

દીધી આઝાદી ભારત માતને,
અમર રાખ્યું નવ ખંડમાં નામ રે ! ગોઝારા૦

## બેટો બાપને સામો થાય!

વગડો વાંચ્યો ભર ચોમાસે, ઠૂંઠે હાલ્યો દેખાય,
હાતી મહિને કામ ન આવે, માલિક માર્યો જાય રે,
બેટો બાપને સામો થાય!
આંબે કેરી આવી અનેરી, પાણીને પરતાપ,
ખાવા ટાણે થતાં ખાટી, કોયલને કકળાટ રે,
બેટો બાપને સામો થાય!
બગડે બાજી પૂરો પાજી, પૂતર પાકે પેટ,
એની મોયાણીથી રેવું આઘી, વેરીની સારી વેઠ રે,
બેટો બાપને સામો થાય!
લાડે કોડે ખૂબ ભણાવ્યો, લેવા મોંઘેરા લ્હાવ,
ભડ થયો ને ભૂલી ગયો સૌ, રાંડ્યા પછીની રાવ રે,
બેટો બાપને સામો થાય!
નિર્વંશ માગ્યો નરસિંહ મ્હેતે, રાખીપે રહેમાન,
પૂતર હે તો ઘડપણ પાળે, નહિ તો રામેરામ રે,
બેટો બાપને સામો થાય!

## અંજારની હોનારત

ધરતી કંપને પડદે, ઉજ્જડ કર્યું અંજાર,
ભુલાઈ એકપીસે જુલમ, વરત્યો હાહાકાર!

હરિગીતની લય

આવ્યો અચાનક આંચકો, જ્વાળામુખીનો જોમથી,
લાગ્યો ઝપાટે ઝાટકો, ભય ઝલાણો નહિ લોમથી;
ધમધમી ઊઠી ધરા ને, હમહમી ઊઠ્યાં હજારો,
ખળભળી હાલ્યાં ખોરડાં ને, બંગલા ને બઝારો.

ધડોધડ ત્રણ માળનાં, ઈ માળિયાં તૂટયાં તેયે,
ખાતાં હતાં પીતાં હતાં, કો બાળુડાં માને હૈયે;
કીક કાળી રીડ રાતી, ભીડમાં ભરખાઇ ગ્યાં,
સપાટામાં સેંકડો જન, મોતનાં મહેમાન થ્યાં.

ઉકળી ઉઠ્યાં ત્યાં તો અઢારે, વરણ વ્હાલાં ગોતવા,
ઘરઘર મંડાણી કાણ, ભાળી ભાણ લાગ્યો શોચવા;
દેવ–દાનવ દિલ્લીનો દરબાર પણ ડોલી ગયો,
અંજારના ઉત્પાતનો, પડઘો બધે બોલી ગયો.

રાત કાળી મેઘ કાળો, મોત કાળું મંડાણું,
આભને ધરતી વચ્ચે, અંજાર આવી ફસાણું;
હરિએ ઉપાડયો હાથ, માનવ સાથ એમાં શું કરે ?
પળવારમાં પાડી કર્યું, મેદાન મુડદાંનું અરે !

એ રતનની રાખ પર, હમદર્દી આસુ સારજો !
જીવતાંનાં જતન કરવા, ધર્મ માનવ ધારજો !
પતનનાં પુરાણ વાંચી, હાથ સૌ લંબાવજો !
' રવદાન ' કહે ભગવાન, ભાવિ ભય હવે નિવારજો !

તા. ૨૨–૭–૧૯૫૬

★

## કવિ 'અમદ'



સ્વદેશપ્રેમ અને સાહિત્યપ્રેમે કવિ 'અમદ'ને પ્રકાશમાં આણ્યા છે. એમના નામથી આજે કચ્છમાં ભાગ્યે જ કોઇ અજ્ઞાત હશે. એમનો જન્મ સંવત ૧૯૭૩ ના વૈશાખ વદિ ૧૩ શનિવારે તુરિયા સુલેમાનને ત્યાં થયેલો. બાલપણથી જ એમનામાં દેશભક્તિ અને સાહિત્ય-સંસ્કારનો આવિષ્કાર થયો હતો. એમને કવિતા કરવાનો રંગ લાગ્યો અને ૧૭ વર્ષની ઉંમરે એમનું પહેલું કાવ્ય પ્રસિદ્ધ થયું. એમના સાહિત્યપ્રેમે એમને વરસો પહેલાં પુસ્તક-વિક્રેતાના વ્યવસાય તરફ પણ નાખ્યા હતા. કચ્છમાં કાવ્ય-કળાના વિકાસ માટે એમણે ભુજમાં એક કવિ-મંડળ જમાવ્યું છે. કચ્છની પ્રજાને અવાર-નવાર કવિતાની રસ-લ્હાણ આપતા રહ્યા છે. કવિ 'અમદ'

ઘણી વાર ' કડવા 'ના ઉપનામથી પણ કવિતા લખે છે. એમની કાવ્ય-કળાનો થોડો પરિચય અત્રે આપવામાં આવે છે.

## શું જોઇએ ?

કોઇને સુવર્ણ હીરો જોઇએ, આજ 'કડવા' સહુને શીરો જોઇએ.
દારૂબંધી થઇ છતાં શ્રીમાનને, પીવા ટિંકચર તાડી નીરો જોઇએ.
ઢાંકવાને લાજ સાડી ના ખપે, દુપટ્ટાનો ફક્ત લીરો જોઇએ.
જોઇએ લાડી નટી સમ પુત્રને, પુત્રીને વર 'ચિત્ર-હીરો' જોઇએ.
રાખડી પુનમના લેવા ચાંદલો, બેનડીને કોઇક વીરો જોઇએ.
ધ્વજ કીર્તિદાનનો ફરકાવવા, આજે કઠીદાન-મીરો જોઇએ.
ભાવિકોને લૂંટનારા ધૂર્તને, પાળીઆ ને કબ્ર પીરો જોઇએ.
કોઇને મિત્રો અમીરો જોઇએ, કોઇને મિત્રો ફકીરો જોઇએ.
હોય બુધ્ધુ ત્હોય 'કડવા' ચાલશે, મોવડી શ્રીમંત નબીરો જોઇએ.

### અભિલાષા

કંઇ ન હો ગમ કંઇ ન હો, દરકાર બરબાદી મ્હને,
ખાકમાં મળતાં મળી જો જાય આઝાદી મ્હને.
કાં નજર આવે ન બરબાદીમાં આબાદી મ્હને ?
જ્યારથી સ્વપ્ને જડી છે, એમની યાદી મ્હને.
દિલ થયું ઘાયલ, સનમની આંખની તલવારથી,
જો સમજતા હો તો, સમજી જાવ ફરિયાદી મ્હને.



રાષ્ટ્રની જ્યોતિ પરે, હું ' અબ્દ ' પરવાનો બનું,
આશા એક જ લાશને, વીંટો કફન ખાદી મ્હને.

## પ્રણય-જ્યોત

દીપકે પાગલ પતંગે, પ્રાણ ન્યોચ્છાવર કર્યા,
અલ્પ એના દેહને, નિરખું કે એના પ્યારને ?
થઇ શ્રમિત મઝદૂર સૂતો, ટેકવી નિજ હાથને,
શ્રમજીવી પરથી ઓવારું, રાજ્ય-શયનાગારને.



## કવિ પ્રીતમલાલ લક્ષ્મીશંકર

સાહિત્ય-પ્રેમી પિતાના સાહિત્ય-પ્રેમના વારસાને દીપાવનાર ભાઇ પ્રીતમલાલને વિદ્યાર્થી જીવનમાં જ કવિતાની લગની લાગી હતી. રોજ રોજ એમના હૃદયમાંથી એકાદ નવી કવિતા તો બહાર આવતી જ હોય. હાલમાં જ 'નિશિગંધા' નામક એક કાવ્ય-સંગ્રહ એમના તરફથી બહાર પાડવામાં આવેલ છે. એની થોડી વાનગી અત્રે આપવામાં આવે છે.

### એક ભૂલ

ભૂલ એક કીધી મેં ગંભીર સાહેલડી,
દિલડાનાં દાન દઈ દીધાં રે લોલ;
ગરલ ઉર-ખરલમાં ઘૂંટવાં સાહેલડી,
અમૃત જ્યાં પૂરાં નવ પીધાં રે લોલ.



અમૃત છલકંતાં મારે અધરે સાહેલડી,
ગાલે ઋજુ ગુલાબ મ્હોર્યાં રે લોલ;

વિરહાતપ સહેતાં કરમાવું સાહેલડી,
હજુયે નવ 'પ્રીતમ' પધાર્યા રે લોલ.

### જાણું છું

તમે છો ને મુખ ગંભીર કરો, હું મુખ મલકાવી જાણું છું,
એક આંખ હશે રડતી ત્યારે, બીજીને હસાવી જાણું છું.

ભલે આગ ઝરે છે આભ વિષે, વાદળની હસ્તિ ક્યાંય નથી,
હું પ્રીતના અમૃતથી 'પ્રીતમ', સહુનેય ભીંજાવી જાણું છું.

### અમે માનવ

ભલે ધરતી ધ્રૂજે! નગરો તૂટી ભંગાર થઈ જાઓ!
ભલે દાવાનલો ઊઠો! જ્વાલા મોતની ધાઓ!
ભભૂકતો નાશમૂર્તિ શો, ભલે લાવા બધે છાઓ!
ભલે તાંડવ કરો નટરાજ, પૃથ્વીનો પ્રલય થાઓ!
બનીને નાહિંમત આહો, અમે કો'દિ નથી ભરતા!



મૂરી ગુણકારી મધુમેહ જી બીમારી ટારે,
'રતન' ચે મૂરી સારી, ભારી ગુણ કરેતી.

## મૂંઢેરી ( બહુફળી )

જેલાણુ જમીન જિતે, મૂંઢેરી ઉગતી ઉતે,
એઓ નાલો બહુફળી, પરમો મિટાયતી;
પંચાંગ ચૂરણુ કરે, સકર સે પિયારે સેં,
'રતન' ચે ધાતુ–ક્ષીણુ દોષ કે હટાયતી;
આંકડી ને ખંગ ભારી, ભલે હુવે વાગે વારી,
પછાડ તેં કમ વારી, બરે કે ભજાયતી;
ચોપેં કે તાં ગુણકારી, ખીર કે વધારે વારી,
મૂંઢેરી જેરાતી ઇતાં, તાકત વધાયતી.

☆

## કવિ રામજી વાલજી દાવડા

કચ્છ—નખત્રાણાની અદાલતમાં વકીલાત કરતાં કરતાં પણ જેમના મનમાં કવિતા ફૂટી નીકળતી હોય, એવા શ્રી રામજીભાઈ કવિતા દેવીના પરમ ઉપાસક છે. સરસ્વતીપૂજન અને સાહિત્યની ઉપાસનાએ જ એમને કચ્છના મહેસૂલ ખાતાના ચોપડા ઉથલાવતા વકીલ બનાવી દીધા છે. એમનો જન્મ સંવત ૧૯૫૬ના આસો વદિ ૧૪ની પરોઢે ઊગતી દિવાળીના દિવસે થયો હતો. એટલે જ દરરોજ દિવાળી જેવું મસ્ત અને આનંદી માનસ એ જાળવી શક્યા છે હાલમાં અખિલ કચ્છ વકીલમંડળની કારોબારીમાં એ ચૂંટાયા છે. એમના તરફથી ચાર પુસ્તિકાઓ પ્રકટ થઈ છે. 'દાવડાના દશ કાવ્યો,' 'હિંદ કોડ બિલ,' 'હાનિકારક સ' અને 'તલવાર પરંદપંજુ.' ગુજરાતી

ાહિત્ય સંમેલનના સોળમા અધિવેશન તરફથી એમને કવિ તરીકે
ોક સુવર્ણચન્દ્રક ભેટ મળેલ છે. એમની કવિતાનો એક નમૂનો
વતનનું કફન ' અત્રે રજૂ કરવામાં આવે છે. કવિનો વતનપ્રેમ
ટલો ઉત્કટ છે તેનો એ કાવ્યથી ખ્યાલ આવી શકશે.

## વતનનું કફન

આ કચ્છ ભૂમિ કીધી, સનકાદિકે યશાળી,
ને દિવ્ય દાન દીધાં, નિજ દેહને પ્રજાળી;
ભક્તિના ભવ્ય રંગે, રા દેશળે ઉજાળી,
લખપત નૃપાલ સીંચી, સુરવાડી આ રસાળી.
મુનિઓ અને મહંતો, સંતો અહીં સૂતા છે,
સતીઓ ને શૂરવીરો, અણમોલ એ મત્તા છે.
ખંડેર જીર્ણ જેનાં, કીર્તિ-કવન કવે છે,
દેવો ચઢી વિમાને, હજુ એ ધ્વનિ શ્રવે છે.
એ કીર્તિ-ઘોષ આજે, અમ કાનમાં રમે છે,
રગ-રગ વિષે અનેરા, ઉલ્લાસને ભરે છે.
જો વ્યોમમાં ઝકળતા, કંઇ સ્વર્ગ-રંગ હજીયે,
વહેતાં થશે અમોલાં, સિંધુ-તરંગ હજીયે
લૂખાં-સૂકાંય ભોજન, વહાલા છે અમ વતનનાં,
ને ઝાડી-ઝાંખરાં યે, પ્યારાં છે અમ વતનનાં;
સૌ નીર ખીર વાયુ, ન્યારાં છે અમ વતનનાં,
વહાલાં કુસુમ સમ છે, કાંટાય કચ્છ વતનનાં.
છે ચર્ણધૂલિ જેની, અમ ભસ્મલેપ તનને,
મરીને અરે ચહીશું, પ્યારા વતન કફનને.

★

## શ્રી ઉપેન્દ્રરાય વોરા

સાહિત્ય, સંગીત અને વેદાંતના ઊંડા અભ્યાસી, એવા પિતાના ઉત્તમ સંસ્કારોના વારસદાર શ્રી ઉપેન્દ્રરાય ન્હાનાલાલ વોરા એક આદર્શ અને સ્વાભાવિક કવિ છે. માનસિક આનંદની ખાતર એમની કવિતાનું સર્જન થાય છે. એમની કવિતા જરા ગહન છતાં અર્થ-ગંભીર છે. એમનું જીવન સાહિત્યમય છે. એમની કવિતાનો થોડો પરિચય અત્રે આપવામાં આવે છે.

### પત્રમ્ પુષ્પમ્

વિશાળ સાહિત્ય-વૃક્ષે, સોહંતાં રસ-ફૂલડાં,
વિશ્વમાં સુરભિ ભરી, મ્હોરી કવિતા-મંજરી.

એ પ્રાશીને મંજરી કાવ્ય કેરી,
કૂજી રહી હૃદય-કોકિલ ધન્ય શબ્દે !
ને તેહના પ્રતિરવો જગદંતરેથી,
સૂણી રહ્યો મંગળ શબ્દ આત્મા.

### ભાવના-ભર્ગ

ને ભાવ જે શિશુપણે હૃદયે ધર્યા'તા,
તે સર્વ આજ કવિતા સહ ગૂંથવાને;
શક્તિ નથી તદપિ યત્ન અહીં કરૂં તો,
શું માનશો સજ્જન ! આત્મ તણી પ્રશંસા ?

### રથ–ચક્રો

અમારા રથનાં આજે, ચક્રો કેમ લડી રહ્યાં ?
કહે છે એક વેગી હું, બીજું કે' હું જ વેગીલું.

### ધનુર્ધર

આશા તણા ધનુ ધરી, બહુ તીર તાકયાં,
કિંતુ નિશાન ચુકવે, પ્રભુ ! દૈવ મારાં;
ત્હોયે ધનુ તજ્યું નહિ, નહિ કો દિ' હસ્ત,
દોરી ધનુ તૂટી ગઇ, કયમ ધારૂં ધીર ?

### બ્રહ્મતેજ

અરૂન્ધતી:—

વસ્યાં આ ચન્દ્ર શાં શૈત્ય, નાથ એ તપ આપનાં ?

વશિષ્ઠ—

અરૂન્ધતી ! નહિ મારાં, તપ એ બ્રહ્મ-તેજનાં.



## કવિ પ્રતાપરાય ત્રિવેદી

પહેલી વીસી જ પૂર્ણ કરેલ કચ્છ-કરાંચીના આ ઊગતા કવિ ભાઇ પ્રતાપરાયને કચ્છી કાવ્ય-કળાની હથોટી હાથ બેસતી જતી હોય એવું જોવામા આવે છે જોરદાર કચ્છી શબ્દ-પ્રયોગો એમની કવિતાને જોમ આપતા જણાય છે 'કચ્છી કાવ્ય-કલાપ' નામે એમનો કાવ્ય-સંગ્રહ તાજેતરમા જ પ્રકટ થયો છે તેમાથી કવિની કાવ્ય-કળાનો એકાદ નમૂનો અત્રે આપવામા આવે છે.

એક અજ્ઞાન માતા પોતાના બાળકને ઊંઘાડવા માટે કેવું કાલ્પનિક ભયોનું ચિત્ર તેની સામે રજુ કરે છે તેનું આ એક રમૂજી દષ્ટાંત છે. માતા એના રોતા બાળકને બીક બતાવતાં કહે છે કે-

કવિત

મિઠા ! હાણે' માઠ કર, બંધ કર કારિયારો,
નકાં સત-ભગાડી કે, સડ તી કરાઇયાં;
નરીએં તા ન્યારે વિઠો, સતેં સિઉં વારો બાવો,
ચુપ ન થીને' ત ઇન, બાવે કે ઓલાઇયાં;
વાડ મેં તાં વિઠો ભૂત, કેડો મોઓ કોડા કઢે ?
હલ આંઉં તોકે ઉતે, હેકલો વેરાઇયાં;
બચુ ! પાંજે ઘર વટે, એડા તાં અનેક વસેં,
ખુડકા કને' ત હાણે', બાઘડ ઓલાઈયાં.

આ સાંભળીને જ્યારે બીવેલું બાળક રડતું બંધ થઇ જાય છે ત્યારે માતા પેલા બાઘડા-મંડળને પાછા ફરવાનો હુકમ કરતાં કહે છે કે-

કવિત

અરે હાણે કોય પણ, હિતે મ અચીજા આંઇ;
પાછે' પગે' ચેજા વરી, ઉભા હુઓ ઉતાવું;
બચુ મૂંજો ડાઓ ઑરો, મૂંકે તાં મજે તો કેડો !
આંજો નાલો સુણે ભેરો, તંત તોડે તિતાવું;
ફોકટ મ ફેરો ખાજા, હુઇ મ હેરાન થીજા,
હાણે વંજા ભજી મિડે, હલ્યા વિંઞો હિતાવું;
'પ્રતાપ' ચેં પાછી જડેં, ખપતી પેં આંજી તડેં,
અચીજા જરૂર વરી, જુકો જિતા-તિતાવું.

★

## કવિ જેઠાલાલ વાલજી જોગી

ડૉક્ટર જોગીના નામથી પ્રખ્યાત થયેલ કવિ જેઠાલાલનો જન્મ નખત્રાણા તાબાના મોરજર ગામમાં સંવત ૧૯૫૮ ના શ્રાવણ સુદિ ૧૦ ના રોજે બ્રહ્મક્ષત્રિય વાલજી શામજીને ત્યાં થયો હતો. વાલજીભાઇ તદ્દન અભણ હતા છતાં તેમણે જાત-મહેનતથી રેશમી કાપડના વેપારમાં લાખોની કમાણી કરી હતી. માત-પિતા બંને ધર્મપ્રેમી હોવાથી કવિમાં બાલ્યકાળથી જ એ સંસ્કાર ઊતર્યા હતા. કવિતાદેવી પ્રત્યે એમના અંતરમા અનુરાગ ઉત્પન્ન થતાં પોતાના વૈદકના ધંધા સાથે હાલે દહીસર-મુમ્બઇમાં સાહિત્યસેવા પણ કરતા રહ્યા છે.

એમના તરફથી "ઝળકતું જ્વાહીર યાને ડૉક્ટર જોગીનાં સોનેરી સૂત્રો" નામક પુસ્તક બહાર પડેલ છે. ઉપરાંત "માનવ-ધર્મ પ્રવેશપોથી" ના ત્રણ ભાગ એમણે પ્રસિદ્ધ કરેલ છે. એમની કવિતાનો થોડો નમૂનો અત્રે આપવામાં આવે છે.

એક સમયે કચ્છમાં ચિત્તાઓનો ભારે ત્રાસ હતો. કૂતરાની જાત માટે તો આ ચિત્તા સાક્ષાત જમરાજ સમાન હતા. એમના ત્રાસથી અકળાઇને શ્વાન-મંડળ પ્રભુને કેવી પ્રાર્થના કરે છે?

કવિત

શ્વાન કો સમાજ મિલી, શોચત હૈ આપસ મેં,
કેતે દિન ભયે આજ, નીંદ કિયે રાતી કો;

અપનો ઉપાય નાહિ, ઇનકે હટાયબે, કો,
ઇન કો અવાજ એક, થરૂરાવત છાતી કો;
દાદ ના સુનાત, કહાં કરેં ફ્રિયાદ જા કે,
કૌન સમજાવે ઉન, ઘોર ચોર ઘાતી કો?
કહે 'જોગીરાજ' આજ, સુનિયે પોકાર પ્રભુ!
ચીતે સે બચાઇયે, બેહાલ શ્વાન જાતિ કો.

ઘરમા વધી પડેલા ઉંદરોના ત્રાસનુ વર્ણન કરતા કવિ કચ્છી વાણીમા કહે છે કે—

કવિત

'ચીં ચીં ચીં ચીં' કરે કરે, રાત સજી પીએં રત,
ખાસા માલ ખાટ પાટ, ડાટ તેજો વારીંતા;
ગાલીચેં ને ગાધલેં જી, નિત તા નખોધ કડેં,
ઘોડેં જેડા ઘોડેંતા ને, ધ્રા ન કેંજો ધારીંતા,
રેસમ જા રેજા તેજા, કતરે કુમાસ કરીં,
સારા સારા શાસતર, કપે કોરે ટારીંતા;
'જોગીરાજ' ચેતો હાણે અચો મિનીબાઇ આઈ,
ઓઢ ધારાં સુમીંતા ત, કૂકે પગ ફાડીંતા

હવે એમની જ એક કચ્છી મહી અહી આપવામા આવે છે

રાગ–ભેરવી

વલા! હી વખત વિઞે તો વઇ, તું કડેં જાગને બાઇ!
નિધર છડે ને ન્યાર જરા, હી સાખ ફુટી તાં વઇ. વલા॰
કારે મિંઞાનું ઘોરા થ્યા, તોં કેડી કમાણી કઇ?
કારા–ધોળા કરે કરે ને, જમાર નિકરી વઇ. વલા॰

અન-ધન લા તું હુઈ મરેં તો, વાટ ગિડે તોં બઇ,
ઓજાગડ મેં રુલી રુલી ને, રૂંને ધોંખે પઇ. વલા૦
ધરમ કરમ જો મરમ ન આયો, હુરી વિંએતી ડઇ,
અગિયા તોકે ઑખી લગંધી, તપંધી એડી તઈ. વલા૦
'જોગી' ચેતો જગત સજે જો, ઠલો ઠાઠ રચો ઠઇ,
સચ્ચો નાણું નાં સાહેબ જો, શાસ્તર બ્યા એં ચઇ. વલા૦



## ભક્ત કવિ જાડેજા ચંદુભા

શ્રી ચંદુભાનો જન્મ કચ્છ–મેરાઉમાં સંવત ૧૯૮૧ ના આષાઢ વદિ ૫ ના રોજે જાડેજા રત્નસિંહને ત્યાં થએલો. એમના પિતા સુસંસ્કારી અને મુત્સદ્દી હતા. યુવાન વયમાં જ એમનું અવસાન થઇ ગયું. માતાના ધર્માનુરાગી હૃદયની ચંદુભા પર અસર થઇ. બાલ્યકાળમાં જ એમના અંતરમાં મજીઠના રંગ જેવો ભક્તિનો રંગ લાગી ગયો. એમનું વેવિશાળ ઝાલાવાડમાં કરવામાં આવ્યું હતું. પરંતુ સંસારથી વિરકત બની ગએલા ચંદુભાએ લગ્ન વખતે સૌ કુટુંબીઓને પરણવાની સાફ ના સુણાવી દીધી.

સરસ્વતી દેવીએ એમના પર કૃપા કરી અને એમના અંતરમાંથી ભક્તિરસનાં ઝરણાં છૂટવા લાગ્યાં. રોજ રોજ રાસ, ગરબા, ભજનો, પદો વગેરે રચાવા લાગ્યાં. 'પ્રસાદી' નામે એમની કૃતિઓનો એક સંગ્રહ એમણે પ્રકટ કર્યો છે. અત્રે એમની 'પ્રસાદી' નો થોડો પ્રસાદ રજુ કરવામાં આવે છે.

## માતા આશાપૂરા

રાગ-મહાકાળી તું મંગળ રૂપે.

માત આશાપૂરા મઢ વાળી રે, કચ્છની ધણિયાણી,
સોહે ચાચરા કુંડ ફૂલવાડી, ઉગમણા ગોખવાળી;
શોભા શંખલપુરની સારી રે, કચ્છની ધણિયાણી,
માત બહુચરની બલિહારી, ઉગમણા ગોખવાળી.
મહાકાળી પાવાગઢ વાળી રે, કચ્છની ધણિયાણી,
દુષ્ટ દાનવો ને હણનારી, ઉગમણા ગોખવાળી.
દેવી ! ડુંગર ચાચર વાસ તારો રે, કચ્છની ધણિયાણી,
ભીડ ભક્તોની ભાવથી ટાળો, ઉગમણા ગોખવાળી.
માત અંબે ! આરાસુરવાળી રે, કચ્છની ધણિયાણી,
ખડગ ખપ્પર ને ત્રિશૂલધારી, ઉગમણા ગોખવાળી.
માત અંબા ઉપર જાઉં વારી રે, કચ્છની ધણિયાણી,
દેશ કચ્છે ઉતાર્યો પાસ તારી, ઉગમણા ગોખવાળી.
આશાપૂરે આશાપૂરા આઇ રે, કચ્છની ધણિયાણી,
મહેર કરો ને માત મોમાઇ, ઉગમણા ગોખવાળી.
હવે હાલો તો હીંગલાજ જઇએ રે કચ્છની ધણિયાણી,
આના ગરબા ગાઇને લ્હાવ લઇએ, ઉગમણા ગોખવાળી.
માત હર્ષદ ! હવે હું ગયો હારી રે, કચ્છની ધણિયાણી,
ચાહ જગતની બેઠલી તારી, ઉગમણા ગોખવાળી.
આએ 'ચંદુ'ને ચાંદલો દીધો રે, કચ્છની ધણિયાણી,
અને પ્રેમે પોતાનો કરી લીધો, ઉગમણા ગોખવાળી.

★

## શ્રી કંચનપ્રસાદ છાયા

સરકારી વકીલની કડાકૂટ ભરેલી કામગીરી વચ્ચે પણ જેમના હૃદયમા કવિતાના ઝરણા ઝરતા રહ્યા છે, એવા શ્રી કંચનપ્રસાદ છાયાનો જન્મ તા. ૧૩-૧૧-૧૯૦૮ ના દિવસે કચ્છ-ભુજમા થયો એમના પિતા કેશવલાલ કૃષ્ણજી છાયા સિરોહી રાજ્યના પ્રાઇવેટ સેક્રેટરી હતા ઉપરાત સાહિત્યપ્રેમી અને જ્યોતિષના પ્રખર વિદ્વાન હતા દાદા કૃષ્ણજી વલ્લભજી છાયા વ્રજભાષાના અચ્છા કવિ હતા

આ પરંપરાગત સંસ્કારોના વારસાએ કવિ શ્રી કંચનપ્રસાદના અંતરમા પણ કવિતાના બીજ રોપી દીધા પરિણામે ગુજરાત કૉલેજમા કાયદાનો અભ્યાસ કરતા કરતા એમના અંતરમા કવિતા દેવીની સ્ફૂરણા થઇ અને ઉત્તરોત્તર પ્રબળ બનતી ગઇ

કવિ પ્રથમ અમદાવાદમા વકીલાત કરતા હતા હાલે ભુજમા સરકારી વકીલ તરીકે કામ કરે છે એમનો કાવ્ય-સંગ્રહ વિશાળ છે અને તે પ્રકટ કરવાની આવશ્કતા છે અત્રે એમની એક ભાવવાહી કૃત્તિનો નમૂનો રજુ કરવામા આવે છે ભારતને જ્યારે સરદાર પટેલની વધુમા વધુ જરૂર હતી એ જ વખતે થયેલા એમના અવસાને આખા દેશના હૃદય પર કેવો કારી ઘા કર્યો હતો, તેનુ એમા વર્ણન છે

### સરદારની વિદાય

રાગ-દેવાયત પંડિત દા'ડા દાખવે

**સૂની રે દિશા ને સૂના વાયરા, સૂના સાગર કેરા તીર,**
**માતાએ ખોયો નવલખ હીરલો, ભારતનો ભડવીર,**

વીંટયું રે રતન બાપુ લાવિયા, સીંચ્યાં એમાં હૈડાનાં હીર;
વહાલો રે કીધો સૌથી એહને, નરબંકો નરવીર.
જવાલા રે જલે ચહુદિશ દેશમાં, જલે એના દિલડામાં લાહ્ય,
એને રે આજે તારો આશરો, તજી કેમ ચાલ્યો અસાહ્ય ?
નીચે રે ધરતી ને ઉપર આભ છે, આજે નથી રે આધાર,
ભૂમિ રે ભારત આજે ભીડમાં, સ્વર્ગે સિધાવ્યા સરદાર.
નહોતાં રે જાણ્યાં ત્હારાં નોતરાં, જાણ્યાં નહોતાં આ પ્રયાણ,
ખપ રે માતાને જ્યારે તાહરો, સંકેલ્યાં સઢ ને સુકાન.



## શ્રી વેલજીભાઇ ઠાકરશી

કચ્છ-બિદડાના 'સાધનાશ્રમ' નું નામ આજે સમસ્ત કચ્છમાં સુવિખ્યાત છે. સાધનાશ્રમ એટલે જ્ઞાન અને સાહિત્યનો ભંડાર. સાધનાશ્રમનાં દર્શન વિના કચ્છનું સંસ્કારદર્શન અપૂર્ણ ગણાય. આ સાધનાશ્રમના સંસ્થાપક શ્રી વેલજીભાઇનું જ્ઞાન અને સંસ્કારમય જીવન એક અનુપમ દૃષ્ટાંતરૂપ છે.

શ્રી વેલજીભાઈના પિતા ઠાકરશીભાઇ બિદડાના પટેલ હતા. પટેલશાહીના યુગને અનુરૂપ એક જોરદાર પટેલ હતા. પરંતુ વેલજીભાઇના વિરક્ત આત્માને પટેલશાહીનો આ વારસો રુચ્યો નહિ માત્ર વારસા પરથી જ નહિ, પરંતુ આખા સંસાર પરથી એમનો મોહ ઊતરી ગયો. ઊગતી યુવાનીમાં જ એમણે સંસારની વિદાય લઇને બિદડા ગામથી થોડે દૂર સાધનાશ્રમની સ્થાપના કરી અને ત્યાં જ નિવાસ કર્યો.

શ્રી વેલજીભાઈ એટલે સંસ્કારમૂર્તિ. કમળના ફૂલ જેવું કોમળ એમનું હૃદય. સંવત ૧૯૫૮ ની સાલમાં એમનો જન્મ. નાનપણમાં જ

એમના હૃદય પર વિરક્તિનો રંગ ચડી ગયો અને તે વ્યવહારિક જગતથી દૂર થઇ ગયા. મહાત્મા ગાંધી અને અરવિંદ ઘોષ- એમના જીવનના આદર્શો.

સન ૧૯૨૦ માં ભારતમાં ગાજી રહેલ ગાંધીજીના આદેશને વેલજીભાઇએ ઝીલી લીધો અને બિદડામાં એક રેંટિયાશાળા ચાલુ કરી દીધી. આ રેંટિયાશાળામાં આશરે ૧૨૦૦ રેંટિયા સતત ફરી રહ્યા હતા.

અંગ્રેજી ભાષાના સમૃદ્ધ સાહિત્યથી આકર્ષાઇને એમણે અંગ્રેજીનો અભ્યાસ કરવા માંડ્યો. સતત જાતમહેનત અને ઉચ્ચ પ્રકારની બુદ્ધિ-શક્તિથી એમણે થોડા જ સમયમાં એ ભાષા પર પ્રભુત્વ પ્રાપ્ત કરી લીધું. આજે ઉત્તમ કોટિનાં અનેક અંગ્રેજી પુસ્તકોથી એમનું પુસ્તકાલય ભરપૂર છે. એમનું પુસ્તકાલય દુનિયાની મહાન ભાષાઓના ઉચ્ચ સાહિત્યના સંગ્રહસ્થાન સમાન છે. અંગ્રેજી, હિંદી, ફારસી, ઉર્દૂ, સિંધી વગેરે ભાષાઓનાં શ્રેષ્ઠ પુસ્તકોથી એમનું પુસ્તકાલય સમૃદ્ધ બની રહેલ છે. આ ગ્રંથ-ભંડારનાં દર્શન કરવાં એ પણ જીવનનો એક લહાવો છે.

શ્રી વેલજીભાઇનો સ્વભાવ સરલ અને ચિંતનશીલ છે. દિવસનો ઘણો વખત વાચન-મનન અને ચિંતનમાં જ પસાર કરે છે. દુનિયાભરના સાહિત્યકારોનું સાહિત્ય લગભગ એમણે ફેંદી નાખ્યું છે.

'આધુનિક કચ્છ' નામે એક પુસ્તક એમના તરફથી પ્રકટ થયેલ છે. જેવો એમનો સાહિત્યપ્રેમ છે તેવો જ કચ્છના ઉત્કર્ષ માટે પણ એમને પ્રેમ છે. એમના અંતરમા સંત સાથે એક કવિ પણ વસે છે. એટલે કયારેક કવિતાદેવી પણ એમના હૃદયમાં ઝબકી જાય છે.

અત્રે આપવામા આવેલ એમની એક કાવ્ય-કૃતિ એમના જીવન-ધ્યેયને રજુ કરી જાય છે.

## ઊર્મિ-ગીત

જીવનને એક પ્રભુમાં જોડ, હવે તું જગનાં બંધન છોડ!
હૃદયમાં પ્રેમ-દીપ પ્રકટાવ, દિલે તું જ્યોતિ અમર જગાવ!

સાખી—

અર્પણતાની આગને, અંતરમાં સળગાવ,
અહંભાવ ત્યાગી કરી, એક જ ધ્યાન લગાવ!

પ્રિય! તું ધ્યાન હરિનું ધાર,
સુખેથી પ્રભુ-પ્રભુ જ પોકાર!

સાખી—

અભેદતા ને અનુભવી, મમતાને તું માર,
પ્રેમથકી પાવન થઈ, ભક્તિ-યોગને ધાર!

થઈને અલ્પ રહે તું બાળ,
લઘુતામાં પ્રભુતાને ભાળ!

જીવનને એક પ્રભુમાં જોડ, હવે તું જગનાં બંધન છોડ!
હૃદયમાં પ્રેમ-દીપ પ્રકટાવ, દિલે તું જ્યોતિ અમર જગાવ!



# શાહ શિવજી દેવશી 'મઢડાવાળા'



સૌરાષ્ટ્રમા પાલીતાણાને પડખે આવેલા મઢડા ગામમા મઢડા આશ્રમની સ્થાપના કરીને મઢડાવાળા' ના નામે કચ્છ, સૌરાષ્ટ્ર અને ગુજરાતમા પ્રખ્યાત થનાર શ્રી શિવજીભાઈ કચ્છના જ છે એમનો જન્મ સવત ૧૯૩૬ ના વૈશાખ વદિ ૯ મગળવારે કચ્છ-નળીઆમા થયો હતો એમના પિતાનુ નામ દેવશીભાઇ અને માતા

જીનું નામ દેમુબાઈ હતું. એમને નાનપણથી જ સંગીત અને કવિતા તરફ ખૂબ પ્રેમ છે. એમનું જીવન અનેકરંગી અનુભવોથી ભરપૂર છે. એમની વાણી તેજસ્વી છે, કંઈ મીઠી છે. એમનું પ્રવચન જનતા ઉપર ભારે અસર કરી જાય છે. લોકોને એમની રમૂજી હળવી વાણી ખૂબ ગમી જાય છે. એમનું વ્યક્તિત્વ જ એક આકર્ષણરૂપ છે. દૂધ જેવી સફેદ એમની દાઢી વચ્ચે સદા હસતી આંખો દુશ્મનને પણ મિત્ર બનાવી દે છે. દુશ્મનને પણ સામે જઈને હસતા હસતા બોલા વવાતી એમની ઉદારતા પ્રશંસનીય છે. આજે પોણોસો ઉપરની ઉંમરે પણ એમનું શરીર સ્ફૂર્તિમય છે અને મન તો સદા યુવાન જ છે એ જ્યાં જ્યાં જાય છે ત્યાં આનંદ પ્રસરાવતા જાય છે.

મનની મોજ અને વાણીના આકર્ષણ વડે એમણે પંજાબ અને કાશ્મીર સુધી નામના મેળવી છે. ત્યાં 'મગનબાબા' ને નામે એઓ પ્રસિદ્ધ છે. સદા પ્રસન્ન એવી એમની મુખમુદ્રા 'મગન બાબા' નું એમનું નામ સાર્થક કરે છે.

શ્રી શિવજીભાઈએ જૈનધર્મના અને સામાન્ય સાહિત્યના અનેક પુસ્તકો પ્રકટ કરેલા છે. હાલમાં જ એમણે પોતાની આત્મકથા "મારા જીવન–પ્રસંગો" નામે ચાર ભાગમાં પ્રકટ કરેલ છે.

કચ્છી સાહિત્યનો પણ એમને સારો શોખ છે. કચ્છીમાં એમણે ઘણા કાવ્યો લખ્યા છે. કેટલાક કાવ્યો તો સહેજે લોકજીભે ચડી જાય એવા હોવાથી ઘણા લોકપ્રિય બની ગયા છે.

"અસી કચ્છી એ યો હય ચોતા" એ એમનું કચ્છી કાવ્ય કચ્છી જનતા કદી ભૂલી શકે તેમ નથી.

એમના વિપુલ સાહિત્ય–ભંડારમાંથી કચ્છી સાહિત્યની રસ-સામગ્રીની થોડી વાનગી અત્રે આપવામાં આવે છે.

## કચ્છી ઐંયેં ઇય ચોંતા !

રાગ—ભૈરવી ત્રિતાલ

'કેર અયો ?' અસાં કે પુછીંતા તેં કે,
કચ્છી ઐંયેં ઇય ચોંતા ! હાં રે અસીં૦
કચ્છડે મેં હી શરીર બધાણું, ઇન ભૂમિ જો ઋણી ગણાણું,
ઉપકાર અસીં ન ભૂલોંતા રે ! અસીં૦
દેશપ્રેમ દિલડે મેં ધરિયોં, યથાશક્તિ સેવા પણ કરિયોં,
કચ્છડે લા જ જિયોંતા રે ! અસીં૦
દેશ છડે પરદેશ વિઞોંતા, ઉત પણ સુડસાઇ સેં રોંતા,
કેં જો દ્રા ન રખોંતા રે ! અસીં૦
નીતિ નેક-ટેક મન ધરિયોં, 'શિવ' ચેં માલિક નામ સમરિયોં,
મથો હથ મેં ખણી ફિરોંતા રે ! અસીં૦

## કચ્છડે જી કથા

રાગ—દેશ ગઝલ.

અદ્દભુત કચ્છડે જી કથા, કોયે કડેં મ વિસારજા !
ઉનીં માડી-લા સુડરેં મથા, મન મેં સદા સંભારજા !
જેં રાજી થઇને રત ડિનાં, ખિલમેં ન દુસમણથી ખ્રિનાં,
ધન-માલ કે જેં કયાં ફના, વીરતા ઉનીજી વિચારજા !
મન માનતા સુખડા છડે, સચ ગાલ-લા જે બ્યા લડે,
ન ચડયા કડેં કૂડ જે કડે, ઉત્સાહ ઉનીજો ન્યાર જા !
વેરી જેંજા ઘા વખાણી, કયાં ન મિથ્યા વીર વાણી,
કીં ન ન્યાર્યો લાભ-હાણી, ધીરતા ઇ ધારજા !
'શિવ' ચેં ટેકી-વિવેકી પૂરા, ધીર વીર ગંભીરા શૂરા,
કરમેં જા કયાં ચૂરેં ચૂરા, સુકન ઉનીજા પારજા !

*

સંવત ૧૯૮૭ ની સાલે કચ્છ છોડીને શ્રી કલ્યાણચન્દ્રજી બાપા સોનગઢ-આશ્રમમાં સ્થિર થયા. ત્યારથી જીવનના મૂળ સંકલ્પ અનુસાર નાનાં બાળકોના જીવન-ઘડતરના કાર્યમાં પોતાના જીવનનો સદુપયોગ કરી રહ્યા છે.

આજે આશ્રમના બાળકોની અને જનતાની બાપા જે સેવા કરી રહ્યા છે, તેથી મુગ્ધ બનીને લોકો એમને 'બાપા'ના બિરૂદથી બિરદાવી રહ્યા છે. ધર્મ કે સંપ્રદાયનો એમને ભેદ નથી. નાના-મોટા સૌ એમને મન સરખા છે. 'બાપા' એટલે પ્રેમ અને ઔદાર્યની પ્રતિમા. ઉદારતા તો એમને વરેલી જ. અને તે એટલી હદ સુધી કે કોઈક એને ઉડાઉપણું પણ માની લે. એમના હાથમાં જ્યાં સુધી પૈસા હોય ત્યાં સુધી તે ખટમલની જેમ એમને કરડયા કરે. જ્યારે સાફ થઈ જાય ત્યારે જ એમને શાન્તિ વળે. દરરોજ દશ, વીસ, પચાસ, સો, જે આવે તેનો જ્યારે ફેંસલો થઇ જાય ત્યારે જ એમને સુખ વળે.

આજ સુધીમાં એમના હાથે સેંકડો-હજારો નહિ, પણ લાખો રૂપિયા દેવાઇ ગયા હશે. કબીર સાહેબનો સિદ્ધાંત એમણે જીવનમાં વણી લીધેલો છે કે:—

**જબ લગ તેરી દેહ હૈ, દેય દેય અરૂ દેય,**
**દેહ ખેહ હો જાયગી, ફિર કૌન કહેગા દેય ?**

'બાપા'ની એક વિશિષ્ટતા એ છે, કે કોઇ પણ વ્યક્તિમાં કોઇ વિશિષ્ટ તત્ત્વ એમના જોવામાં આવશે તો તેને જોતી પડશે, ઉંચકી લેશે અને અપનાવી લેશે. આ એમનો જીવન-સિદ્ધાંત છે. કળા અને કવિતાની કદર કરવી એ એમનો મુદ્રાલેખ છે.

બાપાના વૃત્તાંતમાં એક અંગત વાત રજુ કર્યા વિના રહી શકાતું નથી, કે આ લેખક જો કંઇ સાહિત્ય-સેવા કરી શકતો હોય તો તે બાપાને આભારી છે. સૌથી પહેલાં લેખકની એક કવિતા

'ઝારાનું મયદાને–જંગ' સાભળીને બાપાએ એને ઊંચકી લીધો અને અપનાવી લીધો તે આજ દિવસ સુધી.

બાપા આયુર્વેદના નિષ્ણાત છે. ડોકટરોથી કંટાળેલા દર્દીઓ દૂર દૂરથી એમની ચિકિત્સા માટે સોનગઢ આવે છે અને હવા, દવા ને દુવા એ ત્રિવિધ લાભ મેળવે છે. કોઇ દેહના દર્દી હોય છે. કોઇ માનસિક દર્દી હોય છે. કોઇ વહેમના, કોઈ દુખના અને કોઇ અછતના દર્દી હોય છે. સૌ કોઇ પેટ ખોલીને બાપા પાસે દિલની વાતો કરે છે. બાપા સૌની વાતો ઘણા પ્રેમથી સાભળે છે, અને સૌના મનનું યોગ્ય રીતે સમાધાન કરે છે. કોઈની ગમે તેવી કંટાળા-ભરી વાતોથી પણ એ કદી કંટાળતા નથી એ એમની ખરેખરી મોટાઇ છે.

માનવ જાત પ્રત્યે શ્રદ્ધા, એ એમની બીજી વિશિષ્ટતા છે. ઘણી વાર ઠગાઇ જવા છતા માનવી પ્રત્યેની એમની શ્રદ્ધા જેવી ને તેવી અખંડ રહે છે. ઠગાઇ જવાનો એમને કદી ભય રહેતો નથી. અને અફસોસ પણ થતો નથી.

'બાપા'ના જીવનના જુદા જુદા અનેક પાસા છે. એ પાસાને પૂરપૂરો ઇન્સાફ આપવા માટે તો એક સ્વતંત્ર પુસ્તકની જરૂર પડે. અહીં તો માત્ર એક સંક્ષિપ્ત રૂપરેખા જ દોરવામા આવી છે.

કવિતા અને સાહિત્ય પ્રત્યે 'બાપા'નો પ્રેમ અપરંપાર છે. એમણે પોતે પણ ઘણી કાવ્ય–રચના કરી છે 'બાપા' સમાજ સુધારક પણ છે કચ્છની એક વખતની પટેલશાહી પર પ્રહાર કરતી એમની એક કડકી વાણીની કવિતા અત્રે આપવામા આવે છે.

લાયક બનાવવા તૈયાર કરવા માડયો એની ગ્રહણ શક્તિ અને બુદ્ધિ પ્રભા ઉચ્ચ કોટિના હોવાથી એમનો અભ્યાસ દિવસે દિવસે આગળ વધતો ગયો

સવત ૧૯૩૯નો આચાર્યશ્રીનો ચાતુર્માસ જામનગરમા થયો અહીં એમના અમૂલ્ય રત્નસમા આ શિષ્યનો ગુજરાતી સસ્કૃત અને ધાર્મિક અભ્યાસ ઘણો આગળ વધી ગયો જામનગરના જામ વિભાજી પણ એની બુદ્ધિપ્રભા પર ખૂબ પ્રસન્ન હતા

સવત ૧૯૪૦ નો સૂરીશ્વરજીનો ચાતુર્માસ મુબઇ ખાતે થયો અહીં જેસગના અભ્યાસ માટે ખાસ પડિતો રોકવામા આવ્યા એટલે વ્યાકરણ, કાવ્યકોશ, છદશાસ્ત્ર, ન્યાય, દર્શન આદિ વિષયોનો એમનો અભ્યાસ ખૂબ પ્રગતિ પામ્યો

સવત ૧૯૪૮ મા શેઠ ભીમજી શામજી તરફથી કેસરિયાજીનો સઘ નીકળ્યો સૂરીશ્વરજી મહારાજ પણ એ સઘમા પધાર્યા ત્યાથી પાછા ફરતા તેમને જામનગરમા ઇનેણ દર્દે ઘેરી લીધા એ વખતે નનયુવાન જેસગ રાત્રિ દિવસ ખડે પગે ગુરુદેવની પરિચર્યામા રહ્યા હતા પરતુ માદગી વધી જવાથી સૂરીશ્વરજી, શ્રીસઘ અને અન્ય યતિવર્યોએ સાથે મળીને જેસગને ગાદીવારસ બનાવવાનો નિર્ણય કર્યો સવત ૧૯૪૮ના માહ વદિ ૧૧ ના દિવસે એમને વિધિપુરસર દીક્ષા આપવામા આવી એમનું નામ જિનેન્દ્રસાગર રાખવામા આવ્યુ

ત્યારપછી થોડા જ સમયમા ફાગણ સુદિ ત્રીજના દિવસે શ્રી સૂરીશ્વરજી મહારાજનો દેહાત થયો આ આઘાત એ શિષ્યરત્નને માટે એટલો બધો કર નીવડ્યો, કે દિવસો સુધી તે ભાન ગુમાવી બેઠા

શ્રાવણ સુદિ ૧૦ના દિવસે મુબઇમા એમને પાટ-મહોત્સવથી ગાદી પર બિરાજમાન કરવામા આવ્યા પરમ ભટ્ટાર્ક જૈનાચાર્ય શ્રી

શ્રી થી ૧૦૦૮ શ્રી જિનેન્દ્રસાગર સૂરીશ્વરજીનું નામાભિધાન એમને અર્પણ કરવામા આવ્યું.

છડી, છત્ર, ચમ્મર, રથ, મ્યાના, પાલખીઓ, જમાદારો, છડીદારો, નોકર-ચાકરો એવો રજવાડી ઠાઠ એમની આસપાસ ફરી વળ્યો. પરંતુ આ સુખ-વૈભવ અને અયશઆરામની સૃષ્ટિથી એ પર રહ્યા હતા. એમનો એક જ સિદ્ધાંત હતો—" તમારા રાજ-વૈભવના ખૂની ભપકા નથી ગમતા ! "

અને ખરેખર, સંવત ૧૯૫૭ ની સાલે એક દિવસે એમણે તમામ યતિઓ, શસ્ત્રધારી સેવકો, જમાદારો, છડીદારો સૌને એકસામટી રજા આપી દીધી. પોતે એકાંત વાસમા એકલા બેસી ગયા. ગામગામના સંઘોએ એમને સમજાવવામા કશી કમી રાખી નહિ, પણ કોઇની સમજાવટ કામ આવી નહિ.

પછી તો સૂરીશ્વરજીમા ન સમજી શકાય એવું પરિવર્તન આવી ગયું ચીલામા પડેલી જનતા આવી ક્રાન્તિકારી વિભૂતિઓને સમજવા અશક્ત હોય છે. મહાન વ્યક્તિઓને લોકો ઓળખી શકતા નથી. એમને પણ ઓળખી શક્યા નહિ

સૂરીશ્વરજી નૈષ્ઠિક બ્રહ્મચારી, નિખાલસ, નિરભિમાની અને સાદાઇની મૂર્તિ સમાન હતા. એમનુ નિર્દોષ, નિર્મળ હાસ્ય કદી ન ભૂલાય એવું અનુપમ હતુ. દેહની કાન્તિ અતિ મનોહર હતી. વાણી મધુર હતી.

કોઈ સમાજિક કાર્યક્રમમા એમને રથ પર બેસવા માટે લોકો આગ્રહ કરતા ત્યારે રથને 'રિઠ' ની ઉપમા આપીને એ વિનોદ પૂર્વક કહેતા, " રિઠ તે કેર વે ? "

કોઇ ભક્ત એમના દર્શનની વાત કરે તો કહેતા, " દર્શન તો ભગવાનના હોય ! "

છે અને સરસ્વતી દેવીની કૃપાથી કચ્છની સમસ્ત જનતા અને કચ્છના મહારાઓશ્રીના હૃદયમા પણ એમણે એક વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે. એમની સાહિત્ય-સેવાથી પ્રસન્ન થઇ, કચ્છના મહારાઓ શ્રી મદનસિંહજી સાહેબે એમને ચાંચકી લઇને કચ્છ-કેળવણી ખાતાના ડેપ્યુટી ઈન્સ્પેક્ટરના સ્થાન પર નિયુક્ત કર્યા. પરિણામે એમને લગભગ આખા કચ્છમા ફરીવળવાનો મનગમતો મોકો મળી જતા કચ્છને ખૂણે ખૂણેથી કચ્છી સાહિત્યને એકત્ર કરી, કચ્છની જનતાને એ રસસામગ્રી પીરસવાની એમની અભિલાષા ફળીભૂત થઇ

શ્રી કારાણીનો જન્મ વિક્રમ સવત ૧૯૫૨ ના માહ વદિ ૭ ના રોજે મુન્દ્રા મધ્યે માનવતાના અવતાર જેવા સાહિત્યપ્રેમી પિતા લાખાભાઇ કારાણીને ત્યા થયેલો પિતા તરફથી જ એમનામા સાહિત્ય-સસ્કારોનુ પ્રાથમિક સિચન થયુ હતુ. પછી તો તેનુ બી ફાલીફૂલીને વિશાળ વૃક્ષના રૂપમા ફેરવાઈ ગયું.

શ્રી કારાણીના જીવન-વિકાસમા મારો પણ થોડો ફાળો છે, એમ હુ ગૌરવપૂર્વક કહી શકુ છુ કવિતા અને કળાના કદરદાન જૈન મુનિ શ્રી કલ્યાણચન્દ્રજી બાપા સાથે એમનુ પ્રથમ મિલન કરાવવાનો યશ મારે ફાળે આવે છે શ્રી કલ્યાણચન્દ્રજી બાપાએ એમને જોયા, સાભળ્યા તરત જ એમને ભેટી પડયા અને અપનાવી લીધા. આજે એ મુલાકાત કરાવનાર દૂર પડી ગયો છે અને સુના કાતીઓ એકમેક થઇ ગયા છે

શ્રી કારાણીની સાહિત્ય-પ્રવૃત્તિને પ્રકાશમા લાવવાનુ મહાન કાર્ય શ્રી કલ્યાણચન્દ્રજી બાપાએ કર્યું છે અને તે માટે કચ્છની જનતા એમનો જેટલો આભાર માને તેટલો ઓછો છે

શ્રી કારાણીની સાહિત્ય-પ્રવૃત્તિને માટે હું કઇ કહુ તે કરતા ગુજરાતના રાષ્ટ્રીય શાયર શ્રી ઝવેરચદ મેઘાણીજીના થોડા શબ્દો ટાકના ઉચિત થશે. આ છે એ શબ્દો —

## ભુજિયો

(કચ્છી સંગર)

ભુજિયા કિલ્લા ભુજ જા, કોછે જા શણગાર!
ઉભો ઐંયેં આકાશ મેં, સૂરેં જા સરદાર!
જોગીડા! તો તેં ઉગા, વણેં જુગેં જા ઝાડ,
કચ્છ જો કીર્તિ-થંભ તું, તો તેં મિડે મધાર,
અય જોદ્ધા જુઢધાર!
ઝાંખો ભાંઇયેં કીં ભલા?

ભુજિયો—
ઝાંખો ભાંઇયાં ન ત ભલા, જોર ઝમૂકાં કીં?
ચિત્તડે મેં ચુણકેં વિઠા, ધીંગાણેં જા ડીં,
કુડંધા ગ્વા હિન કોટ મેં, સૂરા કેસર સીં,
અજ ૨ડંત્યું રિઢરિયું, બકરિયું બુવાડીં,
ઉભો ન્યારિયાં ઇં,
રણ-કોઢીલા કિત વેઆ?

રણ-કોઢીલા કિત વેઆ? જોરાતા જુવાન,
તરારિયેં જે તેજ જા, અખિયેં મિંજ એંધાણ,
મિડે વતન તા મરી ફિટાણા, અખંડ જેંજી આણ,
રમખાણેંજી રમંજ જા, પલપલમેં પરિયાણ,
ધીંગા ધનૂપ—બાણ,
ધબજી વ્યા અજ ધૂડ મેં.

ધબજી વ્યા અજ ધૂડ મે, રણસૂરેં જા સોહાગ,
સિંધૂડા-સોણાઇયું, રણડંકેં જા રાગ,
અખિયેં આંસુડા અચેં, અંગ જલેતી આગ,
સૂરા સાવજડા જિડાં, મુરઆ ડિયેં ન માગ,

ઉડાં ઉડામેં કાગ,
કારા ને 'કા–કા' કંધા.

કારા ને 'કા–કા' કંધા, કાગ કરીં કરરાટ,
ગજેં ઓઆ 'ઘૂ–ઘૂ' કંધા, ઘુવડેં જા ઘૂઘાટ,
ભેરવલું ભેંકાર ને, હોલેં જા હુંકાટ,
સડું કંઠેંતા સિયાળિયા, પનરાજેંજી વાટ,

અંતર મેં ઊચાટ,
કૈંક અચેં ન કે વિંઍં.

કૈંક અચેં ઊચાટ હી, કેડા થર નિકર્યા ?
કૈ કૈ હિન ધરતી મથે, ધારૂ ધોંસ થિઆ,
જંજાલું જોરાતિયું, નારીં નાહ કેઆ,
ઘોર ગલોલા રાત–ડીં, ગોરેં ગજી વેઆ,

ખાંડેં ખેલ કેઆ,
ઝુડિયેં પ્યાતે ઝાટકા.

ઝુડિયેં પ્યાતે ઝાટકા, પણ ઝલ્યા ન રેં ઝૂઝાર,
ખડગેં જે ખણુખણાટ જા, રણકેં જિત રણકાર,
કાતલ ઉડેં કટારિયું, ભાલા ભ્યા ભેંકાર,
કને મિંજારા પ્યા કુછેં, અજ પણ ઊ ભણકાર,

જામઇ તે ઝમકાર,
રણ–જોગીડેં જી હિડાં.

રણ–જોગીડેં જા હિડાં, જંગી જામ્યા જંગ,
કેસર રંગયું કફનિયું, કેસર રંગેઆ અંગ,
કેસરિયા રણ–કેસરી, કેસર વરણું રંગ,
રણ–રતડેં જે રંગ સેં, રંગજેં જેંજા અંગ,

અડિયલ ૺવા અણુભંગ,
ડંક વગાતે દેશ મેં.

ડંકા દેશ વિદેશ મેં, વંકા વગા હમેશ,
વંકા થનગાન ઘોડલા, વંકા જેંજા વેશ,
કન તેં વંકા કાતરા, કંધ તેં વંકા કેશ,
કેડ કટારિયું વંકડયું, વંકા વીર વિશેષ,

ઉર વંકા આદેશ,
રણુ ખેલન જે રંગ જા.

રણુ ખેલન જે રંગ જા, જેં જે તનમેં તાન,
સિંધૂડે જો સડ સુણી, સુડસ થિયેં મસ્તાન,
રત જી રેલમછેલ મેં, ગોટ ભને ગુલતાન,
મીંઢળ બંધે હથડે, કેક કનૈયા કાન,

ઝૂંઝયા તે જુવાન,
મથા મઢે મેધાન મેં.

મથા મઢે મેદાન મેં, ધડ તે ઠેંકયા ધાર,
કો જાણું ઊ કિત વેઆ? જાડેજા ઝૂંઝાર,
હોથી હાલા હેમથુ, પહાડ સમા પડયાર,
મેધાને જા મોવડી, સુડસ મિયાણા સાર,

તિન ડીં જી તલવાર,
તન મેં તી તાજી થિયે.

તન મેં તા તાજા થિયેં, ઊ અરાસી અનવરે,
ધીંગાણે જી ધાં સુણી, ઉડંધા અચેં અધરે,
ધાઢી ધીંગે સેં બઝે, કોડે કરે કમરે,
સાસણા પણ હિત ધાન સેં, લડંધે ખણેં ન લરે,

સનાં ય ભનેં સબર,
હિન ધીંગી ધરતી મથે.

હિન ધીંગી ધરતી જો, એડા પસી પ્રતાપ,
કોટ કેઆં હી કોડ સેં, અજીત આપો આપ,
અજ ખિરી ખડર થ્યો, કુંગરેં તેં રયો કાપ,
હિકડયું હિયેં મેં હોરિયું, એડયું લગ્યું અમાપ,

ખઇયું વરાડું ખાપ !
કેક પઇયું એં પેટ મેં.

કેક પઇયું એં પેટ મેં, કડણયું કિડાં ખણી?
મુડસેં જી મુડસાઈ વઈ. મૂરેં ગોત તણી,
નિકરી વ્યા ઊ નાંગડા, જે કે મથે મણી,
અજ સુરેંતું સીંધરિયું, વડા વટ્ટ ખણી,

ધીંગાણેં જા ધણી,
ઊગી ઉલી વ્યા ઓચંધા.

ઊગી ઉલી વ્યા ઓચધા, અભ જા નખતર ઈં,
કચ્છ મેં કારી રાતડી, અધાર ઘેરાણી,
રણઝૂંઝાર રમી વેઆ, કચ્છ જા કેસર સીં,
સૂર ભકત દાતાર પણ, સેંપટ રેઆ સુમી,

કારણ 'કારાણી!'
ઝાંખપ આવઈ જાન મેં.

## સાવજ જે સિકાર

કચ્છી વાણીનું આ એક શિકાર–કાવ્ય છે. અમદાવાદની આસપાસ ભારે ત્રાસ મચાવતા સાવજનો શિકાર કરવા બાદશાહ

મહમ્મદ બેગડો જાતે હાથી પર સવાર થઇને મોટા લશ્કર સાથે ચડી જાય છે. જંગલમાં સાવજની ત્રાડ સાંભળીને આખું લશ્કર ભાગી નીકળે છે. બાદશાહ ગભરાય છે. સાવજ વિકાળ બનીને બાદશાહના હાથી પર ત્રાપ મારે છે. એ વખતે બરાબર કટોકટીના સમયે કચ્છના ચૌદ વર્ષના કુમાર ખેંગારજી, ગોરજી માણેકમેરજીએ આપેલી સાંગ વડે સાવજને ઠાર કરે છે, એ પ્રસંગનો ચિતાર આ કાવ્યમાં આપવામાં આવેલ છે.

(કટાવ)

સાવજ ડણુકે,

રણવગડે જો રાજા ડણુકે,
ડિસંધે જાણે ડુંગર ડણુકે, ભર્યો ભર્યો મેરામણ ડણુકે,
રંગત સેં રંગીલો ડણુકે, છકેલ છેલ છબીલો ડણુકે,
ફૂલો ફાલ્યામથ્થો ડણુકે, છતો ને અણછતો ડણુકે,
મનમોજી મસ્તાનું ડણુકે, મધકારે ધીંવાનું ડણુકે.

ડંકો ડણુકે,

ડુંગર મેં કર ડંકો ડણુકે, ભેખડ મેં રણવંકો ડણુકે,
ગુંજમેં જેંજો સંકો ડણુકે, અવની મધ્ય અટંકો ડણુકે,
જોગીરાજ જટારો ડણુકે, અડિયલ અને અટારો ડણુકે,
ધરાર ઘેરે ડીં તો ડણુકે, સંજ-સવારો સીં તો ડણુકે.

થરર થર્રારે !

જંગલ ઝારા ઝાડ થર્રારે ! પાણે પાણે પ્હાડ થર્રારે !
વાડા વગડા વન થર્રારે ! સમંદર સરિતા સન થર્રારે !
માડૂં જા મન થર્રારે ! ઝાડેંજા પણ પન થર્રારે !
ઊજડ ને આબાદ થર્રારે ! થડકા અમદાવાદ થર્રારે !

અખ્ખ ઝમૂકે,
વડરી મેં જીં વિજ ઝમૂકે, સામે ઉગંધો સિજ ઝમૂકે,
અંધારે ઊજાસ ઝબૂકે, પરગટ કર પરકાસ ઝબૂકે,
મોતી જાણે લાલ ઝબૂકે, જોધેંજી જંજાલ ઝબૂકે,
ટમટમ! કંધી જોત ઝબૂકે, ઝબક! ઝબક! કર મોત ઝબૂકે.

ડાચો ફાડે,
ડુંગર જાણે ડાચો ફાડે, મલાખ જાણે મોં તો ફાડે,
વિરાટ જેડા વાત ઉઘાડે, જોગંદર જીં ગુફા ઉઘાડે,
કંધ વતાડે, કંધ ઉછારે, ઠકા કરે ને પુચ્છ પછાડે.

મારે ઝટપટ!
ઝટકે પંજો મારે ઝટપટ! ચટપટ ચીરે ફાડે ઝટપટ!
અટપટ કેસ ઉલારે ઝટપટ! પટપટ પેર પછાડે ઝટપટ!
અટકે ઝટપટ, છટકે ઝટપટ! વિકટ વિકટ થઇ વિટકે ઝટપટ!

વીર ઉથીંતા,
વંકા વાંગડ વીર ઉથીંતા,
ભેઠ બધી ભડવીર ઉથીંતા, રણધીંગા રણધીર ઉથીંતા,
રતા મતારા મીર ઉથીંતા, ખણી તરારૂં તીર ઉથીંતા,
બખ્તર-બંધ અમીર ઉથીંતા, નરવંકેં જા નીર ઉથીંતા,
ખોંખારા કો ખણી ઉથીંતા, હથ સીને તેં હણી ઉથીંતા,
મુડસ મુચ્છ મોડ ઉથિયેંતા. તરારિયું રોડ ઉથિયેંતા.

શાહ ચડેતો,
શૂર એગડો શાહ ચડેતો,
મહમ્મદશાહ શિકાર ચડેતો, હાથીડ અસવાર ચડેતો,
શેર મથે સરદાર ચડેતો, લશ્કર લારોલાર ચડેતો,
રણડંકે તેં તાન ચડેતો, સાવજ તેં સુલતાન ચડેતો.

ત્રાડ કરેતો,
સાવજ સામે ત્રાડ કરેતો, રણકેસરિયો રાડ કરેતો,
મુડસેં કે પડકાર કરેતો, જાણું પ્હાડ પુકાર કરેતો,
હેકલિયો હુંકાર કરેતો, માટી મારોમાર કરેતો.

સડડ સડાકે!
સાવજ સૅલ્યો સડડ સડાકે! હાથીડ તેં હડડ હડાકે!
ત્રટકયો કેડો તડડ તડાકે! કંધ મથે પ્યો કડડ કડાકે!
યાર ઉલારે ઝડડ ઝડાકે! પુચ્છ પછાડે ફડડ ફડાકે!

પગ વિછટેંતા,
પરાવતેં જા પગ વિછટેંતા, ડગલેં પાછેં ડગ વિછટેંતા,
સૂરેં જા સાગર વિછટેંતા, વંકડિયેં જા વર વિછટેંતા,
હાથી જા હિંયડા વિછટેંતા, હુંકેં હાથામા વિછટેંતા.

રાણ ભજેંતા,
ઘોડેં જા ઘમસાણ ભજેંતા,
ભણુકીને કેકાણ ભજેંતા, પુઠિયા છડે પલાણ ભજેંતા,
ખનાં વિસારે ખાન ભજેંતા, મુડરા છડે મેધાન ભજેંતા,
મૂછડિયારા મૅાર ભજેંતા, એંપટ ખૅારાખૅાર ભજેંતા,
આખડંધા કો ઉથી ભજેંતા, ભજ પઈ સે ડિસી ભજેંતા,
ઉમરા ઉત્ત અમીર ભજેંતા, મુઠિયું બધી મીર ભજેંતા,
તેલીખાં તંબોલીખાં ને તીરમારખાં તીર ભજેંતા.

રાજ ધુએતો,
ગરવીલો ગજરાજ ધુએતો, મધ મત્રલો સાજ ધુએતો,
બડો બેગરો રાજ ધુએતો, અધિપત થ્યો મોથાજ ધુએતો,
શાહન જો સિરતાજ ધુએતો, તંજે સિરજો તાજ ધુએતો,
સજો અંબાડી સૅાત ધુએતો, સામે ડિસંધે સૅાત ધુએતો.

આયો ટાણું,
અજબ અણીજો આયો ટાણું, ખરાખરીજો ખેલ રચાણું,
સાવજજો સૂંસાટ સુણાણું, પંજો કેસર જો પરકાણું,
કચ્છજો વીરકુમાર ડિસાણું, ઘોડલિયે અસવાર ડિસાણું,
લટિયર લાલ જુવાન ડિસાણું, કુંવર કનૈયો કાન ડિસાણું.

વીર અચેતો,
મોસર ફુટંધો વીર અચેતો, તડતડંધો કર તીર અચેતો,
કુડાંઇંધો કેકાણુ અચેતો, જાલમ તેં જમરાણુ અચેતો,
કાર મથે કર કાર અચેતો, સગીર ને સુકુમાર અચેતો,
કરમી રાજકુમાર અચેતો, સાંગ ખણી સરદાર અચેતો,
ખેંગ મથે ખેંગાર અચેતો, કચ્છ જો તારણહાર અચેતો.

સાંગ છુટેતી,
સાવજ મથ્થે સાંગ છુટેતી,
સબકે ભેરી સાંગ છુટેતી, અજબ અનેરી સાંગ છુટેતી,
કાતલ કેડી સાંગ છુટેતી! નાંગણ જેડી સાંગ છુટેતી!
માણુકમેરી સાંગ છુટેતી, જગહંબેરી સાંગ છુટેતી!

પાર વિંએતી,
પેલે ઝટકે પાર વિંએતી, ઓઠી આરંપાર વિંએતી,
કેસર સંધે કિપાર વિંએતી, સાવજ વિંધે સરાર વિંએતી,
કરે ગઝગજો કાર વિંએતી, ભોમ ઉતારે ભાર વિંએતી.

કાળ છણેતો,
રાડ કરે વિકરાળ છણેતો, જોરાતો જુડધાર છણેતો,
કડકયો કેસરિયાળ છણેતો, જંગ છડે ઝૂંઝાર છણેતો,
કંધ હણી કંધાર છણેતો, પંજહથો પંજાર છણેતો,
જંગલ જો શણગાર છણેતો, સિંહણજો ભરથાર છણેતો.

ઠાર થિયેતા,
ઠકા સાંગજે ઠાર થિયેતા, લડથૂડંધો લાચાર થિયેતા,
સાવજ પિંઢ સિકાર થિયેતા, પટાત પરલે પાર થિયેતા,
શાહ તડેં હુશિયાર થિયેતા, હુનેં મથે હૉધાર થિયેતા,
'રાવ' ખરો ખેંગાર થિયેતા, કચ્છડે જો જયકાર થિયેતા.



## ઊ ડીં વેઆ

ઊ ડીં વેઆ ઊ ડિત વઇ, ઊ સરતિયેં જી સટ વઇ,
ઊ પાગ વંકા પેચ ને, ઊ રાગ જી રંગત વઇ;
ઊ નિત નવલા રંગ બ્યા, ઉછરંગ અંગ ઉમંગ જા,
ઊ જોમ જોબન-જંગ જા, ઊ લગન-અગન ઉલટ વઇ.
ઊ ડીં વેઆ ઊ ડિત વઇ.

ઊ ડીં વેઆ ઊ સીં વેઆ, ઊ નિડર નર નામી વેઆ,
ઊ મન-મિઠા મેડા અને, મોંઘા અમીં જા મીં વેઆ;
ઊ ખિલું ને ખેટા વેઆ, ઊ નાજ ને નખરા વેઆ,
ઊ નીર મુલતાની વઇ બ્યા, કેર જાણે કીં વેઆ?
ઊ ડીં વેઆ ઊ સીં વેઆ.

ઊ ડીં વેઆ ઊ પલ વઇ, ઉત્તર ડઇ ભો બ્યો ફરી,
ઊ થંભ પગ જા થેઆ થર થર, નકર ગૂડા બ્યા ગરી;
ઊ તોર ને તાકાત બ્યા, ઊ બંધ છાતી જા છુટા,
ઊ કેસ કારા ભમર બ્યા, ને કમર બેવડ વઇ વરી.
ઊ ડીં વેઆ ઊ પલ વઇ.

ઊ ડીં વેઆ દૃષ્ટિ વઇ, ઊ સ્નેહ જી સૃષ્ટિ વઇ,
ઊ હેતભર હિંયડા વેઆ, ને વલપ જી વૃષ્ટિ વઇ;
ઊ હરખ જી હસ્તી અને ઊ મરક મલ-કુસ્તી વઇ,
ઊ તંદુરસ્તી તેજ ને મન મસ્ત જી મસ્તી વઇ.
ઊ ડીં વેઆ દૃષ્ટિ વઇ.

ઊ ડીં વેઆ ને ડંધ વ્યા, હી ઓખલી સૂરત રઇ,
ને ખોખલી કાયા થઇ ને, ચોખલી વરતી વઇ;
ઊ ગુલ-ગુલાબી ગાલડ્યું, નવરંગ રાતડિયું વઇયું,
ઊ ચાલ વઇ ચટકો વેઓ, ને ઢાલ ટિપ્પર મેં પઇ.
ઊ ડીં વેઆ ઊ પલ વઇ.

ઊ ડીં વેઆ ઊ પલ વઇ, ઊ પ્યારજી પલ-પલ વઇ,
ઊ અખડિયું ચંચલ વઇયું, ચંચલ કને જી કલ વઇ;
ઊ લોડ વઇ લટકો વેઓ, ઊ કોડ કેડા કિત વેઆ ?
ચમકો વેઓ ઠમકો વેઓ, ઉમ્મર વઇ અક્કલ વઇ.
ઊ ડીં વેઆ ઊ પલ વઇ.

ઊ ડીં વેઆ ઊ હિત વઇ, પણ નિત ડિયારી નાંય વઇ,
અરમાન મ્હોબત માન, હિંયડેજી હિંયારી નાંય વઇ;
અજ ફકીરી હાલ મેં પણ અય અમીરી જી મઝા,
ઊ ખિલણ-ખેલ-ખમીર ને, અસલી ખુમારી નાંય વઇ.
ઊ ડીં વેઆ ઊ હિત વઇ, પણ નિત ડિયારી નાંય વઇ.

ꙮ

## મોહિની તિહારી હૈ—

પુષ્પ તેં સુકોમલ તું, વજ્ર તેં કઠિન મહા,
નૂતન હી તૂ હી, પુરાતન કો પૂજારી હૈ;
હાસ્ય કો ભંડાર તૂહી, જલતો પહાડ તૂ હી,
તૂ મહા ગંભીર, તૂ વિનોદ કો વિહારી હૈ;
બાલ હુ કો બાલ તૂહી, વિશ્વ કો મહાન વૃદ્ધ,
રંક અકિંચન તૂ હી, કુબેર ભંડારી હૈ;
શાન્તિ કે રચૈયા તૂ હી, ક્રાન્તિ કે મચૈયા તૂહી,
મેરે મનમોહન! યે મોહિની તિહારી હૈ.



## મુક્ત હાસ—

વેંત એક કૌપીન તેં, વિશ્વ કે સુવસ્ત્ર વારૌં,
અસ્ત્ર-શસ્ત્ર વારૌં, તેરે પ્રેમ હુ કે પાશ તે;
શ્વેત શીશ-વસ્ત્ર તે, તમામ રાજ-તાજ વારૌં,
શર્દ શશિરાજ વારૌં, આત્મ કે ઉજાસ તે;
તેરે દેહ દુર્બલ તેં, કેતે મહાકાય વારૌં!
ભવ્ય ભૌન વારો, પર્ણકુટિ કે નિવાસ તે;
તૂટે-ફૂટે દંતન તેં, મોતન કી માલ વારૌં,
પ્રાત કો પ્રકાશ વારૌં, તેરે મુક્ત હાસ તેં.



## મૈયા કા બલૈયા

તપ કે તપૈયા જપ મુક્તિ કે જપૈયા તૂ હી,
પ્રેમ કે પપૈયા લાખ-કોટિ કે લઢૈયા હૈ;

રણ કે રચૈયા રામધૂન કે મચૈયા મહા,
કામ-ક્રોધ રૂપ કાલિનાગ કે નથૈયા હૈ;
સત્ય-અહિંસા કી એક, જ્યોતિ કે જગૈયા,
મંઝધાર હુ કી નૈયા, તૂ હી પાર કો લગૈયા હૈ;
મોહન કન્હૈયા, મોહ-બંસી કે બજૈયા આજ,
મૈયા તેરા બાર બાર, લે રહી બલૈયા હૈ.



## દયાનંદ બાવની

ઓમકાર-મહિમા : કવિત

અરૂપી અકામ પરિપૂર્ણ પ્રેમ-ધર્મ-ધામ,
આદિ મેં અનાદિ નામ, એક ઓમકાર કા;
અખંડ અભેદ, જા કો વેદોંને ના પાયો ભેદ,
અભેદ અચ્છેદ, નિરાકાર નિર્વિકાર કા;
ભારત મેં ઓહી ઓમકાર કા જગાને વાલા,
પ્રકટા પુરૂષ વર, તારક સંસાર કા;
'કારાણી' કહત, ભાગ્યવંત આર્યભૂમિ તૂ ને,
પાયા હૈ પ્રસાદ, દયાનંદ કે દીદાર કા.



## શંકર કો મૂલ

રાત ચલી જાત, ઢલી જાત આંખ ભક્તન કી,
નેનોં મેં નીંદ ના સોહાત મૂલશંકર કો;
શંકર કે લિંગ પે, મચાઇ ધૂમ મૂષકોં ને,
ભેદ કછુ ભયો ના, શંકર કો કંકર કો;

